કાઠીયાવાડના સોરઠીયા પ્રજાપતિ બંધુઓની

ભાવિ પરિષદ સંબંધી

# નિવેદન

[ પત્રવ્યવહાર તેમજ રીપોર્ટ સાથે ]

卐 卐 卐

[ 'પ્રજાપતિ-પ્રકાશ'ના બારમા અંકનો વધારો ]

* * *

સંપાદક, મુદ્રક તથા પ્રકાશક:

ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

વ્યવસ્થાપકો:

હીરજી જેરામ વીસાવાડીયા

મેઘજી જુઠાભાઈ ચાંડેગળા

卐

'પ્રજાપતિ-પ્રકાશ' કાર્યાલય

૫૯/૬૫ દુર્ગાદેવી સ્ટ્રીટ,

મુંબઈ નં. ૪

---

સને: ૧૯૩૬

દેશ પરદેશના સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ બંધુઓ પ્રત્યે

# નમ્ર નિવેદન

સવિનય નિવેદન કે કાઠીયાવાડમાં આપણા સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિબંધુઓની આર્થિક પરિષદ ભરવા સંબંધી અમોએ કરેલા પ્રયત્નોની સવિસ્તર હકીકત આપ સૌ ભાઈઓની જાણ માટે અત્રે પ્રગટ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે.

કાઠીયાવાડ પ્રાંતમાં જુનાગઢ ની આપણી જ્ઞાતિ મુખ્ય ગણાતી હોવાથી તેમજ ભૌગોલીક રીતે એ સ્થળ સગવડભર્યું જણાયાથી ત્યાંની જ્ઞાતિ સાથે અમોએ પરિષદ ભરવા સંબધી પત્રવ્યવહાર શરૂઆતમાં ચાલુ કર્યો હતો. પરસ્પરનો આ પત્રવ્યવહાર પરિશિષ્ઠ નં. ૧ આપવામાં આવેલ છે.

એ વખતે જુનાગઢની જ્ઞાતિમાં બે પક્ષો હોવાની અમોને જાણ થતાં બીજા પક્ષનો પણ અમોને આ કાર્યમાં સાથ મળે એ ઇરાદાથી તે પક્ષના આગેવાનો સાથે પણ અમોએ પત્રવ્યવહાર ચાલુ કર્યો હતો જે પરિશિષ્ઠ નં. ૨ માં આપવામાં આવેલ છે.

રૂબરૂ મુલાકાતથી કદાચ પરિષદ બાબતનો ઝટ નિર્ણય આવી જશે એવું જણાયાથી અમારા એક વ્યવસ્થાપક બધું શ્રીયુત મેઘજીભાઇ જુઠાભાઇ ચાંડેગરા જુનાગઢના આગેવાનોને જઇ મળ્યા હતા. ત્યાંથી તેઓએ કેશોદ વી. બીજા સ્થળોની પણ મુલાકાત લીધેલી જેનો વીગતવાર રીપોર્ટ અમોને એમના તરફથી મળેલો છે, જેમાંથી અગત્યનો એવો ઘણો ખરો ભાગ પરિશિષ્ઠ નં. ૪ માં આપવામાં આવેલ છે

મેઘજીભાઇના પ્રથમ રીપોર્ટ પરથી કેશોદના એક અગ્રગણ્ય બંધુશ્રી પ્રેમજી ભાઇ પુંજાભાઇ દેવળીયા એમને એક પત્ર પરિષદ બાબત અમોએ લખેલો જે પરિશિષ્ઠ નં. ૩ માં આપવામાં આવેલ છે. એ પછીથી મેઘજીભાઈ કેશોદના કેટલાક આગેવાન ભાઇઓને રૂબરૂ જઇ મળેલા જેની હકીકત પરિશિષ્ઠ નં. ૫ માં આપેલી છે. જ્યારે જુનાગઢની એમની બીજી મુલાકાતની હકીકત એ પછીના ભાગમાં આપેલ છે.

મેઘજીભાઇના અભિપ્રાયની નોંધ પરિશિષ્ઠ નં. ૬ માં આપવામાં આવેલ છે.

અમોએ આ પરિષદનો પ્રશ્ન ઉપાડયો તેને આજ છ મહિના થયા. એ દરમ્યાન અમોએ જે કાંઇ કર્યું છે તે તો આ પત્રવ્યવહાર તેમજ રીપોર્ટ પોતેજ કહી દે છે એટલે એથી વિશેષ કાંઇપણ કહેવાની જરૂર અમો જોતા નથી. ઇચ્છીએ છીએ કે સુજ્ઞ વાંચક બંધુઓ આ હકીકત વાંચીને પોતાનો નિર્ણય બાંધી લેશે.

આપણાથી હલકી ગણાતી જ્ઞાતિઓમાં જ્યારે જ્ઞાતિ ઉન્નતિના પ્રયાસો થઇ

રહેલા આપણે, નીહાળીએ છીએ, ત્યારે, કાઠીયાવાડની, મુખ્ય ગણાતી જ્ઞાતિ સગવડ છતાં જ્ઞાતિ ઉન્નતિના આવા પ્રાથમિક પ્રયાસ પ્રત્યે પણ ઉદાસીનતા બતાવે એ બીના ખરેખર ખેદ ઉપજાવે એવી છે.

પરિષદનો પ્રશ્ન એ કાંઇ અમારા એકલા માટેનો પ્રશ્ન નથી. કાઠીયાવાડના સર્વે ભાઇઓના સહકાર વિના આ કાર્ય એકલે હાથે થઇ શકે એમજ નથી. આ કાર્ય જુના વિચારના આપણા વૃદ્ધ પુરૂષોનું છે તેના કરતાં વિશેષ આપણા યુવકોનું છે એવો અમારો મત છે. જુના વિચારના વૃદ્ધ પુરૂષો પરિષદના આ પ્રશ્નને ન સમજતાં શરૂઆતમાં વિરોધી વલણ બતાવે એ બનવા જોગ છે,, પણ તેમને સમજાવવું એ કાર્ય આપણા શિક્ષિત યુવકોનું છે. જ્યાં સુધી કાઠીયાવાડના યુવકો આ પ્રશ્ન પર હાથ નહિં લે ત્યાં સુધી આ પ્રશ્નનો નિવેડો આવે તેમ નથી એવી અમારી નમ્ર માન્યતા છે.

ઇચ્છીએ છીએ કે કાઠીયાવાડના યુવકો આ પ્રશ્ન વેળાસર ઉપાડી લે.

પરિષદ બાબતનો અમારો આ પ્રયત્ન આટલેથીજ અટકશે એવું કોઇ રખે માને: કાઠીયાવાડની યુવક શક્તિને જાગ્રત કરવાનો અમારો આ પ્રયાસ છે. પ્રભુ અમારી ઇચ્છા પાર પાડે એ વિનંતી.

છેલ્લે જે જે બંધુઓએ અમારા આ પ્રયાસ પ્રત્યે પોતાની સહાનુભુતિ છે બતાવી એ સર્વનો અત્રે અમો આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે પોતાની એ શુભ લાગણી ભવિષ્યમાં પણ તેઓ ચાલુ રાખશે

'પ્રજાપતિ-પ્રકાશ' કાર્યાલય
૫૯/૬૧: દુર્ગાદેવી સ્ટ્રીટ,
મુંબઇ, તા. ૨૮-૫-૧૯૩૬.

લી૦ સેવકો;
'પ્રકાશ'ના કાર્યકર્તાઓ.

## અનુક્રમણિકા

પરિશિષ્ટ નં. ૧ :

## જુનાગઢ સાથેનો પત્રવ્યવહાર

[ ૧ ]

જા. નં. ૪૬ મુંબઈ તા. ૨૮-૧૧-૧૯૩૫

શ્રીયુત પટેલ જેઠાભાઇ ધના ફટાણીઆ,
શ્રી. કરસન ભુરા છાંયા,
શ્રી. અરજણ જીણા ફુકડીયા,
શ્રી. કાના ભીમા રાવત,
શ્રી. ધનાભાઇ જોગીયા,
શ્રી. હરજીભાઇ હીરા ભરડવા તથા જુનાગઢની
નાત સમસ્ત જોગ,
મુ. જુનાગઢ. (કાઠીયાવાડ.)

સવિનય નિવેદન કે આપણી જ્ઞાતિનું આ પ્રથમ પત્ર 'પ્રકાશ' ને પ્રગટ થયાને આજ પાંચ માસ થયા તે આપ સૌ ભાઇઓ સારી રીતે જાણો છો. આ ટાઇમ દરમ્યાન કાઠીયાવાડના જુદાજુદા ભાગના જે જે ભાઇઓના સમાગમમાં આ પત્રદ્વારા અમો આવ્યા તે ઉપરથી અમો જાણી શક્યા છીએ કે આપણી સોરઠીયા જ્ઞાતિનું એક બંધારણ થાય અને આપણા સોરઠીયા ભાઇઓ ઉંચા આવે એમ સૌ ભાઇઓ ખરા અંતઃકરણ પૂર્વક ઇચ્છે છે, પણ દરેક લાગણીવાળા ભાઇઓ સૌ પોતપોતાની સંસારની વી. ની અનેકવિધ મુંઝવણોમાં મુંઝાએલા પડ્યા હોવાથી જ્ઞાતિબંધુઓના ભલા ખાતર જ્ઞાતિ સેવા કરવા તરફ કોઇ ધ્યાન આપી શકતા નથી. આવી જ રીતે આપણી જ બેદરકારીને લીધે બીજી જ્ઞાતિઓની દ્રષ્ટિએ આપણી જ્ઞાતિ ઘણી જ પછાત રહેલી છે. આપણાથી હલકી ગણાતી જ્ઞાતિઓ જમાનાને અનુસરીને પોતાની જ્ઞાતિની ઉન્નતિના માર્ગોનો વિચાર કરે છે ને તે માટે પરિષદ સંમેલન કે ન્યાત મેળાઓ અવારનવાર ભરીને જુદાજુદા ભાગના ભાઇઓને એકત્ર કરે છે, અને નાના મોટા કે ગરીબ તવંગર સૌ ભાઇઓનું ભલું કેમ થાય તેની જુદીજુદી યોજનાઓ ઘડીને તેનો અમલ કરે છે. જ્યારે આપણે જ્ઞાતિના આવા હિતના કાર્ય તરફ અત્યાર સુધી કંઇ પણ એકત્ર ધ્યાન આપ્યું નથી એમ કહો તો ચાલે. પણ હવે જમાનો એવો આવ્યો છે કે આવા કાર્ય તરફ આપણે હવે ધ્યાન આપવા સિવાય ચાલે એમજ નથી જગતનો એવો અચળ નિયમ જ છે કોઇ પણ વસ્તુ એકની એક સ્થિતિમાં તો રહી શકતીજ નથી. પ્રત્યેક ક્ષણે આપણી સ્થિતિનું રૂપાંતર થયા જ કરે છે. જે સબળ વસ્તુ છે તે જ આ જગતમાં ટકી રહે છે, જ્યારે નિર્બળ વસ્તુ આસ્તે આસ્તે હતી ન હતી થઇ જાય છે. દશ દશ કે પચ્ચીસ પચ્ચીસ વર્ષો પહેલાંની આપણી જ્ઞાતિની—આપણા ભાઇઓની—સ્થિતિ તપાસો ને અત્યારની આપણી સ્થિતિ સાથે સરખાવી જુઓ, કે એમાં કેટલો આસ્માન જમીનનો તફાવત જણાય છે. તે વખતે આપણે સમૃધ્ધ હતા. ભાગ્યવાન હતા. કારણ કે આપણું સંગઠન હતું, આપણે એકત્ર હતા, આપણામાં ભાઇચારાની લાગણી હતી. આપણામાંથી એ વસ્તુ નીકળતી ગઇ તેમ તેમ આપણે ઘસાતા ગયા ને આવી હલકી દશાને પામ્યા. હજી

પણ આપણે આપણી સ્થિતિ નહિં તપાસીએ તો આનાથી પણ હલકી દશાને પામીશું.

ભાઇઓ, આ સર્વ બાબતોનો વિચાર કરી તેનો અમલ કરવાની હવે જરૂર છે. એકઠા મળીને વિચાર કરવાનું કામ આપણી જ્ઞાતિના (કાઠીઆવાડના) જુદાજુદા ભાગના પટેલો તથા આગેવાનોનું છે. એટલે કોઇ સુઅવસરે આવા જૂદા જૂદા ભાગના આગેવાનોને એકત્ર કરવામાં આવે તો આપણી નાતનું આ ગાડું (!) કંઇક સરાણે જરૂર ચડે એવું અમો માનીએ છીએ.

નજીકમાં નજીકનો એવો સારો અવસર જુનાગઢના મહાશિવરાત્રીના મેળાનો આવે છે, જે વખતે જુદે જુદે ઠેકાણેથી આપણા ઘણા ભાઇઓ મોટી સંખ્યામાં ત્યાં આવીને એકઠા થાય છે. આવા મોકાને વખતે જ જો જુદા જુદા આપણા આગેવાનોની એક પરિષદ (સભા) નો બે ત્રણ દીવસનો કાર્યક્રમ ગોઠવવામાં આવે અને તેમને ખાસ આમંત્રણો મોકલી બોલાવવામાં આવે તો એક પંથ ને બે કાજ જેવું આપાનું કામ સરળ થઇ જાય.

ભાઇઓ, આજ કારણથી આ પત્ર લખવા અમો પ્રેરાયા છીએ. આવા કામમાં સો બસો રૂપીઆનો ખર્ચ રહેજમાં થઇ જાય એ અમો સમજીએ છીએ. પણ આપણી જ્ઞાતિનું સંમેલન કે પરિષદ જો બોલાવવામાં આવે તો એક ઉત્તેજન તરીકે આફ્રિકાના બે ઉત્સાહી ભાઇઓ એ ફંડમાં રૂ. ૨૫૦ અઢીસોની રકમ આપવાને તૈયાર છે. અને કામ જો એક વખત સરાણે ચડે તો તો પછી એવા બીજા ઘણા ઉત્સાહી ભાઇઓ નાતના આવા ફંડમાં ભરવા તૈયાર થશે એમ અમારૂં માનવું છે. આવા કામમાં ફક્ત આગેવાન કાર્યકર્તાઓએ જ આગળ આવવાની જરૂર છે. જો આગેવાનો બ્હાર પડે તો તો પૈસાની બીજી મદદો જરૂર આપણને મળી જ રહેશે.

જુનાગઢના મેળા વખતે આવી સભા બોલાવીને તેનું કામકાજ તથા બીજી વ્યવસ્થા રાખવાનું જો આપ સૌ ભાઇઓ ઉપાડી લેતા હો તો અમો પણ અમારાથી બનતી સેવા ત્યાં હાજર થઇને આપવા અમો તૈયાર જ છીએ. આવી સભાનો જમવા કરવા વી. નો ખર્ચ ઉપર જણાવેલી ફંડની રકમમાંથી જ થશે. ત્યાંના કોઇ પણ ભાઇ ઉપર આ બોજો પડશે નહિ. આપણે તો જ્ઞાતિની સેવા બજાવે એવા આગેવાન કાર્યકર્તાઓની જ જરૂર છે.

જ્ઞાતિ સેવાનું આ કાર્ય આપ સૌ ભાઇઓ જરૂર ઉપાડી લો એવી આપને આગ્રહપૂર્વક અમો વિનંતી કરીએ છીએ. અને માનીએ છીએ કે જ્ઞાતિ સેવાનો આ અમુલ્ય અવસર તમો ભાઇઓ ચુકશો તો નહિજ.

ત્યાંના મેળાને હજી અઢી મહિનાનો ટાઇમ છે અને બીજી ઘણી બાબતોની વ્યવસ્થા કરવાની આપણને જરૂર પડશે, તો આ પત્ર-અમારી આ વિનંતી-ઉપર વિચાર ચલાવી તેનો યોગ્ય અને સંતોષકારક જવાબ જેમ બને તેમ જલદીથી અમારા ઉપર લખી મોકલવા મહેરબાની કરશોજી. એજ વિનંતી.

લી. સેવકો,

સંપાદક તથા વ્યવસ્થાપકો.

[ ૨ ]

જા. નં. ૬૬ મુંબઇ તા. ૧૮-૧૨-૧૯૩૫

શ્રીમાન પટેલ જેઠાભાઇ ધના ફટાણીઆ,

તથા જુનાગઢની જ્ઞાતિ સમસ્ત જોગ,

મુ. જુનાગઢ. (કાઠીયાવાડ)

સુવિનય નિવેદન કે ગઇ તા. ૨૮-૧૧-૩૫ ના દીને લખેલો અમારો પત્ર નં. ૪૬ આપને મળી ગયો હશેજ. અમારો એ પત્ર ત્યાંના આપણા સૌ જ્ઞાતિભાઇઓ સમક્ષ વાંચી જતાઓ હશેજ. એ પત્ર લખ્યાને આજ વીસ દીવસ થયા છતાં પણુ તેનો આપના તરફથી કંઇ પણ જવાબ નથી તેમજ તેની પહોંચનો પત્ર પણ આપના તરફથી આવેલ નથી તેથી અમો ચિંતા કર્યા કરીએ છીએ.

જુનાગઢના મેળાને હવે ફક્ત એજ મહિનાનો ટાઇમ બાકી રહ્યો છે અને આપણે તૈયારીઓ ઘણી કરવાની છે, તેમજ જુદા જુદા ભાગના આપણી કાઠીયાવાડની જ્ઞાતિના અગેવાનો તથા પટેલોને ખાસ આમંત્રણો વી. મોકલવા પડશે તેમજ તેને અંગેની બીજી ઘણી ઘણી તૈયારીઓ અમોને કરવી પડશે, તો આ બાબત તાકીદની સમજી અમારા આગલા પત્રમાં લખેલી બાબતનો સંતોષકારક જવાબ વળતી ટપાલે તુરત લખી મોકલવા મહેરબાની કરશોજી.

જ્ઞાતિભાઇઓની સેવા કરી જ્ઞાતિની ઉન્નતિ કરવાના આશયથીજ આ કાર્ય અમોએ ઉપાડ્યું છે. અમોને અંગત કંઇ પણ લાભ નથી. તો અમારા આ કાર્યમાં જુનાગઢના સૌ જ્ઞાતિભાઇઓ અમોને સાથ આપવા જરાવ પાછી પાની નહિં કરે એમ અમો ખાત્રીપૂર્વક માનીએ છીએ. જવાબ તુરત લખશોજી.

એજ વિનંતી. લી. સેવકો,

સંપાદક તથા વ્યવસ્થાપકો.

---

[ 3 ]

સં. ૧૯૯૨ ના પોષ સુ ૧ ને શુક્રવાર

સ્વસ્ત શ્રી મુંબઇ મહા શુભ સ્થાને પુન્ય રાશે પ્રજાપતિ આઇશ્રી ડાહ્યાભાઇ આણંદજી ચાવડા તથા હીરજી જેરામ પીસાવાડીયા તથા મેઘજી જુઠાભાઇ ચાંડેગળા તથા જ્ઞાતિ સમસ્ત સાત સર્વેના પરિવારની ચી: ઘણી હોજો. ઇશ્વર કમાણીમાં સદાય બરકત આપે એવું સદાને માટે ઇચ્છનાર જોગથી જુનાગઢથી લી. જ્ઞાતિ સમસ્ત હ. જેઠા ધના તથા અરજણ જીણા તથા કાના બીમા તથા કરસન જીવા તથા નથુ રૂડા તથા જ્ઞાતિ સમસ્તના ઘણી ખુશીના વખતે રામ રામ વાંચશો. બીજું લખવાનું કે આપના તરફથી પત્ર બે મળ્યા. અમો વાંચી ઘણા ખુશી થયા છીએ તે વળી પણ ખુશીના પત્ર લખવા મહેરબાની કરશો. વિશેષ લખવાનું કે આપે મહાશીવરાત્રીના મેળા ઉપર સંમેલન (સભા) ભરવાનું લખ્યું તે વાંચી અમે બહુ જ ખુશી થયા છીએ કે અમારા પણ અહોભાગ્ય કે જ્ઞાતિશ્રીનાં અમને પણ દર્શનનો લાભ મળે ને આવા મોટા મેળા ઉપર જ્ઞાતિ ભાઇઓ આવે તે ઘણું જ સારૂ ? પણ હાલનો સમય ઘણોજ બારીક છે તે આપ જાણો છો. વળી શીવરાત્રીના મેળા ઉપર આપણી જ્ઞાતિને તે શીવાય બીજી જ્ઞાતિના માણસો પણ આપણા જ્ઞાતિ ભાઇઓ ભેળા હોયજ અને આ શીવરાત્રીના મેળા

ઉપર દર વર્ષે ૧૦૦૦થી ૧૨૦૦ માણસ સુધી આપણા જ્ઞાતિ ભાઇઓ પધારે છે. વળી બીજું કે આપના વડીલોએ એટલે રામજી વશરામ પટેલ તથા આણંદ આવડા આવેલ અને તેણે શીવરાત્રીના મેળામાં જે જ્ઞાતિ ભાઇઓ આવેલ તેને જમણવાર આપેલ પરંતુ તેમાં જમવા વખતે આપણા જ્ઞાતિ ભાઇઓ બહારથી આવેલા તેની સાથે બીજી જ્ઞાતિ અને સહને આવેલ. હવે જમવા વખતે અમારે કયો ઉપાય લેવો. માટે તે વખત શું કરો હતો જેથી કોઇ બાબતનો વાંધો આવ્યો નહિ પણ આ સંમેલન (સભા) ભરવાને લીધે જ્યારે વધારે માણસ થઇ જાય તો તેના માટે જોઇની સગવડ ખાવા પીવા તથા પાથરણ પથારી વીગે કરવી જોઇએ કેમકે અંહી આપણી જ્ઞાતિનું ઓછામાં ઓછું ઘર ૮૦ ને આશરે છે. ત્યાં પણ દરેક ઠેકાણે પાંચ પચીસ મહેમાનો હોય જ તો આ સગવડ ઉપાડવાને માટે જુનાગઢની જ્ઞાતિ અત્યારે વખતના પ્રમાણમાં ખર્ચ ઉપાડી શકે તેમ નથી. તેમ આપણા જ્ઞાતિ ભાઇઓ સહને આવે તેમ પણ જણાતું નથી તેમ કરાવી ફાળો કરીને મંડાવી જાય તો પણ પાછા એમાંથી કોઇકજ આપે અને બાકીના આપે તેમ નથી કેમકે અમોએ અંહીઆ આપણા કાઠીયાવાડી ભાઇઓ પણીક જગ્યાએ ભેગા થયેલ તેમાં કોઇકજ ઠેકાણે ને વીશેના ખર્ચ આગેવાનોકે ભોગવવા પડયા છે. માટે તેમ આ વખતના પ્રમાણમાં કરાવી કોઇ પણ આપવાવાળા આપે પરંતુ સેવા કરી અને ખવરાવવુ પીવરાવવું તથા સેવામાં ઉભું રહેવું એ પણ આજ કોઇનો ભરોસો પડતો નથી. વળી આપણા જ્ઞાતિભાઇઓમાં હાલ કેવા સંપ છે તે પણ આપ જાણો છો તેમ આપણી જ્ઞાતિ બીજાને ખર્ચ આપી સેવા કરાવી શકીએ તેમ પણ બનવું કઠણ છે. જે આપ જેવા ગૃહસ્થો કરવા માગે તો કરી શકે વળી અંહી જુનાગઢને વીશે બે પક્ષ છે તે આપ સારી રીતે જાણો છો અને તેના તરફથી આપને લખાણ પણ હોવાંજ જોઇએ. પરંતુ અમારા દીલમાં તે વીશે બીનભાવ કાંઇ પણ નથી અને તેમ સામા પક્ષવાળા આ વીશે આગેવાન થઇ કામ ઉપાડવા માટે હીંમત ધરે તો અમારાથી પણ જે બનશે તે સેવા કરશું અને જે પ્રમાણે આપ કહેશો તેમ ઉભા રહેશું અને અમારાથી બનતી સેવા બજાવવા તૈયાર રહેશું. વળી આજના જમાના પ્રમાણે બાપ દીકરાનું કહેવું માનતો નથી અને દીકરો બાપનું કહેવું કરતો નથી એવો સમય છે તો આવા વખતની અંદર આપ જેવા ગૃહસ્થ માણસોએ જ્ઞાતિભાઇઓના હીત માટે જે કામ હાથમાં લીધું છે તો તે કામ ઇશ્વર કૃપા કરે અને આપને યશ મળે તેમાં અમો પણ બહુ ખુશી છીએ. માટે આ ઉપરથી આપને શીવરાત્રીના મેળા ઉપર પધારવાનું છે કે આગળ પાછળ પધારવાનું છે? કેમકે શીવરાત્રીનાં મેળા ઉપર ૫૦૦ માણસ આપણા જ્ઞાતિભાઇઓ ધારો તો તેની સાથે બીજું ૨૦૦ માણસનો હોયજ તેમ આ સંમેલન (સભા) ભરવાના અંહી કાઠીયાવાડમાં એટલે જુનાગઢમાં આપણા જ્ઞાતિભાઇઓને તમામ ખબર થઇ ગયા છે તો માણસ લગભગ એકદમ વધારે પડતું થવાનો સંભવ રહે છે માટે આ વીશે આપ

વિચાર કરી યોગ્ય ખુલાસો દેવા કૃપા કરવા મહેરબાની કરશો કેમકે ઓછામાં ઓછો ખર્ચ રૂા. ૨૦૦૦) બે હજાર સુધી થવા સંભવ રહે છે. કારણ કે જુનાગઢનું નામ પડે એટલે ન કોઇ દીવસ નીકળતા હોય તે પણ આવ્યા વગર રહેજ નહીં ને આવેજ એટલે ખર્ચ જરૂર વધે. બસ એજ.

દઃ ડાહ્યા જેઠા ફટાણીયા.

---

[ ૪ ]

જા. નં. ૭૬. મુંબઇ તા. ૩૧-૧૨-૧૯૩૫.
શ્રીમાન પટેલ જેઠાભાઇ ધના ફટાણીયા
તથા જુનાગઢની જ્ઞાતિ સમસ્ત જોગ,
મુ. જુનાગઢ (કાઠીયાવાડ)

સવિનય નિવેદન કે આપનો તીથી પોશ શુદ ૧ નો લખેલો પત્ર અમોને મળ્યો, વાંચી બીના જાણી છે. આપનો પત્ર વાંચી જોતાં અમોને જણાય છે કે એકંદરે આપની ગેરસમજ થઇ છે. અમો જે સભા બોલાવવાની અત્યારે વાત કરીએ છીએ તે 'સંમેલન' ની નહિં પણ ભવિષ્યનું 'સંમેલન' (ન્યાત મેળો) ભરવા માટે વિચાર કરવા કાઠીયાવાડની આપણી જ્ઞાતિના જુદા જુદા ભાગના પટેલો તથા આગેવાન ચોવટીઆઓની એક પરિષદ એટલે કે એક સભા. આગેવાનોની સંખ્યા આપણે કદાચ પાંચસોથી છસોની ધારીએ તો તેમાં કાંઇ આટલો બધો ખર્ચ થાય નહિ. આપ જે ખર્ચ ઓછામાં ઓછો રૂ. ૨૦૦૦ બે હજારનો બતાવો છો તે મોટા ન્યાતમેળામાં થાય તે બરોબર છે; જો કે અમો તો તેથી પણ વિશેષ ખર્ચ તેમાં થાય એમ માનીએ છીએ. આવો મોટો ખર્ચ તો આપણે ભવિષ્યમાં કરવાનો રહેશે. તેની અત્યારે ચીંતા કરવાની આપણે જરૂર નથી અત્યારે તો મેળા વખતે આગેવાનોની સભા જે બોલાવવાની આપણે વાત કરીએ છીએ તેની જ ચીંતા આપણે કરવાની છે; અને તેનો ખર્ચ કાંઇ વધુ આવે એમ અમે ધારતા નથી. પાંચસોથી છસો આગેવાનોને આપણે ખાસ આમંત્રણથી ત્યાં બોલાવીએ તો તેમનો એ દહાડાનો ખાધાખર્ચનો આંકડો કેટલો ધારો છો? જો કે બીજા નાતીલાઓ હજારથી દોઢ હજાર મેળામાં હાજર દર વર્ષે થાય છે પણ તેમનો ખર્ચ ને વ્યવસ્થા તો દર વરસે થાય તેમજ થતી રહે. આપણે તો જે આગેવાનોને ખાસ આમંત્રણથી તેડાવીએ તેની જ વ્યવસ્થા ને ખર્ચ આપણે કરવાનો રહે છે. પછી આવા આવેલા આગેવાનોની ખાવાપીવાની વ્યવસ્થા સૌ નાતીલા ભેગી રાખો કે જુદી રાખો તેને માટે અમોને ખાસ કાંઇ વાંધો નથી. એ બાબત નક્કી કરવાનું આપના ઉપર અમો છોડીએ છીએ. દર વર્ષ મેળામાં જે નાત તરફથી ખર્ચો થાય છે તે જુદો રાખો; પણ સભાનો ખર્ચ રૂા. ૨૦૦ થી ૨૫૦) અઢીસો સુધીનો અમો ધારીએ છીએ. કદાચ પચાસ કે સો રૂપીઆ ખર્ચ વધે તો તેમાં પણ આપણું કાર્ય કંઇ અટકે તેમ નથી. જો નાતીલા તથા આગેવાનોની વ્યવસ્થા ભેગી રાખોતો પણ નાતને જે વધુ ખર્ચ થાય તે આ 'સંમેલન ફંડ'ની રકમમાંથી આપી દેવાય. સમજો કે સભા માટે ખાસ તેડાંથી છસો આગેવાન ભાઇઓને આપણે બોલાવ્યા તો

તેમાં બધાતો નજ આવી શકે. તેમાં ત્રણસોથી ચારસો લગભગ આવીને હાજર થાય. આમાંના અરધા તો દર વરસે જેમ આવતા હોય તેમ આવે, એટલે ખાસ આમંત્રણથી તો બસોથી અઢીસો આગેવાનો આવે. આવી સભાને લીધે કદાચ પચાસ સો નાતીલા વધુ આવે એ બનવા જોગ છે. એકંદરે ચાલુ દરવર્ષની વ્યવસ્થા કરતાં બેહુદ બોજો વ્યવસ્થાનો વધી પડે એમ અમો માનતા નથી. નવું કામ ઉપાડવામાં આપણને મુશ્કેલી આવે પણ જે દરવર્ષનું ચાલુ કામ છે તેમાં વધુ સંખ્યાને લીધે વ્યવસ્થાનો બોજો વધી પડે એટલું જ. બાકી પાંચ પચાસ રૂપીઆનો ખર્ચ વધી પડે તો કાંઇ કામ અટકી પડે તેવું નથી.

બીજું ત્યાંની નાતમાં હાલ બે પક્ષ છે તે અમો પણ જાણીએ છીએ. જ્યાં નાત છે ત્યાં એક કે વધુ પક્ષો હોય, પણ તેથી કાંઇ નાતના હીતનાં કામ બંધ નથી પડી રહેતાં. બીજી નાતમાં જુઓ. ત્યાં તો ચાલુજ રહે છે. આપણેજ ફક્ત આપણી નાત તરફ અત્યાર સુધી બેદરકાર રહ્યા છીએ. કોઇ કાર્યમાં એક વખત આપણને વિજય ન મળે તો તેથી નિરાશ ન થવું જોઇએ, તેમ કામ પડતું પણ ન મુકવું જોઇએ ફરી ફરી યત્ન ચાલુ રાખવાથીજ કાર્યો સફળ થાય છે. ત્યાંના બીજા પક્ષની તમો જે વાત લખો છો, તો આવા નાતહીતના કાર્યમાં તે પક્ષ આડો પડશે એમ અમો નથી માનતા. તે પક્ષ તરફ આપને ભિન્નભાવ નથી એ વાંચી અમો ઘણા રાજી થયા છીએ. એ બીજા પક્ષમાં પણ સમજુ ભાઇઓ તો હશેજ; તો તેઓ પણ આપણા આ કાર્યમાં જરૂર આપણને ટેકો આપશેજ એમ અમો માનીએ છીએ. એ કાર્યને માટે પણ અમો અમારાથી બનતી તજવીજ કરી છુટશું. નાતહીતનું કામ કે જેમાં બધાવ નાતીલાનું હીત સમાએલું છે એ કામ કાંઇ આવા કારણોથી બંધ રાખી શકાય નહિંજ એમ અમો માનીએ છીએ.

હવે આપણે જ્ઞાતિના આગેવાનોની સભા કેવી રીતે બોલાવવાની છે તે વીગતવાર આપને નીચે પ્રમાણે જણાવીએ:–

(૧) મહાશીવરાત્રિ મહા વદ ૧૪ ને શુક્રવારે (૨૧–૨–૩૬) આવે છે. તો આપણે સભાનો કાર્યક્રમ (પ્રોગ્રામ) તેની બે દહાડા અગાઉનો એટલે કે મહા વદ ૧૧ ને ૧૨ વાર મંગળ તથા બુધનો બે દીવસનો રાખવો, અને જાહેર પણ તે મુજબજ કરવું. કદાચ કામ બે દહાડામાં ન આટોપાય તો ત્રીજો દહાડો લંબાય એ જુદી વાત છે

(૨) આખા કાઠીવાવાડ પ્રાંતના જુદાજુદાં ગામડાઓ તથા શહેરોનાં પટેલો તથા ચોવટીયા વી. આગેવાનો હોય તેવા દરેક ભાઇને છાપેલાં આમંત્રણો મોકલી સભામાં હાજરી આપવા માટે તેમને વિનંતી કરવી. બને તો સાથે સાથે એક નિવેદન પત્ર છપાવી મોકલવું જેમાં આપણે જે કામ ઉપાડ્યું છે તેની ટુંકી મુદ્દાસરની વીગત દર્શાવવી. સભાનો બે દીવસનો કાર્યક્રમ હોય તે આમંત્રણ પત્રિકામાં જણાવી દઇએ તો પણ ચાલે.

(૩) આવી આમંત્રણ પત્રિકા ઉપર જુનાગઢની નાતના જે પાંચથી સાત આગેવાનો મુખ્ય ગણાતા હોય તેવાંની સહીઓ

લઇને તે સહી સાથે આમંત્રણ મોકલવું. કારણ કે નિયમ એવો હોય છે કે જે સ્થળે સભા ભરાય તે સ્થળની જ્ઞાતિના આગેવાનો તરફથી આવા આમંત્રણો (નોતરાં) જાય. બીજા નિવેદન પત્ર ઉપર ત્યાંના ગમે તેટલા ભાઇઓની સહી થાય તો હરકત જેવું નથી.

(૪) જુનાગઢમાં બે પક્ષ છે એવું કોઇને માનવાને પણ કારણ ન મળે એ માટે સામા બીજા પક્ષમાંથી પણ બે ત્રણ ભાઇઓની સહીઓ આમંત્રણમાં દાખલ કરવી; તેમજ નિવેદન પત્ર ઉપર પણ તેમના પક્ષના માણસોની સહીઓ જેટલી મળે તેટલી લેવી. આ સાથે આમંત્રણનો ખરડો તમારી જાણ માટે મોકલ્યો છે. તેમાં યોગ્ય લાગે તે ફેરફાર જણાવશો ને તેમાં જે પાંચ ભાઇઓનાં નામો પ્રગટ કરવા હોય તેમની સહી લઇને અમારા ઉપર પાછો મોકલી આપશો. બને તો સામા બીજા પક્ષના બે કે ત્રણ ભાઇઓની સહી લેશો ને જો ન બને તો પછી અમો તેમની પાસેથી પરબારી સહી મંગાવી લેવા પ્રયત્ન કરીશું. નિવેદન પત્રનો પ્રૂફ પછીથી અમો મોકલશું.

(૫) અમો અહિંથી મહા વદ ૯ ને રવિવાર તા. ૧૬-૨-૩૬ ના દહાડે સ્ટીમરમાં ઉપડી વેરાવળ થઇ બીજે દહાડે બપોરે જુનાગઢ આવીએ એમ હાલતો અમોએ નક્કી કરેલ છે.

(૬) કાઠીયાવાડના જુદાજુદા ભાગના જે જે આગેવાન પટેલો તથા ચોવટીયાઓ હોય તેમના નામઠામ તમો જાણતા હોય તેટલાના અમોને તુરત લખી મોકલાવો.

જુનાગઢની વ્યવસ્થા તમો ભાઇઓ સંભાળી લેવા તૈયાર હો તો પછી ઉપર લખેલી બાબતોની વ્યવસ્થા અમો કરી લઇશું. પરિષદની વ્યવસ્થા આપણે સંભાળવાની રહેશે. આ સાથે 'પ્રકાશ' નો સાતમો અંક મોકલ્યો છે તમારો જવાબ આવ્યો તે પહેલાં અરધો અંકતો છપાઈ ગયો હતો એટલે ચોથા પાના ઉપર અમારે ખુલાસો જાહેર કરવો પડ્યો છે તે જાણશો. 'પ્રકાશ' ના આવતા અંકમાં સભાની જાહેરાત કરવી પડશે. તેને એક મહીનાનો જ ફક્ત ટાઇમ બાકી રહ્યો છે અને તે દરમ્યાન બે ત્રણ કાગળ પત્રોનો વ્યવહાર આપણી વચ્ચે થશે માટે આ પત્રનો જવાબ વહેલામાં વહેલી તકે મોકલવા મહેરબાની કરશોજી. એજ.

લી. સેવકો,

સંપાદક તથા વ્યવસ્થાપકો.

---

[૫]

સંવત ૧૯૯૨ના પોષ શુદી ૧૧ ને શનિવાર.

સ્વસ્ત શ્રી મુંબઇ મહાશુભસ્થાને પ્રજાપતિ ભાઇશ્રી પાંચ ડાહ્યાભાઈ આણંદજી ચાવડા તથા મેઘજી જીંડાભાઇ ચાંડિગરા તથા હીરજી જેરામ ચીસાવાડીયા તથા જ્ઞાતિ સમસ્તની ચીરણજીવી ઘણી હોજો. કમાણીમાં ઇશ્વર બરકત આપે ને સદાય ચડતી કળા રાખે ને લાંબુ આયુષ્ય ઇશ્વર આપે એવું સદાને માટે ઇચ્છનાર જોગ. શ્રી જુનાગઢથી લી૦ પ્રજાપતિ જેઠા ધના તથા ........જ્ઞાતિ

સમસ્તના ઘણા ખુશીને વખતે રામરામ વાંચશો, બાદ લખવાનું કે આપનો પત્ર સં ૧૯૭૨ ના પોશ શુદી ૯ ને ગુરૂવારે મળ્યો, વાંચી વીગત જાણી અમો ઘણા ખુશી થયા છીએ. અને વળી પણ હરવખત ખુશીના પત્ર લખવા મહેરબાની કરવા કૃપા કરશો. બીજું આપે લખ્યું છે તે ઉપરથી અમોએ આંહીના આપણા જ્ઞાતિભાઇઓને ભેગા કરી આપનો પત્ર વંચાવ્યો. આપ લખો છો કે આમંત્રણથી તેડાવીએ તે માણસ પાંચસોની ગણત્રી થાય. તેમાંથી પણ પુરા ન ન આવે એવું આપનું માનવું છે. અને તેનો ખર્ચ રૂા. ૨૦૦) થી ૨૫૦) સુધીનો આપે ગણેલ છે. પરંતુ આંહી આપણા જ્ઞાતિભાઈઓનું કેવી રીતનું વાતાવરણ છે અને કેવી રીતે વર્તે છે તે આપે કોઇ વખત જોએલું નહિં હોવું જોઇએ. તો અહીં આપણા જ્ઞાતિ ભાઈઓનો એવો રીવાજ છે કે આપણે તો પટેલ અને ચોવટીઆને બોલાવવાનું આમ-ત્રણ કર્યું હોય પરંતુ આમંત્રણ લેવાવાળા પટેલને ચોવટીયા સાથે બીજા પચીસ માણસ આવેજ! તો તે વીષે તેને મેળાની ગણત્રીમાં ગણવા કે સંમેલન સાથે ગણવા? જો સંમેલન સાથે ગણીએ તો તેનો ખર્ચ વધી જાયજ અને તે પણ તેને મુકીને જમવા બેસેજ નહિં. માટે આ ઉપરથી તમો ૨૦૦ થી ૨૫૦ નો ખર્ચ ગણો છો. વળી તેની સાથે આવતલ માણસની સાથે બૈરાં છોકરાં પણ હોયજ ને બીજું આપ મેળો ૧૩ તેરસ ને ૧૪ ચૌદશ બે દિવસનો માનો છો તો આપની એ મોટી ભૂલ છે. પરંતુ આંહી શીવરાત્રિનો મેળો તો મહા વદી ૯ થી ૦)) અમાસ સુધી ગણાય છે. તેટલા દીવસ સુધી આવે છે માટે આપના લખવા મુજબ આમંત્રણથી તેડાવેલ માણસની ગણત્રી કરો અને તે પ્રમાણેજ થાગ પરંતુ શીવરાત્રિ અગાઉ દિવસ પંદર અથવા શિવ-રાત્રિ પછે દિવસ પંદર પાછળ સંમેલન ભેગું થવાનું થાય તો આપના કેવા પ્રમાણે ખર્ચ થાય. તે અમો પણ સારી પેઠે સમજીએ છીએ. વળી મેળા સંબંધે દરેક માણસને ત્યાં મેમાન હોયજ તો આ સગવડમાં ઉભું રહેવું કે તે સગવડમાં ઉભું રહેવું તે પણ દરેકને વિચારવા જેવું રીયે છે અને સંમેલન વખતે મેળામાં આવેલ હોય તે પણ ત્યાં સાંભળવા આવે ને જમવાનો વખત થાય તો તેને પણ જમવાનું કેવું જોઇએ જ. માટે આ વિષેમાં ઘણી અગવડતા આવે છે ને તેનો ખર્ચ કોનો ઉપાડવો? માટે આપ । મેળા ઉપર જ આવવા ખરો વિચાર હોય તો આપ અગાઉથી આવી આંહીના રીત રીવાજથી વાકેફ થઇ પછી દરેકને બોલાવો તો આપને ખાત્રી થાય જ અને પેલા પત્રમાં આપે લખ્યું કે ખર્ચ વિષે તમારે જુનાગઢની જ્ઞાતિ ઉપર પડે તેમ નથી તો તે બાબતમાં આપ અગાઉ આવી સગવડ કરવા કૃપા કરો તો આપના કેવા મુજબ થાય. માટે આપ આપના નામો-થી જ આમંત્રણ કરો એમાં અમો ઘણાજ ખુશી છીએ ને અમારાથી પણ હાથ જોડીને જે સેવા બનશે તેમાં સાથ આપશું.

દા. ડાયા જેઠા ફટાણીયા.

[ ૬ ]

ભ. નં. ૮૬. મુંબઈ તા. ૧૨-૧-૧૯૩૬.
શ્રીમાન પટેલ જેઠાભાઇ ધના ફટાણીયા.
તથા જુનાગઢની જ્ઞાતિ સમસ્તની સેવામાં.
મુ. જુનાગઢ. (કાઠીઆવાડ)

સવિનય નિવેદન કે મીતી સંવત ૧૯૯૨ ના પોશ શુદી ૬ ને શનિવારનો લખેલો આપનો પત્ર અમોને મળ્યો. વાંચી બીના જાણી છે. આપ લખોછો કે આમંત્રણ પટેલો તથા ચોવટીયાઓની સાથે પાંચ પચ્ચીસ માણસો કે બૈરાં છોકરાં પણ આવે (મેળો તેમજ નાત મેળાનો પ્રસંગ રહ્યો એટલે આહીંને આવે જ) એટલે માણસોની સંખ્યા બે હજારથી અઢી હજારની થાય એ બરોબર છે. જો કે આવેલા માણસોના ભોજન સંબંધી વ્યવસ્થામાં કોઇ જાતનો વાંધો આવે નહિ. પણ જુનાગઢના જ્ઞાતિ ભાઇઓના ઘરોની સંખ્યા જોતાં આવેલા માણસોના ઉતારા વિ. ની વ્યવસ્થા રાખવામાં મોટી મુશ્કેલી નડે. તેમાં વળી મહા મહિના જેવી ઠંડી ઋતુમાં તો એ કામ વધુ મુશ્કેલ થાય એ અમો પણ સારી રીતે સમજી શકીએ છીએ. જો કે મેળા વખતના ત્યાંના વાતાવરણ સંબંધી આપના લખવા મુજબ અમોને જાત અનુભવ વધુ ન હોય એ બનવા જોગ છે તો પણ એકંદરે આપના બંને પત્રોમાં જણાવેલી મુશ્કેલીઓ અમો સમજી શકયા છીએ. આ કારણથી આગેવાનોની પરિષદ (સભા) મેળા વખતે ન બોલાવતાં પંદર દિવસ આગળ કે પાછળ રાખવાના વિચાર પર ન છુટકે અમો આવ્યા છીએ. આપના એ વિચારને અમો મળતા થઇએ છીએ.

થોડો સમય હોવાને લીધે મેળાના અગાઉ સભા રાખવાનું બની શકે તેમ નથી. પણ મેળો થઇ ગયા બાદ ફાગણ માસમાં હોળી પછી વદ ૬-૭-૮ વાર શનિ રવિને સોમ તા. ૧૪/૧૫/૧૬/૩–૩૬ નો સભાનો પ્રોગ્રામ રાખ્યો હોય તો તે ઠીક પડશે. આમાં બે દહાડા અગાઉથી ત્યાં અમો આવી શકશું. આ સિવાયની હોળી પછીની કોઈ પણ બીજી તીથીઓ નકકી કરવાનું આપની સગવડ ઉપર અમો છોડીએ છીએ.

આમંત્રણો આપની સહીઓથી પ્રગટ કરવા માટે કેમ અટકો છો તેનું કારણ અમો સમજી શકયા નથી. કદાચ આપ એમ માનતા હશો કે સભા કંઇ જુનાગઢના ખર્ચે નથી બોલાવવાની એટલે ત્યાંના ભાઇઓની સહીની કંઇ જરૂર નથી. પણ આમાં આપની ગેરસમજ થાય છે. જે સ્થળે સભા કે સંમેલન ભરાવાનું હોય તો તે સ્થળના ગામના નામથીજ આમંત્રણો જાય એવો રીવાજ છે અને તેજ ઉચિત ગણાય. આ સભા અમારે ખર્ચે કાંઇ બોલાવાતી નથી પણ જ્ઞાતિના સંમેલન ફંડમાં જે રકમ ભરાઇ છે તે ખર્ચથીજ એટલે કે જ્ઞાતિના ખર્ચથીજ આ સભા બોલાવાય છે એટલે આમાં કોઇએ ઓછુ મનમાં લાવી કંઇપણ ગેરસમજ કરવાની જરૂરજ નથી. આ ઉપરાંત મંત્રીઓ તરીકે અમારી સહીઓ પણ સાથે આવશેજ. તો ત્યાંની નાત તરફથી પાંચ ભાઇઓની સહીઓ કરીને આમંત્રણ પત્રિકા અમારા ઉપર મોકલી આપવા મહેરબાની કરશો.

સભાના ખર્ચ વી. ની જવાબદારી આપના ઉપર લાદવા અમો ઇચ્છતા નથી. સભાની

પહેલાં ચાર દિવસ અગાઉથીજ બે માણસો અમારા તરફથી ત્યાં આવશે તેમને સાથે રાખીને સભાની સર્વ પ્રકારની વ્યવસ્થા યોગ્ય રીતે આપ કરાવી તેમજ કરી લેશો.

માનીએ છીએ કે અમારા ઉપરોક્ત લખાણથી આપ સૌને સંતોષ થયો હશે જ. તો સભા બોલાવવા સંબંધીનો આપનો નિર્ણય અમોને જેમ બને તેમ જલદીથી જણાવવા કૃપા કરશોજી.

અમારા આગળના પત્રમાં જણાવેલી બીજી કેટલીક બાબતોનો પણ આપના પત્રમાં કંઇ પણ ખુલાસો થએલ નથી તો એ બાબતોનો પણ સંતોષકારક જવાબ લખી મોકલવા આપને વિનંતી કરીએ છીએ.

મહાશીવરાત્રિના મેળા અગાઉ વચ્ચે એકજ અંક 'પ્રકાશ' નો આવતી પહેલી તારીખે નીકળશે એટલે તેમાં સભા સંબંધી જાહેરાત આવવી જોઇએ એજ ઇષ્ટ છે. તો આપનો નિર્ણય મોડામાં મોડા આઠ દશ દિવસની અંદર અમોને જરૂર લખી જણાવશોજી.

જ્ઞાતિ ઉન્નતિના આ કાર્ય પ્રત્યે આપ સૌએ બતાવેલ સહાનુભૂતિ માટે આપનો અમો આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આપનો એ સહકાર ચિરકાલ ટકી રહે. એજ વિનંતી. લી. સેવકો,

સંપાદક તથા વ્યવસ્થાપકો.

---

[ ૭ ]

**વિક્રમ સંવત ૧૯૯૨ના પોશ વદી ૧૦ ને રવિવાર. તા૦ ૧૯-૧-૩૬.**

સ્વસ્તી શ્રી મુંબઇ મહાસુભસ્થાને સર્વ શુભ ઉપમા લાયક શ્રીમાન પ્રજાપતિ ભાઇ ડાલાભાઇ આણંદજી ચાવડા, તથા મેઘજી જુઠા ચાંઉગરા તથા હીરજી જેરામ વીસાવાડીઆ તથા જ્ઞાતિ સમસ્તના કુટુંબ પરિવારની ચીરણજીવી ઘણી હોજો એતાનશ્રી જુનાગઢથી જ્ઞાતિ સમસ્તના ઘણા ખુશીને રામ રામ વાંચશોજી. વિશેષ સવિનય કે આપનો તા. ૧૨–૧–૩૬ નો લખેલ પત્ર મળ્યો, વાંચી વીગત જાણી. આપ લખો છો કે ત્યાંના પાંચ ભાઇઓની સહી જોઇએ એજ અને તેની સાથે અમો પણ સહીઓ કરશું પરંતુ સંમેલન વિશે જુનાગઢની જ્ઞાતિ ઉપર કાંઇ ખર્ચ પડશે નહિં પરંતુ સંમેલન વિશે આપ મારફત જે જે ફાળા થયા અને તે રકમ આપ સાહેબોએ ભેળી કરી તેના પણ તમને ખબર. વળી આપ આસરે જો કે ૨૦૦ થી ૨૫૦ રૂ. નો ખર્ચ આવશે એવું તમોએ પ્રથમ પત્રમાં દર્શાવેલ પરંતુ આ સંમેલન વિશે અમારે આંહીના બીજા પક્ષમાંથી બે જણ આવી આ વિશેની વાતચીત થતાં આપ સાહેબોએ સંમેલન વિશેના ખર્ચનું પણ તમોએ પુછેલ અને ઉપરથી તેણે અમને ૨૦૦ થી ૨૫૦ રૂ. ખર્ચ થશે એવું જણાવેલ તે વિશે આંહી અમારી રૂબરૂમાં વાતચીત કરી ગયા તો આ ઉપરથી જ્યારે સંમેલનના આવકની ખબર આપને છે, તો પછી આંહીવાળાની સહીઓ મંગાવવાની, આપને કાંઇ જરૂરીઆત રહેતી નથીજ. કેમકે ખર્ચ સંમેલનને ભોગવવો છે. આપ જેવા એ જ્ઞાતિના ભલા માટે જે. કામ હાથમાં લીધું

છે તે સફળ થશે અને આ વિશે અમારાથી પણ જે બનતી સેવા થાશે તે કરવા ઉભા રહેશું, પરંતુ અમે આ તરફના માણસો તે અભણ જેથી અમે પુરૂ સમજી ન શકીએ, જેથી અમારાથી ખુલાસાવાર સંતોષકારક જવાબ કેમ લખવો ? વળી આપે જેનો અભિપ્રાય પ્રથમ પુછેલ તે તો પુરેપુરા ભણેલ જેથી તે સમજી શકે અને તેની સહી આપ મંગાવી આમંત્રણ કરવા કૃપા કરો તો આપ સાહેબોની અમો મોટી કૃપા સમજશું, અને તેની સાથે અમો પણ અમારા તનમનથી સેવા કરવા ઉભા રહેશું. બીજું આપે પ્રજાપતિ પ્રકાશમાં પણ દરેક જગ્યાએ લખીને જાણ મોકલ્યા છે કે જુનાગઢની જ્ઞાતિ તરફથી સંતોષકારક જવાબ મળતો નથી આવું તમામ જગ્યાએ દર્શાવેલ છે; તો સાહેબ, સંમેલન કરવા વિશે તો રૂ. ૨૦૦૦) નો ખર્ચ લાગશે તોજ જુનાગઢમાં સંમેલન ભરાશે અને નહિ તો ૨૦૦ થી ૨૫૦ રૂ. માં આંહી સંમેલન ભરાશે નહિ ને પાછળથી તમારા અને અમારા દરેકના ટીકા થવાનો વખત આવી જાય. જેથી અમો તમોને સંતોષકારક કેમ જવાબ લખીએ ? અને તમો લખો છો અમારે કાઠીઆવાડ આખીની આપણી જ્ઞાતિમાં મોટે મોટે ઠેકાણે આમંત્રણ મોકલવાં છે, તો ખર્ચ ઉપર પ્રમાણે હોય તો જ બની શકે તેમ છે. વળી આપે જ્ઞાતિના ભલા માટે જે ઇચ્છા ઉપાડી છે તો આપ સાહેબોને પંદર દિવસ કે માસ એક ઓછામાં ઓછું અગાઉ આવીને જ્ઞાતિના રીતરીવાજ જાણી માહીતગાર થઇને અને આંહી જ્ઞાતિમાં પણ આપ વાકેફગાર થાવ. તે પછી અમો તમારી સાથે ઉભા રહેવા તૈયાર રહેશું. અને વળી જુનાગઢ એટલે આખા કાઠીયાવાડની આપણી જ્ઞાતિનું મૂળ સ્થાન છે ને જાત્રાનું પણ મોટું સ્થળ છે ને બહાર આપણા કાઠીયાવાડી ભાઇઓ જુનાગઢ આવવા ઇંતેજાર છે. કેમકે આપના લખાણ ઉપરથી ને જુનાગઢ આપણું મુખ્ય સ્થાનક છે તેથી માણસો ક્યારના રાહ જોઇને બેસી રહ્યા છે. આપ એમ ન સમજતા કે આમંત્રણ આપશું એટલાજ આવશે. એ વાત આપના ખ્યાલ બહાર રીયે છે કારણ કે જુનાગઢ સંમેલન ભરાય તો સંમેલન ન સમજે પરંતુ નાત ચોરાસી ભેગી થાય તેમ સમજે છે ને માણસો દરેક ગામથી જરૂર આવવાના જ અને આપ જ્યારે આંહી પધારસો તે વખત જુનાગઢની જ્ઞાતિના સંમેલન વિષે આગળ પગલાં છે કે પાછળ પગલાં છે તે આપને છેવટને માટે ખબર પડશે. આપણી જ્ઞાતિ છાપાં ઉપરથી સમજી જઇને છાપામાં લખેલી રીતભાત પ્રમાણે વર્તે તેમ નથી. પરંતુ આ વિષે જ્ઞાતિ તરફથી જ્ઞાતિ રીવાજ પ્રમાણે દાબ હોય અને પક્ષાપક્ષી બીજા ન કરે તો જ્ઞાતિનું ભલું થવામાં કાંઇ હરકત થાય તેવો સંદેહ નથી. કેમકે ગુનાયતને પડખે ન જ ચડે તો ભલું થાય. પરંતુ આપણી જ્ઞાતિનો કેવો રીવાજ છે કે જેણે ગુન્હો કર્યો હોય તેના પક્ષના સગા સંબંધી કદાપિ નહિં આપના તેના સાથે મળી જાય છે. માટે આ ઉપરથી આપે વિચાર કરવો જરૂરી છે. અને બીજું અલબત પટેલશાહી તોડી પાડો તો આ બાબત આપને વિચાર કરવા જેવું રીયે છે. કારણ કે આજ ઘર ઘરના પટેલ દરેક છે.

તેમાં પટેલશાહી છે જ ક્યાં? આતો આગળના એક નામ છે અને વળી પટેલને શું આવક છે કે ન્યાયની રીતે વર્તે છે કે નહિ તે આપ બરાબર જાણી શકો છો. પટેલ એટલે શું કે નાતિનું કાંઇ કામકાજ હોય તો તેને ઘેરે બેસીને તેની સગવડતા ઘરના પૈસાથી કરે છે અને કોઈ વખત જ્ઞાતિના પૈસાથી સગવડ કરે છે અને જે કાંઈ બે પૈસા આવે તો તે જ્ઞાતિમાં દીયે છે અથવા જ્ઞાતિહિતના કામમાં વપરાય છે. માટે પટેલો તો નામનાજ છે ને તેમાંથી કોઈક જ આપના પ્રજાપતી પ્રકાશમાં છાપીને મોકલ્યા તેના પણ હશે. પરંતુ આંહી કેટલા ને કેવા છે. આંહીના કાઠીયાવાડી ભાઇના લખાણ ઉપરથી આપ છાપીને મોકલો છો તે બહુજ ઠીક. મુંબઇની જ્ઞાતિ તરફથી કેટલા ગ્રહસ્થો પધારવાના છે? કે આપ લખો છો તેજ પધારવાના છે? કેમકે આપણી જ્ઞાતિના ઓછામાં ઓછા પાંચસોથી છસો ઘર છે. વળી ઈશ્વર કૃપાથી મોટા મોટા લક્ષાધીપતિ પણ છે, તો તે ગરીબ જ્ઞાતિ ઉપર કૃપા કરી જ્ઞાતિનું ભલું ઇચ્છવા માટે તે પણ વધારશે કે કેમ? તેના પણ અમોને અગાઉ ખબર આપવા કૃપા કરશો.

---

[ ૮ ]

જા. નં. ૯૪. મુંબઇ તા. ૩૧-૧-૧૯૩૬.

માનવંત પટેલ શ્રી જેઠાભાઇ ધના કુકડાણીયા,

તથા જ્ઞાતિ સમસ્તની સેવામાં.

મુ. જુનાગઢ (કાઠીયાવાડ).

સુવિનય નિવેદન કે આપનો તારીખ ૧૯-૧-૩૬ નો પત્ર મળ્યો. વાંચી બીના જાણી છે. અમારા ઉલ્લા પત્રનો યોગ્ય જવાબ લખવાને બદલે આપે કેટલીક ભલતીજ બાબતોનો ઉલ્લેખ આપના આ પત્રમાં કર્યો છે એ વાંચી અમો ઘણા અજાયબ થયા છીએ; એટલાજ અમો દીલગીર પણ થયા છીએ.

આગળના આપના બે પત્રોમાં જણાવેલી મુશ્કેલીઓ ધ્યાનમાં લેતાં તેમજ મેળા બાદ આગળ પાછળ જો પરિષદ (સભા) રાખવામાં આવે તો ધારેલા ઓછા ખર્ચમાં કાર્ય થાય એવા આપના લખાણ ઉપરથીજ અમો પરિષદ મેળા પછીથી બોલાવવા માટે સંમત થયા અને તે મુજબ આપને અમોએ લખ્યું, તો તેનો યોગ્ય સંતોષકારક જવાબ આપવાને બદલે ગમે ત્યારે પણ રૂપીઆ બે હજારનો ખર્ચ થાય એમ બતાવો છો એ જોઇ અમો વિચારમાં પડી ગયા છીએ. મેળા જેવા વખતે કદાચ વણનોતર્યા એવા સેંકડો ભાઇઓની હાજરી પરિષદમાં થઇ જાય એ બનવા જોગ છે, પણ મેળો થઇ ગયા પછી મહીના પંદર દહાડે જો પરિષદ ભરવામાં આવે તો વણનોતરેલા ભાઇઓ પણ નોતરેલાની સાથે ત્યાં આવે એ અમો માની શકતા નથી. એટલી હદ સુધી આપણા ભાઇઓ ભોટ હોય એ અમારી તો કલ્પનામાં પણ આવતું નથી. દલીલ ખાતર કદાચ માનો કે એવા આવે તો તેની સંખ્યા સેંકડોની ન હોતાં પચીસ પચાસ સુધીનીજ હોય. આઠ દહાડે નોતરેલાં માણસોનો ખર્ચ બે દિવસમાં રૂપીઆ બે હજાર જેટલો થઇ જાય એ અમારી કલ્પનામાં પણ ઉતરતું નથી. જ્યારે અમો નોતરેલાં માણસોની પરિષદની વાત કરીએ છીએ ત્યારે તમો ન્યાત મેળાની વાત લખો છો. આ બાબતનો

ખુલાસો અમારા આગળના પત્રમાં કરેલ છે છતાં પણ આમ કેમ થાય છે તેનું કારણ અમો સમજી શકતા નથી.

સંમેલનના ભરાએલા ફાળાની જે અમોને ખબર છે તેના જાણુ અમોએ અમારા આગળના પત્રમાં આપને કરી દીધા જ છે; અને અત્રે ફરીથી જણાવીએ છીએ કે એ ફંડમાં બે વ્યક્તિ તરફથી રૂા. ૨૫૦) અઢીસો ભરાએલા છે ને જો આ પરિષદનું આપના તરફથી નક્કી થતું હોય તો માગણી થએથી એ બંને વ્યક્તિઓ એ રકમ આપવા તૈયાર જ છે. આ રકમથી જો વધુ ખર્ચ થતો હોય તો સો-પચાશ રુપીઆની ખાત્રી અમો અમારા પોતાના તરફથી આપીએ છીએ.

આપે આગળનાં એક પત્રમાં અમોને જણાવેલ કે જુનાગઢની જ્ઞાતિમાં અત્યારે બે પક્ષ છે. આ ઉપરથી જ્ઞાતિના ભલાના કાર્ય માટે અમો તે બીજા પક્ષને લખવા પ્રેરાયા. અમારા લખાણ ઉપરથી એ પક્ષના બે માણસો આપને રૂબરૂ મળી ગયા અને આપની સરદારી નીચે એ પક્ષના ભાઇઓ પણ જ્ઞાતિના હીતને ખાતર પોતાની સેવા આપવાને તૈયાર છે. આપે આગળ અમોને જણાવેલ કે એ પક્ષ તરફ આપને જરાય ભેદભાવ નથી એ વાંચી અમો ઘણા ખુશી થયા. એ પક્ષ જ્યારે પોતાની સેવા આપવા તૈયાર છે ત્યારે હવે તમો લખો છો કે બીજા પક્ષના ભાઇઓની સહીથી જ આમંત્રણ બ્હાર પાડો. અમારે ફરીથી જણાવવું જોઇએ કે આપ જો ઇચ્છતા ન હો તો એ પક્ષના ભાઇઓ પોતાની સહીઓ આપવા માટે આગ્રહ પણ રાખતા નથી. આપની આગેવાની હેઠળ એ પક્ષ પોતાની સેવા આપવા આ કાર્ય માટે તૈયાર છે. અમોને જ્યાં જ્યાં પગ વ્યવહારનો સંબંધ છે ત્યાં ત્યાં અમો દરેક કાર્યની સલાહ માગીએ છીએ. આનો આપ ઉલ્ટો અર્થ કેમ કરો છો તે અમો સમજી શકતા નથી.

અનિવાર્ય કારણોસર પરિષદ મેળા વખતે ભરી શકાય તેમ નથી એવી જાહેરાત 'પ્રકાશ' ના આવતા (ફેબ્રુઆરીના) અંકમાં અમોએ છપાવી દીધી છે એટલે કાઠીયાવાડના ભાઇઓમાં કંઇ પણ ગેરસમજણ થવાનો બીલકુલ સંભવ નથી.

આ કાર્ય એટલું મહાભારત જેવું નથી કે જેથી અમારે પોતાને ત્યાં મહિનો પંદર દિવસ અગાઉ આવવાની જરૂર રહેતી હોય. વ્યવસ્થિત સંસ્થાઓમાં પણ અવ્યવસ્થા થતી જોવામાં આવે છે તો આ તો જ્ઞાતિનો કાર્યભાર છે. તેમાં અવ્યવસ્થા થવાનો સંભવ ને તેના દોષ પાત્ર ઠરે આગેવાનો; પણ આગેવાનોની તો ફરજ જ હોય કે એ તરફ દુર્લક્ષ કરે ને જ્ઞાતિના હિતને માટે પોતાની જે ફરજ હોય તે બજાવે જાય. આગેવાન થઇને જ્ઞાતિના હીત તરફ દુર્લક્ષ કરવું કેમ જ પાલવે ?

જ્ઞાતિમાં રહેલી પક્ષાપક્ષીનો આપે જણાવેલો દાખલો બરોબર છે. એવું થતું તો દરેક જ્ઞાતિમાં આપણે ક્યાં નથી જોતાં ? આપણાથી ઉંચ્ચ ગણાતી સુધરેલી જ્ઞાતિમાં પણ એવા દાખલા ક્યાં નથી બનતા ? આનું મૂળ કારણ તો આપણી અજ્ઞાનતા ને કેળવણીનો અભાવ એ જ છે. આપણી જ્ઞાતિમાં રહેલી આવી બધી અપૂર્ણતાઓ દૂર કરવા

માટે તો આપણો આ પ્રયત્ન છે ને આપ સૌ ભાઇઓ પણ તેમાં અમોને સાથ આપો એમ ઇચ્છીએ છીએ.

જો કે આ સર્વ બાબતો આપણા આ પત્રવ્યવહાર સાથે સંબંધ ધરાવતી નથી છતાં આપે પત્રમાં ઉલ્લેખ કર્યો છે એટલે અમારે લખવું પડે છે કે 'પટેલશાહી' કે એવી કોઇપણ 'શાહી' તોડી પાડવાનો ઉદ્દેશ અમારો નથી, તેમજ આગેવાનોને તોડી પાડવાનો પણ અમારો ઇરાદો નથી. અમારો ઉદ્દેશ તો ભાઇઓમાં સલાહ સંપનો વધારો કેમ થાય, આપણામાં રહેલી ખામીઓ કેમ દૂર થાય ને જ્ઞાતિનું કેમ હીત થાય એજ જોવાનો અમારો ઉદ્દેશ છે. દરેક ભાઇઓના લેખો 'પ્રકાશ' માં છાપવાનો અમારો ઉદ્દેશ દેશપરદેશના આપણા ભાઇઓ એક બીજાના વિચારોની આપ લે એથી કરી શકે એજ છે. તેમાં જ્ઞાતિની કાર્યવાહી સીવાય કોઇ પણ ભાઇ ઉપર અંગત આક્ષેપ ન થાય એ જોવાનું કામ અમારૂં છે.

કાઠીયાવાડના આગેવાનોને જેમ આમંત્રણ જશે તેવી રીતે અહિંની જ્ઞાતિના જે આગેવાનો છે તેમને પણ આમંત્રણ મોકલાશેજ. અમો સહી કરનારા તો આવશું જ પણ આમાંથી કોણ ને કેટલા આવશે તે અત્યારે કેમ કહી શકાય ? એવો કોણ મૂઢ હોય કે જ્ઞાતિહીતના આવા પ્રસંગે પોતાને બધી જાતની સગવડ હોય છતાં હાજર ન થાય ? આ બાબત અમો અમારાથી બનતું કરશું જ એ બદલ આપ બેફીકર રહેશો.

અમારા આગળના પત્રોનો ખુલાસાવાર સંતોષકારક જવાબ લખી મોકલવા આપને વિનંતી કરીએ છીએ.

લી. સેવકો,
સંપાદક તથા વ્યવસ્થાપકો.

---

[૯]

જા. નં. ૧૦૯ મુંબઇ તા ૧૮-૨-૧૯૩૬.

માનવંત પટેલ શ્રી જેઠાભાઇ ધના ફરાણીયા.
તથા જુનાગઢની જ્ઞાતિ સમસ્તની સેવામાં.
મુ. જુનાગઢ. (કાઠીયાવાડ)

સવિનય નિવેદન કે અમારો તા. ૩૧-૧-૩૬ નો પત્ર નં. ૯૪ આપને મળ્યો હશેજ. તેમજ તે સર્વે ભાઇઓને વંચાવ્યો હશેજ.

વિશેષમાં લખવાનું કે અમારા એક વ્યવસ્થાપક શ્રી મેઘજીભાઇ જુઠાભાઇ ચાંઉંગળા હવાફેર માટે દેશમાં માંગરોળ પંદર દિવસથી ગયા છે. આપના આગળના પત્રમાં રૂબરૂ મળવા અમોને લખેલ તો તે કારણથી આપ સૌ ભાઇઓને રૂબરૂ મળવા માટે તેમજ આપણી પરિષદ સબંધી વાતચીત કરવા શ્રી મેઘજીભાઇને અમોએ માંગરોળ લખ્યું છે. તેમની જો તબીયત ઠીક હશે તો ઘણું કરીને તેઓ મેળા ઉપર જુનાગઢ આપને મળવા માટે આવશે તો તેમની સાથે વાતચીત કરી અમોને ખુલાસાવાર જવાબ જેમ બને તેમ જલદીથી લખી મોકલશોજી.

અમો માનીએ છીએ કે રૂબરૂ વાતચીત થવાથી ઘણી બાબતોના ખુલાસા થશે. એથીજ અમોએ આ માર્ગ પસંદ કર્યો છે.

અત્યારે આપ સૌ ભાઇઓ મેળાની વ્યવસ્થા કરવામાં રોકાઇ ગયા હશો. તો એ કાર્ય પતી ગયા પછીથી વિગતસર સંતોષકારક જવાબ લખી મોકલવા આપને વિનંતી કરીએ છીએ. એજ

લી. સંપાદક-વ્યવસ્થાપક

પરિશિષ્ટ નં. ૧:

## જુનાગઢના બીજા પક્ષ સાથેનો પત્રવ્યવહાર

[૧]

જા. નં. ૭૭ મુંબઈ તા. ૩૧-૧૨-૧૯૩૫

શ્રીયુત (ભાણુ) શવજીભાઇ જેરામ વકુકળ

શ્રી મૂળજીભાઇ રાજાભાઇ ગોલા

તથા અન્ય જ્ઞાતિભાઇઓની સેવામાં.

મુ. જુનાગઢ (કાઠીયાવાડ)

સુવિનય નિવેદન કે આપનો તા. ૨૭-૧૧-૩૫ નો પત્ર મળ્યો; વાંચી ઘણો હર્ષ થયો. અન્ય પ્રવૃત્તિઓની રોકાણને લીધે પ્રત્યુત્તર જલદીથી ન લખાયો તો માફ કરશો. કાઠીયાવાડમાં આપણી જ્ઞાતિનું એક સંમેલન ભરવા સંબંધીની ચર્ચા 'પ્રકાશ'ના છેલ્લા ત્રણ અંકોથી અમોએ ઉપાડી છે પણ આવું સંમેલન ભરાય તે પહેલાં તેનો વિચાર કરવા માટે જ્ઞાતિના જુદા જુદા ભાગના પટેલો તથા આગેવાન ચે.વટીઆઓની એક પરિષદ (સભા) જુનાગઢના મેળા વખતે જુનાગઢમાં બોલાવવા અમોએ વિચાર કર્યો છે. આ સંબંધી એક લાંબુ નિવેદન ગઇ તારીખ ૨૯-૧૧-૩૫ ના દીને ત્યાંના પટેલશ્રી તથા આગેવાનોના નામથી સમસ્ત જ્ઞાતિભાઇઓ ઉપર મોકલેલું જેના સમાચાર આપે જાણ્યા તો હશેજ. તેનો જવાબ એક મહિના બાદ (પરમ દિવસે) મળ્યો છે, પણ તે કંઇક આશાભર્યો હોય તેમ જણાય છે. તે પત્રનો પ્રત્યુત્તર લંબાણપૂર્વક આજરોજે અમોએ લખી મોકલ્યો છે, જેમાં આવી પરિષદ ક્યાં કેવી રીતે અને કયે વખતે બોલાવવી તેની સવિસ્તર યોજના અમોએ જણાવી છે, તે યોજના ટુંકામાં આવી રીતે છે:-

(૧) મહા વદ ૧૪ના મેળો અગાઉ બે દિવસ-વદ ૧૧-૧૨ નો-સભાનો ટાઇમ રાખવો. તેટલામાં કામ ન પતે તો ત્રીજો દીવસ કદાચ લંબાય.

(૨) કાઠીયાવાડના આંતના શહેરોના તથા ગામડાઓના સર્વ આગેવાનો તથા પટેલોને ખાસ આમંત્રણથી સભામાં હાજર થવા વિનંતી કરવી. આવા આગેવાનો માનો કે છસો એક હોય તો તેમાંથી ત્રણસોથી ચારસો તો આવેજ.

(૩) આવી આમંત્રણ પત્રિકા જુનાગઢના આગેવાન ગણાતા પાંચ કે સાત સભ્યોની સહીથી પ્રગટ કરવી. આ સાથે એવી આમંત્રણ પત્રિકાનો ડ્રાફ્ટ (ખરડો) આપની જાણ માટે મોકલ્યો છે ને તેમાં યોગ્ય ફેરફાર હોય તે સુચવશો. અને આપના તરફથી બે કે ત્રણ ભાઇઓની સહી લઇને મોકલી આપશો. આવીજ નકલ પટેલ શ્રી જેઠાભાઇ ધના ઉપર મોકલી છે ને તેમના તરફથી ચાર પાંચ ભાઇઓની સહીઓ મંગાવી છે. જો બની શકે તો તેમની સાથેજ સહી કરશો. નહિં તો પછી જે મોકલ્યું છે તેના પર સહીઓ કરાવીને મોકલી આપશો. આ બાબત યોગ્ય લાગે તેમ કરશો. ઢીલ કરશો નહિં. આવું આમંત્રણ સાત ભાઇઓની એકત્ર સહીથી પ્રગટ થશે.

(૪) સાથે સાથે એક લાંબુ નિવેદન પત્ર કાઠીયાવાડના આગેવાન ભાઇઓને ઉદ્દેશીને પ્રગટ કરવું અને તેમાં જુનાગઢના જેટલા બને તેટલા ભાઇઓની સહીઓ મેળવવી. નિવેદનનો

ખરડો આપનો જવાબ આવ્યા પછીથી અમો મોકલી આપશું. એ ઉપર પણ જેટલી સહી મેળવવાનું બને તેટલી મેળવવા પ્રયત્ન કરશો.

(૫) જો પરિષદનું નક્કી થાય તો અમોએ સભાને આગલે દહાડે ત્યાં આવી પહોંચવાનો નિર્ધાર કર્યો છે.

ઉપર લખેલી યોજનામાં કાંઇ ફેરફાર હોય અગર કાંઇ નવીન સુચના હોય તો સુચવવા મહેરબાની કરશોજી.

પટેલ શ્રી જેઠાભાઇના પત્રમાં અમોએ જણાવ્યું છે કે જુનાગઢની વ્યવસ્થા કરવાનું સૌ માથે લેતા હોય તો ઉપરની યોજના મુજબ તૈયારી કરવા અમો તૈયાર છીએ. પરિષદનો કાર્યક્રમ સહુએ સંભાળવો પડશે.

વિશેષમાં જુનાગઢમાં હાલ બે પક્ષ છે એવું જાણી અમોને ઘણો ખેદ થાય છે. આપ ક્યા પક્ષમાં છો તે અમો જાણતા નથી; પણ આપ આ બીજા પક્ષના ભાઇઓને સમજાવી જ્ઞાતિહીતના આ કાર્યમાં ખરા દીલથી સાથ આપવા જરૂર પ્રેરશો એવી અમોને ખાત્રી છે. જ્યાં જ્ઞાતિ છે ત્યાં એક કે વધુ પક્ષો મતભેદને લીધે હોય છેજ, છતાં પણ જ્યાં જ્ઞાતિહિતના પ્રસંગો આવે છે ત્યાં જ્ઞાતિના દરેક પક્ષો એક થઇને એ પ્રસંગને સફળ બનાવે છે આ પરિષદ એ પણ એવો જ એક પ્રસંગ છે કે જેમાં જુનાગઢના જ્ઞાતિભાઇઓનું, અરે! કાઠીયાવાડના આપણા ગરીબ કે તવંગર સર્વે ભાઇઓનું એક સરખુંજ હીત સમાએલું છે. તો અમો આશા રાખીએ છીએ કે તમો સૌ ભાઇઓ પક્ષાપક્ષી જરાય ન બતાવતાં સૌ સાથે મળીને આ જ્ઞાતિનું શુભ કાર્ય સફળ બનાવશો. કાઠિયાવાડમાં આપણી જુનાગઢની જ્ઞાતિનું નામ દીપાવે એવા સર્વ પ્રયત્ન આ કાર્યમાં કરશો. અન્ય સૌ ભાઇઓ અમારા કરતાં વધુ સમજુ છે એટલે વિશેષ લખવાની અમો જરૂર જોતા નથી. સામા પક્ષને આપના પ્રત્યે જરાય ભિન્ન ભાવ નથી એ અમો ખાત્રીપૂર્વક આપને જણાવીએ છીએ, તો આપ સૌ ભાઇએ મનમાં જરા પણ ખટકો રાખ્યા વગર આ કાર્યમાં પડીને તેને સફળ બનાવશો. અમારા નિવેદનનો જવાબ ત્યાંના ભાઇઓ તરફથી મોડો મળ્યો; 'પ્રકાશ'નો અરધો અંક છપાઇ ગયો હતો, એટલે આ અંકના ચોથા પાનાં પર જાહેરાત કરવી પડી છે. પત્રનો જવાબ જેમ બને તેમ જલદી લખવા મહેરબાની કરશોજી. એ જ વિનંતિ.

લી. સંપાદક-વ્યવસ્થાપકો.

---

[૨]

જુનાગઢ. તા. ૯-૧-૩૬.

સ્વસ્ત શ્રી મુંબઇ પ્રજાપતિ ડાહ્યાભાઇ આણંદજીની ચીરણજીવી ઘણી હોજો. જુનાગઢથી લીઃ પ્રજાપતિ રાવજી જેરામના ઘણા કરીને રામરામ વાંચજો. આપનો પત્ર તા. ૩૧-૧૨-૩૫ નો પોંચ્યો છે. મુળજી હાલમાં રજા ઉપર વેરાવળ ગયો છે તથા અન્ય કામની રોકાણને લીધે તથા વૃધ્ધાવસ્થાને લીધે હાથ હલે છે. લખતાં તેથી જોઇએ તેવું લખાતું નહીં હોવાથી ઢીલ થઇ છે. હું તા. ૭ મીએ પટેલ જેઠાભાઈ ધનાને મળ્યો હતો ને પ્રાથમિક સંમેલનની વાત થઇ ને મેં બધી બાબતનો ખુલાસો કર્યો કે જ્યાં બધી જ્ઞાતિના

હિતની વાત છે ત્યાં તડાં સમજવા નહિં. હું ને અમારા પક્ષના બધા તમે (એટલે પટેલ જેઠાભાઇ) સૂચના આપો તે પ્રમાણે કરવા તૈયાર છીએ. આ કાર્ય આપણી જ્ઞાતિના વડીલ તેમજ અગ્રેસરોનું છે અને ભરાવાનું નક્કી કરી વિચાર કરી જણાવશું ત્યારે બધા પ્રજાપતિ ભાઇઓનું સંમેલન ભરાવાનું નક્કી કરશો. એટલે તેવો બંદોબસ્ત તેઓ એટલે મુંબઇવાળા કરશે. મને તેમની વાત પરથી લાગ્યું કે અહિંના પ્રજાપતિ ભાઇઓની આર્થિક સ્થીતી પણ નબળી છે છતાં તે માટે વાંધો નથી ને સહુની સાથે બનતો ફાળો પૈસાની બાબતમાં સેવા માટે બને તે આપવા પણ હરકત નથી; ને મારો મત પણ તેઓના મતને મળતો છે. વિશેષ લખવાનું કે તમે જેમ જુનાગઢ લખ્યું તેમ બીજા ગામના પટેલો ને અગ્રેસરોને લખી તેઓના મત મેળવો તો વધારે સુગમ થાશે. (લખવું કે જ્ઞાતિનું સંમેલન જુનાગઢમાં મોડા વહેલું ભરાશે) ને હું ધારૂં છું કે તેમ થવું વ્યાજબી છે. કારણ અહિંયાના જુના માણસોને આજે નવું થાય છે. તેને નકામું સમજે છે. કારણમાં કેળવણીનો અભાવ છે એટલે સંસ્કાર નથી પડયો; પાડવાની જરૂર છે. જે તમારાથી બનતું કરી શકશો તો થાશે. શરૂઆતમાં તો તકલીફ છેજ. કરે તેને સહુ કહે ને ભોગવવું પણ પડે. જીઓ છ.. ... પ્રજાપતિ નાતમાં હતા ત્યારે અમદાવાદના પટેલો તરફથી કાંઇક ભોગવવું પડયુ હતું. માટે હિંમત રાખવી. પીકમળ હશે તો પણ જરા થોડું સોસવું પડે. તેઓને પહેલા સંમેલન શું છે, તે શા માટ ભરવું પડે છે, તેના ખરચનો કેવી રીતે બંદોબસ્ત થાય તેમ છે વગેરે બાબતનો ખુલાસો કરી તેઓ સમજે તેમ બધો ખરચ તેઓને શીરે નહિ પડે તેવું; તેમને સમજાય તો ભેગા થાય. બાકી તો કરે તે ભોગવે તેવું સમજી કોઇ ન કરે. હું સારી રીતે અહિંના જ્ઞાતિથી વાકેફગાર છું પડી ભોગવે તેવું છે તો મારે કહેવાનું કે તમે હીલચાલ ઉપાડી છે તો (પ્રાથમીક સંમેલનની) કેટલા પૈસા ને અગ્રેસરો થાશે તેનો અંદાજ ખરચ તમે અહિંના એટલે જુનાગઢના તેમ પોરબંદર, રાણાવાવ, જાંટવા, માણાવદર, માળીઆહાટીના વેરાવળ, ચોરવાડ, વંથલી, જામજોધપુર, ભાણવડ વગેરેના પટેલો ને અગ્રેસરોને લખી તમે શું કરવા માંગો છો તે જણાવી અભીપ્રાય પ્રથમ માંગો. મને તેમ અમારા પક્ષવાળાને કાંઇ વાંધો નથી. અમારાથી બનતી સેવા તથા તમે ઇચ્છો તેમાંથી ફૂલ નહિં ને ફુલની પાંખડી ધરી સેવામાં હાજર રહેશું. બીજાનું કહેવાય નહિં. પરંતુ મારી મુલાકાત દરમ્યાનની વાતચીત ઉપરથી તો રૂપીઆ બેહજારનો અડસટ્ટો લાગ્યો (ગણાવ્યો). મેળા ટાણું હોવાથી તેથી. મેળાના ટાણા શીવાય ગમે તે વખત રાખો તો (પછી પંદર કે વીશ દિવસ આગળ પાછળ) ખરચ ઓછો થાય તેવો સંભવ છે. પછી જેવી આપની મરજી. વધારામાં હું આપને એવો મત આપું છું કે પહેલાં તમે પૈસા મેળવો ને હાથમાં આવે તે પ્રમાણે આગળ કામ લીઓ. નહિ તો આજના વખતમાં પડી ભોગવે તેવું થાશે. આ લેટર મારા હાથનો છે. તમારે સમજવનું છે. મારી સલા-

હની જરૂર પડે તો હું ખુશીથી મારા અનુભવ પ્રમાણે સલાહ આપીશ. સ્મરણ શક્તિ કંઇક કમ થઇ છે એટલે ભુલી જવાય છે, તો સુધારી વાંચશો એજ.

લી. સુભેચ્છક,
શવજી જેરામ વડુકર

[ ૩ ]

જા. નં. ૯૫ મુંબાઈ તા. ૩૧-૧-૧૯૩૬
શ્રી. (બાપુ) શવજીભાઈ જેરામ વડુકુળ.
શ્રી. મુલજીભાઈ રાજાભાઈ ગોલા
તથા અન્ય જ્ઞાતિબંધુઓની સેવામાં.
મુ. જુનાગઢ. (કાઠિયાવાડ)

સવિનય નિવેદન કે આપનો ૯-૧૧-૧-૩૬ નો પત્ર મળ્યો, વાંચી બીના જાણી છે. પટેલ શ્રી. જેઠાભાઇ ધનજીના આગળના બે પત્રો ઉપરથી અમો જાણી શક્યા હતા કે કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓને લીધે આગેવાનોની પરિષદ જુનાગઢના મેળા વખતે તો ભરી શકાય તેમ નથી. એટલે આપનો આ પત્ર અમોને મળ્યો તે પહેલાંજ પરિષદ મેળા પછીથી ફાગણ માસમાં હોળી બાદ રાખવા માટે પટેલ શ્રી ને અમોએ લખી નાખ્યું હતું; જેના સમાચાર આપને પણ થયા હશે જ. એ પત્રનો જવાબ અમોને દરેક દિવસ ઉપર મળ્યો છે જે વાંચીને અમો સુખેદાશ્ચર્ય પામ્યા છીએ. પત્રનો સીધો જવાબ લખવાને બદલે એમો શ્રીએ કેટલીક અસંબંધ બાબતોનો ઉલ્લેખ એમના પત્રમાં કર્યો છે. વધુમાં એઓશ્રી જવાબમાં લખે છે જેનો સાર આ મુજબ કાઢી શકાય: "અમે ત્યારે પણ પરિષદ ભરો પણ તેને માટે રૂ. ૨૦૦) બે હજાર કે તેથી વધુ જે હશે તો જ ભરી શકાશે. અમારી સદીઓ આમંત્રણ પત્રિકામાં કરવા માંગતા નથી, સામા પક્ષવાળાની સહીથી બહાર પાડો, અમો ફક્ત હાથ જોડીને પ્રસંગ વખતે ઉભા રહેશું, તમોને (અમોને) કાઠિયાવાડની નાતનો અનુભવ નથી માટે મહિનો પંદર દિવસ અગાઉથી અહીં આવી ને નાતનો અનુભવ મેળવો થી."

એમના આ પત્રનો જવાબ અમોએ આજે જ મોકલ્યો છે. મેળાની આગળ પાછળ જો પરિષદ ભરવામાં આવે તો ધારેલા ઓછા ખર્ચમાં કામ થાય એવા એમના જ અગાઉના લખાણની એમને અમોએ યાદ આપી છે. તેમજ વધુમાં એમને લખ્યું છે કે જો આપ ન ઇચ્છતા હો તો સામો (બીજો) પક્ષ પોતાની સહીઓ આમંત્રણ પત્રિકામાં આવવા માટે આગ્રહ રાખતો જ નથી. એ પક્ષ તો આપની (પટેલની) આગેવાની ઉકળ પોતાની સેવા આ કાર્ય માટે આપવા તૈયાર જ છે. આ કાર્ય એવું મહાભારત જેવું નથી કે જેથી કરીને ખાસ અમારે પોતાને મહિનો પંદર દહાડા અગાઉથી ત્યાં આવવાની જરૂર પડે ની. આ સર્વ બાબત આપની સહેજ જાણ માટે લખી જણાવી છે.

કાઠિયાવાડની જુદી જુદી જ્ઞાતિના આગેવાનોને આ પરિષદ બાબત જાણ કરવા આપે લખ્યું તે જાણ્યું. પરિષદનું જો નક્કી થાય તો તેની અગાઉ એક લાંબુ નિવેદનપત્ર સર્વ આગેવાનોને ઉદ્દેશીને જુનાગઢના આગેવાન સૌ ભાઇઓની સહીથી આપણે દરેક સ્થળે

મોકલશું જ, જેથી આપે જણાવ્યા મુજબનો ઉદ્દેશ આપણો સચવાશે એવો અમારો મત છે જુનાગઢનો નક્કી હા નો જવાબ અમોને મળી જાય તો આવી સર્વ યોજનાનો નિર્ણય થઇ શકે એમ છે.

જ્ઞાતિના આ કાર્યમાં સાથ આપવા માટે આપે જણાવેલી ઉત્સુકતા માટે આપનો આભાર માનીએ છીએ. આ છતાં પણ જો બને પક્ષના આપણા ભાઇઓમાં હજી પણ કંઇ ગેરસમજ રહેતી હોય તો તે દૂર કરવા પ્રયત્ન કરવા, તેમજ પરિષદ ફાગણ માસમાં હોળી પછીથી ભરી શકાય એવા યોગ્ય પગલાં લેવા આપ સૌ ભાઇઓને અમો વિનંતી કરીએ છીએ. જવાબ લખશોજી. એજ વિનંતિ.

લી૦ સેવકો,
સંપાદક તથા વ્યવસ્થાપકો.

---

પરિશિષ્ટ નં. ૩ :

## કેશોદ સાથેનો પત્રવ્યવહાર.

[૧]

જા. નં. ૧૧૩. મુંબઇ તા. ૧૨-૩-૧૯૩૬

શ્રીયુત પ્રેમજીભાઇ પુંજા દેવળીયા જોગ,
ઠે. પરામાં, કુંભારવાડા,
મુ. કેશોદ (કાઠીયાવાડ).

સવિનય નિવેદન કે 'પ્રકાશ'ના પ્રથમ વર્ષના આપના લવાજમનો રૂ. ૬) અંકે રૂપીઆ એક અમારા એક વ્યવસ્થાપક બંધુ શ્રીયુત મેઘજીભાઇ એમના પ્રચાર-પ્રવાસ દરમ્યાન કેશોદ આવેલા ત્યારે આપના તરફથી એમને મળ્યો, જેના સમાચાર અમોને મળ્યા છે. મજકુર લવાજમની અમારી પાકી રસીદ નં. ૧૬૧ આ સાથે બીડી છે તે સંભાળી લેશોજી.

શ્રીયુત મેઘજીભાઇના કાઠિયાવાડ-પરિષદ પ્રચાર-પ્રવાસની વીગતવાર નોંધ અમોને એમના તરફથી મળી છે. જેમાંથી અમો જાણી શક્યા છીએ કે જો આગેવાનોની આ પરિષદ કેશોદ મુકામે ભરાવવાનું કદાચ નક્કી થાય તો ગમે તેટલી હાજરી તેમાં થાય તેનો એક દિવસનો ભોજન ખર્ચનો આંકડો આપના તરફથી આપવા આપે ઇચ્છા જણાવી છે. આ સમાચાર જાણી અમો ઘણી ખુશી થયા છીએ. આવી ઉત્તેજનદાયક ઇચ્છા વ્યક્ત કરવા માટે આપનો અમો આભાર માનીએ છીએ. તેમજ જ્ઞાતિ હિતની આપે બતાવેલ આવી લાગણી પ્રત્યે માનભરી દ્રષ્ટિથી અમો જોઇએ છીએ.

વિશેષ આનંદની વાત એ છે કે જો પરિષદ કેશોદમાં ભરાવાનું નક્કી થાય તો ત્યાંના બીજા પાંચ સાત સેવાભાવિ ને ઉત્સાહી એવા યુવાનો તરફથી પરિષદની વ્યવસ્થાનું કામકાજ ઉપાડી લેવા શ્રી મેઘજીભાઇને ખાત્રી મળેલી છે. પરિષદ ભરવા બાબતમાં આવા અનુકુળ સંજોગો કેશોદ તરફથી જોવામાં આવે છે. વળી કેટલાક ભાઇઓ તરફથી એમ સૂચવવામાં આવે છે કે તળાજા મુકામે પરિષદ બોલાવવી.

પરિષદ સંબંધી જુનાગઢના ભાઇઓ સાથે શ્રી મેઘજીભાઇની થએલ વાતચીત એમણે આપને રૂબરૂમાં જણાવી તો હશે જ. એ ઉપ-

રથી આપ જાણી શક્યા હશો કે ત્યાંના ભાઇઓનો વિચાર એ બાબતમાં જરા મોળો દેખાય છે. તેનાં આંતરીક કારણો શા છે તે આપણે સમજી ન શકીએ. જો કે બહારથી તો તેઓ મોટા ખર્ચાનું (રૂા. ૨૦૦૦) નું ભૂત બતાવે છે. પણ જો પરિષદ બીજે ભરવાનું રાખવામાં આવે તો સંમેલનના ફંડમાં જુનાગઢની જ્ઞાતિ તરફથી રૂા. ૫૦)પચાસ આપવા તેમજ ત્યાંના આગેવાન ભાઈઓ હાજરી પણ આપવા ખાત્રી આપે છે. આમ આડકત્રો પણ આ કાર્યને ટેકો તો તેઓ આપે છેજ.

જુનાગઢના આવા પ્રતિકુળ જવાબથી ન છુટકે પરિષદ કોઇ બીજે સ્થળે ભરવા માટે વિચાર દોડાવવો પડે છે સર્વ પ્રકારનો વિચાર કરતાં અમારી પસંદગી પણ કેશોદ ઉપર જ ઉતરે છે. તો આ બાબતમાં ત્યાંના બીજા આગેવાન ભાઇઓનો મત પુછાવવા આપને વિનંતી કરીએ છીએ. આપનો ત્યાંનો અનુકુળ જવાબ આવેથી આપ લખી જણાવશો તો ત્યાંની જ્ઞાતિ સમસ્તના નામે અમો રીતસરનો પત્ર આ બાબત લખી મોકલશું. આ બાબત અમારા વ્યવસ્થાપક બંધુશ્રી મેઘજીભાઇને પણ માંગરોળ પત્ર લખીએ છીએ ને વધુ ખુલાસા માટે જો જરૂર પડે તો તેમને ત્યાંથી બોલાવી લેવા આપને વિનંતી કરીએ છીએ. પત્રનો જવાબ લખશોજી. એજ વિનંતી.

લી૰ દર્શનાભિલાષિ,
સંપાદક અને વ્યવસ્થાપક.

---

પરિશિષ્ટ નં.૪:

## શ્રીયુત મેઘજીભાઇના પ્રથમ પ્રવાસનો રીપોર્ટ

[૧]

જુનાગઢઃ તા. ૧ લી માર્ચ, ૧૯૩૬.

જત આજ દીને શ્રીયુત મેઘજીભાઈ જુનાગઢની જ્ઞાતિના પટેલ શ્રી જેઠાભાઈ ધના ફટાણીયા એમને પરિષદ સંબંધી મળવા જતાં ત્યાંની જ્ઞાતિની એક જનરલ મીટીંગ જ્ઞાતિના મંદિરમાં સાંજના ૪-૩૦ વાગે બોલાવવામાં આવી હતી જે વખતે (૧) પટેલ શ્રી જેઠાભાઇ ધના ફટાણીયા, (૨) ગોવીંદભાઈ ચાવડા, (૩) કરસનભાઈ લાધા, (૪) કાનાભાઇ રાવત, (૫) નથુભાઇ કડા, (૬) નારણ નથુભાઈ નેના, (૭) શ્રી જેરામભાઇ કાળા માળીયાવાળા, (૮) લાધાભાઇ નથુ, (૯) શ્રી રાયા મુલજી, (૧૦) શ્રી જાદવ નારણ કુકડીયા, તેમજ બીજા પક્ષ તરફથી (૧) પટેલ શ્રી મુલજીભાઈ રાજા ગોલ્રા, (૨) દામાભાઇ કાળા ચાંડેગરા, (૩) દેવરાજભાઇ વેલજી ગોહીલ ઉપરાંત બન્ને પક્ષના ઇતર જ્ઞાતિબંધુઓ પણ હાજર હતા. પરિષદ સંબંધી ચર્ચા ચાલુ થતાં નીચે મુજબ પ્રશ્નોત્તર પટેલ શ્રી જેઠાભાઈ સાથે મેઘજીભાઇને થયા જે એમના જ શબ્દોમાં અત્રે આપીએ છીએ:—

**પટેલ:**—અમોને ઉદ્દેશીને પ્રથમ પટેલ જેઠા ધનાએ કહ્યું કે બોલો તમો શું કહેવા માંગો છો ?

**મેઘજીભાઈ:**—કહેવાનું એજ કે જુનાગઢ પરિષદ બોલાવવા સંબંધમાં મુંબઈથી લગભગ ચાર માસ થયાં પત્રવ્યહાર ચાલે છે. પરંતુ અત્યાર સુધી છેવટનો નિર્ણય થયો નથી. અત્રે બંને પક્ષના આગેવાનોને અમો આગ્રહ સાથ જણાવીએ છીએ કે આપ આ કાર્ય હાથમાં લઈ તેને નિર્વિઘ્ને પાર પાડવામાં આપનો સંપુર્ણ સાથ આપો.

**પટેલ:**—સાથ આપવા અમો તૈયાર છીએ. પરંતુ એક શરતે કે પ્રથમ અમોને ખર્ચ માટે રૂા. ૨૦૦૦ બે હજારની જામીનગીરી મળે તો. અમો પત્રમાં પણ જણાવી ગયા છીએ અને આજે પણ એજ કહીએ છીએ. વળી આમંત્રણો મોકલવાના તમો છો એટલે કેટલા અને કોને કોને આમંત્રણ આપશો ને અમારા ખ્યાલમાં કેમ આવી શકે ? વળી આપણા ભાઈઓ પરિષદની સ્પષ્ટના ન સમજતાં અમારૂં નામ પ્રગટ થતાં ધારવા કરતાં અનેક ગણું માણસ થઈ જાય ત્યારે અમારે શું કરવું તે ભય રહે છે.

**મેઘજીભાઈ:**—આપને અમોએ બે વખત પત્રમાં ખુલાસો કર્યો છે કે આ સંમેલન નહીં પણ સમેલન બોલાવવાનો વિચાર કરવા ગામ દીઠ બેબે આગેવાનોને હાલ આમંત્રણ મોકલવાનાં છે. આવા આમંત્રણોની વધુમાં વધુ ૫૦૦ ની સંખ્યા આપને જણાવી ગયા છીએ અને તે સર્વ આમંત્રણોનું લીસ્ટ આપનાજ સમક્ષ કરશું. માનો કે આમંત્રણ જેટલાં સર્વ આવે બલ્કે તેનાથી સો દોઢસોની સંખ્યા વધે તોપણ આપ માનો છો તેટલો ખર્ચ તો ન જ થાય. વળી આપ આપના પત્રમાં પણ જણાવી ગયા છો કે જો શીવરાત્રિ પછી અગર પહેલાં પરિષદ બોલાવવામાં આવે તો રૂા. ૩૦૦ના આશરે ખર્ચમાં પતી જાય. અને આપના એ લખાણના આધારે જ અમો ફાગણ વદમાં પરિષદ બોલાવવાની વાત ઉપર આવ્યા. અત્યાર સુધી અમારી પાસે "સંમેલન ફંડ" માં ભરાએલ રકમ પુરતી જવાબદારી લેવા અમો બંધાઈએ છીએ એટલુંજ નહિં પરંતુ એ રકમ અગાઉથી આપને મળી જાય તેવો પણ બંદોબસ્ત કરી શકીશું. માનો કે તેનાથી સો બસો રૂપીઆ ખર્ચ વધે તોપણ એ રકમ માટે જ્ઞાનિહિતનાં આવાં કાર્યો નહિંજ અટકે. વળી આફ્રિકા અને મુંબઈ વસતા ભાઈઓ આપણા કાઠીઆવાડ માટે આવી શુભ લાગણી બતાવે ત્યારે શું આપ ઇચ્છો તો આપણાં તરફનાં ગામોમાંથી કોઈજ રકમ ઉભી ન જ કરી શકો ?

**પટેલ:**—એ માટે અમો બનતું કરીએ છીએ અને કરશું. કુતીયાણા, બાંટવા, વંથલી વગેરે મહાલો પાસે અમોએ માગણી કરી છે. અહીંની જ્ઞાતિમાં પણ એક ફાળો ચાલુ છે. પરંતુ એ ભરોસે અમો જોખમ ખેડવા તૈયાર નથી. તમો કહો છો કે મેળા પછી બોલાવવામાં રૂા. ૩૦૦નો ખર્ચ થશે તેમ તમો લખી ગયા છો તો જવાબમાં કહેવાનું કે ત્યારે કદાચ લખ્યું હશે, પરંતુ અત્યારના સંજોગો જોતાં ખર્ચ વધવા અમોને સંભવ લાગે છે. વળી ઓછા ખર્ચમાં પતી જશે તેમ બીજા કોઈ કહેતા હોય તો રૂા. ૫૦ પચાસ અમો

અમારા પક્ષ તરફથી "સંમેલન ફંડ" માં આપીએ છીએ. ઉપરાંત કામકાજમાં પણ ઉમેરવા ખાત્રી આપીએ છીએ. વળી જુનાગઢ સીવાયના કોઇપણ ગામે પરિષદ ભરાવા નક્કી થતું હોય તો અમો જરૂર હાજરી આપશુંજ અને ઉપર કહેલી રૂા. ૫૦)ની રકમ પણ આપશું.

**મેઘજીભાઇ**–આપ જ્યારે છેવટ સુધી એજ જવાબ આપો છો કે રૂા. ૨૦૦૦)ની જામીનગીરી સીવાય એ કાર્યમાં સાથ આપવા ઇચ્છતા નથી. તો અમારે લાચારીએ એ માર્ગ આપને સુચવવો પડે છે કે હાલ તુરત એ સંબંધી ચર્ચા બંધ કરી 'સંમેલન ફંડ' ને આગળ ધપાવવું. તેમજ બીજા ગામોના ભાઇઓ સાથે પણ આ સંબંધી પત્ર વ્યવહાર ચલાવવો આવો જવાબ આપ મુંબાઇ લખી નાખશો. તેમજ આ તરફના બીજા તાબાના મહાલોમાં પૈસાની માગણી આપ પણ કરો તેમ વિનંતી કરૂં છું.

[ઉપરની માગણી માન્ય રાખવામાં આવ્યા બાદ પટેલશ્રીએ રૂા. ૫૦) ની જાહેર કરેલ રકમ તેઓના મોઢે ત્રણ વખત ઉપર મુજબ ૧૩ જ્ઞાતિભાઇઓ, અમો બંને, તેમજ મંદિરના બાવા સમક્ષ કબુલાત લેવામાં આવી અને તે રૂા. ૫૦) છાપામાં જાહેર થાય તો હરકત નથી ને? તેના જવાબમાં કાના રાવત તથા બીજા ભાઇઓ તરફથી કહેવામાં આવ્યું કે અમોને તેમ થાય તો હરકત નથી.]

**મેઘજીભાઇ**–(પટેલશ્રીને ઉદ્દેશીને) આપની સુચનાથી સામા પક્ષના આગેવાનોને હું અહીં તેડી લાવ્યો છું માટે તેઓ સાથે ઘટતી ચર્ચા કરવી યોગ્ય લાગે તે કરશો. અમોને તો તેઓ જે સહકારથી કાર્ય કરવા બંધાય છે અને કહે છે તે આપને પણ મેં રજુ કર્યું છે. છતાં રુબરૂમાં આપને યોગ્ય લાગે તે ચર્ચા કરશો.

**પટેલ**–સામા પક્ષ સાથે કાંઇ પણ ચર્ચા કરવા અમોને જરૂર જણાતી નથી. તેમજ તેમની સાથે અમોને કાંઇ દ્વેષભાવ પણ નથી.

**મેઘજીભાઇ**–અગાઉ ઘણીએ વખત આપની આગેવાની નીચે ચોર્યાસી ભેળી થઈ છે જેમાં કેટલાક પ્રસંગો તો એવાજ હશે કે એકજ કોઈ વ્યક્તિ ગુન્હેગાર હોય ને આપને ચોર્યાસી ભેળી કરવા અરજ કરતાં આપે ચોર્યાસી બોલાવી હશે. છતાં આપ જેમ અત્યારે બે હજારની જામીનગીરી માંગો છો તેવી પ્રથમ કોઇ પાસે આપે જામીનગીરી લીધેલી હોય તેવો એકાદ દાખલો આપ આપી શકશો? અને એવી કોઇ જામીનગીરી અગાઉ લીધાનું ન બન્યું હોય તો આ વખતે આખીએ સોરઠીઆ જ્ઞાતિના હીતનો સવાલ છે તે વખતે આપ આવી જામીનગીરી માગવા માટે કેમ તૈયાર થાઓ છો?

**પટેલઃ**–અગાઉના સમય જુદા હતા. ત્યારે હું જુદા જુદા મહાલના પટેલોને કહેતો કે તુરતજ તેઓ યથાશક્તિ રકમ આપીજ દેતા અને અત્યારે મને તે વિશ્વાસ નથી. માટે જો ખર્ચને માટે અત્રે પુરતો બંદોબસ્ત થાય તો પછીજ બોલાવવા મારી ઇચ્છા છે.

[ ૨ ]

જુનાગઢથી બીજે દીવસે રવાના થઇ શ્રી મેઘજીભાઇ વંથળી આવે છે ત્યાંના આગેવાન ભાઇઓ સાથે પરિષદ સંબંધી ચર્ચા કરી તેમની સહાનુભૂતિની ખાત્રી મેળવે છે. અહિંથી શાપુર જઇ ત્યાં રાત રોકાઇ બીજે દીવસે કેશોદ આવે છે. અહિંની એમની મુલાકાતનો રીપોર્ટ એમના જ શબ્દોમાં અત્રે આપીએ છીએઃ—

"તા. ૩-૩-૩૬ ની સવારની ટ્રેઇનમાં રવાના થઇ ૯ વાગે કેશોદ આવ્યા. ત્યાંના આગેવાનો શ્રીયુત પ્રેમજીભાઇ પુંજા દેવળીયા, શ્રી આંબાભાઇ જેઠા વરૂ, સુનાર ભગવાનજી મુળજી વી. સાથે જુનાગઢ થએલ વાતચીતથી વાકેફ કરી હવે શું કરવું તે મત જાણ્યા. તેમજ તેઓ તરફથી ખાત્રી મળી કે પરિષદ ગમે ત્યાં ભરાય છતાં અમો અહિંની જ્ઞાતિ તરફથી બનતી રકમ ફંડમાં આપશું જ...... કેશોદના આગેવાનોની મુલાકાતમાં એક વસ્તુ ખાસ નોંધવા લાયક છે કે ત્યાં શ્રી પ્રેમજીભાઇ પુંજા દેવળીયા સારી સ્થિતિમાં છે. અને તેઓ જ્ઞાતિ માટે સારી લાગણી ધરાવે છે. તેઓ તરફથી અમોને કહેવામાં આવ્યું કે જો પરિષદ કેશોદમાં બોલાવવાનું નક્કી થાય તો ગમે તેટલા માણસો પરિષદમાં આવે તે સર્વનો એક દીવસનો બધો ખર્ચ અમો ભોગવીશું. એટલે તેઓ એકલાજ એક દીવસનો ખર્ચ માથે લીએ છે. એ હીસાબે પરિષદ કેશોદમાં બોલાવવાનું નક્કી થાય તો અમોને ઉત્તમ માર્ગ લાગે છે. વળી ત્યાંના આગેવાનો ઉપરાંત પાંચ શ્યાન યુવાનો પણ પોતાનો ભોગ આપવા તત્પરતા બતાવે છે."

---

પરિશિષ્ટ નં. ૫:

## શ્રીયુત મેઘજીભાઇના બીજા પ્રવાસનો રીપોર્ટ

કેશોદ, તા૦ ૧૦ મી એપ્રીલ, ૧૯૩૬.

ગયા પ્રવાસના અનુભવ ઉપરથી પરિષદ સંબંધી કેશોદનુ વાતાવરણ અનુકુળ જોતાં શ્રી મેઘજીભાઇ આજ દીને પરિષદ બાબત ચર્ચા કરી નક્કી કરવા માટે કેશોદ આવે છે. એમના આ બીજા પ્રવાસનો વીગતવાર રીપોર્ટ અમારા પર મોકલી આપ્યો છે જે થોડા ઘણા ફેરફાર સાથે એમનાજ શબ્દોમાં અત્રે આપીએ છીએઃ—

"તા. ૧૦-૪-૩૬ ના રોજ સવારના ૧૦-૩૦ વાગે માંગરોલથી મોટરમાં રવાના થઇ ૧૧-૧૫ કલાકે કેશોદ આવ્યા. કેશોદ પહોંચતાં ત્યાં અચાનક રીક્ષવાળા માસ્તર કચરાભાઇ કાળા ગોહીલનો ભેટો થયો. તેઓ તેમના કામ પ્રસંગે અહીં આવેલ. મારા કાર્યમાં તેઓ ઉપયોગી થશે એ ઇચ્છાથી તેઓને સાથે લઇ અમો બન્ને શ્રી પ્રેમજી પુંજાભાઇને ત્યાં ગયા. આ વખતે તેઓ ઘેરેજ હતા. તેમને મળ્યા બાદ જમવાનું તૈયાર થતાં ત્યાં અમો

જમીને બેઠા અને વાતની શરૂઆત કરતાં પ્રથમજ શ્રી પ્રેમજી પુંજાભાઇ તરફથી અમોને કહેવામાં આવ્યું જે આપનો તેમજ મુંબઇનો એમ બંને પત્રો મને મળ્યા છે. કેટલીક વ્યાવહારીક ઉપાધીઓને લઇ જવાબ લખી શકયો નથી તે બદલ માફ કરશો. હવે પરિષદ કયાં અને કયારે બોલાવવા માંગો છો તેમ અમોને પુછતાં જણાવ્યું કે જો આપ તેમજ અહીંની જ્ઞાતિનો સાથ મળે તો અમારે પરિષદ કેશોદજ બોલાવવા ઇચ્છા છે. અને જેમ બને તેમ નજીકનાજ ટાઇમમાં એટલે વૈશાખ વદ સુધીમાં પરિષદ જો બોલવાય તો વધારે ઉત્તમ છે. આના જવાબમાં શ્રી પ્રેમજીભાઇ દેવળીયાએ અમોને જણાવ્યું કે હું પ્રથમ આપના પાસે એક દીવસનો ખર્ચ આપવાની મારી ઇચ્છા વ્યકત કરી ગયો છું તે તો ગમે ત્યારે પરિષદ બોલાવો તો પણ આપવા બંધાઉં છું પરંતુ મારી પોતાની અનુકુળતા સચવાય તેમ ઇચ્છતા હો તો અષાડ માસમાં પરિષદનું રાખશો તો તે મને વધારે અનુકુળ થશે કારણ કે તે પહેલાં મારા બીઝનેસને લઇને મારે ઘણી અગવડતાઓ વેઠવી પડશે. વળી જો વૈશાખ માસમાં પરિષદ બોલાવાય તો આપણા માટી કામનો ધંધો કરનાર ભાઇઓ પણ નહીંજ આવી શકે. માટે સર્વને અનુકુળ એવો ટાઇમ તો ચોમાસાનોજ ગણાય...બધાને ભેળાં કરતાં પહેલાં શ્રી આંબા જેઠા વરૂ તથા સુતાર ભગવાનજી વીગેરેને આપ મળી તેની ઇચ્છા શું છે તે જાણી લેશો અને તેઓની સંમતીથી બધાને ભેળા કરવાં."

ઉપર મુજબ વાતચીત કરી અમો ત્યાંથી આંબાભાઇ વરૂની દુકાને તેઓને મળવા ગયા જ્યાં પરિષદ સંબંધીની અત્યાર સુધી બનેલી ઘટનાથી તેઓને માહેતગાર કરી હવે પછી કઇ રીતે કામ લેવું તેમ તેની સલાહ માંગી. તેઓ તરફથી અમોને કહેવામાં આવ્યું કે જો પ્રેમજીભાઇ તરફથી એક દીવસનો ખર્ચ આપવા ખાત્રી મળતી હોય તો પરિષદ અહીં બોલાવવામાં પણ હરકત નથી. પરંતુ એ સીવાય આર્થીક મદદ વિશેષ અહીંથી મળવા સંભવ નથી. અહીંના ભાઇઓ કામકાજમાં ઉભા રહે તેવો બંદોબસ્ત કરવા હું મારાથી બનતું કરીશ અને આજે અહીં જો રાત રોકાવાનું નક્કી રાખો તો આપણે સર્વને ભેળા કરી એ સંબંધીની ચર્ચા કરીએ. એ ઉપરથી અમોએ ત્યાં રાત રોકાવા હા પાડી.

...ઉપર મુજબ વાતચીત થયા બાદ બીજા એક બે ભાઇઓને મળી શ્રી ડાહ્યાભાઇ મીઠા છોયાને ત્યાં ગયા. તેઓ ત્રણ માસ થયા આફ્રિકાથી આવ્યા છે. લગભગ બે કલાક તેઓની સાથે ચર્ચા આપણી દરેક પ્રવૃત્તિઓ તેમને સમજાવવામાં આવી. છેવટ તેમના તરફથી કહેવામાં આવ્યું કે જો કેશોદ પરિષદનું નક્કી થાય તો વધારે સારૂં જે મારાથી બનતું હું પણ કરીશ. પરંતુ હું નથી ધારતો કે અહીંના આપણા ભાઇઓ એ કાર્યને માટે સંમત થાય. છતાં પ્રયાસો કરવા એ આપણી ફરજ છે.

...શ્રી પ્રેમજીભાઇને આંબાભાઇ સાથે થએલ વાતચીત જણાવી. તેમજ આજે રાતના અહીંના ભાઇઓને ભેળા કરવા આંબાભાઇએ કહ્યું છે તે કહેવામાં આવ્યું. બાદ તેઓએ અમોને કહ્યું જે આંબાભાઇને ત્યાંથી હમણાં માણસ

આવ્યું હતું અને તેઓ મને બોલાવે છે એટલે ત્યાં હું જઇ આવું. ત્યાંથી આવ્યા બાદ જે નક્કી થશે તે મુજબ વર્તશું. એમ કહી તેઓ આંબાભાઇને ત્યાં ગયા અને અમો બન્ને શ્રી પ્રેમજીભાઇને ઘેર ગયા. લગભગ રાત્રીના ૯-૩૦ વાગે તેઓ આંબાભાઇને ત્યાંથી આવ્યા બાદ અમો સર્વ જમવા બેઠા. આંબાભાઇ સાથે થએલ વાતચીત સંબંધમાં અમોએ પુછતાં તેઓના જવાબો દરેક નિરાશામયજ હતા. માત્ર એટલાજ ટાઇમમાં તેના વિચારોનું પરિવર્તન થતું જોઇ અમોને આશ્ચર્ય થયું. જેમાં ખાસ વાતો એ હતી કે "તમો હાલ પરિષદનો ટાઇમ આગળ લંબાવી ફંડને આગળ ધપાવો. બનતાં પરિષદનું જુનાગઢમાંજ નક્કી થાય તો ફરી તેવા પ્રયાશો કરો. એક દિવસનો જે ખર્ચ આપવા જાહેર કર્યું છે તે પરિષદ ગમે તે ગામ બોલાવો ત્યાં આપીશ જ. જુનાગઢે જે રૂા. ૨૦૦૦) ડીપોઝીટ માગ્યા તે બરાબર છે. કારણ કે આપણી જ્ઞાતિ એટલી અજ્ઞાન છે કે જરૂર માણસો વધશે જ. વળી હાલ જુનાગઢના બન્ને પક્ષો વચ્ચે સુલેહ થઇ છે. એટલે કદાચ તેઓ પણ પરિષદ બોલાવવા તૈયાર થશે જ વી. વી." અમોએ માન્યું કે જરૂર આંબાભાઇએ એમના વિચારોમાં ફેરફાર કર્યો છે. અમોએ તેમને કહ્યું જે અત્રે બધાને ભેળા કરવાના હતા તેનું શું થયું ? જવાબમાં આંબાભાઇ હમણાં અહીં આવશે એટલે તેઓ કહે તેમ કરશું. જમીને બેઠા હતા ત્યાં સાડાદશના સુમારે આંબાભાઇ આવ્યા અને તેઓ અમોને કહેવા લાગ્યા કે મેં તમારી ઘણી રાહ જોઇ કારણ કે અત્યારે આપણે બધાને ભેળા કરવાના હતા જેથી તમો આવી ગયા બાદ સર્વ બંદોબસ્ત કરત, પરંતુ હવે અત્યારે તો કાંઇ થઇ શકે નહિં. જો કાલે તમો રાત રોકાઓ તો બધાને ભેળા કરીએ. તેઓની આવી વાત સાંભળી અમો તો ઠંડા જ થઇ ગયા. પછી આંબાભાઇને અમોએ કહ્યું જે આપ બનેવ અહીંની જ્ઞાતિમાં જે કરવા માગો તે થઇ શકે તેમ છે એટલે અહીં પરિષદ બોલાવવામાં આપને જે હરકત આવતી હોય તે સ્પષ્ટ રીતે અમોને કહો એટલે તેના ઘટતા ખુલાસાઓ અમો કરીશું. છેવટે નીચે મુજબ ચર્ચા અમારે આંબાભાઈ સાથે થઇઃ—

**આંબાભાઇ**—પ્રથમ તો ખર્ચને માટે અમોને હરકત આવે છે જે રૂા. ૨૦૦૦) જુનાગઢની ન્યાતે માગ્યા તે બરોબર છે. અમોને પણ એ મુજબ બાંહેધરી આપતા હો તો અમો પરિષદ બોલાવવા તૈયાર છીએ.

**મેઘજીભાઇ**—જુનાગઢના ભાઇઓ અશિક્ષીત હોવા ઉપરાંત આપણી આવી પ્રવૃત્તિઓના કટ્ટા વિરોધી હતા. વળી તેઓ પરિષદને સંમેલન જ સમજતા હતા એટલે એવી માગણી કરે જ. પરંતુ તમો શિક્ષિત અને સમજનારા છતાં તમારી આવી માગણીથી અમોને નવાઇ લાગે છે. વળી પ્રથમ અમોએ આમંત્રણની સંખ્યા ૫૦૦ ગણેલ તેના બદલે હવે ૩૦૦ થી ૩૫૦ ને આમંત્રણ દેવાં તેમ મારી ઇચ્છા છે; એ હિસાબે હું ચોક્કસ માનું છું કે આપણને ખર્ચ સંબંધી જરા પણ હરકત આવશે નહીં.

**આંબાભાઇ**—જુનાગઢ જેવી જ્ઞાતિએ હિંમત ન કરી અને અમો બોલાવીએ તો એક તો તેમને વેરભાવ ઉત્પન્ન થાય અને

જરૂર તેઓ અગાઉથી એવો પ્રચાર કરે કે માણસો વધારે આવેજ. આપણે જ્યારે ૫૦૦-૭૦૦ માણસની સગવડ રાખી હોય ત્યાં બે હજાર માણસ કદાચ આવી પડે તો તેઓની સગવડ સાચવવા અમો બીલકુલ અસમર્થ છીએ. વળી ઉપર કહ્યું તેમ જુનાગઢવાળાઓ ખાસ અમારી આબરૂ પાડવા ખાતર પણ એ મુજબ કરેજ ત્યારે અમારે શું કરવું ?

**મેઘજીભાઇ**—તમો સમજુ છો છતાં આવી વાતો કરો છો જે જોઇ અમોને તો નવાઇ લાગે છે. માત્ર આગેવાનોનીજ પરિષદનું સ્પષ્ટીકરણ નિવેદન તેમજ આમંત્રણ પત્રિકામાં કરવા છતાં માણસો ચાલીજ આવે એ માનવા અમો તૈયાર નથી. વળી જો પ્રસંગ એવોજ બને અને ફક્ત આબરૂ પાડવાની દાનતથીજ વધારે માણસો ભેળા કરી કોઇપણ ધાંધલ કરે તો પ્રમુખને કેટલી વિશાળ સત્તા હોય છે તે આપ જાણતા હશોજ. એવા વખતે પ્રમુખ પોતાની સત્તાનો ઉપયોગ કરી સ્ટેટની મદદથી પણ એવા ધાંધલખોરોને સીધા કરી શકેજ. એટલે આવા જવાબો આપના અસ્થાનેજ ગણાય. પરંતુ પ્રશ્ન એકજ છે અને તે ખર્ચનો. એ માટે આપને કહેવાનું કે તમેને ભય રહેતો હોય તો પ્રથમ અમો એ રીતનો દસ્તાવેજ આપને લખી આપીએ કે ગમે તેટલો ખર્ચ વધે તે સંબંધમાં કેશોદની જ્ઞાતિને કાંઇ ભોગવવાનું નથી. વળી વ્યવસ્થા જાળવવામાં પણ ૩૦ થી ૩૫ જેટલા બહારના સ્વયંસેવકો અમો આપશું, તેમજ અમો કાર્યકર્તાઓ પણ ચાર દીવસ અગાઉ આવી જશું. હવે આપને અમારા માનવા મુજબ કોઇપણ જાતની મુશ્કેલી રહેતી નથી.

**આંબાભાઇ**—માત્ર દસ્તાવેજના આધારે અમો આમંત્રણ પત્રિકામાં સહીઓ કરવા તૈયાર નથી, પરંતુ રોકડી જામીનગીરી જોઇએ. છતાં તમો સવારની ગાડીમાં જુનાગઢ જવાના છો ત્યાંથી બપોરના આવીને જો અહીં રાત રોકાશો તો વળી બધાને ભેળા કરશું. એટલે આપને ચોક્કસ જવાબ મળી જશે.

---

[ ૨ ]

જુનાગઢ, તા. ૧૧ મી એપ્રીલ, ૧૯૩૬.

જુનાગઢની જ્ઞાતિના બંન્ને પક્ષો વચ્ચે હવે સમાધાની થઈ ગઈ હોવાથી કદાચ પરિષદ જુનાગઢમાં ભરવા સંબંધીનો નિવેડો ત્યાં આવી શકશે એવું માનીને શ્રી મેઘજીભાઇ માસ્તર કચરાભાઇ સાથે બીજે દહાડે કેશોદથી જુનાગઢ જાય છે. ત્યાંના બંન્ને પક્ષના આગેવાન ભાઈઓને આ સબંધમાં મળે છે બાદ તેમાંના કેટલાક ભાઇઓની સાથે પટેલ શ્રી જેઠાભાઇ ધનાને મળે છે. આ પ્રસંગનો વાર્તાલાપ એમના જ શબ્દોમાં અગે આપીએ છીએઃ-

**પટેલઃ**—અમોએ તમને અગાઉ જવાબ આપી દીધો છે કે જો રૂા. ૨૦૦૦) ની જામીનગીરી હોય તોજ પરિષદ બોલાવી શકાશે.

**મેઘજીભાઇઃ**-હું કેશોદ આવેલો અને ત્યાંથી બે કલાકનું મારે જુનાગઢમાં કામ હોઇને આવ્યો છું. પરંતુ અહીં આવ્યા બાદ કેટલાક

જ્ઞાતિભાઇઓ તરફથી અમોને સુચના મળી કે હાલમાં ગયા ચૈત્ર સુદ ૧૪ ઉપર પટેલને ત્યાં નીલ પરણાવનાં બધાને એકત્ર કર્યા જે એટલે જો કદાચ હવે પરિષદ માટે આપ પ્રયત્ન કરો તો સફળતા મેળવા સંભવ છે. તેઓની આ સૂચના ઉપરથી આપને કહી એ સંબંધી અરજ કરવા આવ્યો છું. માટે જો આપ ધ્યાનમાં લઇ સંતોષકારક જવાબ આપો તો ઠીક થશે.

[જુનાગઢની જ્ઞાતિનો પટેલ તો બીજો છે. હું નથી.' 'તમે તો પટેલશાહી તોડવા માગો છો' આમ કરો છો, તેમ કરો છો. વી. એવી અર્થહીન તેમજ અપ્રાસંગિક બાબતોનો ઉલ્લેખ પટેલશ્રી તરફથી આ તકે થતાં મેઘજીભાઈએ તેનો યોગ્ય ખુલાસો કર્યો હતો. વાર્તાલાપનો આ ભાગ બીનજરૂરી હોવાથી અત્રે આપ્યો નથી.]

પટેલ: જવાબ તો અગાઉ આપને આપેલ જ છે કે રૂા. ૨૦૦૦) ની જામીનગીરી હોય તોજ અમો આમંત્રણમાં સહીઓ કરશું અને અત્યારે પણ એજ જવાબ છે; છતાં આપ જમીને આવજો તો ચર્ચા કરીશું.

---

જુનાગઢ, તા. ૧૨ મી એપ્રીલ ૧૯૩૯

ગઇ કાલે રાત્રે કોઇ કારણસર પટેલ સાથે મેળાપ થઇ શકયો નહિં. ત્યાંના કેટલાક ભાઇઓ તરફથી મેઘજીભાઇને સુચવવામાં આવેલ કે શ્રી. અરજણભાઇ ઝીણા કુકડીયા જે જવાબ આપે તે પટેલ બલ્કે અહિંની (જુનાગઢની) જ્ઞાતિ આપે છે તેમ સમજશો. આથી શ્રી મેઘજીભાઇ શ્રીયુત હરજીભાઈ ટીકાભરડવાને લઇને એમની મુલાકાતે આજે સવારે ગયા. જ્યાં પરિષદ સંબધી વાર્તાલાપ થતાં શ્રીયુત અરજણભાઇએ નીચેના મુદ્દા પર જવાબ આપ્યો કે:-

૧. પરિષદ નહિં પરંતુ સંમેલનજ બોલાવીએ અને તે એક શરતે કે "ફંડ" ની રકમ સીવાય રૂા. ૧૦૦૦) એક હજાર મુંબઇવાળાઓ આપે. પછી ગમે તેટલો ખર્ચ થાય તે તમામ જવાબદારી અમો લેશું.

૨. તમો કહો છો તેવી પરિષદ જો બોલાવવી હોય તો રૂા. ૨૦૦૦) પટેલ કહે છે તે પ્રમાણે અગાઉ આપવાજ પડશે.

તેમની સાથે લગભગ એક કલાક ચર્ચા થઇ જેમાં ઉપરનો આખરી જવાબ તેમના તરફથી મળ્યો. તેના જવાબો અમોએ નીચે મુજબ આપ્યા:-

૧. સંમેલન માટે તમોએ કહેલી રૂા. ૧૦૦૦ ની રકમ માટે તો મુંબઇ મારે પુછાવવું પડશે તે હું મુંબઇ લખીશ.

૨. રૂા. ૨૦૦૦) ની જે તમો જામીનગીરી માગો છો તે સંબંધી અત્યાર સુધીમાં અમોને "ફંડ" માં મળેલી રકમ આપને સુપ્રત કરીએ ઉપરાંત એક દસ્તાવેજ અમો કાર્યકર્તાઓ લખી આપીએ કે પટેલ શ્રી તરફથી જે રૂા ૫૦) કહેવામાં આવ્યા છે તે સીવાય એક પાઇ પણ જુનાગઢની ન્યાતે ભોગવવાની નથી. હવે જો અમારામાં તમોને વિશ્વાસ હોય તો એ રીતનું પણ તમારા મનનું સમાધાન અમે

જોખમ ખેડીને પણ કરી શકાશું.

અરજણભાઇઃ-એવા દસ્તાવેજો ઉપર વિશ્વાસ નહીં રાખતાં અમો તો રૂ. ૨૦૦૦) પ્રથમ રોકડા મુકાવવા માગીએ છીએ.

આ વખતે શ્રી. હરજી ટીડાભાઇ તથા બીજા જ્ઞાતિભાઇ તરફથી તેઓને કહેવામાં આવ્યું કે હદથી પણ આગળ વધીને તેઓ આવી સગવડ કરી આપે છે. છતાં તમારી એક પ્રકારની જીદ તમો પકડી રાખો છો તો તે તદન ગેરવ્યાજબીજ છે અને ફક્ત ઉડાઉ જવાબો આપી પરિષદ અહીં નજ બોલાવવી એવો આપના કહેવાનો અર્થ થાય છે, માટે હજી સમજો; પરંતુ તે બધા પ્રયાસો નિષ્ફળ જઇ એજ જવાબ છેવટ સુધી તેમનો હતો.

મેઘજીભાઇને જુનાગઢમાં વધુ રોકાણ થતાં ત્યાંથી વળતાં તેઓ કેશોદ ફરી ન જતાં પરબારા માંગરોળ ગયા હતા.

---

પરિશિષ્ટ નં. ૬:

## મેઘજીભાઇની નોંધ.

ઉપરના બંને પ્રવાસોના અનુભવને પરિણામે જે કાંઇ તત્વ મેઘજીભાઇને જણાયું તેઓએ પોતાના મત સાથે અમોને નીચે પ્રમાણે જણાવે છેઃ—

૧. દલીલને ખાતર પણ માનો કે જુનાગઢના આગેવાનોને રૂા. ૨૦૦૦)ની જામીનગીરી પણ આપીએ પરંતુ એ રીતે બોલાવાતી પરિષદ પણ આપણા ધ્યેયથી વિરૂદ્ધ જશે. કારણ કે આપણે જ્ઞાતિના આંતરીક ઝઘડાઓમાં હાલ નહિં પડતાં એક એક અલાયદી સંસ્થા જન્માવવાની ઇચ્છા ઉપર છીએ જ્યારે ત્યાંના આગેવાનોની મનોદશા એ છે કે આપણે ભેળા થઇ અનેક ગુન્હાઓના ફેંસલા કરી અનેક ગણી દંડની વસુલાત કરી લેવી. જો એ માર્ગ ગ્રહણ કરવામાં આવે તો પરિષદનું કામકાજ શાન્તિથી પતી જવાને બદલે આખીએ જ્ઞાતિમાં મોટો ખળભળાટ ઉભો થશે અને એ સર્વેના કારણભૂત આપણે બનશું. એ દ્રષ્ટિએ પણ જુનાગઢની વાત જતી કરવી હું યોગ્ય માનું છું.

૨. જે ગામ માટે આપણે પ્રયાસ કરશું તો ત્યાંના ભાઇઓ પ્રથમ તો જુનાગઢની ઉપરવટ થઇને પ્રથમ તો હાજ નહિં પાડે અને કોઇ જો હીંમત કરશે તો ડીપોઝીટ રકમની તો દરેક માંગણી કરવાનાજ.

૩. માણસો વધવા સંભવ છે એટલે જ્યારે પણ પરિષદનું નક્કી થાય ત્યારે આપણે નિવેદનમાં તેમજ આમંત્રણ પત્રિકામાં એક કલમ એવી નાંખવી કે આમંત્રણથી બોલાવ્યા શીવાયના જે ભાઇઓ આવશે તો તેના પાસેથી રૂા. ૩) ડેલીગેટ ફી નો વસુલ કરી સભાસ્થાનમાં તેને દાખલ કરવામાં આવશે.

---

Reg. No. B 3550

※

# 'પ્રજાપતિ—પ્રકાશ'

* * *

||| શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ બંધુઓનું |||

* માસિક મુખ પત્ર *

આ માસિકના ગ્રાહક થવું એ પ્રત્યેક
પ્રજાપતિ બંધુઓની ખાસ ફરજ છે.

: વાર્ષિક લવાજમ :

| દેશમાં : | પરદેશમાં : |
|---|---|
| રૂા. ૧) એક રૂપીઓ | બે રૂપીઆ અથવા શી. ૩. |

※

ધી ન્યુ લક્ષ્મી પ્રીં. પ્રેસ, માંડવી, મુંબઇ નં. ૩.

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઈઓનું મુખપત્ર ]

# પ્રજાપતિ – પ્રકાશ

ओरेम् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥


સંપાદક, મુદ્રક તથા પ્રકાશક:–
દાદાભાઈ આણંદજી ચાવડા

વ્યવસ્થાપકો:–
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઈ ચાંડેગળા

વર્ષ: ૨ જું.] જુલાઈ, ૧૯૩૬. [અંક ૧ લો.

: વાર્ષિક લવાજમ :
દેશમાં : રૂા. ૧ એક રૂપીઓ
પરદેશમાં : શી. ૨ [illegible] શીલીંગ

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી સ્ટ્રીટ, મુંબઈ. નં. ૪.




શ્રીયુત કુરજીભાઈ રામજી મજેવડીઆ
[ 'જ્ઞાતિ સંમેલન' ફંડમાં રૂ. ૧૫૦૧ આપનાર નાગરેચોના પ્રથમ બંધુ ]

# તમારે ત્યાં સાવિત્રી છે ?

### એક મનનીય પ્રશ્ન

અમારા ગામમાં કોઈ સવારના પહોરમાં બહાર નીકળે તો નદીએ પાણી ભરવા જતી બહેનોની હારની હાર જોવા મળે. વહેલા પાંચ વાગ્યેથી ગામનો નારી સમુદાય બબ્બે ને પાંચ પાંચના ટોળામાં ત્રાંબા પિત્તળનાં બેડાં માથે લઈને આવતો જતોજ હોય.

પણ થોડા દિવસ પહેલાં એક સવારે હું નાહી ધોઈને પુસ્તકાલયમાં જતો હતો ત્યાં મને રોજ કરતાં જુદું જ દૃશ્ય જોવા મળ્યું. રંગબેરંગી વસ્ત્રો અને આભૂષણોમાં સજ્જ થએલી સ્ત્રીઓનાં ટોળેટોળાં માથે પાણીનાં બેડાંને બદલે હાથમાં પૂજાનો થાળ લઈને ક્યાંક જતાં હતાં.

થોડી વાર પછી મને ખબર પડી કે આજે વટ સાવિત્રીનું પર્વ છે એટલે પરિણિત સ્ત્રીઓ પોતાના પતિને માટે વ્રત લઈને વડપૂજન કરવા માટે ગામને પાદર જાય છે.

× × ×

મહાભારતમાં આ પર્વની કથા કંઈક આવી છે: સાવિત્રી નામની એક રાજકુમારી પોતાનું યોગ્ય લગ્નવય થતાં પોતાના જીવનસાથી માટેની પસંદગી કરતી હતી. સત્તા ધન અને રાજવૈભવના પ્રલોભનમાં ન તણાતાં, રાજપાટ ગુમાવી બેઠેલા અને વનવાસ વેઠતા એક અંધ રાજરાણીના પુત્ર સત્યવાન સાથે એણે લગ્ન કર્યું. પોતે જાણતી હતી કે સત્યવાનની જિંદગીનું હવે એકજ વર્ષ બાકી છે. એમ છતાં પણ એના ગુણ અને પરાક્રમથી આકર્ષાઈને એની સાથે લગ્ન કરી દીધું.

લગ્ન કર્યા પછી એક વર્ષને અંતે જ્યારે સત્યવાનનું આયુષ્ય પુરું થયું ત્યારે ધર્મરાજ એના શરીરમાંથી પ્રાણ લઈ જઈ શરીરને ત્યાંજ છોડી દઈ ચાલવા માંડ્યા. સાવિત્રીએ એમની સાથે અતિ મીઠાશ અને નમ્રતાપૂર્વક જીવન વિષેના તત્વજ્ઞાનની ચર્ચા કરી. એની ભાષા, એનું જ્ઞાન, એની નિર્મળ બુદ્ધિ અને ધાર્મિકતા જોઈને ધર્મરાજા પ્રસન્ન થયા અને પાંચ વરદાન આપ્યાં. એ વરદાનના બળે સત્યવાનને ચારસો વરસનું આયુષ્ય મળ્યું.

× × ×

આ કથામાં કંઈ ઐતિહાસિક સત્ય હો કે ન હો પણ એમાં રહેલો વિચાર તો અતિ સુંદર છે. સ્ત્રી પોતાના વિવેકશીલ અને તપોમય જીવનથી પુરુષની જીવનશક્તિ વધારી શકે છે એ સત્ય આ કલ્પનાદ્વારા ખૂબજ અદ્ભુત રીતે રજુ થયું છે. એ સાવિત્રી ભલે કથાકારની કલ્પનામાં હોય તો પણ એ વંદના યોગ્ય છે. વડપૂજનના નિમિત્તે એ સાવિત્રીના નિશ્ચય અને તપના બળની આપણી સ્ત્રીઓને કંઈક પણ ઝાંખી થઈ શકે તો એવાં વડપૂજન ભલે થાય.

પણ આમ વિચાર કરતાં મને બીજો વિચાર સ્ફુર્યો. મને થયું કે આ વડપૂજન હજારો વર્ષથી આર્ય સ્ત્રીઓ કરતી આવે છે; વરસો વરસ લાખો કરોડો સ્ત્રીઓ પચરંગી વસ્ત્રો પહેરીને ધૂપદીપ વગેરે પૂજાની સામગ્રી વડના થડમાં ધરી દે છે એનું પરિણામ શું? એથી આપણા પુરુષોનું આયુષ્ય કંઈ વધે

છે ખરું ?

આજના આંકડા શાસ્ત્રીઓ કહે છે કે હિંદુસ્તાનનું સરેરાશ આયુષ્ય ૨૩ વર્ષનું છે. એમાં પણ સ્ત્રીઓ પુરુષ કરતાં વધારે જીવે છે. એ ગણત્રી ધ્યાનમાં લઇએ તો પુરુષનું આયુષ્ય માંડ ૨૧ વર્ષનું થાય. વળી વિધવાની સંખ્યા લાખો સુધી પહોંચી છે. એમાંય બાળ વિધવાના આંકડા તો આંખમાં લોહીનાં આંસુ લાવે એવા છે. આ બધા હકીકતો એકઠી કરીએ તો કદાચ મગજ ભમી જાય. રોજ સાંજ પડે છે ને હિંદુસ્તાનમાંથી દશ વીસ હજાર સત્યવાન ઇશ્વરના દરબારમાં ચાલ્યા જાય છે. પાછળ રહેલી એ હજારો સાવિત્રીઓમાંથી મોટો ભાગ બીજો સત્યવાન શોધવાની ખટપટમાં પડી જાય છે. સમાજ જેને એ નથી કરવા દેતો એ પોતાની મનોસૃષ્ટિ ઉભી કરીને એમાં જુદા જુદા સત્યવાનને બેસાડીને એનું રટણ કર્યા કરે છે. થોડીક સાવિત્રીઓ સમાજે રચી રાખેલા નિયમોમાં બંધાઇને કાળજું ખવાઇ ગયેલાં નીતિસૂત્રો જપ્યા કરીને જેમ તેમ શાંતિ મેળવવાનાં ફાંફાં માર્યા કરે છે.

મને થયું કે આનું કારણ શું ? હજુ હમણાં સુધી આપણા પુરુષ સો સો વર્ષ જીવતો એને બદલે આજે ૨૩ વર્ષ જ કેમ ? દર વર્ષે આટલી ભવ્ય રીતે લાખો કરોડો વડલાની પૂજા થાય છતાંય આયુષ્ય કાં ન વધે ? વધવાનું તો ઠીક પણ દિવસે દિવસે ઘટતું કાં જાય ? આમાં કંઇ પૂજા સામગ્રીની ઉણપ છે ? કંઇ સત્યવાનનો દોષ છે ? કે આપણી સાવિત્રીમાંજ કંઇ ખામી છે ?

આમ વિચાર કરતાં કરતાં ને દિવસે પૂજા કરવા નીકળેલાં સાવિત્રી સ્વરૂપોનો હું ખ્યાલ કરવા માંડયો.

એક બહેનને મેં પૂજાનો થાળ લઇને જતાં જોઇ. એ અમારા ગામના પાસેના ગામનીજ એક બ્રાહ્મણની દીકરી હતી. રાંડીરાંડ માની આ એક જ દીકરી. બીજા ચાર પાંચ નાનાં છોકરાં. દળણાં પાણી કરતાં પણ પેટનું પુરૂં ન થાય એટલે ખૂબજ કંટાળેલી. અમારા ગામના દેવશંકરભાઇ મુંબઇ કમાતા તે ૪૨ વર્ષની અવસ્થાએ ઘરભંગ થયા. બીજું તો ઠીક પણ એમને રસોઇ કરવાનું દુઃખ થયું. એ ટાળવા માટે એમણે આ વિધવા બાઇ સાથે પાંચ હજારમાં સોદો કર્યો. બિચારી રંડવાળ માનાં છોકરાં સુખી થયાં અને દેવશંકરભાઇને રોટલાનું દુઃખ ટળ્યું.

આ પંદર વર્ષની બ્રાહ્મણ પુત્રી એના ૪૨ વરસના માએ સોંપેલા સત્યવાનની પૂજા કરવા જતી હતી.

× × ×

બીજાં એક બહેન હતાં. એમની ઉમર બાવીસ ત્રેવીસ વર્ષની હશે. એ બહેન સારા સંસ્કારી કુટુમ્બમાં જન્મેલાં. કંઇક શિક્ષણ પામેલાં ખરાં. એની ન્યાતમાં સારા સારા છોકરાઓ તો હતા. પણ એને યોગ્ય ન હતા. એને યોગ્ય એટલે કે એના બાપાને યોગ્ય. એના બાપાની પ્રતિષ્ઠાને યોગ્ય ન હતા. આખરે પરદેશ વેપાર ખેડતા એક પ્રતિષ્ઠિત (એટલે કે ધનવાન) કુટુમ્બના નબીરા સાથે એનું લગ્ન કર્યું. બાપાને થયું કે છોકરો કંઈક નાનો તો ખરો પણ હવે આપણી

સમોવડનું ઘર બીજે ક્યાંથી મળે? માબાપની પ્રતિષ્ઠા ખાતર છોકરીએ બિચારીએ કચવાતે મને લગ્ન કરી નાંખેલું. એ ૨૩ વર્ષનાં સાવિત્રી એના ૨૦ વર્ષની ઉમરના સત્યવાનની રક્ષા અર્થે વડપૂજન માટે જતાં હતાં.

× × ×

એક ત્રીજી બહેન તરફ મારું ધ્યાન ગયું. પહેલાં એનું વેવિશાળ થયેલું તે બે વરસ રહેલું. એઓ કાગળપત્ર લખતાં અને પ્રણય વધારતાં. બે વરસ પછી છોકરો સત્યાગ્રહમાં જવાથી અને 'લાયકસર ન હોવાથી' એનું બીજે ઠેકાણે એક વેપારીના છોકરા સાથે લગ્ન કર્યું. એ લગભગ એક વર્ષ ચાલ્યું. છોકરાંના મા બાપ મુંબઈ રહેતાં હોવાથી છોકરી બેએક વખત મુંબઈ આવેલી. બન્ને જણ સાથે ફરવા-ફરતા જતાં અને એક બીજા માટે અનન્ય ભાવ બતાવી એકદીલી વધારતાં.

વરસ દિવસ પછી છોકરો મરી ગયો. છોકરીને અનાજના વેપારીને ત્યાં નોકરી કરતા એક એકલદોકલ પણ હોશિયાર છોકરા સાથે પરણાવી.

એ બહેન એના સત્યવાન (!) પ્રત્યેની ભક્તિ સ્થિર કરવા માટે પૂજાએ જતી હતી.

× × ×

ચોથી એક બેન ઉતાવળે ઉતાવળે જતી હતી. એ જ્યારે કુમારી હતી ત્યારે એને પડોશના એક વિદ્યાર્થી સાથે પ્રેમ થએલો, એની સાથે એને લગ્ન કરવાની ઇચ્છા હતી. તે એટલે સુધી કે "પરણવું તો એનેજ, નહિ તો ઝેર પીને મરી જવું." માબાપને ન્યાતની પ્રતિષ્ઠા આડે આવી, છોકરીનું કાંઇ ચાલ્યું નહિ. ઝેરબેર પીવાણું નહિ ને ન્યાતના એક ગૃહસ્થને ત્યાં પરણાવી દીધી. કહે છે કે સાસરા વખતે એને હાથ ખેંચીને બેસાડવી પડેલી,

આવી આવી કેટલીયે બહેનો જતી હતી. સમજ્યે વગર સમજ્યે સૌ જતી હતી. પૂજા કરવા જતી હોય કે પછી રોજના ઘરેડીયા કામમાંથી છુટીને આનંદ કરવા જતી હોય પણ પુજાની સામગ્રી લઇને જતી તો હતી જ.

કોઇ રસ્તામાં સત્યવાનની વાત નહોતું કરતું, કોઇ સાવિત્રીના નિર્મળ તપ, અખંડ નિશ્ચય, જ્ઞાન, વિશુદ્ધબુદ્ધિ, સેવા અને સ્વાર્થ-ત્યાગની ચર્ચા નહોતું કરતું. ત્યાં તો દેરાણી જેઠાણીના ઝઘડાની, સાસુના સંતાપની, આડોશી પાડોશીના આણાપરિયાણાની નિંદા અને કુથલીની વાતો રસ અને ઉત્સાહપૂર્વક થતી સંભળાતી હતી.

આ વિચારના વિચારતા મને બધો ખુલાસો મળી ગયો કે આપણે ત્યાં વટસાવિત્રીનું વ્રત વર્ષોથી પળાતાં છતાં સત્યવાનનું આયુષ્ય કેમ વધતું નથી.

સાવિત્રી તરીકે ઉછેરવામાં આવતી હોય તો સાવિત્રી તરીકે જીવી શકેને? તો સત્યવાનનું આયુષ્ય વધેને?

તમારે ત્યાં સાવિત્રીને ઉછેરશો!

સાબરમતી:] 'નવરચના' માંથી

---

બીજા વર્ષનું આપનું લવાજમ ન મોકલ્યું હોય તો વેળાસર મોકલાવી આપવા મહેરબાની કરશોજી.

# વ્યર્થ કિલ્લે બંધી

ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર ગીતાજીમાં વદે છે કેઃ—

("અસત્ અનિત્ય) વસ્તુ અમર હોતી નથી અને સત્ વસ્તુનો નાશ થઇ શકતો નથી" એ બંન્ને વિષે એવોજ સિધ્ધાંત તત્વદર્શિઓએ જોયો જાણ્યો છે.

એ સિદ્ધાંત અનુસાર સત્યને વળગી રહી શુધ્ધ બુધ્ધિથી, માત્ર જ્ઞાતિ સેવાર્થે ઉદભવેલાં એવાં કોઇ પણ જ્ઞાતિય આંદોલનો અફળ ગયાં નથી, જતાં નથી, અને જવાનાં પણ નથી. પરંતુ કાર્યસાધકોએ શ્રદ્ધાપૂર્વક નિશ્ચિંત બની કાર્યમાં ઉદાસીનતા નહીં લાવતાં ધ્યેય પ્રાપ્તીના માર્ગે પોતાની કુચ આગળ અને આગળ ધપાવવા તત્પર રહેવું જોઇએ.

આજે આપણી પ્રગતિ શૂન્ય પ્રજાપતિ જ્ઞાતિ રૂઢીચુસ્ત જુલ્મગારોનું જુલ્મ સ્થાન બની રહી છે, બાળ લગ્નોની વેદીપર હોમાઈ અનેક યુવક–યુવતીઓનાં જીવન નષ્ટ થતાં આપણે જોઇએ છીએ, વંઢનાં ત્રાસદાયક બાનાં હેઠળ અનેક આપણી બ્હેન બેટીઓની બેઇજ્જત થવાનું અનેક વખત સાંભળીએ છીએ. એ સીવાય પ્રેતભોજન, કન્યાવિક્રય વગેરે અનેક જાતના સડાઓ વર્ષો થયાં આપણામાં ઘર કરી બેઠા છે. આવી અકલ્પનિય અવદશામાં અથડાતા આપણા પ્રજાપતિ સમાજનો પૂનરોદ્ધાર ક્યારે થશે? કઇ રીતે થશે? એ પ્રશ્ન સર્વ કોઇ જ્ઞાતિ હિતચિંતકોને અત્રે મુંઝવી રહ્યો છે.

આવા અનેકવિધ અટપટા પ્રશ્નોના ઉકેલ લાવવાના માર્ગ શોધી જ્ઞાતિનું એક વ્યવસ્થિત તંત્ર રચવા આજનો સુશિક્ષિત અને સમજદાર વર્ગ ઉત્સુક બન્યો છે, જ્ઞાતિને બહારના હુમલાઓથી સુરક્ષિત બનાવી ઉન્નત દશા પ્રાપ્ત કરાવવા તેમને તમન્ના જાગી છે, આપણી જ્ઞાતિનું આધુનિક જીવન આદર્શ અને સંસ્કારી બનાવવા એ વર્ગ ઝંખના કરે છે. જ્યારે ઇશ્વરી પ્રેરણાથી ઉદભવેલ શક્તિને દાબી દેવા આપણા આપખુદ આગેવાનો અધીકારીત્વના નશામાં મસ્ત બન્યા છે, જ્ઞાતિજનોનાં દુઃખ દર્દો સાંભળવા અત્રે તેમના કાનો બહેરા બન્યા છે, એકધારા શાસન તળે ચગદાતી કોમને બચાવી જ્ઞાતિની કંગાલીયત મીટાવવાનાં માર્ગો શોધવા તેઓને ફુરસદ નથી. આ સર્વ દેખીતો વિરોધ અમો કળી શકતા નથી, જ્ઞાતિનાં ક્યા પાપો તેમને એ માર્ગે લઇ જતા હશે તે પણ અમારી કલ્પનામાં આવતું નથી. ઉપલક દ્રષ્ટીએ આવાં જ્ઞાતિહિત વિરૂદ્ધ વર્તન ચલાવનાર તંત્ર વાહકો પ્રત્યે સ્વાભાવિક રીતે આપણને ખેદ ઉપજે છે, પરંતુ આમ થવામાં તેઓમાં હાડોહાડ વ્યાપેલી અજ્ઞાનતા દૂર કરી પ્રગતિનો ખરો રાહ બનાવવા આજના શિક્ષિત યુવકોને હું આગ્રહ સાથ વિનંતી કરૂં છું.

જ્ઞાતિના સુધારક વર્ગની એ શુભ લાગણીને અવરોધી આપણો એ કહેવાતો આગેવાન વર્ગ કઇ વસ્તુ હાંસલ કરવા માગે છે! એ સમજાતું નથી. આ અવગણનામાં દેખીતો તેઓને કાંઇ લાભ નથી, જ્ઞાતિ હિતની જેમાં સલામતી નથી, અરે સત્ય અને ન્યાયનું પણ

જેમાં એક તત્વ નથી છતાં પણ એ શાણા સત્તાધારીઓ પોતાની એ હઠ હજી પણ ત્યજવા તૈયાર નથી. ઇચ્છીશું કે ઇશ્વર તેઓને સદ્બુદ્ધિ અર્પે અને આ સર્વ ઘટના શાન્તપણે વિચારી જ્ઞાતિ પ્રત્યેની પોતાની ફરજનું યથાર્થ પાલન કરે.

અંતમાં હું જ્ઞાતિના આગેવાનો, વૃદ્ધ મુરબ્બીઓ, અને જ્ઞાતિહિત ઇચ્છનાર એવા કોઈપણ જ્ઞાતિ બંધુઓને વિનય સાથ જણાવીશ કે આવાં કોઇપણ જ્ઞાતિહિત સાધક આન્દોલનો કોઇનાં પણ અટકાવ્યાં નહિ અટકતાં યથાસમયે પોતાની સત્યતા પુરવાર કરી એ પ્રવાહ આગળ અને આગળ પ્રવર્તતો જ જશે. કોઇ પણ શકિત એ પ્રવાહને અટકાવવા અસમર્થ બનશે. છતાં પોતાનું વિરોધી વર્તન પ્રદર્શીત કરી કોઇ પણ વ્યકિત તેના સામે અનેક ષડ્યંત્રો રચી કૃતીમતાની દીવાલો ખડી કરશે, તો એ કૃતીમ દીવાલોને એ નિરર્થક કિલ્લેબંધી નષ્ટ કરી એ દીવ્ય શકિત સમય આવતાં જ્ઞાતિમાં પોતાનું સામ્રાજ્ય અવશ્ય પ્રાપ્ત કરશે.

માંગરોળઃ ] મેઘજી જુઠાભાઇ ચાંડેગરા

# રમુજી ટુચકો

એક દીવસ મારા મીસીસ રતન પરમાર આનંદી મીજાજમાં મારા જોવામાં આવાં. તેને બહુ ખુશીમાં જોઇ મીસ્તર લખમણ બહુજ હરખાવા લાગાને સાથે આનંદની વાતો થાવા લાગી. મારા મીસીસનો વાત કરવાનો મુખ્ય પ્રશ્ન મારી પાસે રજુ થયો અને વાત આગળ ચાલી. અરે હું એક વાત તમને કેવાની છું પણ કેતા મને તમારાં તુમાખી મીજાજની ડર લાગે છે માટેજ નથી કેતી. જો તમો શાન્ત થઇને સાંભળો અને ગુસ્સે ન થાવું એવા સોગન લીયો તો કહું. આ સાંભળીને વાત જાણવાની મને તાલાવેલી થઇને મેં સોગન પણ ખાધાં. ત્યારે હવે સાંભળો. ભલા તમે મને સાડી ચોળી તેમજ ઘાઘરા પેરાવો. નાના હતાં તીયારે તો ઠીક હતું, પણ જુવોને આપણને બાલબચાં થીયાં છે તો. તેને કીયાંય પરણાવાં પણ જોસે, તીયારે આવું કીયાથી ચાલે એમ મને બધાં કીયે છે. મેં મારા મીસીસને કહ્યું કે જો નહી ચાલે તો આપણે પૈડા નાખશું પછી કાંઇ છે અને બધાને કેશું કે તમો પૈડાવારા ગાડાને ખેંચો નકર પછી એન્જીન લગાડીશું. મારો ઉડાઉ જવાબ જાણી મારા મીસીસ ગુસ્સે થીયાને કયું કે તમોને તો અક્કલ ન આવી તે નજ આવી. તેના જવાબમાં કયું કે કીયાંથી અક્કલ આવે? જુવોને મારા બાપનાં વારસામાં એક વાટકો પણ મળો નથી. તો અક્કલ જેવી કીંમતી વસ્તુ કીયાં વારસામાં મળે તે તો તમો જાણો છો. આ સાંભળી મારા મીસીસ બહુજ ગુસાને પાત્ર થીયાં અને મારી ઉપર બંબ ફેંકો. અરે તમોને શરમ છેજ કીયાં? નહી તો આમ હોય? મે પણ હાથરોજ ફેકલ બંબ ઝીલી લીધો અને કયું કે શરમ તો પૈસાદારને ઘરે હોઇ છે અને તમારે જોતી હોય તો લાજ કાઢવી. પછી કાંઇ છે? અને સાથે કયું કે હું દરરોજ ફરવા આવું છું અને કીયાઇ શરમ આવતી હસે તો હું તેને પકડી લાવીશ.

પો.રબંદર ] લ. રા. પ.

# આપણી દુર્દશા

આજે આપણો જ્ઞાતિસમાજ કેટલો પછાત છે તે દરેક જ્ઞાતિબંધુઓ જાણતા હશે? છતાં પણ આપણે હજુ સુધી ઉન્નતિનો માર્ગ શોધી શક્યા નથી. કારણ કે જ્યારે જ્ઞાતિના સંચાલકો પોતે આરંભેલા કાર્યો અધવચથી પડતા મુકી બીજા કાર્યો પ્રત્યે દોરાય છે. જ્યારે આપણે કોઇપણ કામ આરંભીએ ત્યારે જો સંચાલકો પોતામાં સંપુર્ણ આત્મશ્રદ્ધા રાખી લોકનિંદાને ન ગણકારતા પોતાનું કામ આગળ ધપાવી પોતે મનન કરી બીજા જ્ઞાતિબંધુઓ આગળ મનન કરાવવા પ્રયત્નો કરાવે, તો આપણી જ્ઞાતિનો જે અણઘટતો સડો હાલ કેટલાક વરસોથી ચાલી આવેલ છે, તે સુધારતા આપણને અઘરૂં નહિ પડે. આપણી જ્ઞાતિમાં કુરિવાજો ઘણા છે; જેવા કે જ્ઞાતિના વરાઓ, મરણનું કારજ, [illegible], બાળલગ્ન અને એના ઉપરાંત બીજા કેટલાક કુરિવાજો છે એવા એવા કુરિવાજો દરેક જ્ઞાતિબંધુઓની જાણ બહાર નહિ હોય. શ્રીમંતના મુહુર્તનો રિવાજ દરેક જ્ઞાતિઓમાં હોય છે પણ આપણી જ્ઞાતિના ખોટા ડોળ પ્રમાણે હોતો નથી. જો આપણે પણ બીજી જ્ઞાતિના રિવાજ પ્રમાણે ચાલીએ તો આપણી જ્ઞાતિના ગરીબમાં ગરીબ બંધુઓને પરવડે એવી [illegible] સંસ્કાર વીધી આપવાને સમર્થ થઇએ. આપણી જ્ઞાતિના કુરિવાજોના સડાની અંદર નહિ ફસાતા યોગ્ય સારો રસ્તો લેવો તે આપણા દરેક જ્ઞાતિબંધુઓની ફરજ છે. તો તેવી ફરજ અદા કરવા કોઇપણ જ્ઞાતિબંધુ લોકવાયકાને ન ગણકારતા વ્યર્થ ખરચ નહિ કરતા પોતે આત્મશ્રદ્ધા ઉપર વિશ્વાસ રાખી કામ આગળ ચલાવવું.

કોઇપણ જ્ઞાતિબંધુઓને એવો સંશય થાય કે આપણા પુર્વજોના વખતથી ચાલી આવતા રિવાજોને કેમ નાબુદ કરવા? પણ આપણા પુર્વજોના વખતનો ઇતિહાસ જોતાં હાલની આપણી પરિસ્થિતિમાં ઘણો ફેર છે. આપણી જ્ઞાતિ એટલે શ્રી સોરઠીઆ પ્રજાપતિ કુંભાર. પણ હાલમાં આપણને પ્રજાપતિનો અર્થ લાગુ પડતો નથી. દાખલા તરીકે જોતાં આપણા પુર્વજોના વખતમાં રાજા મહારાજાઓ, બ્રાહ્મણો, પરદેશી મુસાફરો પ્રજાપતિ કુંભારને ત્યાં બે ચાર દિવસોને માટે આશ્રય લેતા. તો એ વખતમાં આપણા પુર્વજોને પોસાતું. કારણ કે એ લોકોને દારૂ અને માંસાહાર એ શું ચીજ છે એનો એમને સ્વપ્નામાં ખ્યાલ ન હતો. ત્યારે એ વખતમાં પુન્યભાવ કેમ બનાવવો, મનની સ્થીરતા કેમ રાખવી, અને અતિથીનો આદરસત્કાર કેવી રીતે કરવો એ તો તેમના મનમાં એક રમત વાત હતી. આપણે પણ એવી રીતે ચાલવા મનમાં ધારણા રાખવી જોઇએ. હાલમાં તેથી ઊલટા જ સંસ્કારો આપણી જ્ઞાતિમાં જ્યાં ત્યાં નજરે પડે છે. દરેક જ્ઞાતિબંધુ સાદો ને યોગ્ય રસ્તો લઇ આગળ વધે તેથી ફરીને આપણા ઘરમાં બે પૈસાની બચત રહેશે તો તે પૈસા સારા અને સન્માર્ગે વાપરવા અને આવી અનેક કુટેવોથી અલગ રહે એજ.

મુંબઇ] પરસોત્તમ માંડણ દેવળીઆ

# ચર્ચાપત્ર

રા. રા. પ્રકાશના તંત્રી સાહેબ.

નીચેનો લેખનો આપના માસીકમાં સ્થાન આપવા કૃપા કરશોજી.

શ્રીયુત ઓધવજી દામજી જેઠવા (ભંડુરીવાળા) અમરાપુર (માળીયા હાટીના) ને જણાવવાનું કે અમોએ પ્રજાપતિ–પ્રકાશમાં તા. ૧ મે ૧૯૩૬ ના અંકમાં 'આપણું પોષાક પરિવર્તન'ના નામનો એક લેખ પ્રગટ થએલ છે તે વાંચ્યો છે.

સુજ્ઞ ભાઇઓ અને બહેનો, હું પણ બે શબ્દ લખું છું તો મારા લખવામાં ખામી હોય તો અનર્થનો અર્થ કરીને વાંચવા આપ સર્વેને નમ્રતાપુર્વક વિનંતી છે. હું પણ વિદ્વાન તથા લેખક તો નથી જ મને પોતાને પણ શિક્ષણમાં એકડા બગડા જેટલુંજ જ્ઞાન છે. હું જે લખું છું અથવા બોલું છું તે સ્વસ્થતાઇથી તો નથી લખી કે બોલી શકતો. તો મારી ભુલોનો વાંચક ભાઇઓ સારો અર્થજ કરશે એજ અભીલાષા.

શ્રી ઓધવજીભાઇ આપણું પોષાક પરિવર્તનમાં જે વિવેચન કરે છે તે પરદેશના ભાઇઓને કટાક્ષમાં તો સંબોધતા તો નથી જ પણ મીત્રતાઇ તરીકે ઉપલું પદ સંબોધના હશે? તો એટલું તો હું જરૂર લખીશ કે તે પદ મારાં ધારવા મુજબ પરદેશના ભાઇઓને લાગુ ન પડી શકે. કારણ એજ કે અહીં પરદેશમાં ઇસ્ટ આફ્રીકા અને સાઉથ આફ્રીકામાં કુલ બંધા મળીને આપણા સોરઠીયા ભાઇઓ ૧૦૦ સો એક વસવાટ કરે છે. તેમાં પણ અર્ધા તો એકલાજ છે ને અરધા કુટુંબ સહીત છે. તેમાં પણ અરધા ભાઇઓ તો આપણી જુની પદ્ધતિ પ્રમાણે થેપાડાં પહેરાવે છે, અને અરધા ભાઇઓ સાડીઓ પહેરાવે છે. તો આ હીસાબે બે ચાર ભાઇઓ સાડીઓ પહેરાવે છે. તેઓ પણ સ્વદેશ જાય છે ત્યારે જે આપણને આપણા બાપ દાદાનો સુશોભીત પોષાક જે વારસામાં થેપાડું (પેરણું) મળેલ છે તે તુરતજ અપનાવી લ્યે છે. કારણ એજ કે છોડી દઇએ તો પછી કુંભારણ તરીકે કયાંથી ઓળખાઇએ? આમાં આફ્રીકાના ભાઇઓની વાત જ કયાં રહી? પણ મારા અનુભવ પ્રમાણે અત્યારે દેશમાં ચાલુ સમયમાં ૧૦૦ એ ૨૫ ટકા તો સાડીઓ પહેરાવે છે. તો લેખકબંધુ પહેલા દેશમાં તપાસી જુએ તો તેમને વધુ માહીતી મળશે.

શ્રી ઓધવજીભાઇ પોતે એટલું તો જાણતા હશે કે આપણી જ્ઞાતી જેટલી ગરીબાઇમાં ડુબેલી છે તેજ પ્રમાણે બીજી કોમો આપણાથી જે ઉચ્ચ કોમો છે તે પણ આપણાથી વધુ પ્રમાણમાં ગરીબાઇમાં ડુબેલી છે. લેખક પોતે પણ એટલું તો કહે છે કે ઉજળું એટલું દુધ હોતું નથી. એમ ન જાણવું કે જેટલી ઉચ્ચ કોમો છે તે બધી ધનાઢ્ય છે; તેમાં પણ ગરીબાઇ તો છેજ. અર્થાત કે ઉજળું એટલું દુધ હોતું નથી.

થેપાડા જેવા ઓછી કીંમતનાં વસ્ત્રો રાતદીવસ રાખ મારી જેવા મહેનતના કામમાં વધારે ટકી શકે તે પણ ખરૂં; ત્યારે સાડીનું

કામ તો ગુજરાતમાં પણ આપણાજ ભાઇઓ માટીનું કામ કરે છે ને ત્યાં બૈરાંઓ સાડીઓ પહેરે છે તો તે કીંમતી પોષાક કેમ ચલાવી લેતા હશે? તેજ વાંચવાનું રહ્યું. તદુપરાંત જેમ આપણો માટીનો ધંધો મહેનતનો છે તેમજ જે બીજી કોમો ખેતીનું કામ કરે છે તેના બૈરાંઓ સાડીઓ પહેરે છે તો ખેતીનું કામ કેટલું મહેનતનું છે કે ખેતરોમાં બૈરાંઓ ઢેફાં સાથે આપણા બૈરાં કરતાં વિશેષ મહેનતનું કામ કરે છે ને ખેતરમાં તો બોરડીઓ ઉપર જાળામાં તો સાડલા જલદી ચીરાઇ જાય? તો તેઓ સાડીઓના ખરચા કેમ ચલાવી લેતા હશે? ને તેમાં પણ ગરીબી તો હશે જ.

સાડીઓ જેવા કીંમતી પોષાક ગરીબ હાલતમાં પોસાય નહી ત્યારે પુરૂષવર્ગ આપણી જુની પધ્ધતી પ્રમાણે કેમ પોષાક પહેરતા નથી? પુરૂષવર્ગ શર્ટ, વાસકોટ અને કોટ ઉપરા ઉપર ત્રણ કપડા ખરચાળ કીમતનાં પહેરે છે ત્યારે તે તરફ કોઇપણ ધ્યાન પણ આપતું નથી, પણ જ્યારે સ્ત્રિની વાત આવે છે ત્યારે રૂઢીવાદીઓ પોતાનો કક્કો બનાવે છે કે ખરચો વધે છે. કુદરતનો પણ ન્યાય પુરૂષ અને સ્ત્રી બન્નેને સરખો છે તો પુરૂષ અને સ્ત્રીના સરખા હક્કો હોવા જોઇએ. જુઓ આજ કાલ મારા જેવા આંગડીઉ ઉતારી ઉતારીને કોટ પાટલુન પહેરવા મંડી ગયા છે તો કોટ પહેરનારને એટલું તો પુછી જુઓ કે આપણા બાપ દાદાઓએ કોટ પહેરલ? તદુપરાંત એ પણ પ્રશ્ન કરૂં છું કે આંગડીઉમાં કસુ કેટલી હોય? હું પોતે પણ ભુલી ગયો છું કે આંગડીઉમાં કેટલી કસુ છે. પણ મારા વડીલો મહારા કુટુંબમાં જે જુની પધ્ધતી પ્રમાણે પોશક પહેરે છે તેમાં આંગડીઉ તથા મોભ જેવી પાઘડી તો નથીજ ભુલ્યા.

"જમાના પ્રમાણે આપણી બહેનોમાં સાડી જેવા પોશાક થતાં ન્યાતીની ઓળખાણ પણ રહેશે નહી" તો આ વિષયમાં લેખકબંધુની હું તો ભુલજ માનું છું કે આપણી ટુંકી મનોવૃતીઓજ આપ અમલમાં મુકવા માગો છો. નહીતર આપ જેવાએ તો સુધારક તરીકે બહાર પડવું જોઇએ ને સાડીઓ પહેરવાની પહેલાં અમલમાં મુકવી જોઇએ. પણ લેખક પોતે કુરિવાજોને માનનારા દેખાય છે. તો પછી આ સુધારા ક્યાંથી એમને માફક આવે? ઘેપાડા પહેરાવીને આપણે બરોબર આળેખુબ કુંભારણથી ઓળખાવીએ તોજ કુંભારણ કહેવાય? શું સાડી પહેરે તો કુંભારણ ન કહેવાય? આમાં આપની સમજણ ફેર થાય છે. મારો તો પુરતા પ્રમાણમાં ઘેપાડામાં વીરોધ છે. બીજી અન્ય કોમો નાગર, ભાટીયા, બ્રાહ્મણ, વાણીયા એથી પણ વિશેષ કોમોમાં સાડીઓ પહેરે છે તો તે બધી ન્યાતીના બૈરાં પોતાની ન્યાતીમાં કેવી રીતે ઓળખાતાં હશે?

"ધનાઢય ભાઇઓને અને દુકાન કે ઘેર બેસી ગુજરાન ચલાવનારને સાડીઓ પોસાય તેમ છે" એ શબ્દો પણ અસ્થાને છે. બધાને જીવાડનાર જગનિયંતા પરમેશ્વર છે. આપણામાં કહેવત છે કે "હાથીને હારો ને કીડીને કણ" એ પ્રમાણે પ્રભુ બધાને મેળવી આપે છે. અત્યારે આપણે ઘેપાડા પહેરીયે છીએ તો ઘેપાડા મળે છે ને સાડીઓ પહેરાવીએ તો

સાડીઓ મળે એતો શંકા વીનાનું છે.

"વળી ચેપાડા જેવા સર્વ પોશક વસ્ત્રોને ફક્ત પરદેશમાં વસતા લક્ષ્મીનંદનો જ દુર કરવા પ્રેરાય છે." મા'જ જુના પોશાકને ત્યાગ અગર તે પ્રત્યે હલકી દ્રષ્ટીથી જુએ છે તેમ માનવાનું કારણ આમાં હોઇ જ ન શકે. કેમકે ધનવાન અગર ધનહીન, સર્વને કપડાં તો જોઇએ. માટે તે બાબત તો સર્વની ઇચ્છા ઉપર જ રહે છે. કારણ ચેપાડું અગર સાડી તે કુમાંથી બને છે. ફક્ત તેનું રૂપાંતરજ થાય છે.

આ જમાનો પ્રગતિનો છે એમાં કોણ ના કહી શકે તેમ છે? આપણી જુની રૂઢીઓ તથા ડોશી શાસ્ત્ર જે હતાં તે કહેતાં કે **'દેશ મુકીયે પણ વેશ ન મુકીયે'** તે વાતો ભૂતકાળમાં રહી, કારણ તે **મોગલાઈ** આજે નથી. પણ આતો સુધારાનો જમાનો છે. જ્યારે દરેક કોમો સુધરી, દેશોના દેશ સુધર્યા, શહેરના શહેરો સુધર્યા, રસ્તાના રસ્તા સુધર્યા, મકાનો તથા મકાનની બાંધણી સુધરી, મુસાફરી કરવાના વાહનો પણ સુધર્યાં, પણ આપણા સોરઠીઆ ભાઇઓ જક્કી ઘેટાની માફક આપણે આપણું પોષાક પરિવર્તન હજુ સુધી સુધારી ન શકયા.

જેમ લુહારે લોઢું ઘડવા નપાવ્યું હોય તે ગરમ થાય કે તુરતજ ધારેલો ઘાટ ઘડવા માંડે છે તેમજ આ ચાલુ જમાનો પણ સુધારા ઘડવા માટેજ છે. આપણી કોમમાં સુધારાને માટે દરેક સ્થળે ગરમાગરમ વાતાવરણ ચાલે છે તો તેને ઠંડું પડવા દેશું તો પાછું ગરમ કરતાં વખત લાગશે. તો આ ચાલુ જમાનાને ઓળખી ને આપણે પણ આપણા પોષાકમાં પરિવર્તન (ફેરફાર) કરવાની ખાસ જરૂર છે. લેખકબંધુ લખે છે કે "અનેક ભાઇઓ દિશ વસના દુઃખથી દિવસો ગુજારે છે તે પ્રત્યેક વીદેશી લક્ષ્મી વાનો વીચાર કરો" તો તેમાં પરીપૂર્ણ વીચાર કર્યો છે કે જે જે મનુષ્યને જેવું પોતાનું પ્રારબ્ધ હોય તેને અનુસારે તેના દેહને સુખ દુઃખ થાય છે. તો આમાં દેશ તથા પરદેશનું જોવાનું નથી.. આજનો જમાનો ઓળખીને આપણે ઘણા કુધારામાંથી સુધારા કરવા ઘણા લેખો લખાય, ગયા પણ હજુ સુધી સુધારામાં તો મોટું ૦. મીંડુ આવ્યું છે. આજ કોઇ ભાઇ આપણા પોશાક ઉપર વિરૂધ્ધ બનતું કરશે તો કાલે કોઇ બી પ્રેનભેજન ઉપર લેખ લખશે કે કાંઇ બાપ દાદાનો ચીલો મુકાય? ને કરતા હતા તે શું મુર્ખ હતા? તો આપણે શું તે સ્વીકારીશું? હજુ આપણે સુધારાના સ્વપ્ના સેવીએ છીએ, પણ જરા આપણા કુંડાળાથી જરા દુર નજર કરીએ તો પ્રત્યક્ષ દાખલા મળી રહે છે જે નીચે જણાવું છું.

જુઓ તમારોજ નજરે તમોને જીવતા જાગતા દાખલા આપું છું કે સૈકાએ પહેલાં ચીનમાં એવી રૂઢી હતી કે કન્યાનો જન્મ થતો કે તુરતજ નીર્દોશ બાળાને લોખંડની બેડીથી બંધીવાન કરતા ત્યાં એવી રૂઢી હતી કે ચીનાઇ બૈરાના પગના પોચા એકદમ ટુંકાંજ હોવા જોઇએ. કારણ એજ કે ચીનની સ્ત્રી દુનીયાના કોઇ બીજા સ્થળે જાય તો ચીની તરીકે ઓળખાની કે આ ચીનાઇ સ્ત્રી છે. ત્યારે અત્યારે ચાલુ જમાનામાં તે રૂઢી નાબુદ થઇ છે તે હવે ચીનની સ્ત્રીઓ પણ મોટા પગે થઇ છે તો અત્યારે તેની ઓળખાણ કેવી

રીતે થતી હશે?

તુર્કસ્તાનમાં પણ ત્યાંની ઔરીઓ બુરખો પેરતી. અત્યારે ત્યાં પણ જમાના પ્રમણે બુરખાનો રીવાજ નાબુદ થયો છે. ત્યારે ત્યાંની ગૃહિણીઓ કેવી રીતે ઓળખાતો હશે?

આપણાજ હીંદુસ્થાનમાં રાજામહારાજાઓ પણ ઓજલનો બુરખો રાખતા તે પણ અત્યારે નથી. તો તે બુરખો જતાં શું જાણ્યું? યુરોપમાં પણ ઔરોઓ પગની ઘુંટી સુધી પોશાક પહેરતાં પણ અત્યાર તેમાંનું કાંઇ નથી. તો તેમાં પણ શું ધારવું? આવા પોશાક પરિવર્તનનાં દાખલા લંબાણપૂર્વક લખવા બેસીયે તો ૨૫–૩૦ પાનની એક બુક થાય એમ છે.

આપણે પણ આપણું પોષાક પરિવર્તન કરવુંજ જોઇએ. જે આપણે કુંભાર છીએ એ તો કુંભાર તો રહેવાનાજ પણ બીજી અન્ય જ્ઞાતિની સરખામણીમાં તો રહેવું જોઇએ.

વિશેષમાં આજ કાલના ચાલુ જમાના પ્રમાણે ઘણા માણસો દેવદર્શન કરવા મંદીરમાં જતા પણ અટકાય છે અને જતા પણ નથી પણ મંદીરમાં જવાથી ભલે પુન્ય ન થતું હોય પણ પાપ તો થવાનું નથીજ. તેજ પ્રમાણે આપણે આપણા ઔરોને પોષાકમાં સાડી પહેરાવીએ તો તેમાં કાંઇ નીચો દરજ્જો તો ગ્રહણ કરતા નથી પણ એક દરજ્જો લઇએ છીએ.

નાયરોબી:] કુરજી રામજી મજેવડીઆ.

# જ્ઞાતિ સમાચાર

**જુનાગઢ:**—તા. ૧૧–૬–૩૬ ના દીને અહિંના બંધુ શ્રી માદવ કેશવ ચાદેરનો મોટો દીકરો ભાઈ નારણ ૨૫ વર્ષની ઉમરે આઠ દીવસ તાવ આવવાથી મૃત્યુ પામેલ છે. જેથી તેના પિતા આદી ઘરનાં સઘળાં કુટુંબને ઘણોજ આઘાત પહોંચ્યો છે.

* * * જુનાગઢમાં એક યુવકની ખોટ પડી છે. શ્રી પરમ કૃપાળુ પરમાત્મા મરનારના આત્માને ચિરઃશાન્તિ અર્પો.

**વેરાવળ:**—સુત્રાપાડાના રહીશ હાલ વેરાવળના પ્રજાપતિ શ્રી કરમન રાજસી દેવળીવાની સ્ત્રી ઉંમર વર્ષ ૧૬ ની બાઇ રાણી ગાદલા ગોદડામાં ચાસલેટ છાંટી ગઇ જેઠ વદી ૦)) ને દીવે રાતના નવ વાગે ઓરડાના બારણાં બંધ કરી આપઘાત કર્યાનું કહેવાય છે. પોતાની લાડકવાઇ પુત્રીનું આમ અચાનક મૃત્યુ થવાથી મરનારના માતુશ્રી વાધવાળાઇ માતુબાઇને બહુજ આઘાત થયો છે અને તેના કલ્પાંતનો પાર રહ્યો નથી.

* * * વિધવા બાઇને થએલ આ આઘાત પ્રત્યે અમારી દીલસોજી બતાવીએ છીએ.

**મુંબઇ:**—અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી નારણ દાહ્યાભાઇ દેવળીવાની પત્નિ ગુજરી જતાં તેની પાછળ પ્રેત ભોજનનું કારજ તેમણે (તા. ૨૫–૬–૩૬) બંધ કર્યાનું કહેવાય છે.

* * * જ્ઞાતિમાં એક સુધારાના દૃષ્ટિથી જો આ પગલું એ બંધુ તથા એમના સાગનાવગાના ભાઇઓ તરફથી ભરવામાં આવ્યું હોય તો તે ખરેખર પ્રશંસાને પાત્ર અમો લેખીએ છીએ. ઇચ્છીએ છીએ કે એ બંધુ તેમજ તેમના સાગનાવગાના અન્ય બંધુઓ પોતે કરેલા સુધારાના આ નિયમને ભવિષ્યમાં પણ સંપૂર્ણ રીતે વળગી રહીને અન્ય જ્ઞાતિભાઇઓમાં સારો દાખલો બેસાડશે.

સંપાદક,

ધી ન્યુ લક્ષ્મી પ્રીટીંગ પ્રેસ, માંડવી, મુંબઈ ૩.

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઈઓનું મુખપત્ર ]



# પ્ર.જા.પ.તિ — પ્ર.કા.શ.



ઓરૂમ્ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥

સંપાદક, મુદ્રક તથા પ્રકાશકઃ—
ડાહ્યાભાઇ આણંદજી ચાવડા

વ્યવસ્થાપકોઃ—
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

* * *

વર્ષ: ૨ જું—અંક: ૨-૩
ઑગસ્ટ–સપ્ટેમ્બર
સને: ૧૯૩૬

* * *

: વાર્ષિક લવાજમ :
દેશમાં: એક રૂપીઓ
પરદેશમાં: બે રૂપીઆ
અથવા ત્રણ શીલીંગ

*

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી સ્ટ્રીટ,
મુંબઇ. નં. ૪.

* * * * *

## શ્રી ઓધવજી દામજી જેઠવાએ પરિષદમાં ગાએલું.

[ ગઝલ. ]

મમ જ્ઞાતિ ગંગ મૈયા. વળી સર્વ જે સુકાની
વડીલો નમન છે માહરા, કરૂં અર્જ ધન્ય માની.

આજે સુપ્રભાત જાણો. ગત ભુત કાળ ભુલી
મત ભેદ છોડી દેવા, રહી જ્ઞાની જેહ ફુલી

મંગળ દીવસ ગણાગે. અહો દર્શનો કર્યાથી
પ્રભુ વાણી સર્વ માનો, શ્રવણે વચન ધર્યાથી

ધોરણ બંધાય જેવાં. જે સર્વ વાણી વદતાં
સત્યતેજ માનવાથી, કીર્તી સુયશ પમાયે

'શ્રી આઇ' માત જનની. ભક્ત પ્રભાવશાળી
ગૌરવવંત ગણાઇ, અમ જ્ઞાતિ ભાગ્યશાળી

કુસંપ કાપી નાખો. વળી જ્ઞાતિ હીત દાખો
ગૌરવ હૃદયમાં રાખો, જ્ઞાતીનું હીત ચાહો.

'શ્રી આઇ' પુજ્ય જનની. વળી જ્ઞાતિ ચર્ણ સેવા
પામું હું સર્વ સમયે. દેજો દેવાધી દેવા

ઓધવજી અરજ વામું નીત જ્ઞાતિ સેવા પામું
દીન દાસ હું પ્રણામું. મુજ બાળ શક્તિ માનું.

અમરાપુર: ] સ્વરચિત

# પ્રકાશ ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નંબર | નામ : | સ્થળ : |
|---|---|---|
| ૧ | શ્રી જાદવજીભાઈ વાલજી વરૂ (આફ્રિકા) | ટીરા |
| ૨ | ,, હરજીભાઈ જાદવ ગાધેર ,, | આંકોલીમલીનીકા |
| ૩ | ,, પ્રેમજીભાઇ હરજી ગાધેર | સણાવાવ |
| ૪ | ,, વૈદ્ય રામજીભાઇ વેલજી ચાંડેગળા | મુંબઇ |
| ૫ | ,, બાબુ રાવજીભાઇ જેરામ વડુકુળ | જુનાગઢ |
| ૬ | ,, મુળજીભાઇ રાજાભાઈ ગોહેલ | ,, |
| ૭ | ,, માસ્તર આંબાભાઇ રતના છાંયા | ચીખલી |
| ૮ | ,, જમનાદાસ પુંજાભાઈ પ્રજાપતિ | અમદાવાદ |
| ૯ | ,, છગનલાલ દેવરાજભાઇ વરૂ | (આફ્રિકા) ટીરા |
| ૧૦ | ,, ધી પ્રીમીઅર રીફ્ક બઝાર લી. (મી૰ કરસનદાસ જે. શીંગડીયા) | ( ,, ) અમરાલી |
| ૧૧ | ,, હરજીભાઇ ટીડા ભારદ્વાજ | જુનાગઢ |
| ૧૨ | ,, નાનજીભાઇ મૂળજી ગઢીયા | ,, |
| ૧૩ | ,, હાજાભાઇ રાઘવજી ટાંક | કરાંચી કેમ્પ |
| ૧૪ | ,, મેસુરભાઈ નારણ શીંગડીયા | મુંબઇ |
| ૧૫ | ,, હરજીભાઇ માંડણ ચાવડા | થાણા |
| ૧૬ | ,, જીવરાજભાઈ રામજી કુકડીયા | જુનાગઢ |
| *૧૭ | ,, વીરજીભાઈ પુંજાભાઈ યાદવ | માણાવદર |
| *૧૮ | ,, નારણભાઇ દેવજી જેઠવા | વેરાવળ |
| ૧૯ | ,, નારણ ડાબાભાઇ જેઠવા | ,, |
| ૨૦ | ,, હરજીભાઇ નથુ વીસાવાડીયા | ,, |

| અ. નંબર | નામ : | સ્થળ : |
|---|---|---|
| *૨૧ | શ્રી ભગવાન દેવાભાઇ જેઠવા | વેરાવળ |
| *૨૨ | ,, સુનાર રામજી જીવાભાઇ | ,, |
| ૨૩ | ,, ભાણજીભાઈ ગોવા ગોહીલ | ચોરવાડ |
| *૨૪ | ,, ભીમજીભાઇ ગોવિંદ ચિત્રોડા | કલ્યાણ |
| *૨૫ | ,, આંબાભાઇ વસ્તા કેડીયા | (આફ્રિકા) ચાંગ્વો |
| ૨૬ | ,, હીરજીભાઇ લખમણ પાણખાણીયા | છુંજરી |
| ૨૭ | ,, મીઠાભાઇ દેવશી વડુકુળ | પોરબંદર |
| ૨૮ | ,, ગોવીંદભાઇ નારણ ચાવડા | (આફ્રિકા) મોશી |
| *૨૯ | ,, માવજીભાઇ કાનજી ભરડવા | સણાવાવ |
| *૩૦ | ,, ભીમજીભાઇ નથુ પાણખાણીયા | ઓખાપોર્ટ |
| *૩૧ | ,, દેવજીભાઇ આલા ભરડવા | ,, |
| *૩૨ | ,, જીવાભાઇ પરસોત્તમ ટાંક | કલ્યાણ |
| *૩૩ | ,, રામજીભાઇ અરજણ વાળા | વાંસજાળીયા |
| ૩૪ | ,, રત્નરામભાઈ હરજી ટાંક. | ઉના |
| *૩૫ | ,, રામજીભાઇ પુના રાઠોડ | આલીંદર |
| *૩૬ | ,, પમાભાઇ રાજાભાઇ શીંગડીયા | બારડોલી |
| ૩૭ | ,, હીરાભાઇ મીઠા વીસાવાડીયા | વેરાવળ |
| *૩૮ | ,, ગીગાભાઇ ઝીણા ચૌહાણ | ઉમેજ |
| *૩૯ | ,, વિશ્રામભાઇ આના ચાવડા | ગાંગડા |
| *૪૦ | ,, જીવાભાઇ માંડણ ભરડવા | સતપડા |
| ૪૧ | ,, ગોપાળદાસ વાલજી દેવાણીયા | થાણા |

[ નીચેના પુંઠા પર ચાલુ છે ]

## : ગ્રાહક બંધુઓ પ્રત્યે :

'પ્રકાશ'ના બીજા વર્ષનો આ બીજો તથા ત્રીજો સંયુક્ત અંક 'જુનાગઢ પરિષદ' અંક તરીકે આપના કરકમળમાં સાદર કરતાં અમોને અત્યંત આનંદ થાય છે. ઓગષ્ટ માસનો બીજો અંક છપાતો હતો એ દરમ્યાનમાં અમોને પરિષદ ટાણે જુનાગઢ અગાઉથી જવાનું થતાં એ અંક ગઇ પહેલી તારીખે નિયમસર પ્રગટ કરી શકાયો નહિ. ત્યાંથી આવ્યા બાદ એ અંક પ્રગટ થતાં અર્ધો મહીનો તો નીકળી ગયો હોય અને વળી પંદર દહાડા પછી એ પછીનો અંક તો પ્રગટ કરવોજ પડે. એટલે બન્ને અંક સાથેજ પ્રગટ કરવાનું આપને અમોએ નક્કી કર્યું, તો ઇચ્છીએ છીએ કે દેશપરદેશના ગ્રાહકબંધુઓ અમારી આ અણધારી અને અનિવાર્ય ત્રુટિ ચલાવી લેશે.

વિશેષમાં જણાવવાનું કે 'પ્રકાશ'નું વાર્ષિક લવાજમ વર્ષની શરૂઆતમાં અગાઉથીજ વસુલ લેવામાં આવે છે. બીજું વર્ષ ચાલુ થયાને આ ત્રીજો મહિનો થયો છતાં દેશપરદેશના ઘણાખરા ગ્રાહકભાઇઓના લવાજમો હજી સુધી અમને મળ્યા નથી. તો તે બંધુઓને પોતાના લવાજમો વેળાસર અમોને મોકલી આપવા આથી વિનંતી કરીએ છીએ. ગયા પ્રથમ વર્ષમાં દેશના જે પચાસ ગ્રાહકો ફ્રી નોંધાયા હતા તેઓ પણ પોતાનું આ વર્ષનું લવાજમ મોકલી આપશે એમ ઇચ્છીએ છીએ.

આ ઉપરાંત દેશપરદેશના જે જે બંધુઓ ઉપર 'પ્રકાશ'ની નકલો દર માસે જાય છે છતાં ગ્રાહક તરીકે નામ નોંધાવ્યું નથી તો તે બંધુઓને પણ પોતાનું લવાજમ મોકલી 'પ્રકાશ'ના ગ્રાહક થવા આથી વિનંતી કરીએ છીએ. વ્યવસ્થાપક : 'પ્રજાપતિ-પ્રકાશ'



મેઘજી જુઠાભાઈ ચાંગેળા
વ્યવસ્થાપક :
'પ્રજાપતિ-પ્રકાશ'



પટેલ માંડણ રાજા વાદેર-પટેલ આણંદ ગાંગા ઘોડીયા
(મરમઠ) (કુતીયાણા)
પટેલ જેઠાભાઈ ધના કુટાણીયા
[જુનાગઢ]
હીરજીભાઈ જેરામ વીસાવાડીયા ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
વ્યવસ્થાપક : 'પ્રજાપતિ-પ્રકાશ' સંપાદક : 'પ્રજાપતિ-પ્રકાશ'



હરજીભાઈ જાદવ ગાધેર
(રાણાવાવના-હાલ માણાવદર)
[જેમણે 'નાતિ સંમેલન ફંડ'માં
રૂા. ૧૦૦] ની રકમ આપી છે.]



# પ્રજાપતિ-પ્રકાશ

વર્ષ ૨ જું.] ઑગસ્ટ—સપ્ટેમ્બર સને ૧૯૩૬. [અંક: ૨-૩

## જુનાગઢની પ્રાથમિક પરિષદ સંબંધી નમ્ર નિવેદન

**સુ**વિનય નિવેદન કે ગઈ તા. ૩૦-૭-૩૬ થી તા. ૧-૮-૩૬ સુધીના દીવસોમાં જુનાગઢના બાર મહાલોના આપણી જ્ઞાતિના આગેવાનોની જુનાગઢ મુકામે ભરાએલી પરિષદનો સવિસ્તર અહેવાલ આપ સૌ બંધુઓની જાણુ માટે પ્રગટ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે.

કાઠીયાવાડના આપણા સોરઠીયા પ્રજાપતિ બંધુઓની ભાવિ પરિષદ ભરવા માટે અમોએ કરેલા પ્રયત્નોની હકીકત દર્શાવતું એક નિવેદન, સૌભાઇઓની જાણું માટે એક જુદી પુસ્તિકા રૂપે આજથી ત્રણ મહિના ઉપર અમોએ સવિસ્તર પ્રગટ કરેલું. એ વખતે તરતજમાંજ આવી કોઇ પરિષદ કાઠીયાવાડમાં ભરાશે એવો અમોને ખ્યાલજ નહતો. એટલે જ્યારે ઉપરોક્ત પરિષદ બોલાવ્યા સંબંધીનું આમંત્રણ જુનાગઢની જ્ઞાતિની વતીથી ત્યાંના પટેલ શ્રી જેઠાભાઈ ધના ફટાણીયા તરફથી અમોને અણધાર્યું મળેલું ત્યારે અમો જરા આશ્ચર્ય પામેલા.

આ સમયે પ્રતિકુળ સંજોગોને લીધે આમ અંતરીયાળ અમો જુનાગઢ જઈ શકીએ તેવી સ્થિતિમાં નહતા છતાં પણ જ્ઞાતિ સેવાનો તથા જ્ઞાતિભાઇઓના દર્શનનો આમ અણધાર્યો તેમજ અમૂલ્ય લાભ મળતો હોઈ તે ન ચૂકવો એવી પ્રબળ ઇચ્છા હોવાથી થોડાજ દહાડાનો ટાઇમ મેળવીને પણ છેક છેલ્લી ઘડીએ પરિષદને દહાડે કંઈ પણ પૂર્વ તૈયારી વગર અમો જુનાગઢ પરિષદમાં હાજર થયા. ઇશ્વર કૃપાથી પરિષદનું કાર્ય ઉડતાળીશ કલાકથી પણ ઓછા વખતમાં સાંગોપાંગ પાર પડયું.

આ બાદ જોકે અમારા હાથમાં થોડોજ ટાઇમ બાકી રહ્યો હતો છતાં જુદા જુદા ગામોના ભાઈઓના આગ્રહને વશ થઈ અમો કેશોદ, માંગરોળ, બાંટવા વીગેરે સ્થળોએ ગયા હતા. સમયના અભાવે બીજા ગામોના ઘણાખરા ભાઇઓના દર્શનનો લાભ અમો મેળવી શકયા નથી, તેથી અમોને મનમાં એટલો અસંતોષ રહી જાય છે. અમારા એ બંધુઓ અમોને દરગુજર કરે એ વિનંતી. પાંચ દીવસના અમારા

આ પ્રવાસ દરમ્યાન દેશના જુદા જુદા બંધુઓએ અમારો જે ભાવભીનો આદર સત્કાર કરેલો તે માટે તેમનો આ તકે ખરા અંતઃકરણપૂર્વક અમો આભાર માનીએ છીએ.

અમો માનીએ છીએ કે કાઠીયાવાડની આપણી સમસ્ત જ્ઞાતિનું મોટું સંમેલન (ન્યાત મેળો) ભરતાં પહેલાં આવી નાની નાની પરિષદો પૂર્વ તૈયારી રૂપે જુદા જુદા ભાગોમાં અવારનવાર આપણને ભરવી પડશે અને તોજ જ્ઞાતિ ઉન્નતિના આપણા ધ્યેયને આપણે પૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકીશું.

કેવળ નવ મહિના જેટલા ટુંક સમયમાં પરિષદ ભરવાની અમારી પ્રબળ ઇચ્છા આમ અણધારી રીતે ફળીભૂત થયા બદલ સર્વે પ્રાણી માત્રના પ્રેરક જગન્નિયંતા એવા ઇશ્વિરનો અમો આભાર માનીએ છીએ.

આપણી આ પ્રથમ પરિષદને તો અમો 'પાશેરામાં પહેલી પૂણી' સમાન લેખીએ છીએ. જ્ઞાતિ ઉન્નતિના આપણા 'પાશેરા'માં પ્રાથમિક પરિષદરૂપી આવી અનેક 'પૂણીઓ' મુકવાનું સામર્થ્ય ઇશ્વિર આપણામાં પ્રગટ કરો એ અંતિમ અભિલાષા. અસ્તુ.

'પ્રજાપતિ-પ્રકાશ' કાર્યાલય :
મુંબઇ : તા. ૧ લી સપ્ટેમ્બર, ૧૯૩૬.

લી૦ સેવકો,
'પ્રકાશ'ના કાર્યકર્તાઓ

## : પ્રાસંગિક નોંધ :

### એક અનોખું લગ્ન :

અમટાલી (મા. પોર્ટુગીઝ-આફ્રિકા) વાળા શ્રીયુત જાદવજીભાઇ કાનજી શીંગડીયાના મોટાં પુત્રી શ્રીમતી લક્ષ્મીબ્હેનનાં શુભ લગ્ન મોમ્બાસાના શ્રીયુત ભીમશીંહ જીવાભાઇ દેવળીયા સાથે ગઇ તા. ૨-૫-૩૬ ના દીને મોમ્બાસામાં થઇ ગયા. એ બાબતમાં લાગતાવળગતા એક જ્ઞાતિબંધુ કેટલીક જાણવા યોગ્ય હકીકત મોમ્બાસાથી અમોને લખી મોકલે છે કેઃ—

૧ મજકુર લગ્ન વડીલોની કોઇપણ જાતની દરમ્યાનગીરી વગર વરવધુની પરસ્પરની રાજીખુશીથી થયું હતું.

૨ મજકુર લગ્ન જ્ઞાતિભાઇઓ ઉપરાંત પરજ્ઞાતિના લગભગ હજારેક જણાઓની હાજરીમાં આર્યસમાજની વિધિથી થયા હતા. જેમાંના લગભગ અરધા લોકો તો વધુ તો ફકત આવા પ્રકારના લગ્ન જોવાની ઉત્કંઠા થીજ આવ્યા હતા અને લગ્ન વિધિ પૂર્ણ થતાં સુધી હાજર રહ્યા હતા.

૩ વિશેષ નોંધવા યોગ્ય તો એ છે કે મજકુર લગ્ન વિધિ વખતે હાજર રહેલા મોમ્બાસાના આપણા ૧૪ જ્ઞાતિબંધુઓમાંથી ૪ ભાઇઓએ મજકુર લગ્ન 'લાગ' કાઢયા વગર થતું હોવાના કારણથી તેમાં ભાગ લેવા ના પાડી હતી.

સંપાદક.

# 'જુનાગઢ પરિષદ'નો હેવાલ

## [ પ્રથમ દીવસનું કામકાજ ]

તા ૩૦—૭—૩૬ ના રોજ જુનાગઢ મુકામે ભરાનારી શ્રી જુનાગઢના બાર મહાલના આગેવાનોની પ્રાથમિક પરિષદમાં હાજરી આપવા અમો તા. ૩૦—૭—૩૬ ગુરૂવારના રોજ સવારના સાડા દશ વાગે માંગરોળથી મોટરમાં રવાના થઇ કેશોદ આવ્યા. ત્યાંથી ઉપડતી બપોરની ૧૨—૨૮ ની ટ્રેઇનમાં બેસી ૧—૪૫ વાગે જુનાગઢ આવ્યાં. સ્ટેશને તપાસ કરતાં ખબર પડવા કે સર્વે આવનાર ભાઇઓના ઉતારા માટે જ્ઞાતિના મંદિરમાં સગવડ રાખી છે, એટલે અમો ત્યાંથી મંદિરે ગયા. ત્યાં સર્વે જ્ઞાતિ ભાઇઓને મળી પટેલ શ્રી જેઠાભાઈ ધના ફુટાણીયાને મુંબઇ તરફના સમાચાર માટે પુછતાં જવાબ મળ્યો કે શ્રી ડાહ્યાભાઇનો તાર છે. અનેતેમાં આજે રાતના આઠ વાગે અહીં આવતા મેલમાં આવવાનું લખે છે. ત્યાર બાદ કેટલીક ચર્ચા કરી જમવાનું તૈયાર થતાં સર્વ જમવા ઉઠયા. જમી લીધા બાદ સાંજના મેલ આવવાનો ટાઇમ થતાં શ્રી અરજણભાઇ કુકડીયા, કાનાભાઇ રાવત, વગેરે પંદરેક આગેવાનો તેમજ અસંખ્ય જ્ઞાતિ ભાઇઓ સાથે મુંબઇથી આવનારા મહેમાનોને લેવા અમો સ્ટેશને ગયા.

### સ્વાગત

મુંબઇથી 'પ્રકાશ'ના સંપાદક શ્રી ડાહ્યાભાઇ આણંદજી ચાવડા તથા વ્યવસ્થાપક શ્રી હીરજીભાઇ જેરામ વીસાવાડીયા તથા બાંટવાવાળા શ્રી આંબાભાઇ નરસી છાંયા એ ત્રણ બંધુઓ આવ્યા હતા સ્ટેશને જુનાગઢના આગેવાન ભાઇઓ તરફથી આવનારા મુંબઇના ભાઇઓનું ઘણું જ સુંદર સ્વાગત કર્યાં બાદ મહેમાનોને મોટરમાં બેસાડી અમો સર્વે જ્ઞાતિના મંદિરે આવ્યા. ત્યાં સર્વને પરસ્પર મળ્યા બાદ જમવાનું થતાં સર્વે જમવા ઉઠયા. જમી લીધા બાદ તુરત જ જ્ઞાતિના મંદિરમાં સભા ભરવામાં આવી. જેમાં લગભગ પાંચસોની સંખ્યામાં જ્ઞાતિ ભાઇઓની હાજરી હશે. જો કે પરિષદ આગેવાનોની હતી. છતાં પણ અન્ય જ્ઞાતિબંધુઓની આટલી મોટી હાજરી ખાસ ધ્યાન ખેંચે તેવી તેમજ ઉત્સાહ પ્રેરક હતી. ખરેખર એ વખતનો સભાનો દેખાવ કદી પણ વીસરી ન શકાય તેવો અને ઘણો જ આકર્ષક હતો.

### કામકાજની શરૂઆત

સર્વે હાજર થયા બાદ ઘડીભર વાતાવરણ તદન શાન્ત અને પ્રગતિ સુચક બન્યું હતુ. શરૂઆતમાં સ્વાગત મંત્રી શ્રી. અરજણભાઇ ઓધુભાઇ કુકડીયાએ દેશ પરદેશથી જુનાગઢના આંગણે પધારેલા મહેમાનોનો આભાર માની મહેમાનોની પરોણાગતની વ્યવસ્થામાં કાંઇ પણ ઉણપ જણાય તો તે બદલ દરગુજર કરવા સર્વ જ્ઞાતિ ભાઇઓને વિનંતી કરી હતી.

બાદ શ્રીમાન જેઠાભાઇ ધના ફુટાણીયાને પરિષદના પ્રમુખ નીમવા શ્રી. ભેખાભાઇ ચાંડેગરા તરફથી દરખાસ્ત રજુ થઇ હતી. અને તેને શ્રી. આંબાભાઇ જેઠા વરૂ તથા

શ્રી. અરજણ ઝીણાભાઇ કુકડીયાના ટેકાથી તેમજ શ્રી ડાહ્યાભાઇ આણંદજી ચાવડાના વધુ ટેકાથી શ્રીમાન પટેલ જેઠાભાઇ ધના ફટાણીયાએ પ્રમુખપદનો સ્વીકાર કર્યો હતો.

વિષય વિચારીણી સમિતિની નીમણુંક

બાદ પ્રમુખશ્રીની સુચનાથી શ્રી. મેઘજીભાઇએ અત્રે સર્વને ભેળા થવાનું કારણ (કામકાજનો ટુંક અહેવાલ) સમજાવી એક વિષય વિચારીણી સમિતીની ચુંટણી કરવા માટેની સૂચના રજુ કરતાં જુદા જુદા ગામના ૪૭ સભ્યોની એક વિષય વિચારીણી સમિતિની નીમણુંક કરવામાં આવી હતી; અને એ વિષય વિચારીણી સમિતિની મીટીંગ ભરવાનો ટાઇમ અરધા કલાક બાદજ રાખવામાં આવતાં સભામાં જરૂરીયાત પુરતી ચર્ચાએ કરી સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

જ્ઞાતિના ધારાધોરણોનું ઘડતર

રાત્રીના અગીયાર વાગે મંદીરના હોલમાં વિષય વિચારીણી સમિતિની બેઠક પટેલ શ્રી જેઠાભાઇ ધનાના પ્રમુખપણા નીચે મળી હતી. જેમાં ઘણીજ લાંબી ચર્ચાઓના અંતે આપણી જ્ઞાતિનું એક બંધારણ સર્વાનુમતે ઘડવામાં આવ્યું હતું. આ ધારાધોરણો સવારના જનરલ સભામાં સર્વ જ્ઞાતિભાઇઓ સમક્ષ પાસ થવા રજુ કરવા ઠરાવ્યું હતું. અત્રે ઘણુંજ મોડું થતાં સંમેલનની બાબત તેમજ શીખાઈની બાબત વી. સવારે જનરલ સભામાં રજુ કરવાનું ઠર્યું હતું. સમિતિનું કામકાજ રાત્રીના અગીયાર વાગ્યાથી સવારના પાંચ બજતાં સુધી એટલે ૭ કલાક સુધી ચાલ્યું હતું. અમોને જણાવતાં ખુશાલી ઉપજે છે કે આખીએ રાત્રીના ઉજાગરા છતાં દરેક સભ્યોનાં મન પ્રફુલ્લીત અને ઘણાજ આનંદી જણાતાં હતાં અને તે એક પ્રગતિના શુભ ચિન્હ તરીકેજ ગણી શકાય. એ સમિતિનું કામકાજ ખલાસ થતાં મીટીંગ બરખાસ્ત કરવામાં કરવામાં આવી હતી. અને સર્વ પોતપોતાને સ્થાને જઇ નિદ્રાદેવીને શરણે થયા હતા.

## [ બીજા દિવસનું કામકાજ ]

જનરલ મીટીંગ

તા. ૩૧-૭-૩૬ શુક્રવારના સવારના નવ વાગે સર્વ જ્ઞાતિભાઇઓ પોતપોતાના નિત્ય કર્મથી પરવારી જ્ઞાતિના મંદિરે હાજર થઇ ગયા હતા. એટલે એજ ટાઇમે મંદિરના ઉપરના ભાગમાં સભા ભરવામાં આવી હતી જે વખતે પણ ઉપરના બંને હોલ તેમજ ચાલી માનવમેદનીથી ખીચોખીચ ભરાઇ ગઇ હતી.

પસાર થયેલ ધારાધોરણો

સર્વ હાજર થયા બાદ પ્રમુખશ્રીની સુચનાથી શ્રી મેઘજીભાઇ ચાંડેગળાએ વિષય વિચારીણી સમિતિએ પસાર કરેલા ધારાધોરણોની કલમો એક પછી એક જનરલ સભામાં વાંચી બતાવી હતી. તેમાં એકાદ બે કલમો સંબંધમાં શરૂઆતમાં કેટલીક ગેરસમજુતી ઉભી થતાં શીલવાળા શ્રી વેલજી જેઠાભાઇ ગોહીલે પોતાનો વાંધો રજુ કર્યો હતો. પરંતુ પાછળથી એ ધારા સંબંધમાં કેટલીક સ્પષ્ટતા કરતાં શ્રી વેલજીભાઇના મનનું સમાધાન થયું હતું અને તેણે પોતાનો વાંધો પાછો ખેંચી લીધો હતો. એ સીવાય તમામ ધારાઓ શાન્તીથી પસાર



મોરઠીયા પ્રજાપતિ પ્રાથમિક પરિષદ મુ. જુનાગઢ

[તા. ૩૦-૭-૩૬ થી તા. ૧-૮-૩૬ સુધી]

થયા હતા, જેમાં લેશમાત્ર પણ મતભેદ ઉભો થવા પામ્યો ન હતો. લગભગ ૧૧-૩૦ કલાકે વિષય વિચારીણી સમિતીએ રજુ કરેલ ધારાઓ સર્વાનુમતે પસાર થઇ એ કામકાજ ખલાસ થયું હતું. આ તકે ત્યાંના સ્થાનીક જ્ઞાતિ વહીવટ સંબંધી શ્રી દામા છગ્ના ધોકીઆ તથા તેના માતુશ્રી વેલુબાઇ તરફથી એક અરજ જ્ઞાતિ સમક્ષ રજુ થઇ હતી અને તેનો યોગ્ય જવાબ પ્રમુખશ્રી તરફથી તેઓને આપવામાં આવેલ. ત્યાર બાદ જુદા જુદા વકતાઓ તરફથી પ્રસંગોપાત પ્રવચનો થયાં હતાં. ઉપર જણાવેલ બંધારણ બાર મહાલની જ્ઞાતિએ હવે પછી કઇ રીતે જ્ઞાતિવ્યવહારોથી વર્તવું તેટલા પુરતું હતુ એટલે એ સબંધમાં એ ધારાધોરણોના ગુણ દોષોનું અમે અત્રે વર્ણન કરવા તેમજ તેને કોઇ મહત્વનું રૂપ આપવા અમો ઇચ્છતા નથી.

### જ્ઞાતિનું ભાવિ સંમેલન

ઉપરોકત બંધારણ જનરલ સભામાં પસાર થયા બાદ ભાવિ સંમેલન સંબંધી મહત્વના પ્રશ્ન વિશે ઘણીજ ચર્ચા ચાલી હતી. એ સંબંધમાં લાંબી ચર્ચાના અંતે દરેક મહાલના આગેવાનોની એક મતિથી એવો ઠરાવ થયો હતો કે દરેક મહાલના પટેલોએ પોતાના તેમજ તાબાનાં ગામોમાંથી સંમેલન ફંડની શરૂઆત કરવી અને વહેલામાં વહેલી તકે ફંડની રકમ એકઠી કરી પ્રમુખશ્રી જેઠાભાઇ ધનાકટાણીવાને એ હકીકત તુરત જણાવવી. આ ફંડ માટે મોડામાં મોડી ત્રણ માસની મુદત નકી કરી હતી અને તે મુદત દરમ્યાન દરેક મહાલના પટેલોએ આ કાર્યમાં કાળજી પૂર્વક કામ લેવા ઠરાવ્યું હતું.

### શ્રીબાઇના ફંડની વ્યવસ્થા

એ ઠરાવ પાસ થયા બાદ શ્રી હીરજીભાઇ બીસાવાડીવા તરફથી આપણી જ્ઞાતિની તેમજ શ્રીબાઇના લાગાના લેવાતા પૈસાઓ જયાંના ત્યાં અનામત પડયા છે જે સર્વ એકઠા કરી તેનો સદુપયોગ થાય તેવો પ્રબંધ કરવા તેમજ હવે પછી શ્રીબાઇની આવક સંબંધમાં વ્યવસ્થીત બંધારણ રચવા બાબત ઘણુંજ અસરકારક ભાષણ કરવામાં આવ્યું હતું. એ સંબંધમાં સભામાં કેટલીક ચર્ચા લંબાણપૂર્વક ચાલ્યા બાદ છેવટે ઠરાવવામાં આવ્યું કે જે જે ગામના ભાઇઓ પાસે શ્રીબાઇની અનામત હોય તેણે જુનાગઢ પટેલશ્રી જેઠાભાઇ ઉપર મોકલી આપવી અને તે રકમ મળ્યા બદલ તેની રીતસરની પહોંચ પટેલશ્રી જેઠાભાઇ તરફથી આપવામાં આવશે. તેમજ હવેથી દર વર્ષની આખરમાં દરેક મહાલના પટેલોએ ઉઘરાવેલા શ્રીબાઇના લાગાના પૈસા જુનાગઢના પટેલશ્રી પાસે જમા કરાવવા અને તેનો આવક-ખર્ચ સંબંધીનો હીસાબ પણ દર વર્ષે પ્રગટ કરવામાં આવશે. ત્યારબાદ કેટલુંક પ્રસંગોચિત વિવેચન થયા બાદ ટાઇમ થતાં સભા બરખાસ્ત કરી સર્વ જમવા ઉઠયા હતા.

### પરિષદનો ફોટો લેવાયો

જમી લીધા બાદ ફરી કામકાજની શરૂઆત થઇ હતી અને ચારેક વાગાના અરસામાં અત્રે મળેલી પરિષદનો (સભાનો) ફોટો લેવાનું નક્કી થવાથી એ સંબંધી તજવીજ કરવામાં આવી હતી અને સર્વ જ્ઞાતિભાઇઓ ત્યાંથી ઉઠી શ્રી ભાટીઆની ધર્મશાળામાં એકત્ર થયા

હતા. ત્યાં સભા થઈ હતી અને લગભગ ૪–૪૫ કલાકે પરિષદની સભાનો ફુલસાઇઝમાં ફોટો લેવામાં આવ્યો હતો. ફોટો લેવા વખતે પરિષદના નામનું બોર્ડ અંતરીયાળ તૈયાર કરવામાં શ્રી હરજી ટીડાભાઇ ભારદ્વાજ તથા પેઇન્ટર શ્રી જીવરાજભાઇ રામજી કુકડીયાએ બન્ને બંધુઓએ લીધેલો શ્રમ ખરેખર પ્રશંસાનેપાત્ર હતો. ફોટાનું કામકાજ પતી ગયા બાદ શ્રી મેઘજીભાઇ ચાંડેગળા તરફથી ઈશ્વર પ્રાર્થના, વિદ્યા સંબંધી શ્લોકો અને જ્ઞાતિ મૈયાની પ્રાર્થના ગવરાવવામાં આવી હતી. આમાં ત્યાંના આઠ દશ ચુનંદા સ્વયંસેવક યુવાનોએ પ્રાર્થના વીગેરે મુક્ત કંઠે ગાઇ આપીએ સભાના મનરંજન કર્યા હતા. આ પ્રસંગને તાળીઓના ગડગડાટ સાથ વધાવી યુવક વર્ગની ખૂબજ પ્રશંસાઓ થઇ હતી.

## 'પ્રકાશ'ની કદર

અત્રે કેટલાક મુખ્ય આગેવાનોએ પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો હતો કે આપણી જ્ઞાતિમાં એટલી જાગૃતિ ટુંક મુદતમાં લાવવા બદલ આ સર્વ માટે આપણે આપણી જ્ઞાતિના પત્ર 'પ્રકાશ' અને તેના સંચાલકોનો આભાર માનવો ઘટે છે. આપણી જ્ઞાતિમાં જો 'પ્રકાશ' રૂપી મશાલ પ્રગટ ન થઇ હતે તો કોણ જાણે કેટલાએ વર્ષો સુધી આપણે અંધકારના પડળ હેઠળ દબાયા રહેતે. ઇશ્વર 'પ્રકાશ'ને વધુ અને વધુ બળ આપો અને તે આપણી જ્ઞાતિમાં તેમની છાપ પાડી જ્ઞાતિ સેવાના ધ્યેયને મૂર્ત સ્વરૂપ આપી તે વિજયશાળી બનો એજ અભિલાષા અમે તો સેવીએ છીએ. ઉપર મુજબ કાર્ય પતી ગયા બાદ ત્યાંથી સર્વ ભાઇઓ જ્ઞાતિના મંદીરે આવ્યા હતા. જ્યાં કામકાજની શરૂઆત થતાં પ્રથમ પરિષદે પાસ કરેલા ધારાધોરણોમાં જુનાગઢના તથા બહારગામના આગેવાન ભાઇઓની સહીઓ લેવાનું કાર્ય શરૂ થયું હતું. ત્યારબાદ જમવાનું તૈયાર થતાં સર્વે જમવા બેઠા હતા.

## રાત્રીના ફરી સભા

જમી લીધા બાદ ફરી રાત્રીના ૮ વાગે મંદીરના ઉપરના હોલમાં સભા થઇ હતી. શરૂઆતમાં મુંબઇના લાડ પ્રજાપતિ ડોકટર શ્રી ખંડુભાઇ કેશવજી કુશગરકર તરફથી આવેલ અભિનંદનનો પત્ર વાંચવામાં આવ્યો હતો. બાદ જુદા જુદા વક્તાઓ તરફથી જ્ઞાતિહિતને લગતાં ઘણાં જ અસરકારક ભાષણો થયાં હતાં. જેમાં શ્રી મેઘજીભાઇ ચાંડેગળા તરફથી જુદા જુદા વિષયો ઉપર વિવેચનો કરી છેવટે "પ્રકાશ" સંબંધી બોલતાં "પ્રકાશ"ના પ્રગટ થવા પછીથી અત્યાર સુધીનો અહેવાલ તેમજ "પ્રકાશ"ના ઉદ્દેશો સમજાવવામાં આવ્યા હતા. તેમજ સર્વ ભાઇઓને "પ્રકાશ"ના ગ્રાહક બનવા અપીલ કરતાં એજ વખતે સારી સંખ્યામાં ગ્રાહકો નોંધાયાં હતાં.

## 'સેવા મંડળ'ની સ્થાપના વિષે.

વિશેષ જ્ઞાતિ સેવાના સર્વ કાર્યો સરળતાથી ચાલી શકે એવા આશયથી કાઠીયાવાડ ખાતે એક મધ્યસ્થ સંસ્થા (સેવા મંડળ) સ્થાપવાની એમણે દરખાસ્ત કરી હતી અને તેનો ઉદ્દેશ વીગતવાર સમજાવ્યો હતો. આ બાબત લંબાણપુર્વક ચર્ચાયા બાદ એમની એ દરખાસ્ત સંમેલન વખતે રજૂ કરવાનું

આખરે નક્કી થયું હતું.

### કેટલીક અરજીઓ

એ સર્વ કાર્યો દશ વાગ્યાના સુમારે પતી ગયા બાદ ત્યાં જુનાગઢના એક બંધુ શ્રી હરજી ટીડાભાઇ બંગડવા તરફથી પોતાના ગૃહસંસાર સંબંધમાં એક ફરીયાદ રજુ થઇ હતી. ગમે તે કારણે આ બંધુની ફરીયાદનો તાત્કાલીકમાં સભામાં અમારી હાજરી હતી ત્યાં સુધીમાં કાંઇપણ જવાબ આપવામાં આવ્યો ન હતો. તે શીવાય મેંદરડા ગામના ભાઇઓ તરફથી પણ એજ વખતે એક લેખીત અરજી ન્યાત સમક્ષ રજુ થઇ હતી અને તે સંબંધમાં ઘટતી તપાસ કરી યોગ્ય જવાબ પ્રમુખશ્રી તરફથી આપવામાં આવ્યો હતો તેમ તપાસ કરતાં જણાયું હતું. અત્રે મુદ્દાનું સર્વ કામકાજ પતી જવાથી મુખ્ય આગેવાનો સીવાય બીજા દરેક જ્ઞાતિભાઇઓ સભામાંથી વીખરાયા હતા. અમો પણ રાત્રીના અગીયાર વાગ્યાના સુમારે પ્રમુખશ્રીની રજા મેળવી નિંદ્રાદેવીને ખોળે પોઢયા હતા.

## [ત્રીજા દીવસનું કામકાજ]

### પ્રમુખશ્રીનો ફોટો લેવાયો

તા. ૧-૮-૩૬ ના સવારના આઠ વાગે નિત્યકર્મથી પરવાર્યા બાદ સર્વ આગેવાન ભાઇઓ પ્રમુખશ્રીના આગ્રહથી તેઓના ઘેર ગયા હતા. અમો પણ સર્વની સાથે પ્રમુખશ્રીને ત્યાં ગયા હતા જે વખતે સારી રીતે સર્વ ભાઇઓનું પ્રમુખશ્રીએ સ્વાગત કર્યું હતું. ત્યાં કેટલીક ચર્ચાઓ થયા બાદ સર્વે જ્ઞાતિના મંદીરે આવ્યા હતા. અત્રે પ્રમુખશ્રીનો એક જુદો ફોટો લેવાનું નક્કી થયું હતું. પ્રમુખશ્રીના આગ્રહથી બીજા ચાર ભાઇઓને સાથે બેસાર્યા હતા. જેમાં એક ૧ કુતીયાણાના વૃદ્ધ પટેલ આણંદ ગાંગાભાઇ ધોકીઆ તથા ૨ મરમટવાળા માંડણભાઇ વાદેર ૩ 'પ્રકાશ'ના સંપાદક સાહેબ શ્રી ડાહ્યાભાઇ આણંદજી ચાવડા તથા ૪ 'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક શ્રી હીરજીભાઇ જેરામ વીસાવાડીયા એમ મળીને પાંચ ભાઇઓનો ફોટો લેવામાં આવ્યો હતો. ત્યાર બાદ જમવાનું તૈયાર થતાં સર્વ જમવા બેઠા હતા. જમી લીધા બાદ આજે સર્વ મહેમાનો વિદાય થવાના હોવાથી તુરતમાં સભા ભરવામાં આવી હતી. પ્રથમ શ્રીબાઇના ધરમાદાનો ફાળો થતાં કુલ્લે ૧૩-૪-૦ રૂપીયા તેર ને ચાર આના સભામાંથી થયા હતા જે શ્રીબાઇના જગ્યાનો વહીવટ કરતી કમીટીના અધીકારીઓને તાલાળા પહોંચાડવા માટે માળીઆવાળા શ્રી. જેરામભાઇ કાળા ચાંડેગળાને એ રકમ સોંપવામાં આવી હતી. ત્યાર બાદ શ્રી ઓધવજી દામજી જેઠવા અમરાપુરવાળાએ ઘણાજ મુક્ત કંઠે ઇશ્વર પ્રાર્થના ગાઇ બતાવી. બાદ પોતે તૈયાર કરેલી જ્ઞાતિસેવાની સ્તુતિ ગાતાં સભામાં આનંદની લહેરીયો સ્ફુરી હતી

### પ્રમુખશ્રીનું વિવેચન

ત્યાર બાદ પ્રમુખશ્રીએ મંદીરમાં બીરાજેલ ઠાકોરજીની મૂર્તિ સન્મૂખ ઉભી અરધો કલાક સુધી એવું બોધક ભાષણ કર્યું હતું જે સાંભળી સભા તદન મુગ્ધ બની ગઇ હતી. સભા જનોનાં મન તદન નિર્મળ અને પ્રફુલ્લીત બનેલાં દેખાતાં હતાં. એ ભાષણ પુરૂં થતાં ખુબ જ તાળીઓના ગડગડાટ થયા

બાદ સભામાં શાંત વાતાવરણ બન્યું હતું. આખીએ સભામાંથી એ સ્વર નીકળ્યો હતો કે આપણુ સર્વના સદભાગ્યે આજે આપણને પટેલ શ્રી જેવા જ્ઞાતિના સુકાની મળ્યા છે. આપણે એ અભિમાન સાથ કહેવું જોઇએ કે જ્ઞાતિનું નેતૃત્વ એક લાયક વ્યકતિને સોંપાયું છે અને તેઓના ધારેલા માર્ગે ચાલતાં જરૂર ટુંક મુદતમાં જ આપણી અત્યારની સ્થિતિનું શુભ પરિવર્તન થતું જોવા આપણે ભાગ્યશાળી બનશું.

ભાવભરી વિદાય

બાદ સ્વાગત સમિતિ વતી પ્રમુખશ્રીના સ્વહસ્તે "પ્રકાશ" ના સંપાદક તથ બંન્ને વ્યવસ્થાપક બંધુઓને સભામાં ફૂલના હારતોરાઓ પહેરાવવામાં આવ્યા અને ત્રણેને સાકરના પડાઓ આપી ખુબ આભાર માન્યો હતો. એટલું જ નહિ પણ જુનાગઢના આંગણે આ માંગલિક પ્રસંગના ઉજવણા માટે "પ્રકાશ" ને જ કારણભુત માન્યું હતું. બાદ પ્રમુખશ્રીએ 'પ્રકાશ' ના બે વર્ષનું લવાજમ આપવાની પ્રથમ શરૂઆત કરતાં એજ વખતે 'પ્રકાશ' ના અઢાર ગ્રાહકો નોંધાયા હતાં.

આભાર દર્શન

બાદ 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ તરફથી પોતાના કરેલા સત્કાર બદલ આભાર માની શ્રી ડાયાભાઇ આણંદજીએ વધુમાં જણાવ્યું હતું કે આપ સર્વ ભાઇઓના અમારા પ્રત્યેના પ્રેમ અને લાગણીને માન આપી અમારે સર્વ સ્વીકાર્ય રાખવું જોઇએ જ. પરંતુ એટલા બધા માનને પાત્ર અમો નથી. અને એવા માનને અમો ઇચ્છતા પણ નથી. અમો તો જ્ઞાતિના સેવકો છીએ. અને એ સેવક વૃતિ લક્ષમાં રાખીને જ્ઞાતિ સેવામાં જ સદા પ્રવૃત રહીશું. ઇશ્વર પાસે અમારી એજ અભ્યર્થના છે કે તેઓની કૃપા થકી અમારામાં મોહ બુદ્ધિ પ્રવેશી ન શકે અને સદા જ્ઞાતિના સેવક રહી ધ્યેય પ્રાપ્તિના માર્ગે દીનપ્રતિદીન સુદૃઢ બની અમારાં કાર્યોમાં એ સહાયક બને. એ બોલી રહ્યા બાદ સર્વ પરસ્પર ભેટી વીદાય માગી હતી. જે વખતે જેમ કોઇ બાળ મીત્રો વીખુટા પડતાં અશ્રુધારા છુટે તેમ પરસ્પર પ્રેમનાં અશ્રુઓ સર્વના નયનોમાં ટપકયાં હતાં. બાદ ત્યાંના આગેવાનો તેમજ અનેક જ્ઞાતિ ભાઇઓએ મહેમાનોને સ્ટેશન સુધી વળાવી ભાવભીની વીદાય આપી હતી.

પ્રચાર પ્રવાસની ટુંક યોજના

જુનાગઢની આજુબાજુનાં પાંચ સાત મહાલના ગામોના ભાઇઓ તરફથી 'પ્રકાશ'ના કાર્યકર્તાઓને ખાસ આમંત્રણો થયાં હતાં. પરંતુ વિશેષ ટાઇમ નહીં હોવા છતાં દરેકના આગ્રહને માન આપી પ્રચારાર્થે કેટલાએક ગામોમાં ફરી વળવા ધણોજ ટુંકો પ્રોગ્રામ અમોએ નક્કી કર્યો હતો. અમોએ તેજ દીવસે બપોરના ૨–૧૦ ની ટ્રેઇનથી જુનાગઢ છોડયું હતું. અમે ત્યાંથી રવાના થઇ બે દીવસમાં પ્રચારકાર્ય માટે કયાં કયાં અને કેટલાં ગામો કર્યાં તેમજ જે જે ગામોમાં જે કાંઇ કાર્ય થયું એ સર્વનો વીગતવાર રીપોર્ટ* જુદો પ્રગટ કરવામાં આવ્યો છે. અસ્તુ.

મેઘજી જુઠાભાઇ ચાંદેગરા

માંગરોળ:] વ્યવસ્થાપક.

* સ્થળ સંકોચને લીધે પ્રવાસનો રીપોર્ટ આ અંકમાં આપી શકાયો નથી. આવતા અંકમાં તે આપવામાં આવશે. સંપાદક

# પરિષદમાં થએલ ભાષણો

## પ્રમુખશ્રી જેઠાભાઇ ધના ફટાણીયાનું ભાષણ

વ્હાલા જ્ઞાતિબંધુઓ,

આપ સર્વ દુર દુરથી આપના કીંમતી વખત અને પૈસાનો ભોગ આપી અત્રે આપણી જ્ઞાતિનું હિત વિચારવા જુનાગઢ પધારી અમોને જે દર્શનનો અમુલ્ય લાભ આપ્યો છે તે કદી પણ વીસરી શકાશે નહિ. અમોને તો ઘર બેઠાં (જ્ઞાતિગંગા) ગંગામાં સ્નાન કરવાનો ધન્ય અવસર પ્રાપ્ત થતાં એટલા બધા હર્ષઘેલા બન્યા છીએ કે આપ સર્વનો કેવા શબ્દમાં આભાર માનવો તે સમજાતું નથી. અમો ઇશ્વર પાસે એજ માગીએ છીએ કે સદાએ અમોને જ્ઞાતિ-સેવાનો લાભ મળે અને આપ જેવા જ્ઞાતિબંધુઓના દર્શન થતાં રહે.

આપ સર્વ જાણતા હશોજ કે મારી વૃદ્ધાવસ્થાને લઇ હવે કામકાજ કરવા હું અશક્ત બન્યો છું. મારી એટલી ઉમરમાં મારાથી જે કાંઇ જ્ઞાતિની સેવા બની તે હું કરી ચુક્યો છું અને હવેથી જ્ઞાતિના કામકાજોથી નિવૃત બની ઇશ્વરમય જીવન ગુજારવા અભિલાષા સેવું છું. અત્રે મળેલી પરિષદમાં મારાથી કોઇ વિશેષ લાયક તેમજ વધુ શિક્ષિત ભાઇને જો પ્રમુખ તરીકે નીમવામાં આવ્યો હોત તો ઘણુંજ સારૂં હતું છતાં જ્યારે આપ સર્વ જ્ઞાતિભાઇઓની મારા પ્રત્યે હદઉપરાંત લાગણી અને પ્રેમ જોઉં છું ત્યારે આપના એ આગ્રહનો હું અનાદર કરી શકતો નથી. ઇશ્વર મને આપેલ જ્ઞાન અને બુધ્ધિ અનુસાર જ્ઞાતિહિત લક્ષમાં રાખીને મારાથી બનતી જ્ઞાતિ સેવા બજાવવા હું તત્પર રહીશ. છતાં મારી વૃદ્ધાવસ્થાને લઇ જાણે અજાણે પણ અગાઉ થઇ ગએલી અને હવે પછી થનારી ભુલો બદલ વિશાળ દ્રષ્ટી રાખી જ્ઞાતિબંધુઓ તે દરગુજર કરશો તેમ નમ્રતા પુર્વક જણાવું છું.

હવે આપણે મુખ્ય મુદ્દા ઉપર આવીએ. અગાઉ ઘણીએ વખત આવીજ રીતે આપણે સર્વ એકત્ર મળી આપણી જ્ઞાતિના ધારાધોરણો ઘડી તે પ્રગટ કરવામાં આવ્યા છે. પરંતુ જણાવતાં મને દુઃખ થાય છે કે એ મુજબ આપણી જ્ઞાતિ વર્તવામાં અત્યાર સુધી બેદરકાર બની છે. આપણી એ બેદરકારીને કારણેજ આપણે દુઃખી છીએ. આપણામાંના કુસંપે આપણને છીન્નભીન્ન કરી મુક્યા છે. હજી પણ આપણે આપણી હાલત સુધારવા પ્રત્યે ધ્યાન નહીં આપીએ તો આનાથી પણ કોણ જાણે કેવી અધોગતિમાં મુકાશું તે સમજ પડતી નથી. આપણ સર્વ એકત્ર મળીને આવાં બંધારણો ઘડીને નીચે સહીઓ કરવા પુરતીજ જવાબદારી સમજતા હોઇએ તો તેવા બંધારણોની કાંઇ કીંમતજ નથી. પરંતુ ગમે તે ભોગે પણ એ બંધારણના નિયમોને વળગી રહી દરેક ભાઇઓ શુદ્ધ અને નિખાલસ દીલે તે મુજબ વર્તવા તત્પરતા ન બતાવે તો આવા ઠરાવોનો કાંઇ અર્થ નથી. આપણ સર્વ આંતરકલહ ભૂલી જઈ જો એક સંપથી જો કોઇપણ જ્ઞાતિ હિતનું કાર્ય કરવા તૈયાર થશું તો જરૂર થોડાજ વખતમાં કે વેળામાં વેલી તકે આપણી જ્ઞાતિને ઉન્નતીના

માર્ગે લઇ જવા ભાગ્યશાળી થશું જ અને બીજી જ્ઞાતિઓની માફક આપણે આપણા પગ પર ઉભવા જેટલી તાકાત જરૂર મેળવશું જ. આપ જે મોટાઈ મને આપી રહ્યા છો તે બદલ સર્વેનો આભાર માનું છું. હું તો જ્ઞાતિનો એક દાસ છું. મોટી તો મારી ન્યાત છે તેમ માનું છું. હું મારી જ્ઞાતિથી જ ઉજળો છું. જ્ઞાતિ એ મારી કાર્ય શકિતની પાંખો છે. અને મારી એ પાંખો ઇશ્વર સલામત રાખો અને જ્ઞાતિ સેવા કરવાનો મને વીશેષ લાભ મળો.

અંતમા હું મારા જ્ઞાતિ બંન્ધુઓને વિનય સાથ જણાવી શકે અત્રેની પરિષદમાં પસાર થયેલા ઠરાવોનું સુસ્ત પણે સર્વ પાલન કરે. બીજાઓ પાસે પાલન કરાવે, અને એ ધારા ધોરણને અનુસરીને જ સર્વ વર્તે તોજ આપણે બધા એકત્ર થઇને અત્રે લીધેલો શ્રમ ફળીભુત થયો તેમ હું માનીશ. વીશેષમાં જે ભાઇઓએ મુંબઇ જેવા દુર દેશાવરથી અહિં પધારી જ્ઞાતિ સેવાર્થે પોતાનો ભોગ આપ્યો છે તે બદલ તેઓને ધન્યવાદ ઘટે છે. તેઓનો દાખલો લઇ આપણે આપણી જ્ઞાતિનું કેમ ભલું થાય તે વિચારતા થવું જોઇએ.

આ તકે બે શબ્દો કહેવા હું ઉચીત ધારૂં છું કે આપણું પ્રજાપતિ પ્રકાશ છાપું આપણને જ્ઞાતિ સેવાના પાઠ ભણાવનાર માસ્તર તરીકે હું માનું છું અને સર્વે ભાઇઓ એ છાપા પ્રત્યે પોતાની ભલી લાગણી ચાલુ રાખશે તેમ ઇચ્છું છું. ઇશ્વર સર્વે જ્ઞાતિ ભાઇઓને સારી બુદ્ધિ આપે અને સર્વ હળીમળીને એક સંપીથી વરતે.

## શ્રીમાન ડાહ્યાભાઇ આણંદજી ચાવડાનું ભાષણ

માનવંતા પ્રમુખ સાહેબ તેમજ અન્ય જ્ઞાતિબંધુઓ,

આજે દરેક જ્ઞાતિ, સમાજ અને દેશ પવન વેગે ઉન્નતિના માર્ગે પ્રયાણ કરી રહ્યાં છે, ત્યારે આપણેજ કુંભકર્ણની નીંદ્રામાં ઉંઘી અત્યાર સુધી આપણી જ્ઞાતિની ઉન્નતિ પ્રત્યે એકત્ર ધ્યાન આપ્યું નથી. આજથી લગભગ એક વર્ષ પુર્વે અમોને જોઇતો સાથ અને સાધનો ઇશ્વર કૃપાએ પ્રાપ્ત થતાં અમોને એ વિચાર ઉદભવ્યો કે દેશપરદેશમાં વસતા આપણી જ્ઞાતિભાઇઓ પરસ્પરના સમાગમમાં આવે, પરસ્પર મુશ્કેલીઓ જાણી તે ટાળવા પ્રયત્નો કરે અને આપણું જ્ઞાતિયતંત્ર 'યવસ્થીત બને એ ઇચ્છાથી 'પ્રજાપતિ-પ્રકાશ' નામનું આપણી જ્ઞાતિનું માસીક પત્ર અમોએ મુંબઇથી પ્રગટ કર્યું. એ પત્ર પ્રગટ કર્યા પછીથી દેશપરદેશના કેટલાક ભાઇઓ તરફથી અમોને સુચના મળી કે જો કાઠીયાવાડમાં આપણું એક સંમેલન ભરવાની ખાસ જરૂર છે. એ માટે આફ્રીકાના બે ઉત્સાહી ભાઇઓએ સંમેલન ફંડમાં યોગ્ય રકમ ભરીને ફંડની શુભ શરૂઆત પણ કરવામાં આવી છે જે બીજા આપ સૌભાઇઓ સારી રીતે જાણો છો. સંમેલન એટલે ન્યાત મેળો. આવો ન્યાત મેળો બોલાવીને તેના ખર્ચને પહોંચી વળવા જેટલું ફંડ આપણા પાસે નહોતું એટલે અમોને એક બીજો માર્ગ સુઝી આવ્યો કે આવું એક સંમેલન બોલાવવા પહેલાં જો આપણા કાઠીયાવાડના આગેવાનોની એક

પ્રાથમિક પરિષદ (સભા) બોલાવવામાં આવે તો સંમેલન તેમજ બીજા કેટલાક નાના મોટા પ્રશ્નોનો નીવેડો લાવી શકાય. માત્ર આ ભાવનાથી પ્રેરાઇને અમોએ જુનાગઢના પટેલશ્રી તેમજ અન્ય આગેવાનો સાથે પત્રવ્યવહારથી તેમજ રૂબરૂમાં પરિષદ સંબંધી મસલત ચલાવી. પરંતુ કેટલાક અનિવાર્ય પ્રતિકુળ સંજોગોને લઇને એ વખતે જુનાગઢ પરિષદ અશક્ય બની. એ સર્વ બીના સવિસ્તર અમોએ એ માસ ઉપરજ પ્રગટ કરી છે તે આપ સર્વના ખ્યાલમાં હશેજ. પાછળથી જ્ઞાતિના સદભાગ્યે જુનાગઢના ભાઇઓ તરફથી ઓચીંતી પરિષદ બોલાવવાના અમોને ખબર પડયા એટલુંજ નહિં પણ આ પરિષદમાં હાજરી આપવા અમોને પણ આમંત્રણ થોડા દીવસ પહેલાંજ આવ્યું. અને તે પણ છ સાત દીવસ જેટલા ગાળામાંજ. એટલી ટુંક મુદતમાં જે જે યોજનાઓ અમારે તૈયાર કરવી હતી તે બની શકી નથી છતાં ઇશ્વર કૃપાએ અમો અહીં હાજર થઇ આપ સર્વ જ્ઞાતિભાઇઓના દર્શનનો લાભ મેળવી શક્યા તે બદલ અમો ઇશ્વરના આભારી છીએ. અંતમાં જુનાગઢના જ્ઞાતિબંધુઓ સ્વાગત સમિતિના સભ્યો તેમજ યુવક સ્વયંસેવકોએ જે રીતની આવનારા ભાઇઓની સગવડો જાળવી જ્ઞાતિ સેવાર્થે પોતાનો ભોગ આપ્યો છે તે બદલ તેઓને પણ હું અભિનંદન આપું છું.

આપણુ સર્વનાં ધન્ય ભાગ્યે પટેલ શ્રી જેઠાભાઇ જેવા આપણને સુકાની મળ્યા છે અને આ પરિષદનું કાર્ય સંતોષકારક રીતે જો પસાર થયું હોય તો તે શ્રીમાન પ્રમુખ સાહેબનેજ આભારી છે.

હવે પરિષદમાં પસાર થએલ કામકાજ સંબંધી બે બોલ હું કહીશ. અહિં એકત્ર થએલા સર્વ ભાઇઓને આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું કે અત્રે ઘડાએલ આપણી જ્ઞાતિના બંધારણને અનુસરીનેજ સર્વે વર્તેજ અને એ મુજબ વર્તવા દરેક સદભાવના રાખે તોજ આપણા બધા પ્રયાસો સફળ થયા ગણાય. વિશેષમાં આપણા ભાવિ સંમેલન સંબંધમાં જે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો છે તે દરેક મહાલના પટેલો લક્ષમાં રાખી એ કાર્ય કાળજીપૂર્વક હાથમાં લઇ વહેલામાં વહેલી તકે સંમેલન બોલાવી શકાય તેવા પ્રયત્નો કરે.

વિશેષમાં 'પ્રકાશ' સંબંધી બે શબ્દો કહેવા રજા લઉં છું કે આજે એક એક વર્ષથી આપણી જ્ઞાતિની સેવા બજાવતું એ પત્ર અમોએ શરૂ કર્યું ત્યારથી જ જે જે ભાઇઓના નામ અને સરનામા અમોને મળ્યાં તે સરવેને 'પ્રકાશ'નો સંદેશો પહોંચાડવા અમોએ બનતું કર્યું છે. માત્ર એક જ વર્ષમાં જે અત્યાર સુધી થયા છે એટલા ગ્રાહકો પણ થશે તે અમારી કલ્પનામાં પણ ન હોતું. એક વર્ષ જેટલા ટાઇમમાં 'પ્રકાશ' આપણા અનેક જ્ઞાતિ ભાઇઓનો પ્રેમ સંપાદન કરી કોમનું એક માનીતું પત્ર બની ગયું છે. એ ઉપરથી અમો અમારા પ્રયાસો સફળ થયા તેમ માનીએ છીએ. તેમજ સર્વે જ્ઞાતિભાઇઓને નમ્રતા પૂર્વક જણાવીએ છીએ કે જે જે ભાઇઓ 'પ્રકાશ'ના ગ્રાહકો ન બન્યા હોય તેઓ સત્વરે ગ્રાહક તરીકે પોતાના નામો લખાવશેજ.

માર્ગે લઇ જવા ભાગ્યશાળી થશું જ અને બીજી જ્ઞાતિઓની માફક આપણે આપણા પગ પર ઉભવા જેટલી તાકાત જરૂર મેળવશું જ. આપ જે મોટાઈ મને આપી રહ્યા છો તે બદલ સર્વેનો આભાર માનું છું. હું તો જ્ઞાતિનો એક દાસ છું. મોટી તો મારી ન્યાત છે તેમ માનું છું. હું મારી જ્ઞાતિથી જ ઉજળો છું. જ્ઞાતિ એ મારી કાર્ય-શકિતની પાંખો છે. અને મારી એ પાંખો ઇશ્વર સલામત રાખો અને જ્ઞાતિ સેવા કરવાનો મને વીશેષ લાભ મળો.

અંતમા હું મારા જ્ઞાતિ બંન્ધુઓને વિનય સાથ જણાવી શકે અત્રેની પરિષદમાં પસાર થયેલા ઠરાવોનું ચુસ્ત પણે સર્વ પાલન કરે. બીજાઓ પાસે પાલન કરાવે, અને એ પ્રારા ધોરણને અનુસરીને જ સર્વ વર્તે તોજ આપણે બધા એકત્ર થઇને અત્રે લીધેલો શ્રમ ફળીભુત થશે તેમ હું માનીશ. વીશેષમાં જે ભાઇઓએ મુંબઇ જેવા દુર દેશાવરથી અહિં પધારી જ્ઞાતિ સેવાર્થે પોતાનો ભોગ આપ્યો છે તે બદલ તેઓને ધન્યવાદ ઘટે છે. તેઓનો દાખલો લઇ આપણે આપણી જ્ઞાતિનું કેમ ભલું થાય તે વિચારતા થવું જોઇએ.

આ તકે બે શબ્દો કહેવા હું ઉચીત ધારૂં છું કે આપણું પ્રજાપતિ પ્રકાશ છાપું આપણને જ્ઞાતિ સેવાના પાઠ ભણાવનાર માસ્તર તરીકે હું માનું છું અને સર્વે ભાઇઓ એ છાપા પ્રત્યે પોતાની ભલી લાગણી ચાલુ રાખશે તેમ ઇચ્છું છું. ઇશ્વર સર્વે જ્ઞાતિ ભાઈઓને સારી બુદ્ધિ આપે અને સર્વ હળીમળીને એક સંપીથી વરતે.

## શ્રીમાન ડાહ્યાભાઇ આણંદજી ચાવડાનું ભાષણ

માનવંતા પ્રમુખ સાહેબ તેમજ અન્ય જ્ઞાતિબંધુઓ,

આજે દરેક જ્ઞાતિ, સમાજ અને દેશ પવન વેગે ઉન્નતિના માર્ગે પ્રયાણ કરી રહ્યાં છે, ત્યારે આપણેજ કુંભકર્ણની નીંદ્રામાં ઉંઘી અત્યાર સુધી આપણી જ્ઞાતિની ઉન્નતિ પ્રત્યે એકત્ર ધ્યાન આપ્યું નથી. આજથી લગભગ એક વર્ષ પુર્વે અમોને જોઇતો સાથ અને સાધનો ઇશ્વર કૃપાએ પ્રાપ્ત થતાં અમોને એ વિચાર ઉદભવ્યો કે દેશપરદેશમાં વસતા આપણી જ્ઞાતિભાઇઓ પરસ્પરના સમાગમમાં આવે, પરસ્પર મુસ્કેલીઓ જાણી તે ટાળવા પ્રયત્નો કરે અને આપણું જ્ઞાતિતંત્ર વ્યવસ્થીત બને એ ઇચ્છાથી 'પ્રજાપતિ-પ્રકાશ' નામનું આપણી જ્ઞાતિનું માસીક પત્ર અમોએ મુંબઇથી પ્રગટ કર્યું. એ પત્ર પ્રગટ કર્યા પછીથી દેશપરદેશના કેટલાક ભાઇઓ તરફથી અમોને સુચના મળી કે જો કાઠીયાવાડમાં આપણું એક સંમેલન ભરવાની ખાસ જરૂર છે. એ માટે આફ્રીકાના બે ઉત્સાહી ભાઇઓએ સંમેલન ફંડમાં યોગ્ય રકમ ભરીને ફંડની શુભ શરૂઆત પણ કરવામાં આવી છે જે બીજા આપ સૌભાઇઓ સારી રીતે જાણો છો. સંમેલન એટલે ન્યાત મેળો. આવો ન્યાત મેળો બોલાવીને તેના ખર્ચને પહોંચી વળવા જેટલું ફંડ આપણા પાસે નહોતું એટલે અમોને એક બીજો માર્ગ સુજી આવ્યો કે આવું એક સંમેલન બોલાવવા પહેલાં જો આપણા કાઠીયાવાડના આગેવાનોની એક

જણાવવામાં અમોને ખુશાલી ઉપજે છે કે આજે આપણે મોડા મોડા પણ જાગૃત બની આપણી જ્ઞાતિનું તંત્ર સુધારવા સર્વત્ર એકઠા થયા છીએ. પ્રભુની મીઠી કૃપાએ આજે આપણું જુનાગઢ પરિષદનું કામકાજ નિર્વિઘ્ને સફળ થયું છે. આજે એકત્ર થયેલા મારા સર્વ જ્ઞાતિભાઇઓને હું નમ્રતાપૂર્વક જણાવીશ કે પરિષદમાં જે જે ઠરાવો પાસ થયા છે તેનું યથાર્થ પાલન કરવા તથા કરાવવા સદ્‌ભાવના રાખી બધા તત્પર રહેશોજી. આજે આપણા આટલા કાર્યથી તો એટલુંજ કહી શકાય કે એક પ્રગતિના માર્ગે જવા ફક્ત આપણે એક ચીલો (માર્ગ)જ પકડ્યો છે. આપણા કાર્યની આ એક શરૂઆતજ થઇ છે. હવે તો એક મકાનનો પાયો નાખ્યા પછી તેના ઉપર કેવું ચણતર કરવું તે આપ સર્વ જ્ઞાતિભાઇઓ ઉપરજ એ કાર્યનો આધાર રહે છે. અત્યારે જે જાગૃતી આપણામાં આવી છે તે જાગૃતી કાયમ ટકાવી રાખવા સર્વ જ્ઞાતિભાઇઓને વિનંતી કરી બેસી જવા રજા લઉં છું.

## શ્રીયુત મેઘજી જુઠાભાઈ ચાંડેગળાનું ભાષણ

માનવંતા પ્રમુખ સાહેબ અને સભાજનો.

પ્રભુના પરમ ભક્ત નરસિંહ મહેતાની આ જન્મ ભુમિમાં, ગરવા ગીરનારની છાંયાં તળે અનેક શુભ કાર્યોની શરૂઆત થઇ હશે તેવી જ રીતે આજે આપણે સર્વે પણ તેનીજ છાંયાં તળે આપણી ગરીબ અને પછાત જ્ઞાતિનું હિત વિચારવા બધા એકત્ર થયા છીએ. અને ઇચ્છીશું કે જગત પિતાની મીઠી કૃપાએ આપણાં ધારેલાં સર્વ કાર્યો નિર્વિઘ્ને સફળ થાઓ.

અમારી કલ્પનામાં પણ એ ન હતું કે આપણી પરિષદનું કામકાજ એટલું બધુ જલદીથી અને સંતોષકારક રીતે પાર પડશે. પરંતુ આવી ઝડપથી અને ફતેહમંદીથી પરિષદનું કામકાજ પસાર થયેલું જોઇ અમોને ખુશાલી ઉપજે છે. આપણા સદ્‌ભાગ્યે પટેલ શ્રી જેઠાભાઇ ફુલાણીયા જેવા સુકાની આપણને સાંપડ્યા છે. અને આ સર્વ બીના તેઓશ્રીની કાર્ય દક્ષતાનેજ આભારી છે.

આજે આપણી આ પરિષદમાં જે જે ધારા ધોરણો પસાર થયાં તે હવે પછીથી આપણા ચાર મહાલની ન્યાતે કેવી રીતે વર્તવું તે પુરતાજ છે. પરંતુ આ સીવાય આપણે જ્ઞાતિ સેવાનાં ઘણાંએ કાર્યો કરવાનાં બાકી છે આજે આપણામાં બાળલગ્ન, કન્યાવિક્રય, પ્રેત ભોજન, વેઠની ગુલામી, વીગેરે અનેક જાતના સડાઓ જેમ ભુખ્યો વરૂ શિકારનો ભક્ષ કરે તેમ આપણી જ્ઞાતિનું સત્વ ચૂસી રહ્યા છે. આપણા અનેક કંગાળ, વૃદ્ધ, અને અપંગ ભાઇ બહેનો આજે નિરાધાર બની દુઃખથી ત્રાહી ત્રાહી પોકારી રહ્યા છે. આ સર્વને બચાવી લેવા આપણી પાસે કાંઇ સાધન નથી. કોઇ સંસ્થા નથી. તેમજ જ્ઞાતિનું એવું કોઇ ફંડ પણ નથી. આપણા અશિક્ષિત બાળકોને ભણાવવા જેટલી મદદ પુરી પાડવા આપણે શક્તિવાન પણ નથી. એટલે હું એ દરખાસ્ત રજુ કરૂં છું, કે ઉપર જણાવેલા જ્ઞાતિ કાર્યોને પહોંચી વળવાને

એક મધ્યસ્થ સંસ્થાની સ્થાપના થાય અને એ સંસ્થાદ્વારા એક પછી એક શક્યતાનુસાર જ્ઞાતિ સેવાના માર્ગો વિચારી તેમને અમલમાં મુકવામાં આવે તો જરૂર વેહલામાં વેહલી તકે આપણી જ્ઞાતિની દુર્દશા મીટાવી અન્ય કોમો સાથે બરોબરી કરવા જેટલી તાકાત અવસ્ય કેળવશું જ.

આપ સર્વ જાણતા હશો કે છેલ્લા એક વર્ષથી આપણી જ્ઞાતિનું 'પ્રજાપતિ-પ્રકાશ' નામનું એક પત્ર મુંબાઇથી પ્રગટ થાય છે. અને તે છાપાની વધુ પ્રમાણમાં નકલો પ્રગટ કરી ગુજરાત, કાઠીયાવાડ, આફ્રીકા, મુંબઇ, કરાંચી વીગેરે સ્થળોએ જ્યાં જ્યાં આપણુ જ્ઞાતિ ભાઇઓ વાંચે છે અને જેનાં જેનાં અમોને સરનામાંઓ મળ્યાં છે તે સર્વને શરૂઆતથી અમો મોકલતા આવ્યા છીએ. અને મોકલતા રહેશું. 'પ્રકાશ'ના જન્મ પછીથીજ આપણી જ્ઞાતિની વિશાળતાનો અમોને ખ્યાલ આવ્યો છે. આપણી જ્ઞાતિ એટલી બધી વિશાળ છે, કે જો તે નભાવવા માગે તો આવાં અનેક 'પ્રકાશો'ને તે નભાવી શકે છે. છતાં અમારે દીલગીરીસાથે જણાવવું પડે છે કે દરમાસે બહાર જતી આશરે જેટલી કોપીમાંથી માત્ર ગ્રગુસોની અંદરજ ગ્રાહક સંખ્યા અત્યાર સુધીમાં થઇ છે. આવા કોઇપણ કાર્યોની શરૂઆત કરતાં પહેલાં કેટ-કેટલી મુશકેલીઓ વેઠવી પડે છે તે આપ સર્વ જાણતા હશોજ. એવીજ રીતે અનેક વિટંબ-ણાઓમાંથી પસાર થઇ પ્રભુ કૃપાથી 'પ્રકાશ' પોતાના બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. આ પત્ર કોઇ વેપારની દ્રષ્ટિએ નહિ પરંતુ માત્ર જ્ઞાતિ સેવાર્થેજ પ્રગટ કરવામાં આવ્યું છે. અમો ખાત્રી સાથ જણાવીએ છીએ કેજ્યાં સુધી 'પ્રકાશ'ના સંચાલકોને જોઇતા સાધનો અને સગવડો પુરી પડતી રહેશે. ત્યાં સુધી કોઇ અણધાર્યા અકસ્માત સીવાય 'પ્રકાશ' બંધ થશેજ નહિ એક બત્તીમાં જ્યાં સુધી દીવેલ હશે ત્યાં સુધીજ એ પ્રકાશ આપી શકશે. એ વસ્તુ ખ્યાલમાં લઇને 'પ્રકાશ'ને રસદાયક અને તેજસ્વી બનાવવું તે આપ સર્વ જ્ઞાતિ ભાઇઓનાજ હાથમાં છે. બંધુઓ, વિચાર કરો કે આપણે એક સાધારણ વ્યસનમાં અણધાર્યો ખર્ચ કરી બેસીએ છીએ. જ્યારે આ આપણી જ્ઞાતિની સતત સેવા બજાવતા પત્રને તેની સેવાના બદલામાં આખા વર્ષનું એક રૂપીયા જેટલું લવાજમ પણ આપણે જો ન ભરી શકીએ તો તે બાબત આપણને કેટલી બધી શરમાવનારી ગણાય? અંતમાં જે જે ભાઇઓ 'પ્રકાશ'ના અત્યાર સુધી ગ્રાહક બની તેનું લવાજમ જેણે ન આપ્યું હોય તે આપી પોતાનું 'પ્રકાશ'ના ગ્રાહક તરીકે નામ નોંધાવશે. અને એ રીતે પોતા ઉપરના ઋણમાંથી મુક્ત થશે.

વિશેષમાં હું પ્રમુખશ્રી તેમજ સર્વ જ્ઞાતિ બંધુઓને નમ્રતા પૂર્વક વિનંતિ કરીશ કે આપણા ભાવિ સંમેલન સંબંધી જે ઠરાવ પરિષદે પસાર કર્યો છે તે સબંધમાં વહેલામાં વહેલી તકે સંમેલન બોલાવી શકાય તેવા ઉતાવળા પ્રયાસો સર્વ ભાઇઓ તરફથી ચાલુ રહેશેજ. અને ટુંક મુદતમાં સંમેલન નિમીત્તે આપણે સર્વ મળી શકીએ. પ્રભો અમારી જ્ઞાતિનું સામર્થ્ય વધારો અને અત્યારની જાગૃતિ ગતિમાન થાઓ એજ અભ્યર્થના.

## શ્રી ઓધવજી દામજી જેઠવાનું ભાષણ

શ્રીમાન પ્રમુખ પટેલશ્રી અને અન્ય મુરબ્બી જ્ઞાતિભાઈઓ,

હું એક ગરીબ સેવક મારી અલ્પમતી અનુસાર બે બોલ બોલવા આશા રાખું છું તો મારા કોઈ શબ્દોમાં ખામી જણાય તે સુધારી લેશ યોગ્ય દરગુજર કરશો તો હું મારા આ પ્રથમ પ્રયાસને સફળ ગણી કૃતાર્થ થઈશ.

ભાઈઓ, આજે એક વર્ષથી શ્રી પ્રજાપતિ-પ્રકાશના કાર્યકર્તાઓના સતત પરીશ્રમથી અને તેમની જ્ઞાતીહીતની શુભ લાગણીથી આપણા સર્વ ભાઈઓના અનન્ય દર્શનનો રમ્ય લાભ મળ્યો તેને માટે આપણે આપણા વડીલ શ્રી પરેશ જેઠાભાઈના પ્રબળ ઉત્સાહને અને કઠીન સમયમાં પણ જે સુવ્યવસ્થા કરાવી આપી તે માટે તેઓશ્રીના મહદ ઉપકારને ભુલી શકાય તેમ નથી. પરમકૃપાળુ પરમાત્મા તેમને દીર્ઘાયુષ્ય અર્પી તેમના આવા સુકાર્યના પ્રસંગો તેમના સુહસ્તે નિરંતર થાય જેથી તેમના જીવનને ઉજ્વળ કીર્તિવાન બનાવે એવી આજના મંગળ દીવસે મારી અંતઃકરણની સુપ્રાર્થના કરું છું.

હવે આપણે આપણા થયેલા જુજ ફેરફાર સાથેના જ્ઞાતી બંધારણને ઇશ્વર આજ્ઞા ગણી ને પ્રમાણે પાલન કરી આપણા ભાઈઓને પણ તે મુજબ વર્તવા પ્રેરણા કરવી જોઈએ કે જેથી આજના મંગળ દીવસની યાદગીરી માટે તેમના મહદ ઉપકારનો બદલો આપી આપણી જ્ઞાતીનો પ્રથમોદય થયો હોય એમ માની શકાય.

આપણા ભાઈઓમાં અનેક જુદા જુદા કારણોથી દ્વેષ ભાવ હશે તે તદન ન રાખતાં આપણે એક જ પીતા બ્રહ્માજીના પુત્રો હોઈ જેથી સર્વ ભાઈઓએ એક રૂપ થવું જોઈએ, અને આપણા વડીલોને પ્રસન્ન કરીયે જેથી તેઓ આપણા ઉપર જરૂર દયા દ્રસ્ટી કરશે અને ભવીષ્યમાં આપણે ઉચ્ચ જીવનને શીખરે પહોંચી શકીયે.

વળી આપણે આપણાં પુજ્ય માતુશ્રી ભગવતી શ્રીબાઈને ભુલી જવાં ન જોઈએ કેમકે અથાગ ભક્તીના પ્રભાવથી આજે આપણા ભાઈઓને સુખી અને વીદ્યાવંત થયેલા જોઈ શકીયે છીયે અને તે ભક્તીના પ્રતાપે જ આજે કાંઈ અદ્રશ્ય રહેલી શક્તિ જોઈએ, છીયે.

હવે આપણે પ્રજાપતી-પ્રકાશ બાબત વીચારવું જોઈયે કે જેના એક વરસના તેજોમય કીરણોના પ્રતાપે-તેના ટુંક મુદતના જ પ્રભાવમાં-આપણે સર્વને ભેળા થઈ અન્યોન્ય દર્શનનો લાભ લઈ જુદા જુદા આપણા વીચારો સાંભળી સંભળાવી શકયા છીયે, તો તે 'પ્રકાશ' પેપર ભવીષ્યમાં પણ ઉંચ સ્તીમાન કરશે તે શક્તી તેમાં છે એમ આપણે માની શકશું.

છેલ્લે મારી પરમ કૃપાળુ જગન્નિયંતા પરમેશ્વરને તેમજ મહામાયા શ્રીદેવીને પ્રાર્થના કરું છું કે મારી જ્ઞાની મહામણીને સુવીચારો આપી સુકીર્તિવાન બનાવી ગૌરવવંત ભાગ્યશાળી બનાવો. અસ્તુ.

---

'પ્રકાશ'નો વાર્ષિક વૃત્તાન્ત તથા હીસાબ:—'પ્રકાશ'ના ગયા પ્રથમ વર્ષનો વાર્ષિક વૃત્તાન્ત તથા આવક જાવકનો હીસાબ સ્થળ સંકોચને લીધે આ અંકમાં આપી શકાયો નથી. આવતા અંકમાં તે અવસ્ય પ્રસિદ્ધ કરવામાં આવશે. વ્યવસ્થાપકો.

# જ્ઞાતિ સમાચાર

મુંબઇ:-દુર્ગાદેવીરોડ પર આવેલ મ્યુ. ગુજરાતી શાળામાં અભ્યાસ કરતા આપણી જ્ઞાતિના કેટલાક છોકરા તથા છોકરીઓને પાઠ્ય પુસ્તકો વીગેરે અત્રેની શ્રી. સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિસેવા સમાજ (મુંબઇ) તરફથી ગયા વર્ષના જેમ આ વર્ષે પણ ભેટ આપવામાં આવ્યા હતા.

*** શિક્ષણ પ્રચારના આ કાર્ય બદલ સમાજના કાર્યકર્તાઓને અમારા અભિનંદન.

કીટાલે (આફ્રિકા):—અત્રેના એક જ્ઞાતિબંધુ મીસ્ત્રી માવજીભાઇ વીશરામ ગોહીલની અઢાર વર્ષની પુત્રી બ્હેન પાનીબેનનું દશ કલાકની બીમારીમાં ગઇ તા. ૧૯—૬—૩૬ ના દીને અચાનક અવસાન થયું.

*** પોતાની યુવાન પુત્રીના આવા અચાનક અવસાનથી તેના માતપીતાને થએલ આઘાત પ્રત્યે અમારી દીલસોજી દર્શાવીએ છીએ. પરમકૃપાળુ પરમાત્મા મરનારના આત્માને ચિરઃ શાન્તિ અર્પો એમ ઇચ્છીએ છીએ. વિશેષમાં એમની વ્હાલી પુત્રીના અવસાન નિમિત્તે શ્રી માવજીભાઇએ 'પ્રકાશ'ના સહાયક ફંડમાં દશ શીલીંગ ભેટ આપીને જે દાખલો બેસાડ્યો છે એ ખરેખર પ્રશંસાને પાત્ર છે.

લાઠ (સરદાર ગઢ):—અહીંના એક બંધુ શ્રી જીવાભાઇ કેશવ ટાંકનો અઢાર વર્ષનો યુવાન પુત્ર ગઇ તા. ૧૩—૭—૩૬ ના રોજે પાણીમાં ડુબી જઇ મરણ પામ્યો છે.

*** આ અકાળ મૃત્યુથી મરનારના માતપીતા પ્રત્યે દીલસોજી બતાવીએ છીએ. ઇશ્વર મરનારના આત્માને ચિરઃ શાન્તિ અર્પો.

જુનાગઢઃ—જુનાગઢના બારે મહાલના આપણી જ્ઞાતિના આગેવાનોની એક પરિષદ કાઠીયાવાડના સોરઠીયા બંધુઓનું એક મોટું સંમેલન ભરવા માટે ચર્ચા કરી નક્કી કરવા માટે અત્રેની જ્ઞાતિના આગેવાનો તરફથી ગઇતા. ૩૦—૭—૩૬ ના દીને બોલાવવામાં આવી હતી.

*** જુનાગઢના આગેવાનોએ ફરીથી વિચાર કર્યા બદલ અમારા અભિનંદન.

પાતળા (ચોરવાડ):-અહીના એક જ્ઞાતિભાઇને પોતાના ગામના અમલદાર વર્ગની વેઠ કરવા કનડગત હતી તેથી તેણે જુનાગઢ જઇ હીમ્મત પુર્વક અરજ કરી જેની અસર થતાં ના. દીવાન સાહેબે આખા સ્ટેટના બંધા ગમોમાં વેઠ નહીં કરાવવા ફરમાન કર્યું છે.

××× આ રીતે વેઠ નીવારણ કરાવવા માટે આ ભાઇને ધન્યવાદ ઘટે છે આ ભાઇના વર્તનને અનુસરી બીજા ભાગના ભાઇઓ હીમ્મતભેર વેઠ નહીં કરવા બનતું કરશે તો તેમને પણ જરૂર ફતેહ મળશે એમ અમો માનીએ છીએ. સંપાદક

---

સુધારો:-છાપાના ભૂતની ભૂલથી આ અંકના ઘણાખરા પાનાઓના હેડીંગમાં 'જુલાઇ—ઓગસ્ટ' છપાયું છે તેને બદલે 'ઓગસ્ટ—સપ્ટેમ્બર' વાંચવું. સંપાદક.

મોમ્બાસાનું નવપરિણિત સોરઠીયા પ્રજાપતિ યુગલ

શ્રીમતી લક્ષ્મીબાઈ
ભીમસીંહ દેવળીયા

શ્રીયુત ભીમસીંહ
ઉકાભાઈ દેવળીયા



# આપણું તાત્કાલિક કર્તવ્ય.

આપણા પોષાક પરિવર્તનની આ બાબતે અત્યારે ચર્ચામાં પહેલું સ્થાન લીધું છે. જાણે કેમ બધા સુધારાઓ પોષાક પરિવર્તનમાં જ આવી જતા હોય! અને એક તેથી જ આપણે બીજી કોમની હરોળમાં આવી જતા હોઈએ!

ટુંકામાં પોષાકનો ખાસ ઉપયોગ શરીરની ગરમી ટકાવી રાખવા પુરતો જ છે. પણ આજે પોષાકનો ઉપયોગ રૂપરંગમાં તથા વિવિધરૂપે ઓળખાણના હથીઆર (Uniform) તરીકે થાય છે. અને તેનો મૂળ અર્થહેતુ કોઈને યાદ નથી.

ખરી રીતે પોષાક મરજીઆત હોવો જોઈએ. જેમ જેને ફાવે તેમ પહેરી શકે. જેમ આપણે પુરુષો-પાઘડી-હેટ અગર ખુલ્લે માથે ફરી શકીએ તેમ સ્ત્રીઓ પણ દેશ-કાળ અને તેણીની રૂચી પ્રમાણે પોષાકમાં પરિવર્તન કરી શકે. છતાં આપણાં કેટલાક ભાઈઓ તે પરિવર્તન ઉપર ખુબ ભાર મુકે છે. અને તેમાં જ તેઓને આપણી બધી સભ્યતા સંસ્કારીતા બધા ગુણો દેખાય છે.

જો પોષાક પરિવર્તનથી આપણે આપણું નારીરત્ન પૂર્ણસંસ્કારીતા-પૂર્ણતાની ટોચે પહોંચતું હોય તો-જો બધા ગુણો તેમાંથી જ આવી જતા હોય તો-દુનિયાની સૌથી સંસ્કારી કહેવાતી પ્રજાઓનો જ પોષાક આપણે આપણી સ્ત્રીઓને શા માટે ન પહેરાવવા માંડવો? જેવો કે "પેટીકોટ" "હેટ" "બોબકટ" વગેરે.

દેશ અને સ્થિતિને અનુસરીને જેણે પરિવર્તન કર્યું હોય તે બરોબર છે. તેવા ભાઈઓને વગોવવાનું કે નીંદવાનું ન જ હોઈ શકે. પણ કેટલાક ભાઈઓ દેખાદેખીથી વગર સમજે પોતે પછાત ન રહી જાય તે ખાતર આ દેશમાં પરિવર્તન કરે છે અને પછી કેવું ફારસ કરી મુકે છે તેનો મને અનુભવ છે. તેથી જ તેવા પરિવર્તનકારી ભાઈઓને હું નમ્રભાવે પુછું છું કે તમે તમારી પત્નિની પુરતી સંમતીથી પરિવર્તન કરેલું છે? કે તમને તે પુતળી આકર્ષક લાગે તે ખાતર, તમારી પોતાની મરજીથી, તમારા કહેવાતા હક્કની રૂએ તેણી પાસે પોષાક પરિવર્તન કરવાની ફરજ પાડવામાં આવી છે?

જ્યાંસુધી આપણે આપણી પત્નિની સંમતિ વગર જે પરિવર્તન કરીએ તે સાચું પરિવર્તન નથી પણ ભવાયાની ભવાઈ જેવું જ કહેવાય. અને તેનો અનુભવ તેવા દરેક ભાઈને થતો જ હશે. અને તેમ કરીને આપણે "તે પોષાકથી ઉંચે જતા નથી. પણ તે સભ્ય પોષાકને નીચે આણીએ છીએ. તેની કીંમત ઘટાડીએ છીએ."

આમાં હું "ઇતિહાસ" "બાપદાદાનો ચીલો" "ગરીબાઈ" વીગેરે બહાનાંઓને માનતો નથી. હું તો એટલું જ માનું છું કે પહેલાં આપણે આપણા પંડને સભ્ય સમાજને અનુકુળ બનાવવું. પછી આપણાં નારીરત્નોને ક્રમે ક્રમે આપણા અનુકુળ બનાવવું અને જેમ આપણે પોતે કર્યું છે તેમ આપણી નારી જેટલી અનુકુળ થતી જાય તેટલી તેણીની સંમતી તેમાં વધતી જાય. જેમ સંસ્કારો પ્રહની

જાય તેમ પોષાક ફેરવતી જાય. અને એ રીતે પોતાને અને પોષાકને બધાને શોભાવતી જાય. પણ અજ્ઞાન નારીને તેની મરજી વિરૂદ્ધ જે કંઇ ફરજ પાડવી તેતો અસભ્યતા, અરે ! પશુતામાં જવા જેવું જ છે. સૌથી ઉપયોગનું તો એકે પહેલાં આપણે પુરૂષોએ જ હજુ તો મન, કર્મ વાચાથી તે બિંદુએ પહોંચવાનુ છે. આપણી નારીઓ તો વગર માગ્યે ત્યાં ખેંચાશે. અને પછી જ પરિવર્તન શક્ય થશે.

વળી એતો જેમ સમજશે કે વગર સમજ્યે દશ ટકાએ આપ મેળે પરિવર્તન કર્યું છે તેમ થતું જ રહેશે. અત્યારે તો આપણે તે પરિવર્તનનાં બિંદુએ જવા માટે કેટલું આપણું માનસ કેળવવું પડશે તે વિચારવાનું અને તે પ્રમાણે વર્તવાનું છે.

પોષાક પરિવર્તન કરતાં બીજા અનેક વિષયો આપણી પાસે વિચાર માગે છે અને જે આપણી કોમને પાયમાલ કરે છે. જેવા કે અનેક વ્યસનો, બાળવિવાહો, વરાઓ, વહેમો અને અજ્ઞાનના તેમાં સબડતું આપણું નારીરત્ન, તેને લઈને રઝળતાં હડધુત થતાં આપણાં બાળકો એક હથ્થુ ફીલસૈન્યથી, પરતંત્ર જુવાનો, અને તેવું ઘણું જો વિચારવા માંડીએ તો તેની આગળ પોષાક પરિવર્તન ખાસ મહત્વનું નથી લાગતું. અને આ બધું વિચારી આપણે છોડીએ અને સમજાવી બીજા ભાઇઓને તે રાહે લઇ શકીએ અને એવું માનસ એટલું વિશાળ માનસ પરિવર્તન આપણે કરી શકીએ તો બીજું શું અશક્ય છે ?

પોરબંદર : ] મનજી સવજી પરમાર

# ગત વર્ષના લેખો પ્રત્યે એક દ્રષ્ટિપાત

**બાળલગ્ન:**—બાળલગ્ન રૂપી ઉધઇથી આખું મનુષ્ય રૂપી ઝાડ ઊભું ને ઊભું સુકાઇ જાય છે તો તેમાંથી કેવા ફળની આશા રાખવી ? માબાપો બાળલગ્નો કરાવી ખરાં મનુષ્યોની પ્રજાને બદલે માયાંખોર, કમજોર, ગજાહીણ જીવડાંનો જ વધારો કરે છે. બાળલગ્નથી કુટુંબમાં ક્ષય રોગ વારસામાં ઉતરે છે ને એેસો બંધ પડીને વંશ જાય છે. પણ પુખ્ત વયે લગ્નોથી દેવ જેવી પ્રજા જન્મે છે.

**અકાળ પરિષદ:**—હવે આપણે આવાં ૦ ૦ ૦ ૦ ૦ મીંડાં ગોતવાને બદલે આવા ૧ એકડાજ ગોતવા મુનાસબ છે. કોઇ પણ વર્તુળનું મધ્યબિંદુ આપણાજ ભીતરમાં હોતાં આપણાજ હૃદયને મધ્ય બિંદુ કલ્પીને ત્યાંથી વર્તુળ દોરાવું જોઇએ. આપણેજ એકડો બની જવું. ભલે પ્રથમ નાનું નાનું વર્તુલ દોરાય. ટુંકામાં કહેવાનું કે આપણે પોતે એકલાજ એકડારૂપે પ્રથમ અમુક સુધારાને અમલમાં મુકવા માંડી આપણા જ વીચારનો બીજો ત્રીજો ચોથો એમ આસ્તે આસ્તે વધતાં વધતાં જેટલા જ્ઞાતિબંધુઓ આવી મળે તેનું વર્તુલ બનાવવું. કાર્ય ચાલુ રાખી વર્તુલનો પરિઘ વિશાળ કરો. આમાં પૈસાનો ભોગ આપવાનો નથી. ફક્ત ભોગ આપવાનો નથી. ફક્ત નીર્ધાર બનવાની જરૂર છે. એ પ્રમાણે પ્રવૃતિ દરેક ગામે ભલે નાને પાયે શરૂ થાય તોપણ "લાખની પાણ" ગણાશે એમ થયાં પછી યોગ્ય દેશને યોગ્ય કાળ જોઇને પરિષદ ભલે ભરાય. "વિવાહ પહેલાં આવરણી" કેમ થાય ?

"**યુવકોને સાચી સલાહ**" એ મથાળે એક લેખ મેં "પ્રકાશ" માં જોયો કે "આપણી જ્ઞાતિનાં ધારાધોરણ જે ચાલુ છે તે કેટલાં મજબુત રીચારથી બાંધેલાં છે (આદી અને વળી અનાદી!) વર્ષોથી ચાલુ છે." અરે વાહ! કેવા સુંદર શબ્દોમાં આપણાં બાપના ખાતરાં જેવા કુવાનાં વખાણ! ભલા વાંચકબંધુ! એ વખાણ સાચાં જ હોય તો પછી આ "પ્રજાપતિ-પ્રકાશે" અગર આપણે સૌએ તો કાંઇ કાર્ય કે સુધારા કરવાની તકલીફ લેવાની જરૂર નથી નાં? ગરીબીની દવાની માત્રા માટે વૈદનો ખપ જ નથી નાં?

"**ટીકાખોરોને**":-જ્યારે જ્યારે સંપાદકજી, આપને કુધારારૂપી અસાધ્ય રોગની દવાનું નિરૂપણ કરતો મુદ્દાસર એક લેખ મળે અને ત્યારે ત્યારે અગર ત્યારબાદ તે દવાને તોડી નાખવા જેવો બીજો લેખ પ્રસિદ્ધ કરવા મળે તે બેઉ પ્રસિધ્ધ થાય તેમાંથી વાંચકોને સત્ય શોધવું મહા મુશ્કેલ થાય ખાસ કરીને આપણી જ્ઞાતી પૈકીના અભણ વર્ગને ગુંચવાડો થાય. હા, સંપાદકનો જરૂરી સલાહ અભિપ્રાય તેજ વખતે છપાય તો રંગ રહી જાય. જે ટીકાખોરો અંદર અંદર મોઢેથી ટીકા કરતા હોય છે. તેમાં કાંઇ બેરકાબંદસરપણું હોય તો કોર્ટનો આશરો લઇ નીચ ટીકા માટે દીવાની યા ફોજદારી પગલાંથી સજા કરાવી શકાય છે. ટીકાખોરો ઘણે ભાગ અભણ ને અજ્ઞાની હોય છે. બીચારા 'પ્રકાશ' દ્વારા ક્યાંથી બોલી શકે! તેવા ટીકાખોરો દયાને પાત્ર છે. સરસ રીત તો એ છે કે હાથીની પુંઠે ગમે તેમ થાય પણ હાથીએ ધૈર્ય ભરેલી ચાલ ન તજવી પણ જો ટીકાખોરો પ્રત્યે લક્ષ દેવા જઇએ તો આપણું ધ્યેય ચુકાઇ જાય. અને સાથે સાથે "ધોબીએ ધોબી" થઇ જવાય. અને વળી આપણી નબળાઇ ગણાય તે વળી નોખું. હા, ટીકાખોરોને જ્ઞાનનો પ્યાલો પાઓ. (મહુડાના ચલણી દારૂનો પ્યાલો નહીં હો!)

**ખરી નિડરતાઃ**—સંપાદકજી, આપે પ્રાસંગિક નોંધમાં જે એલ્ડોરેટ All Prajapati Aikya સંબંધી જે પ્રશ્નમાળા પુછી છે તેનો સવિસ્તર જવાબ યોગ્ય સમયે "પ્રકાશ"માં છાપશો તો દુનિયાભરના પ્રજાપતિઓ આભારી થશે. આપની આ નીડરતા ભરેલી પ્રશ્નમાળા માટે ધન્યવાદ ઘટે છે.

"**અટારીએથી**":-એ લેખથી વળી સલાહ આપવામાં આવી છે કે, "સંમેલન (ન્યાત મેળો) બોલાવવાનું કાર્ય જ્ઞાતિ પટેલોનું છે." અરે વાહ, નાત તેડું (કે નાત ધોણું!) એક તરફથી બિચારા પટેલોને ઝાટકવા અને સુધારાની કડવી ઝેર જેવી દવા પટેલોને ગળે ઉતરાવવી (કે જે મૃત્યુ ઘંટ ગણાય) અને વળી તેઓ દ્વારા કાર્યની આશા રાખવી. તો શું આપણે તો ભાજી મૂળા? વાંચક ભાઇ, ચાલ ચાલ ભાવનામય થઇને તું જ એકડો થાવાનું માન ખાટીને નવાઇ કર. વીર્યવાન તો કાંટાવાળો માર્ગ લીએ. તે લાંસામાં લોટે નહિ. બીજાના મરવાથી આપણે સ્વર્ગે ન જઇ શકીએ. તો સ્વર્ગ માટે આપણેજ મરવુ જોઇએ. હવે કયારે જાગશું? કહ્યું છે કેઃ

રણનો ધીરાનું વારાનું, નહિં ઉતાવળા કાયરનું
ધીર વીર જે હોય તેજ ખુબ,

સંકટ આમો થાયે
પહાડ પેરે રણમાં રહે ઉભો.
લેશ નહિ ગભરાયે.—રણુનો
ધીર વીર કો પ્રસંગ શોધે,
સહેવા કષ્ટો ભારે
જાણી જોઈને આફત નોતરે,
રાહ જુવે તે ત્યારે.—રણુનો
ડાહ્યો તે દેશાવર વેઠે,
જ્ઞાની બહુ અથડાયે.
ધીર વીરના પગ સંકટમાં,
કદી નહિ લથડાયે.—રણુનો

"ચાર હત્યાઓ"-"પ્રતિજ્ઞા પાલન":- એ મથાળે મેં એક લેખ "પ્રકાશ"માં જોયો. તેમાં તરસાઇ ગામે થએલા ઠરાવોની વાત અને ચાર હત્યાની વાત થઇ છે. પણ **કન્યાવિક્રય** (થોડા પૈસાથી પણ કાંઇ વધુંઘટું તે વિક્રય જ કહેવાય) બાળલગ્નો એઠાં આરોગવાં-પ્રેતભોજન આરોગવાં-દારૂ ઢીંચવા-માંસ ખાવાં. એવા એવા ગોકસેને એક કુરીવાજો અને અત્યાચારો ટાળવા માટે તરસાઇમાં શું કીધું છે? કેળવણી-સંપ સનાતન ધર્મનાં તત્વોનું પાલન, સ્રીસન્માન. એવી એવી અનેક સંસ્કારી બાબતો માટે હાથ ધોવામાં શું થયું છે. (જમીને હાથ ધોવા તે હાથધોવણું.) તે બધું "પ્રકાશ" માં પ્રકાશ કરી કોઇ ભાઇ નાની બાંગે આભારી કરશે? સદ્વર્તન, પવિત્રતા અને સદાચારથી હત્યાઓ પુછડી ઘાલીને નાસે. પણ બાંધના દુરાચાર-અધાર્મિકતા-કર્મોથી તો હત્યા મગર જેવું ડાચું ફાડે. બાકી હત્યા કોઇ જડપદાર્થ નથી કે માથામાં લાગીને ઢીમાણું કરે. સુધારા કેળવણી-સંસ્કૃતિથી હત્યા ખંખેરી નાંખો!

આત્મભોગ:-એકવાર રૂસો જાપાનીઝ લડાઇમાં પોર્ટ આર્થરમાં જાણી જોઇને મનવાર સાથે ડુબી મરવા અમુક સંખ્યામાં જાન દેનાર જાપાનીઝ ઉમેદવારોની જરૂર પડી. જવાંગમાં ઘણી અરજીઓ ગઇ. તેમાં જે માણસોએ પોતાનાજ શરીરના લોહીથી અરજીઓ લખીને મોકલી હતી તેને પસંદગી મળી. આખરે જાપાન જીત્યું. અને તે શહીદોના નામો સુવર્ણાક્ષરે ઇતિહાસમાં લખાયા. પ્રજાપતિ યુવકો તમારો આવો આત્મત્યાગ કે ભોગ તો ત્યાં રહ્યો પણ ફક્ત બાપદાદાનો નઠોર રૂઢને અધોગતિની અંત ગણીને રૂઢને લઇ જતો કુરૂઢીનો ચાલો મુકવા જેટલું પણ તમારાથી ન બને?

નૈયા ઉતારો પાર-એ મંત્ર આપ મહેનતે નર્યા વગર નહિ સિદ્ધ થાય. નૈયા બીચારી નિર્જીવ. આપણને લકવા જેવાઓને પડ્યાં પડ્યાં કેમ પાર ઉતારે! શું આપણે રાહ જોઇએ કે ઉપાડીને નૈયા બીચારી મસાણ ખાડીએ આપણને "પાર ઉતારે"? સુધારાની હલેસાં મારવાની આપણી જરૂર છે.

આફ્રિકા:] એક દ્રષ્ટા

પરિષદના ફોટાઓ:—આ અંકમાં આપેલા બે ફોટાઓમાંથી જે કોઇ બંધુને ફોટાઓ જોઇતા હશે તો તે નીચે લખેલા સ્થળેથી નીચેની કીંમતે તેમને મળી શકશે:—

કિંમત: મોટો ફોટો રૂા. ૨)—નાનો ફોટો આના બાર (પોસ્ટેજ સાથે)

મળવાનું સ્થળ:—અબદુલ રહેમાન ઇસ્માઇલ. (ફોટોગ્રાફર) જુનાગઢ (કાઠીયાવાડ)
ફોટો હાઉસ, તલાવ સ્ટ્રીટ,

[ઉપરના પુંઠા પરથી ચાલુ છે]

૪૨ શ્રી રામજીભાઈ પુંજા ગાધેર
*૪૩ ,, જીવાભાઈ ઓધવજી દેવલીયા — રાણાવાવ
૪૪ ,, જેઠાભાઈ ભીમજી રાવન — ઘણુ
*૪૫ ,, માંડણભાઈ અરજણ ચાંડેગળા (આફ્રીકા) — મુંબઈ / કાકામેગા
*૪૬ ,, વેલજીભાઈ નથુભાઈ
૪૭ ,, નાથાભાઈ શવજી લાડવા — ,, ,,
૪૮ ,, જાદવજી રીડાભાઈ વડુકર — ,, કીસુમુ
૪૯ ,, લીલાધર રૂડા ચાવડા (આફ્રિકા) ,, મે ન્યાસા
૫૦ ,, લક્ષ્મણભાઈ મુળજી ચાવડા ,,
૫૧ ,, નથુભાઈ નરશી પાણખાણીયા ,, ,,

વધુ નામો આવતા અંકમાં—

* આવી નીશાનીવાળા બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક થયા છે.

## પ્રથમ વર્ષના વધુ ગ્રાહકો

૨૫૯ શ્રીયુત ધનાભાઈ જોગીયા
૨૬૦ પટેલ શ્રી જેઠાભાઈ ધના ફરાણીયા — જુનાગઢ
૨૬૧ શ્રી અરજણભાઈ મેઘુર જમનીયા — મુંબઈ
૨૬૨ ,, વલભજીભાઈ રાજશી ચાવડ — રાણાવાવ
૨૬૩ ,, કરસનભાઈ જીવા છાંયા — જુનાગઢ

# સાભાર સ્વીકાર

## 'પ્રકાશ'નું સહાયક ફંડ

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ:—

| નંબર | | | |
|---|---|---|---|
| | આગળનો સરવાળો | રૂ. | ૩૫૦—૮—૬ |
| ૩૭ | શ્રી માવજીભાઈ વિશ્રામ ગોહીલ. કીસુમુ | ,, | ૬—૧૦—૦ |
| ૩૮ | ,, નાથાભાઈ શવજી લાડવા કીસુમુ | ,, | ૭—૧૦—૦ |
| ૩૯ | ,, મનજીભાઈ પ્રેમજી મજેવડીયા ,, | ,, | ૧—૧૦—૦ |
| ૪૦ | ,, માંડણભાઈ અરજણ ચ ડેગળા કાકામેગા (પુત્ર જન્મ નીમિત્તે) | ,, | ૪—૧૦—૦ |
| ૪૧ | ,, વેલજીભાઈ નથુ ગ ધેર ,, | ,, | ૧—૫—૦ |
| ૪૨ | ,, રામજીભાઈ ભોજા ગઢીઆ નાકુરૂ | ,, | ૦—૧૦—૦ |
| | કુલે સરવાળો: | રૂ. | ૩૭૨—૧૫—૬ |

# કોઈ પત્તો આપશો?

શ્રીયુત દેવશીભાઈ પ્રેમજી શાખે તેના રહેવાસી કજુરીના હાલ કેશોદથી અમોને નીચેની હકીકત પ્રગટ કરવા વિનંતી કરે છે:—

"મારા ભાઈ નાથાલાલ પ્રેમજી તેના અહીંથી સંવત ૧૯૮૧ માં આફ્રિકા ધંધાર્થે ગએલ. શરૂઆતના પાંચ વર્ષ તેઓ મોમ્બાસામાં રોકાએલ જ્યાંથી તેના કાગળ પત્ર અમોને મળતા. તે પછીથી તેઓ ત્યાંથી આગળ જતાં આજ ૭ વરસથી તેના અમોને કાંઈજ સમાચાર મળતા નથી. જો કોઈ જાણકાર બંધુ અમારા એ ભાઈનો પત્તો ઠે. કુંભારવાડા મુ. કેશોદ (કાઠીયાવાડ) એ શીરનામે અમોને લખી જણાવશે તો તેના અમો ઘણાજ આભારી થઈશું."

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઈઓનું મુખપત્ર ]



# પ્રજાપતિ — પ્રકાશ



ओरेम् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥

સંપાદક, મુદ્રક તથા પ્રકાશકઃ—
ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
વ્યવસ્થાપકોઃ—
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગરા

* * *

વર્ષ : ૨ જું—અંક : ૪ થો
અક્ટોબર
સને : ૧૯૩૬

* * *

: વાર્ષિક લવાજમ :
દેશમાં : એક રૂપીઓ
પરદેશમાં : બે રૂપીઆ
અથવા ત્રણ શીલીંગ

*

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી સ્ટ્રીટ,
મુંબઇ. નં. ૪.

* * * * *

## જીવનનું સાફલ્ય

ગયા જન્મના સુકૃતથી, શુભ દેહ માનવનો મળ્યો;
વ્યર્થા ગુમાવી જીંદગી તે, દેહ સાફલ્ય નવ કર્યો;
શું દેહ ધરવાનું પ્રયોજન, તે વિચારો બંધુઓ;
કોણે બનાવ્યો દેહને, પ્રકૃતિ તણા છે શું ગુણો;
હું ક્યાંથી આવ્યો, ક્યાકારણે, સ્વરૂપ શું મારૂં અરે;
હું ક્યાં જઇશ હવે પછીથી, શું થશે મારૂં અરે;
ખરૂં સંબંધી કોણ છે ને, કોને મેં માની લીધા;
એ સર્વનો વિચાર કરીને, શખું કે એ પરહરૂં;
મોહાંધ માયામાં ફરયા તે, પ્રપંચમાં પડયા અરે;
માયાની પટને દુર કરો, વિનંતી જ્ઞાતિને કરે;

પાનેદ : (બાંટવા) } દેવશી રાજાભાઇ ગોલા (માસ્તર)

* * * * *

## 'પ્રજાપતિ-પ્રકાશ' પત્રનો પ્રથમ વર્ષનો તા. ૧-૭-૩૫ થી તા. ૩૦-૬-૩૬ સુધીનો આવક જાવકનો વાર્ષિક હીસાબ.



૩૦૯-૦-૦ શ્રી વાર્ષિક લવાજમ ખાતે જમા :
રૂા. ૨૦૭) દેશના ગ્રાહકોના
,, ૧૦૨) પરદેશના ગ્રાહકોના

૩૫૦-૮-૬ શ્રી સહાયક ફંડ ખાતે જમા :

૨૫૦-૦-૦ શ્રી સંમેલન ફંડ ખાતે જમા :

૮૨-૦-૦ શ્રી ડીપોઝીટ ખાતે જમા :
રૂા. ૪૭) થી ૯૨૭ જાદવ ગ્રાહકોના લવાજમના વધુ આવેલા
,, ૩૫) બીજા વર્ષના લવાજમો પેટે આવેલા તે

૩-૬-૨ શ્રી વ્યાજ ખાતે જમા :
ધી સેન્ટ્રલ બેંકના સેવીંગ ખાતાના વ્યાજના આવ્યા તેના

સરવાળો : રૂા. ૯૯૪-૧૪-૬

મુંબાઈ : તા. ૧૫ મી ઑગસ્ટ
સને ૧૯૩૬

૪૧૩-૧-૦ શ્રી ખર્ચ ખાતે ઉધાર
૨૪૪-૧૨-૦ શ્રી છપામણી ખર્ચ ખાતે
૧૩૪-૧૧-૦ શ્રી પોસ્ટેજ ખર્ચ ખાતે
૨૫-૧૨-૦ શ્રી પરચુરણ ખર્ચ ખાતે
૭-૧૪-૦ શ્રી સ્ટેશનરી ખર્ચ ખાતે

૪૧૩-૧-૦

૫૮૧-૧૩-૬ શ્રી પુરાંત જણસ બાકી છે:
૫૪૯-૪-૬ ધી સેન્ટ્રલ બેંકના સેવીંગ ખાતામાં
૩૨-૯-૦ શ્રી રોકડ બાકી

સરવાળો :: રૂા. ૯૯૪-૧૪-૬

હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઈ ચાંડેગરા
વ્યવસ્થાપકો.

# પ્ર...જા...પ...તિ – પ્ર...કા...શ

વર્ષ ૨ જું.] અકટોબર ૧૯૩૬ [અંક: ૪ થો


## 'પ્રકાશ'નો પ્રથમ વાર્ષિક વૃત્તાન્ત

### [સને : ૧૯૩૫-૩૬]

દેશ પરદેશના સર્વે જ્ઞાતિબંધુઓ પ્રત્યે,

સવિનય નિવેદન કે આપણી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિના આ પ્રથમ પત્ર 'પ્રકાશે' પોતાના જન્મથી અત્યાર સુધીમાં બજાવેલ યત્કિંચિત જ્ઞાતિ સેવાનો હેવાલ આપ સૌ બંધુઓની જાણ માટે અત્રે પ્રગટ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે.

### 'પ્રકાશ'ની પૂર્વ હકીકત

આજથી લગભગ સવા બેએક વર્ષની વાત ઉપર મુંબઇના કેટલાક યુવકો તરફથી જ્ઞાતિ સેવાના શુભ આશયથી એક સંસ્થા સ્થાપવામાં આવી, અને તે દ્વારા જ્ઞાતિ સેવાની જુદી જુદી પ્રવૃત્તિઓ ચાલુ થઇ. આ સમયે જ્ઞાતિભાઇઓમાં કેળવણીના પ્રચાર અર્થે એક 'પત્ર' મજકુર સંસ્થા દ્વારા પ્રગટ કરવાનું જરૂરનું જણાતાં એ દિશામાં અમારા પ્રયત્નો અમોએ ચાલુ કર્યા; પણ એટલામાં અહિંની જ્ઞાતિમાં અમુક મતભેદને લીધે એક દુઃખદ અનીચ્છનીય બનાવ બનવા પામ્યો જેને લીધે અહિંના જ્ઞાતિબંધુઓમાં તિવ્ર મતભેદ જાગૃત થઇ બે પક્ષ જેવું થઇ ગયું. તેને પરિણામે જ્ઞાતિ સેવાની દ્રષ્ટિથી નિર્માએલ ઉપરોક્ત સંસ્થામાં શિથિલતા આવી અને એક 'પત્ર' કાઢવાના અમારા મનોરથ આવી રીતે મનમાંજ રહી ગયા.

ત્યારબાદ લગભગ એક વર્ષના ગાળા પછી પોરબંદરના અમારા એક સ્નેહી બંધુના પરિચય પત્ર સાથે કાઠીયાવાડના આપણા એક ઉત્સાહી તેમજ સેવાભાવિ જ્ઞાતિબંધુ કે જેઓ નોકરીને અંગે કેટલાક માસથી મુંબઇ આવી વસ્યા હતા તેમનો અમોને અચાનક ભેટો થાય છે. અમારી ઉપરોકત સંસ્થાની વાત જાણતાં તેઓ પણ એના સભાસદ તરીકે દાખલ થાય છે. અને શિથિલ બનેલી એ સંસ્થામાં પ્રાણવાયુ ફૂંકવાના નિષ્ફળ સ્વપ્નો અમારી સાથે સાથે એ બંધુ પણ સેવતા થઇ જાય છે. જ્ઞાતિ સેવાની એમની આ ધગશ જોઇ જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર કરવા માટે એક 'પત્ર' કાઢવાનો અમારો જુનો વિચાર ફરીથી જાગૃત થયો. કાઠીયાવાડના

આ સુજ્ઞ બંધુ અમારા આ વિચારને મળતા થયા. અને તે કાર્યમાં પોતાની શકય તેટલી સેવા આપવા સંપૂર્ણ તૈયારી બતાવી. એક યોજના નકકી થઇ અને પરિણામે અહિંના બે બંધુઓની આર્થિક મદદથી આપણી સેરઠીયા પ્રજાપતિ જ્ઞાતિના પ્રથમ પત્ર એવા આ 'પ્રજાપતિ-પ્રકાશ' માસિકનો જન્મ થયો. દીર્ઘદર્શી એવા કોઇ પણ સુજ્ઞ વાંચક બંધુ માટે ઉપરોકત ત્રણ બંધુઓના નામ કળી શકવા અશકય ન હોવાથી એમના નામો અત્રે પ્રગટ કરવા અમો યોગ્ય ધારતા નથી.

## 'પ્રકાશ'ની શુભ શરૂઆત

સને ૧૯૩૫ ના જુલાઇ માસની બીજી તારીખે 'પ્રકાશ'નો પ્રથમ અંક બહાર પડયો, જેની પાંચસો નકલો છપાવવામાં આવી. દેશપરદેશના આપણા જ્ઞાતિ બંધુઓ પર અમારે ખર્ચે અંક મોકલતાં સર્વે નકલો ખુટી પડી, ત્યારે જ આપણી જ્ઞાતિની વિશાળતાનો અમોને કંઇક ખ્યાલ આવ્યો. આ કારણથી બીજે જ અંકથી સાતસો અને સાતમા અંકથી આઠસો નકલો છપાવવામાં આવી. ગરીબ કે તવંગર દરેક જ્ઞાતીબંધુના ખીસ્સાને પોસાય અને હુરથી ગ્રાહક થઇ શકે તે માટે 'પ્રકાશ'નું વાર્ષિક લવાજમ ઘણું ઓછું (દેશમાં રૂા. ૧ અને પરદેશમાં રૂ. ૨. અથવા શી. ૩) રાખવામાં આવ્યું. પત્રનો જેમ જેમ ફેલાવો થતો ગયો તેમ તેમ દેશપરદેશના જ્ઞાતિ બંધુઓ તેના ગ્રાહકો થતા ગયા; એટલું જ નહીં પણ કાઠીયાવાડના ગામડાંઓમાં 'પ્રકાશ'નો પુરતો ફેલાવો થાય એવા શુભાશયથી નાયરોબીના એક ઉત્સાહી બંધુ શ્રીયુત કુરજીભાઇ રામજી મજેઠીયાએ રૂા. ૫૦) પચાસ અમોને મોકલી આપ્યા અને તેમાંથી ગામડાંઓના પચાસ ભાઇઓને ગ્રાહક બનાવવા વિનંતી કરી. એ બંધુની જ્ઞાતિ પ્રત્યેની આવી લાગણીની અમો કદર કરીએ છીએ.

## 'પ્રકાશ' માટેનું સહાયક ફંડ

'પ્રકાશ'નું કાર્ય સરળતાથી ચાલી શકે એવા ઇરાદાથી તેના શુભેચ્છક એવા આફ્રિકાના અમારા મિત્રોએ 'પ્રકાશ'ને માટે એક સહાયક ફંડ નાયરોબીથી ચાલુ કર્યું અને તેની જાહેરાત 'પ્રકાશ'માં આપવા અમોને ભલામણ કરી. આ ફંડની જેમ જેમ જાણ થતી ગઇ તેમ તેમ 'પ્રકાશ' પ્રત્યે લાગણી ધરાવનાર એવા દેશપરદેશના બંધુઓ પોતાનો યથાશકિત ફાળો એમાં મોકલતા રહ્યા. વર્ષની આખરમાં કુલ રૂા. ૩૫૦-૮-૬ ની રકમ આ ફંડમાં 'પ્રકાશ'ને માટે એકઠી થઇ અને તેનું કાર્ય આમ સરળ થયું, આ ફંડનો નામવાર તથા રકમવાર સ્વિકાર 'પ્રકાશ'ના અંકોમાં થઇ ગએલ હોવાથી તેનું લીસ્ટ ફરીથી આપવાની જરૂર અમો જોતા નથી. પોતાનો યથાશકિત ફાળો ભરી દેશપરદેશના જે જે બંધુઓએ 'પ્રકાશ' પ્રત્યે

પોતાનો પ્રેમ દર્શાવ્યો છે એ માટે એ સર્વ બંધુઓનો અમો આભાર માનીએ છીએ.

## આપણી જ્ઞાતિનું ભાવિ સંમેલન

કાઠીયાવાડના આપણી જ્ઞાતિના સર્વે બંધુઓ એક સ્થળે એકત્ર મળી જ્ઞાતિ ઉન્નતિના ઉપાયો યોજી શકે એવા આશયથી જ્ઞાતિનું એક સંમેલન કાઠીયાવાડ ખાતે ભરાવવાની આશા 'પ્રકાશ' સેવી રહ્યું છે. આથી આ કાર્ય સરળ અને સફળ બનાવવા માટે કાઠીયાવાડના જુદા જુદા ભાગના જ્ઞાતિના આગેવાનોની એક પ્રાથમિક પરિષદ કોઇ મધ્ય સ્થળે બોલાવવા અમોએ પ્રયત્ન કર્યો. કાઠીયાવાડમાં જુનાગઢની જ્ઞાતિ મુખ્ય ગણાતી હોવાથી તેમજ એ સ્થળ ભૌગોલીક રીતે સગવડભર્યું જણાયાથી પ્રથમ આ બાબતનો પત્રવ્યવહાર ત્યાંની જ્ઞાતિ સાથે અમોએ કર્યો છ મહિનાના અમારા સતત પ્રયત્નના અંતે એ પરિષદ ત્યાંના જ્ઞાતિભાઇઓના પૂર્ણ ટેકાના અભાવે અમોને અશક્ય લાગી. અમારા આ પ્રયત્નોની સવિસ્તર હકીકત જાણવા માટે દેશપરદેશના ઘણાખરા બંધુઓ ઉત્સુક બન્યા અને ભાઇઓની એ ઉત્કંઠા શમાવવા ખાતર અમારૂં નિવેદન એક પુસ્તિકા રૂપે ગયા વર્ષની આખરમાં અમોએ પ્રગટ કર્યું.

## જુનાગઢની પ્રાથમિક પરિષદ

અમારા આ નિવેદનથી જુનાગઢના આગેવાન બંધુઓ પરિષદના આ પ્રશ્ન ઉપર ફરી વિચાર ચલાવે છે અને આખરે જુનાગઢના બાર મહાલોના આગેવાનોની –સમસ્ત કાઠીયાવાડની જ્ઞાતિના આગેવાનોના નહિં–પ્રાથમિક પરિષદ પોતાને આંગણે બોલાવે છે; અર્થાત કે જે વસ્તુ 'પ્રકાશ' પોતાની જવાબદારીથી કરવા માગતું હતું, તે વસ્તુ નાના રૂપમાં પણ જુનાગઢે પોતાની જવાબદારી ઉપર આખરે કરી બતાવી. આ પરિષદમાં જે કાંઇ થયું તેની સવિસ્તર હકીકત 'પ્રકાશ'ના છેલ્લા 'પરિષદ અંક'માં આપી હોવાથી તેનો પુનરૂલ્લેખ અત્રે કરવાની જરૂર અમો જોતા નથી.

## 'જ્ઞાતિ સંમેલન' ફંડ

જ્ઞાતિ સંમેલન ભરવા વિષેના અમારા પ્રયત્નોની જાણ આફ્રિકાના બે બંધુઓ [૧] શ્રીયુત કુરજીભાઇ રામજી મજેવડીયા (નાયરોબી) તથા [૨] શ્રીયુત હરજીભાઇ જાદવ ગાધેર (માડાગાસ્કર)ને થતાંજ પોતાની રાજીખુશીથી એક ઉત્તેજન તરીકે તેઓ 'જ્ઞાતિ સંમેલન' ફંડમાં અનુક્રમે રૂા ૧૫૦) દોઢસો અને રૂા. ૧૦૦) એકસો આપવા માટે અમોને લખી જણાવે છે. અને જરૂર પડતાં પોતે નોંધાવેલી એ રકમ પણ વિના સંકોચે તુરત અમારા ઉપર મોકલાવી આપે છે. બંન્ને બંધુઓએ અમારા પ્રત્યે બતાવેલ વિશ્વાસની તેમજ જ્ઞાતિસેવા માટે બતાવેલ ઉત્સાહની

અમો કદર કરીએ છીએ. જેની આભાર સાથે નોંધ લેતાં અમોને અત્યંત આનંદ થાય છે.

જુનાગઢના પટેલશ્રી તરફથી હમણાંજ અમોને જણાવવામાં આવે છે કે પરિષદમાં નક્કી થયા મુજબ જુનાગઢના બાર મહાલોના આગેવાનો તરફથી 'સંમેલન ફંડ' ઉઘરાવવાની શરૂઆત થઇ ચુકી છે અને આ બાબતની રીતસર 'પ્રકાશ' માં જાહેરાત કરી દેશાવરદેશના જ્ઞાતિભાઇઓ પાસેથી એ ફંડ ઉઘરાવવાની અમોને ભલામણરૂપે સૂચના કરે છે. તો પોતાની જ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવનાર એવા દેશ-પરદેશના પ્રત્યેક બંધુને આ ફંડમાં પોતાનો યથાશક્તિ ફાળો અમારા ઉપર કાર્યાલયના સિરનામે મોકલાવી આપવા આથી આગ્રહપૂર્વક વિનંતી કરીએ છીએ. પોતાનો ફાળો અમારા ઉપર મોકલાવનાર પ્રત્યેક બંધુને અમારા તરફથી છાપેલી નંબરવાળી રસીદ મળશે અને તેની જાહેરાત 'પ્રકાશ'ના અંકોમાં પણ કરવામાં આવશે.

## 'શ્રી બાઇ'ની જગ્યા બાબત

આપણી પ્રજાપતિ કોમમાં થઇ ગએલ શ્રીમતિ ભક્તિમતિ 'શ્રી બાઇ'ની આપણી જ્ઞાતિની જગ્યા તલાળા (ગીરમાં) હિરણમયિ નદીને કાંઠે આવેલી છે. કાઠીયાવાડમાં આપણી જ્ઞાતિમાં થતા પ્રત્યેક લગ્ન તથા વિવાહ વખતે એ જગ્યાનો લાગો વસુલ કરવામાં આવતો હોવા છતાં પણ એ રકમ યોગ્ય સ્થળે ન જતાં દીવસે દીવસે એ જગ્યાની ખરાબી થતી હતી- આ બાબતની જાણ થતાંજ 'પ્રકાશે' એ પ્રશ્ન હાથ ધર્યો હતો. જુનાગઢ પરિષદ વખતે સર્વે આગેવાનોને એ બાબત અમોએ સમજાવ્યા હતા. આથી સર્વે આગેવાનોએ તેમના પાસે અત્યાર સુધી જમા થએલી તેમજ હવે પછી જમા થનારી શ્રી બાઇના લાગાના ફંડની સર્વ રકમ જુનાગઢના પટેલ શ્રી ઉપર મોકલાવી આપવાનું કબુલ્યું હતું. અમોને જણાવતાં આનંદ થાય છે કે આ મુજબ કોઇ કોઇ મહાલોના આગેવાનોએ પોતાની પાસેની રકમો પટેલશ્રી ઉપર મોકલાવી આપવાની શરૂઆત પણ કરી દીધી છે. મજકુર જગ્યાના જીર્ણોદ્ધાર માટે તેમજ ફંડ માટેની એક યોજના અમો તૈયાર કરી રહ્યા છીએ અને એ સંબંધી જુનાગઢના પટેલશ્રી સાથે પત્રવ્યવહાર ચલાવી તુરતમાંજ એ યોજના 'પ્રકાશ' દ્વારા બ્હાર પાડવાની અમો આશા રાખીએ. છીએ.

## 'પ્રકાશ'નો પ્રથમ વાર્ષિક હીસાબ

વ્યવસ્થાપકોએ તૈયાર કરેલો 'પ્રકાશ'નો ગયા પ્રથમ વર્ષનો આવકજાવકનો વાર્ષિક હીસાબ આપ સૌ બંધુઓના જાણ માટે આ અંકમાં અન્યત્ર પ્રગટ કરવામાં

આવ્યો છે. એ ઉપરથી આપ જોઇ શકશો કે વરસ દરમ્યાન 'પ્રકાશ'ના હસ્તકની કુલ આવક રૂા. ૯૯૪-૧૪ ૬ ની થઈ હતી, તેમાંથી રૂા. ૪૧૩-૧-૦ નું ખર્ચ થયું હતું જ્યારે વર્ષ આખરે રૂા. ૫૮૧-૧૩-૬ બાકી રહયા હતા.

## 'પ્રકાશ'ના ગ્રાહકો.

ગયા વર્ષની આખરમાં 'પ્રકાશ'ના દેશખાતેના ૨૦૭ ગ્રાહકો તેમજ પરદેશ આફ્રિકાના ૫૧ ગ્રાહકો મળી કુલ ૨૫૮ ગ્રાહકો નોંધાયા હતા. આ પછીથી ચાલુ વર્ષમાં ગયા પ્રથમ વર્ષ માટેના બીજા પાંચ ગ્રાહકો દેશ ખાતેના વધુ નોંધાયા છે. લવાજમની કુલ આવક રૂા. ૩૦૯—૦—૦ ની થઈ હતી, જ્યારે ખર્ચ રૂા. ૪૧૩—૧—૦ નું થયું હતું. આ ઉપરથી જોઈ શકાશે કે 'પ્રકાશ'ને તેની આવક કરતાં રૂા. ૧૦૪-૧-૦ નો વધુ ખર્ચ થયો હતો; અર્થાત્ કે 'પ્રકાશ'ને સહાયક ફંડની મદદ ન મળી હોત તો તેનું કાર્ય પ્રથમ વર્ષમાં સરળતાથી ન ચાલતાં કંઇક અંશે મુશ્કેલીભર્યું બન્યું હોત એ દેખીતું જ છે.

આ બીજા વર્ષથી પત્રના રૂપ રંગમાં ફેરફાર કરેલો હોઇ તેમજ પાના પણ વધારેલા હોવાથી ગયા વર્ષ કરતાં છપામણી વી. નો ખર્ચ લગભગ બમણો આ વર્ષમાં થાય એ સંભવિત છે. તેમજ 'પ્રકાશ' દીવસે દીવસે જેમ જેમ પોતાની પ્રગતિ સાધતું જશે તેમ તેમ તેનો ખર્ચ પણ વધતો જાય એ સ્વભાવીક છે. અમો તો ઇચ્છીએ છીએ કે 'પ્રકાશ' કેવળ પોતાના લવાજમની આવક ઉપરજ નિર્ભર રહે અને તેને સહાયક ફંડની મદદજ ન લેવી પડે. એટલે કે તેને મળતી સહાયક ફંડની રકમ એ પોતાની મુડી તરીકે સાચવી રાખે કે જેથી ભવિષ્યના કોઇ અસાધારણ સંજોગોમાંજ તેનો ઉપયોગ કરી શકાય. પણ આ વસ્તુનો મુખ્ય આધાર ગ્રાહકોની સંખ્યા પુરતા પ્રમાણમાં વધવા ઉપરજ રહે છે; એ પ્રત્યેક જ્ઞાતિબંધુ ખાસ લક્ષમાં રાખે એ વિનંતી.

## 'પ્રકાશ'નો ફેલાવો

અત્યારે 'પ્રકાસ'ની ૮૫૦ નકલો દર માસે છપાય છે તેમાંથી ગ્રાહકોને ૩૦૦ નકલો અને ૧૦૦ સોએક નકલો છાપાંઓ વી. ઉપર બદલામાં મોકલાય છે, જ્યારે ૪૦૦ નકલો પ્રચારાર્થે દેશપરદેશના આપણા જ્ઞાતિબંધુઓ ઉપર હજીપણ 'પ્રકાશ' ને ખર્ચે ફ્રી મોકલાય છે. ઇચ્છીએ છીએ કે દેશપરદેશના આ ચારસો બંધુઓ પોતાનું વાર્ષિક લવાજમ વેળાસર ભરીને 'પ્રકાશ'ના ગ્રાહકો થઈ જાય અને આપણી સોરઠીયા જ્ઞાતિના આ પ્રથમ માસિક પત્રને પગભર બનાવે.

## 'પ્રકાશ' ના નાણાંની વ્યવસ્થા

આ બાબતમાં અમો અગાઉ આપને જણાવી ગયા છીએ તેમજ અત્રે ફરીથી જણાવવાની અમારી ખાસ ફરજ સમજીએ છીએ કે 'પ્રકાશ' નો પ્રત્યેક કાર્યકર્તા બંધુ કેવળ જ્ઞાતિ સેવાની વિશુદ્ધ ભાવનાથી પ્રેરાઈનેજ 'પ્રકાશ' ના કાર્યને આગળ ધપાવવા માટે. પોતાની શકય તેટલી સેવા અર્પણ કરે છે. 'પ્રકાશ' ને મળેલાં નાણાં તેના કોઈપણ કાર્યકર્તા પાસે ન રાખતાં બેંકમાંજ રોકવામાં આવે છે 'પ્રકાશ' ના સંપાદક તથા બે વ્યવસ્થાપકો મળીને ત્રણ જણાના નામથી અહિંની સેન્ટ્રલ બેંક ઓફ ઇંડીયા લીમીટેડમાં સેવીંગ ખાતુ ખોલવામાં આવ્યું છે, જેમાં આવેલ નાણાં જમા થાય છે અને જરૂર પડયે તેમાંથી કોઇપણ બે જણાની સહીથી નાણાંની લેવડદેવડ થઇ શકે છે. 'પ્રકાશ' ને મળેલી કોઇપણ રકમ બદલ અમારા તરફથી તેની છાપેલી નંબરવાળી રસીદ આપવામાં આવે છે અને તેની પહોંચ 'પ્રકાશ' ના અંકમાં પણ જાહેર રીતે સ્વીકારવામાં આવે છે.

## 'પ્રકાશ' નું ધ્યેય

દેશપરદેશના અમારા કેટલાક બંધુઓ અમોને હજીપણ પુછી રહ્યા છે કે 'પ્રકાશ' એ શું છે? સંસ્થા છે. કે બીજું કાંઇ? જો સંસ્થા હોય તો તેના ધારાધોરણો શું છે? જવાબમાં અમો જણાવવાની રજા લઇએ છીએ કે 'પ્રકાશ' હાલમાં તો જ્ઞાતિનું એકસેવક છે અને તેનું મૂળ ધ્યેય છે જ્ઞાતિભાઇઓમાં રહેલ અજ્ઞાનતારૂપી આવરણને ભેદી તેમના અંતઃકરણ ઉપર 'પ્રકાશ' પાડવાનું.

સૌજ્ઞાતિભાઈઓ જો ઇચ્છે તો 'પ્રકાશ' એક સંસ્થા જરૂર બની શકે. અને અમો પણ એજ સ્વપ્નું સેવી રહ્યા છીએ. અમારૂં એ સ્વપ્ન ઇશ્વર સાચું પાડશે ખરો?

'પ્રજાપતિ-પ્રકાશ' કાર્યાલયઃ
મુંબઇ: તા. ૧ લી અકટોબર, ૧૯૩૬

લી૦ સેવકો,
'પ્રકાશ' ના કાર્યકર્તાઓ

## તાકીદની વિનંતિ

દેશપરદેશના જે જે બંધુઓ ઉપર 'પ્રકાશ' દર માસે મોકલાતું હ.વા છતાં જે ભાઇઓ તેના ગ્રાહક થયા નથી તેમને ચાલુ વરસનું પોતાનું લવાજમ ભરી ગ્રાહક થવા આથી વિનંતિ કરીએ છીએ. તેમનું લવાજમ ન મળ્યેથી 'પ્રકાશ' ના અંકો તેમને મોકલવા હવેથી બંધ કરવામાં આવશે. વ્યવસ્થાપકો.

# 'પ્રચાર-પ્રવાસ' નો અહેવાલ

## [ પ્રવાસનો પ્રથમ દીવસ ]

તા. ૧-૮-૩૧ : બપોરના ૨-૧૦ ની ટ્રેઇનમાં જુનાગઢથી રવાના થઇ ૩-૨૦ કલાકે કેશોદ ઉતર્યા. ત્યાંથી માંગરોલ જવા માટે મોટર ટેકસી નક્કી કરી કેશોદના ભાઇઓના આગ્રહથી કેશોદ ગામમાં ગયા.

### કેશોદ

જ્યાં શ્રી પ્રેમજી પુંજાભાઇ દેવળીઆના ગૃહે 'પ્રકાશ'ના નમ્ર કાર્યકર્તાઓના મંડળનું ઘણુંજ સારૂં સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમના ઘેર ગયા બાદ સર્વ ભાઇઓને જાણ થતાં શ્રી આંબાભાઇ વરૂ તથા દશ બાર બીજા જ્ઞાતિભાઇઓ અમોને મળવા આવ્યા હતા. અહીંના વૃદ્ધ પટેલ દુદાભાઇ વરૂને મળવા અમો તેમની પાસે જવાની તૈયારીમાં હતા એટલામાં તેઓશ્રીને ત્યાં લાવવામાં આવ્યા હતા. તેઓને પ્રણામ કરી જુનાગઢની સર્વ હકીકત તેઓને કહેવામાં આવી હતી જે સાંભળીને પટેલશ્રી તેમજ બીજા ભાઇઓ ઘણા ખુશી થયા હતા. અમોને આજે કેશોદમાં રાત્રી રહેવા ઘણોજ આગ્રહ કર્યો હતો, પરંતુ અમારા હાથમાં ટાઇમ ઘણોજ ટુંકો હતો. વળી અમારા આવવાના ખબર પણ માંગરોળ અપાઇ ચુકયા હતા. છતાં કેશોદના ભાઇઓના આગ્રહનો અનાદર નહી કરતાં એ મુજબ ગોઠવણ થઇ હતી કે બીજે દહાડે સવારના ૧૧ કલાકે અમારે માંગરોળથી કેશોદ આવી જવું જે વખતે અહીં જમીને અહીંથી ઉપડતી ૧૨-૩૦ની ટ્રેઇનમાં અમારે રવાના થવું એ મુજબ નક્કી કરી ત્યાંથી અમો સાંજના ૫-૩૦ કલાકે માંગરોળ આવી પહોંચ્યા.

### માંગરોળ

ત્યાં શ્રી મેઘજીભાઇ ચાંડેગરાને ત્યાં ઉતારો કરી ગામમાં ફરવા નીકળ્યા. ત્યાંથી બંદર વીગેરે ઉપર ફરી ૭-૧૫ કલાકે બજારમાં આવ્યા જ્યાં એક વેપારીની ઓફીસમાં ડોકટરશ્રી અર્જુનલાલ ગાંગાભાઇ જેઠાનીયાને અમારા આવવાના ખબર મળવાથી તેઓ અમારી રાહ જોતા બેઠા હતા.



ડૉકટર શ્રી આપણીજ કોમના વરીયા પ્રજાપતિ હોઇ ત્યાંની સ્ટેટ હૉસ્પિતાલમ આસિસ્ટન્ટ ચીફ મેડીકલ ઓફીસરના હોદ્દા ઉપર છે અને જ્ઞાતિ બંધુઓ ઉપર સારી લાગણી ધરાવે છે. ત્યાં મુલાકાત લઇ એમ નક્કી થયું હતું કે આજે રાત્રીના નવ વાગે અહીંના જ્ઞાતિભાઇઓની એક સભા બોલાવવી જે વખતે ડૉકટર શ્રીને પણ હાજર રહેવા ખાસ આગ્રહ કરવામાં આવતાં તેઓ કબુલ થયા. છુટાં પડી ઉતારે આવ્યા હતા ત્યાં જમવાનું તૈયાર થતાં જમીને સભા બોલાવવાની તજવીજ થઇ. રાત્રીના સવાનવના સુમારે સર્વ જ્ઞાતિભાઇઓ

હાજર થતાં હોળી ચકલા નામે ઓળખાતા મેદાનમાં સભા ભરવામાં આવી હતી. ડૉક્ટરશ્રી પણ આવી હાજર થઇ ગયા હતા. શરૂઆતમાં જુનાગઢ પરિષદ શંબંધી સર્વે અહેવાલ સભા સમક્ષ કહી બતાવવામાં આવ્યો હતો. બાદ જ્ઞાતિ હીનની કેટલીક ચર્ચાઓ થયા બાદ ત્યાંના બંને પક્ષો વચ્ચે ચાલતા અણબનાવ માટે એ કુસંપ ટાળી સર્વેને એકત્ર કરવા ખુબ પ્રયત્નો થયા હતા જેમાં ડૉક્ટરશ્રી જેઠાનીવાએ પણ બહુજ શ્રમ લીધો હતો પરંતુ પરસ્પરના વિચારો જાણ્યા બાદ એ કુસંપ તાત્કાલીકમાં ટાળી શકવો અશક્ય જણાયો હતો. બાદ 'પ્રકાશ' સંબંધી વિવેચનો કરી ગ્રાહક બનવા અપીલ કરતાં કેટલાક નવા ગ્રાહક નોંધાયા હતાં. ત્યારબાદ રાત્રીના એક વાગે સભા વીસર્જન થઇ હતી.

## [ પ્રવાસનો બીજો દીવસ ]

તા. ૨-૮-૩૬: સવારના સાત વાગે ડૉક્ટર સાહેબ જેઠાનીયાના આમંત્રણથી તેઓશ્રીના ઘરે ગયા હતા અને તેઓશ્રીના આગ્રહથી અમો બધાએ ટીરીન તથા દુધ વગેરે લીધું હતું. બાદ અહીંના સ્થાનીક ઝગડાઓનો બનતી કોશીશે સત્વરે અંત લાવી શકાય તેવા પ્રયાસો કરવા ડૉક્ટરશ્રીને અમોએ ભલામણ કરી તેઓ પાસે વિદાય માગી હતી. ત્યાંથી એક જ્ઞાતિપ્રેમી બંધુ શ્રી જીવાભાઇ જેરામ ચાંડેગળાના આગ્રહથી તેઓના ઘરે ગયા હતા. જ્યાં તેઓએ પણ ચહા નાસ્તાનો બંદોબસ્ત કર્યો હતો. તેઓશ્રીનું માન સાચવી માસ્તર જેઠાભાઇ કાનજી ચાંડેગળા તથા શ્રી ભોધાભાઇ આલા દુદાણીયાને ત્યાં એમ બે સ્થળે દુધ-કારી લીધાં હતાં. અહીં ડૉક્ટર સાહેબ, માસ્તર જેઠાભાઇ તથા બીજા કેટલાક ભાઇઓનો આજે માંગરોળ રોકાવા ખુબ આગ્રહ હોવા છતાં રોકાવા જેટલો ટાઇમ ન હતો. આથી સર્વે ભાઇઓ પાસેથી વિદાય લઇ મોટર સ્ટેન્ડ પર ગયા હતા અહિં મોટરને ઉપડવાને હજી વાર હોવાથી શ્રી દેવશીભાઇ જુઠાભાઇ ચાંડેગળાએ સર્વેને પોતાને ઘરે તેડી જઇ સુંદર સ્વાગત કર્યું હતું તેમજ પુષ્પ હાર પહેરાવ્યા હતા. ત્યાંથી એક મોટર રીઝર્વ કરી ૧૦-૩૦ કલાકે માંગરોળથી રવાના થઇ ૧૧-૩૦ અમો કેશોદ આવ્યા હતા.

### ફરી પાછા કેશોદ

જ્યાં કેશોદના ભાઇઓ અમારી રાહ જોતાં ઉભા હતા. એટલે તેઓની સાથે શ્રી પ્રેમજી પુંજાભાઇ દેવળીઆને ત્યાં ગયા. જ્યાં રસોઈ તૈયારજ હોવાથી સર્વે જમવા બેઠા હતા. જમી લીધા બાદ અમો સ્ટેશને જવા નીકળ્યા જે વખતે અમોને વિદાય થતી વખતે સ્ટેશન સુધી વળાવવા કેશોદના સર્વ જ્ઞાતિભાઇઓ તેમજ યુવાનો આવ્યા હતા. ત્યાં જ્ઞાતિહીનની અનેક ચર્ચાઓ થયા બાદ 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ ને કેશોદની જ્ઞાતિ તરફથી સ્ટેશને ફુલના હાર તોરાઓ એનાયત કરી સાકરના પડાઓ આપવામાં આવ્યા હતા.

### શાપુર

કેશોદથી ૧૨-૩૦ વાગે ઉપડતી ટ્રેનમાં રવાના થઇ ૧-૧૫ કલાકે શાપુર આવ્યા હતા. ત્યાંથી ટેકરીમાં બેસી શાપુર ગામમાં ત્યાંના બે ચાર ભાઇઓને ખાસ મળવા ગયા હતા. ત્યાં શ્રી

ડાયાભાઇ દેવજી ચાવડાને ત્યાં અરધો કલાક રોકાણાં તેઓએ કાર્યકર્તા મંડળનું સારૂં સ્વાગત કર્યું હતું. આ વખતે વંથળીવાળા સુનાર આલાભાઇ જુઠા ચૌહાણ કે જેઓ જુનાગઢથી રવાના થતી વખત ટ્રેનમાં અમારી સાથે બેઠા હતા અને માંગરોળથી પાછા ફરતાં વંથળી આવવા તેમનો ખુબજ આગ્રહ હતો.

### વંથળી (સોરઠ)

આજે પણ તેઓ શાપુર સ્ટેશને અમારી રાહજ જોતા હતા એટલે તેમની સાથે શાપુરથી તેજ મોટરમાં અમો વંથળી (સોરઠ) ગયા હતા. ત્યાં શ્રી આલાભાઇ ચૌહાણે સર્વ માટે દુધ ગરમ મસાલાવાળું તૈયાર કરાવ્યું હતું તેને ન્યાય આપ્યો હતો. બાદ વંથળીના પટેલ શ્રી કારા પીતાંબર તથા બીજા જ્ઞાતિભાઇઓ આલાભાઇના ઘરે અમોને મળવા આવ્યા હતા. જ્યાં જ્ઞાતિ હિતની કેટલીક ચર્ચાઓ કરી સર્વની વિદાય લઇ અમો સ્ટેશને ગયા હતા.

### બાંટવા

ત્યાંથી ટ્રેનમાં રવાના થઇ લગભગ સાડા ચાર વાગાના સુમારે અમો બાંટવા આવી પહોંચ્યા હતા. આ વખતે અમારા સાથે આંબાભાઇ નારણ છાંયા કે જેઓ મુંબઇથી સાથે આવ્યા હતા તેઓ 'પ્રકાશ'ના એક શુભચિંતક અને 'પ્રકાશ'ના ખાસ અંગભુત તરીકે કામકાજ કરે છે. તેઓના આગ્રહથી બાંટવાનો પ્રોગ્રામ રાખવામાં આવ્યો હતો એટલે બાંટવા સ્ટેશને ઉતરી મોટરમાં શ્રી આંબાભાઇ છાંયાને ત્યાં અમો ગયા હતા અને જવાની સાથે તેઓને સુચના કરી હતી કે આજે અહીંના સર્વે જ્ઞાતિભાઇઓની એક સભા રાત્રિના બોલાવવા માટે ઘટતી વ્યવસ્થા કરવી. અમારા આવવાના ખબર થતાં ત્યાંના આગેવાનો તેમજ કેટલાક જ્ઞાતિભાઇઓ અમોને મળવા આવ્યા હતા. તેઓની સાથે ઘટતી ચર્ચાઓ કરી રાત્રીના આઠ વાગે શ્રી આંબાભાઇને ત્યાં જમવાનું તૈયાર થતાં સર્વ જમવા બેઠા.

### રાત્રીના જનરલ સભા

જમી લીધા બાદ સભાનો ટાઇમ થઇ ગયો હતો એટલે શ્રી આંબાભાઇના ભાઇ માંડણભાઇ છાંયાના ફળીઆમાં સભા ભરવામાં આવી હતી. જે વખતે ત્યાંના આગેવાનો શ્રી મેઘજીભાઇ ચાવડા, મેપાભાઇ ચાવડા, નાથાભાઇ ચીત્રોડા, હમીરભાઇ ચૌહાણ તથા લગભગ સવાસો જેટલી સંખ્યામાં અન્ય જ્ઞાતિભાઇઓ હાજર થયા હતા. કાર્યકર્તાઓના આગ્રહથી શ્રી મેપાભાઇ દેવાણંદ ચાવડાને સભાના પ્રમુખસ્થાને બેસાડયા હતા. બરાબર સાડા નવ વાગે સભાનું કામકાજ શરૂ થયું હતું જેમાં પ્રથમ ત્યાંના આગેવાનો તરફથી કહેવામાં આવ્યું હતું કે અમારા સદભાગ્યે આપ જેવા જ્ઞાતિભાઇઓનો ઘર બેઠાં અમોને દર્શનનો લાભ મળ્યો છે એ માટે ઇશ્વરનો આભાર માનીએ છીએ. કાર્યકર્તા ભાઇઓના આગમનથી તેઓ ઘણાજ ખુશી થઇ કાર્યકર્તાઓનો ખુબ આભાર માન્યો હતો. બાદ 'પ્રકાશ'ના સંપાદક તથા બને વ્યવસ્થાપકોને ફુલના હાર પહેરાવ્યા હતા. આ સ્વાગત કરવા બદલ આભાર માની 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ તરફથી શ્રી હીરજીભાઇએ જવાબ આપતાં જણાવ્યું હતું કે આપ સર્વ જે માન અમોને આપી રહ્યા

છો તેવા માનને અમો લાયક હોઇએ તેમ અમો માનતા નથી. વળી અમો તો એક જ્ઞાતિસેવાના અભિલાષી છીએ અને જ્ઞાતિના બાળકો છીએ. જ્યાં સુધી અમારૂં ધ્યેય સિધ્ધ થયેલું અમો ન જોઇએ ત્યાંસુધી આવા માન અને મોહથી દુર રહેવા ઇશ્વર પાસે અમો પ્રાર્થના કરીએ છીએ. તેઓશ્રીએ વધુમાં જણાવ્યું હતું કે જે જે ગામોના અનુભવમાં અમો આવતા જઇએ છીએ તે ઉપરથી હું કહું છું કે આપણી જ્ઞાતિમાં અન્ય જ્ઞાતિઓ કરતાં કુસંપ કાંઇક વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. બંધુઓ, આપ સર્વ જાણો છો કે કુસંપ એક એવી વસ્તુ છે કે જેનામાં તે પ્રવેશે તેનો સર્વ નાશ કરી નાખે છે. આપણી પ્રગતિનો મુખ્ય શત્રુ પણ એજ છે અને જો એ કુસંપ ને આપણે તીલાંજલી નહી આપીએ તો આપણે કેવી અધમતર દશામાં આવી પડશું તે પણ કલ્પી શકાતું નથી. આ સિવાય બીજા આપણા કુરીવાજો બાબત પણ ઘણીજ અસરકારક રીતે તેઓએ કહ્યું હતું. બાદ શ્રી ડાયાભાઇ આણંદજી ચાવડા તરફથી બાળલગ્ન, શિક્ષણ વિષે તેમજ કન્યાવિક્રય, પ્રેતભોજન વગેરે કુરૂઢીઓ નષ્ટ કરવા વિષે ઘણુંજ અસરકારક ભાષણ થયું હતું. જેમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વીજળી વેગે શરૂ થવા જોઇએ. જ્યાંસુધી આપણાં બાળકોને પુરતું શિક્ષણ આપવામાં નહિં આવે ત્યાંસુધી આવા અનેક સડાઓ જે વર્ષો થયાં ઘર કરી બેઠા છે તે દુર થવા અશક્ય બનશે. માટે દરેકે પોતાના બાળકોને પુરતું શિક્ષણ આપવા વિનંતી કરી હતી. બાદ શ્રી મેઘજીભાઇ ચાંડેગરા તરફથી જુનાગઢ પરિષદનો તમામ અહેવાલ સભા સમક્ષ રજુ થયો હતો. તેમજ બીજા કેટલાક વિષયો ઉપર ભાષણ કરી તેઓએ 'પ્રકાશ'ના જન્મ પછીથી અત્યારસુધીનો અહેવાલ રજુ કરી 'પ્રકાશ'ના ઉદ્દેશો સર્વને સમજાવ્યા હતા. બાદ જે જે ભાઇઓની ઇચ્છા હોય તેમને 'પ્રકાશ' ના ગ્રાહક થવા અપીલ કરતાં તેજ વખતે સભામાંથી કેટલાએક બંધુઓએ પ્રકાશ'ના ગ્રાહકો તરીકે પોતાના નામો નોંધ્યા હતાં. તે સીવાય બીજી જ્ઞાતિહિતની કેટલીક ચર્ચાઓ થયા બાદ રાત્રીના લગભગ સાડા અગીયાર વાગે સભા વિસર્જન થઇ હતી. સર્વ ગયા બાદ અમો પણ નિદ્રાદેવીને શરણે થયા હતા.

## [ પ્રવાસનો ત્રીજો દીવસ ]

તા ૩-૮-૩૬: સવારના આઠ વાગે નિત્યકર્મથી પરવારી પટેલ શ્રી મેઘજીભાઇ પીઠા ચાવડાના આમંત્રણથી તેમના ઘેર ગયા હતા. જ્યાં તેઓએ અમારૂં સ્વાગત કરી સ્વાદીષ્ટ કેસરી દુધ તૈયાર કરાવેલ તે સર્વને પાયું હતું. અરધો કલાક ત્યાં બેસી ત્યાંથી પટેલ શ્રી મેપાભાઇ ચાવડાને ત્યાં ગયા હતા જ્યાં તેઓએ પણ ચહા તથા દુધ વગેરે આપ્યાં હતા. અહીં જેરામભાઇ ચાવડા, નાથાભાઇ ચાવડા કરસનભાઇ પાણખાણીયા નથુભાઇ ચીનોઇ, તથા બીજા વીસ પચીશ જ્ઞાતિભાઇઓ એકત્ર થયા હતા. ત્યાં એક કલાક રોકાઇ જ્ઞાતિહિતને લગતી કેટલીક ચર્ચાઓ કરી હતી. અમોએ આજે સવારની ગાડીથી સરાડીયા તરફ જઇ ત્યાંથી મોટરમાં પોરબંદર તરફ જવા નકી કર્યું હતું. પરંતુ એક જ્ઞાતિપ્રેમી બન્ધુ શ્રી ગામન લખાભાઇ

વાળાનો ઘણોજ આગ્રહ થતાં જમવા રોકાયા હતા અને જમવાનો ટાઇમ થતાં પટેલ શ્રી મેપાભાઇ ચાવડાને ત્યાંથી વિદાય માંગી શ્રી સામતભાઇને ત્યાં આવ્યા હતા. તેઓ તરફથી દુધપાક પુરીનું જમણુ આપવામાં આવ્યું હતું. ત્યાંથી જમી લીધા બાદ આજે સર્વેનું પોરબંદર જવાનું નક્કી થતાં ત્યાંના એક ઉત્સાહી જ્ઞાતિભાઇ શ્રી રણછોડભાઇ આણંદ જોરવા કે જેઓની એ ટેક્સી મોટરો ભાડેથી ફરે છે. તેમને પુછતાં તેમણે જણાવ્યું કે આપ સૌ ભાઇઓ જ્ઞાતિની સેવા માટે આ પ્રવાસ ખેડી રહ્યા છો તો પેટ્રોલ ખર્ચના ફક્ત દશ રૂપીઆ લઇને આપ સૌ ભાઇઓને પોરબંદર લઇ જઇ ત્યાંથી બીજે દહાડે પાછા બાંટવા લાવવા તૈયાર છું. તેમની આવી લાગણી જોઇ અમો ખુશી થયા અને તેમની મોટર ટેક્સીમાં બપોરના ૧૨-૧૫ કલાકે જવાનું નક્કી કર્યું. અમારી સાથે ત્યાંના શ્રી મેઘજી-ભાઇ મીઠા ચાવડા, શ્રી આંબાભાઇ નારણ ભાંચા તથા શ્રી રૂડાભાઇ જેરામ ચાવડા આ ત્રણ બંધુઓ સાથે આવ્યા હતા. ત્યાંથી વિદાય થતી વખતે અનેક જ્ઞાતિભાઇઓ વળાવવા આવ્યા હતા અને 'પ્રકાશ'ના કાર્યકર્તાઓને ફુલના હાર પહેરાવ્યા હતા.

### રાણાવાવ

બાંટવાથી ૧૨-૧૫ કલાક રવાના થઇ લગભગ ત્રણ વાગે અમો રાણાવાવ આવી પહોંચ્યા. અહીં રાણાવાવના એક ભાઇ શ્રી રામજી પુંજાભાઇ ગાધેરના ઘણા આગ્રહથી તેઓના ઘેર ગયા હતા. તેઓ તરફથી 'પ્રકાશ'ના કાર્યકર્તાઓનું ઘણુંજ સુંદર સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમની સાથે ત્યાંની આપણી જ્ઞાતિ સબંધમાં કેટલીક ચર્ચાઓ કરી જાણવા જોગ હકીકતો જાણી હતી. અર્ધો કલાક ત્યાં રોકાઇ તેમની વિદાય લઇ પોરબંદર તરફ રવાના થયા અને દીવસના ૩-૪૫ વાગે પોરબંદર પહોંચી ગયા હતા.

### પોરબંદર

પોરબંદર જઇ પ્રથમ પોસ્ટ ઓફીસમાં શ્રી છગનરાજ ભાઇની તપાસ કરી હતી. પરંતુ તેઓ ત્યાં હાજર હતા નહિ. એટલે ત્યાંથી મીસ્ત્રી શામજી ભાઇ સવજી પરમારને ત્યાં ગયા હતા. જે વખતે શામજીભાઇ ઘેરેજ હતા. ઉતારો ત્યાં રાખી શ્રી શામજીભાઇની અમોએ સલાહ લીધી હતી કે આજે રાતના અહીં આપણી જ્ઞાતિની એક સભા બોલાવવા અમારી ઇચ્છા છે. જવાબમાં શામજીભાઇએ કહ્યું જે અહીંની જ્ઞાતિમાં બહુજ કુસંપ છે. વળી અહીં શિક્ષિત ભાઇઓ પણ ઓછા છે. એટલે એ વાત માંડી વાળો તેમ મારી તો સલાહ છે. છતાં પ્રયાસો કરવા હોય તો તમારી ઇચ્છા મુજબ કરશો. આજે બધાને સોમવાર હોવાથી સાંજના અમોને જમવાનું હતુંજ નહીં. એટલે ના પાડી ત્યાંથી અમો સર્વે શ્રી કાલય ભાઇના પીતરાઇ કાકા ચાવડા કુટુંબના ઘરો તરફ ચાવડા ફળીયે ગયા હતા જ્યાં સ્વ. શ્રી પ્રેમજીભાઇ ચાવડાના ચૌદ વર્ષના યુવાન પુત્રના થોડા દિવસો પરજ થએલ અકાળ અવસાનની અમોને જાણ થતાં તેમને ત્યાં બેસવા ગયા હતા. જ્યાં એ પુત્ર વિયોગી માતાનો કલ્પાંત જોઇ ન શકાય તેવો હતો. એ નીરાધાર કુટુંબમાં એક

# પ્રાસંગિક નોંધ

## 'પ્રકાશ' ના કાર્યકર્તાઓનો પ્રચાર પ્રવાસઃ—

જુનાગઢનું કાર્ય પતી ગયા પછીથી જુદા જુદા મહાલોના કેટલાક આગેવાન બંધુઓના આગ્રહથી 'પ્રકાશ' ના કાર્યકર્તાઓ કેટલાક જુદા જુદા સ્થળોએ ફરેલા, જેની સવિસ્તર હકીકત સર્વ બંધુઓની જાણ માટે આ અંકમાં પ્રગટ કરવામાં આવી છે. જોકે કાર્યકર્તાઓના હાથમાં વખત ઘણો થોડો હોઇ તેઓ આજુબાજુના ગામડાંઓમાં ન જતાં ફક્ત મોટાં મોટાં સ્થળોએજ ફરેલા છતાં એટલા ટુંકા પ્રવાસપરથી તેઓ જોઇ શક્યા છે કે આપણા ભાઇઓની સર્વ પ્રકારે ઉન્નતિ કરવી હોય, તેમને ઘોર-નિંદ્રામાંથી જાગ્રત કરવા હોય તો કાઠીઆવાડ ખાતે ના ગામડાંઓમાં ફરવા માટે એક 'પ્રચાર-પ્રવાસ'ની યોજનાની ખાસ જરૂરત છે. જે કાર્ય પત્ર દ્વારા પાંચ વરસે થાય તે આવા પ્રવાસથી ફક્ત બાર મહિનામાં થઇ શકે એ નિર્વિવાદ વાત છે.

## પ્રચાર-પ્રવાસની આવશ્યકતાઃ—

પ્રચાર-પ્રવાસની આ ઉપયોગિતા પરિષદ પહેલાંજ અમારા ધ્યાન પર આવેલી અને એ બાબતમાં દેશ પરદેશના કેટલાક ઉત્સાહી બંધુઓ સાથે અમોએ ચર્ચા પણ ચલાવેલી, જેને એ બંધુઓએ પણ વધાવી લીધેલી. અમારી આ ચર્ચાના પરિણામે અત્યારે અમો એ કહી શકવાની સ્થિતિમાં છીએ કે 'પ્રવાસક્રમ'ની આ યોજના જો ઉપાડી લેવામાં આવે અને તેને માટે એક 'પ્રચાર-પ્રવાસ ફંડ' જો ચાલુ કરવામાં આવે તો તેમાં દેશપરદેશના કેટલાક ઉત્સાહી બંધુઓ પોતાનો યથા શક્તિ માસિક ફાળો એ ફંડમાં આપવા તૈયાર છે. તેમના આવા ઉત્સાહની અમો કદર કરીએ છીએ.

## એક સેવાભાવિ બંધુની આવશ્યકતાઃ—

માનો કે અમો એ પ્રવાસની યોજના તૈયાર કરીએ અને તે માટે અમોને પુરતું ફંડ પણ મળી રહે; તો પણ ફક્ત એક જ પ્રશ્ન અમોને મુંઝવી રહ્યો છે. તે એ છે કે બાર મહિના માટે પોતાના કીંમતી વખતનો ભોગ આપી, કેવળ જ્ઞાતિ સેવાની જ પ્રવૃત્તિથી આ કાર્ય ઉપાડી લેવા માટે યોગ્ય એવો કયો સેવાભાવિ બંધુ તૈયાર છે? આવા કોઇ યોગ્ય લાયકાતવાળા બંધુની શોધમાં અમોને નીરાશા મળવાથી આખરે આ જાહેરાત અમોને કરવાની ફરજ પડી છે, તો આ કાર્યને માટે લાયકાત ધરાવનાર કોઇ સેવાભાવિ બંધુ બહાર આવશે ખરો?

સંપાદક

## એક યાદી

* * *

**ગ્રાહકોને:—** 'પ્રકાશ'નું બીજા વર્ષનું લવાજમ આપે હજી પણ મોકલાવ્યું નથી? જો ન મોકલ્યું હોય તો વેળાસર આપ મોકલાવી આપશો?

**બીન ગ્રાહકોને:—** છેલ્લા પંદરેક માસથી દેશપરદેશના જ્ઞાતિભાઇઓની સેવા બજાવતા આ 'પ્રકાશ' પત્રના આપ હજી પણ શું ગ્રાહક નથી થયા? દર માસની પ્રથમ તારીખે એ આપના સેવામાં હાજર થાય છે. તો તેના બદલામાં બાર મહિનાનો એક રૂપીઆ જેટલી નજીવી રકમ પણ શું આપ આપવા તૈયાર નથી? ઇચ્છીએ છીએ કે આપ લવાજમ તુરત ભરશો.

વ્યવસ્થાપકો

# 'પ્રકાશ'ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | | નામ: | સ્થળ: |
|---|---|---|---|
| *૫૨ | શ્રી. | છગાભાઈ આલા ફટાણીયા | આર્લીડા |
| ૫૩ | ,, | અરજણ મીઠાભાઈ ફટાણીયા | વેરાવળ |
| ૫૪ | ,, | પુંજાભાઈ ભાણા વડુકુળ | ,, |
| ૫૫ | ,, | પ્રેમજી કાળાભાઈ વીસાવાડીયા | ,, |
| ૫૬ | ,, | રૂડાભાઈ માવજી વીસાવાડીયા | ,, |
| *૫૭ | ,, | મીઠાભાઈ નારણ દેવળીયા | ,, |
| *૫૮ | ,, | મેઘજી દેવાભાઈ ડાભી | ,, |
| ૫૯ | ,, | ઓધવજી ભીમજીભાઈ જેઠવા | જુનાગઢ |
| ૬૦ | ,, | કેશવજી હરજી વડુકુળ | વાડાસાડા |
| *૬૧ | ,, | રણછોડભાઈ કચરા નેના | કેશોદ |
| ૬૨ | ,, | ધનાભાઈ જોગીયા | જુનાગઢ |
| *૬૩ | ,, | દામજી કાળાભાઈ ચાંડેગળા | ,, |
| *૬૪ | ,, | મુળજીભાઈ ગોકળ કુકડીયા | કોલકી |
| ૬૫ | ,, | અરજણ ઝીણાભાઈ કુકડીયા | જુનાગઢ |
| *૬૬ | ,, | કાનાભાઈ ભીમજી રાવત | ,, |
| ૬૭ | પટેલ | શ્રી જેઠાભાઈ ધના ફટાણીયા | ,, |
| *૬૮ | શ્રી | લાધાભાઈ નાથાભાઈ ચાવડા | માંગરોળ |
| *૬૯ | ,, | જેરામભાઈ પીતામ્બર ચાવડા | બાંટવા |
| *૭૦ | ,, | માલદેભાઈ લક્ષ્મણ ચાવડા | ,, |
| *૭૧ | ,, | નથુભાઈ રાજાભાઈ ચિત્રોડા | ,, |
| *૭૨ | ,, | નારણભાઈ અરજણ ચિત્રોડા | ,, |
| ૭૩ | પટેલ | શ્રી મેપાભાઈ દેવાણંદ ચાવડા | ,, |
| ૭૪ | શ્રી | સામતભાઈ લાખાભાઈ વાળા | ,, |

| અ. નં. | | નામ: | સ્થળ: |
|---|---|---|---|
| *૭૫ | ,, | રૂડાભાઈ જેરામ ચાવડા | બાંટવા |
| *૭૬ | ,, | કાળાભાઈ ભગવાનજી ચાવડા | ,, |
| ૭૭ | ,, | જેરામભાઈ પરમાણંદ ધોકીયા | રાણાવાવ |

—વધુ નામો આવતા અંકમાં—

* આવી નીશાનીવાળા બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક થયા છે.

## સાભાર સ્વીકાર

ગયા અંકમાં જણાવી ગયા બાદ નીચે જણાવેલા ફંડોમાં વધુ રકમો અમોને મળી છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ:—

### 'પ્રકાશ' સહાયક ફંડ

| ર. નં. | | | |
|---|---|---|---|
| | આગળનો સરવાળો | રૂા. | ૩૭૨–૧૫–૬ |
| ૪૩ | શ્રી કાનજીભાઈ અરસી ચાવડા. લુગાકી | ,, | ૧૩–૯–૦ |
| ૪૪ | ,, લીલાધર પ્રેમજી ચાવડા. રાણાવાવ | ,, | ૧–૦–૦ |
| ૪૫ | ,, નથુભાઈ નરસી પાણખાણીયા. મોરબારા | ,, | ૬–૯–૬ |
| ૪૬ | ,, હરજીભાઈ દેવજી ચાવડા | ,, ,, | ૬–૯–૬ |
| | કુલ સરવાળો | રૂા. | ૪૦૦–૧૧–૬ |

### 'જ્ઞાતિ સંમેલન' ફંડ

| ર. નં. | | | |
|---|---|---|---|
| | આગળનો સરવાળો | રૂા. | ૨૫૦–૦–૦ |
| ૩ | શ્રી નારણભાઈ માંડણ બારડ્યા. કોગોમા | ,, | ૪–૧૫–૦ |
| | કુલ સરવાળો | રૂા. | ૨૫૪–૧૫–૦ |

卐 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 卐

વર્ષ : ૨ જું ] નવેમ્બર-ડીસેમ્બર, ૧૯૩૬ [ અંક : ૫-૬

# "આ ગે ક દ મ"

બંધુઓ, સમજાય તો સરળ છે. જણાય તો જાણવા યોગ્ય છે, ઉપરથી પ્રતીત થતા ખારા મેરામણનાં અગાધ નીરની અંજલીજ માત્ર પીવાય તો પી લીઓ. મહાસાગરરૂપી જ્ઞાતિ સેવાને કાંઠે બેસી સ્તુતિજ માત્રનાં ગીતડાં ગાયા ન કરો. યાહોમ કરી ઝંપલાવો અને યુગયુગના અજ્ઞાન તીમીર નિવારક પથે વિચરો.

આપણી જ્ઞાતિ તદ્દન પછાત થની ગઇ છે તેને ઉન્નત કરવાની આ સુવર્ણ પળનો સદ્ઉપયોગ કરતાં રખે ચૂકી જતાં. ખારો છે છતાં અમૃત આપનાર છે. જો હૃદયમંથન કરશો તો.

સુઅવસરને પ્રમાદથી વીતી જવા ન દેતાં ઉઠો, જાગૃત થાઓ અને ઉન્નતદશાનાં સેવેલાં સ્વપ્નાં સિદ્ધ કરો.

વળી વહાલા યુવક! તું તારા સ્નેહીમંડળને સમજાવ, તારા કુટુંબને સમજાવ, સુધાર તથા તેમનો સહકાર મેળવી ઉન્નતિનાં પગથીઆં ચઢવા તૈયાર થા. અને તારી પહેલી ફરજ તો એ છે કે તારાજ ઘરમાં તારાજ કુટુંબને ઉન્નતિનો ખ્યાલ આપી, ઉન્નતિ સાધક રીતરિવાજનો દાખલો બેસાડ.

બાળલગ્ન અટકાવ, અને કન્યાવિક્રયનો તદ્દન વિધ્વંસ થાય એવું **પ્રચારકાર્ય** કરવા કમર કસીને તૈયાર થા. કેળવણી પ્રત્યે કેટલી બેકાળજી ધરાવીએ છીએ તેનો વિચાર કરી હવેથી દરેક બાળકને કેળવણી અપાવવાનો ઉત્સાહ રેડ, જેથી કેળવણીનો પાયો મજબુત બને.

તારી સહચરીનો સાથ મેળવી તેને જ્ઞાતિસેવા તેમજ દેશસેવાનું રહસ્ય સમજાવી તેને આદર્શ પ્રગતિશીલ યુવતી બનાવ, કે જેથી તે સેવા ભાવી બને, અને ઉન્નતિ વિરોધક રીતરીવાજનો ખ્યાલ પણ મનમાં લાવે નહિ. જ્યારે વહાલા બંધુ! તું આટલું "આગે કદમ" ભરીશ ત્યારે તેં કંઇક જ્ઞાતિસેવા કરી છે એમ માની શકાશે.

વ્હાલા બંધુ, આ બેસતા નવા વર્ષમાં જ્ઞાતિ સેવાનું વ્રત તું લઇશ ખરો?

જ્ઞાતિ સેવા રૂપી અમૃત પીને આ કાર્યમાં તું લાગીશ ખરો?

નાગજી નથુભાઇ
ચિત્રોડા
જેતપુર: (કાઠીનાં)

---

## અભિનંદનો અમારાં

પ્રજાપતિઓ પ્યારા, અભિનંદનો અમારાં,
યશોગાન વધા નમારા, અભિનંદનો અમારાં.
નુતન વર્ષ અમી ધારા, સુખમાં કરો વધારા,
નિર્વિઘ્ને કરો ગુજારા, અભિનંદનો અમારાં.
બળબુદ્ધિ જ્ઞાન ન્યારા, અર્પોને પાલનહારા,
સંપના રોપાવો ક્યારા, અભિનંદનો અમારાં.
શાંતિ તણા ઝીનારા, દીપાવો તારણ હારા,
હૃદયમાં આ ઉભારા, અભિનંદનો અમારાં
મેંઘા જીવન અનેરા, પ્રિને કરો પ્રમારા,
'પરસોત્તમ' કહે મારા, અભિનંદનો અમારાં.

મુંબઇ :] પરસોત્તમ માધવજી વાળા

# પ્રકાશ ને રોશનીનો ઉત્સવ

## જ્યારે માનવીનાં અંતરમાં દીપક પ્રગટશે ત્યારે સાચો દીપકોનો ઉત્સવ ઉજવાશે

પૃથ્વી પર તે વખતે બલી રાજાનાં રાજ્ય હતાં. બલી રાજા દાનેશ્વરી હતા. એની પાસે કોઇ પણ માનવી જે માગે તે આપી દેતો.

એના ગુણે કરીને તે દીવસે દીવસે મહા-પરાક્રમી બનવા લાગ્યો. ઇંદ્રના ઇંદ્રાસન ડોલવા લાગ્યાં ને દેવોએ આવા પ્રસંગે હંમેશાં બને છે તેમ વિષ્ણુની સ્હાય માગી.

વિષ્ણુએ વામન સ્વરૂપ ધરીને બલી પાસે યાચના કરી. માત્ર ત્રણ પગલાં ધરતીની આ વામનજીની માંગણીથી વીરાટ ધરતીનો સ્વામી હરખ્યો ને તેણે હા પાડી.

### વીરાટ સ્વરૂપ

ને વામને પોતાનું વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. એક પગલે પૃથ્વી બીજે પગલે સ્વર્ગ ને ત્રીજું પગલું ક્યાં મુકવું તેની વીરાટે બલી પાસે માંગણી કરી. બલીએ પોતાનું મસ્તક ધર્યું ને વીષ્ણુએ તેના પર પગ મુકીને પાતાલમાં ચાંપી દીધો.

અંધકારભર્યા પાતાલનો એને સ્વામી બનાવ્યો. સ્થાપીત સત્તાની સામે થનારની દશા કેવી બને છે તેનો પ્રારંભ દેવલોકમાંથીજ થયેલો છે.

પાતાળના અંધકારમાંથી વીષ્ણુ પત્નીએ તેને છોડાવ્યો ને જે દીવસે તેણે જગત પર પગલા કર્યા તે દીવસે પ્રજાએ દીપકનો ઉત્સવ કર્યો.

### બીજી કથાઓ

બીજી કથા કહે છે કે નર્કાસુરે ઇંદ્રની ગાદી પચાવી ને વીષ્ણુએ તેનો વધ કર્યો. ને નર્કાસુરે પોતાનો ઉત્સવ કાયમ કરવા વચન લીધું.

ત્રીજી કથા કહે છે કે એક મહાન નૃપતીને કોઇએ વેણ ભાખ્યું કે અમાવાસ્યાને દીવસે સર્પ દર્શનથી તારૂં મૃત્યુ થશે. આ છેલ્લા દીનની નૃપાલે ઉજવણી કરવાનું નકી કર્યું. ને તેણે અમાવાસ્યા છતાં દીપકનો ઉત્સવ ફરમાવ્યો.

આગાહી પ્રમાણે સર્પે પ્રાણ લીધા પરંતુ રાણીની વીનન્તિથી સર્પે યમને છેતરીને રાજાના પ્રાણ પાછા અપાવ્યા; ત્યારપછીથી તે અમાવાસ્યાએ દીપકનો ઉત્સવ થાય છે.

આ અને આવી માની શકાય ને ન માની શકાય તેવી અનેક કથાઓ ને દંતકથાઓ દીપોત્સવીના ઉદ્‌ભવકારણ વીષે પ્રસરેલી છે

### પ્રકાશનું મહત્વ

મહત્વ કથાનું નથી પણ ઉત્સવના પ્રકાશનું છે.

માનવે પોતાના જીવનમાં અનેક એવા પ્રસંગો શોધ્યા છે કે જે વખતે તે પોતાની વેદના ને દર્દ ભુલી જાય, દીલના વ્રણને વીસરી જાય, ભુખ ને દુઃખ ઘડીભર દુર મુકે ને હજારોની સાથે પોતે પણ થોડો પ્રમોદ માણે. થોરો હર્ષ દાખવે.

સામાન્ય રીતે માનવીનું જીવન કલુષીત છે. વીવીધ પ્રકારની આધીવ્યાધી ને ઉપાધીથી તેનો અંતરાત્મા સંતપ્ત રહે છે. જીવન વિશુદ્ધ એવો આકરો હોય છે કે માનવીનાં અનેક સત્વો સુકાઇ જાય છે. પરંતુ જો માનવી એમ જ્ઞાની બધું જીવન ગુજારે તો તેનો દેહ વહેલો ખપી જાય.

### સંતાપો છતાં

એટલે જીવનના બધા સંતાપો છતાં માનવી આનંદ કરવા પ્રયત્ન કરે છે ને બીજા સાથે પોતે પણ હસે છે રમે છે ને એ દીલમની મોજ ભોગવી પાછો ચક્રાવે ચડે છે.

પ્રજાઓના આવા ઉત્સવોમાં કોઇ અજબ રસવૃત્તિ ભરેલી હોય છે. હોલીકાનો ઉત્સવ જુઓ. મધુરી વસંતનાં રમણીય દીવસોમાં રંગોનો સંગ્રામ ખેલવાની કલ્પના અતી ઉચેરી છે.

### માનવીની કલાદ્રષ્ટિ

સામાન્ય રીતે માનવી ચાંદનીને રસથી નીરખે છે. ચાંદની એના દીલને કાંઇ અજબ રસથી વ્યાપ્ત કરે છે.

માનવને મધુરાં ઝરણાંનો નાદ પ્રીય લાગે છે. વનરાજી ને લીલી ચાદર બીછાવેલી ધરતી તેનાં નયનોને તૃપ્ત કરે છે.

માનવીને પુષ્પોનો પરીમલ મત્ત બનાવે છે. એના દેહમાં કોઇ અજબ પ્રકારની સ્ફુર્તી વહે છે. ને માનવી કોઇ વખત પુષ્પોનો ઉત્સવ ઉજવે છે.

પરંતુ પ્રકાશનો ઉત્સવ-એની કલ્પના અનેરી છે. શ્યામલ રાત્રે તારક પુંજોનો પ્રેરક પ્રકાશ માનવીને મુગ્ધ કરે છે.

### પ્રકાશની પુજા

પ્રકાશની માનવીએ હમેશાં પુજા કરી છે. ભારતવર્ષમાં સર્વ ક્રીયાનો પ્રારંભ સહસ્ત્રરશ્મીનાં સ્તવનથી થાય છે. પ્રભાકર એ હઝારો વર્ષથી હીંદીઓનો આરાધ્યદેવ રહ્યો છે કારણ કે પ્રભાકર એટલે પ્રકાશ; પ્રકાશ એટલે જીવન.

દીપક-એ પ્રકાશની પ્રતીમુર્તી છે. દીપકોની પંક્તી જ્યારે ચક્ષુ સમક્ષ ખડી થાય છે, ત્યારે કોઇ અપુર્વ ને અવર્ણનીય દ્રષ્ય નજરે પડે છે.

રોશની માનવ માત્રને મુગ્ધ કરે છે. રોશનીથી વ્યાપ્ત સ્થળને માનવીએ હંમેશાં ઇંદ્રપુરીની ઉપમા આપી છે.

### નદીના તટ પર

દીપકોનાં આ દ્રષ્યનો અનેક રીતે ઉપયોગ થાય છે.

કોઇ અંધારી રાત્રે નદીના તટ પર બેસો, વીશાળ જળનો એ મહાઘોષ શાંત પણ વહ્યો જતો હોય, ને વખતે દુર દુરથી જળનાં ન્હાનકડા મોજાં પર ગેલ કરતા ન્હાનકડા દીપકોની પંક્તી ચાલી આવતી હોય! કલાકારોને ગાંડા કરે તેવું તે દ્રષ્ય હોય છે.

પ્રકાશ ને દીપકનો ઉપયોગ માનવીએ કરી જાણ્યો છે.

એવા એ દીપકોનો ઉત્સવ આજે ને સદીઓથી ઉજવાય છે.

પરંતુ જ્યારે માનવીનાં અંતરમાં દીપક પ્રકટ થશે ત્યારે સાચો ઉત્સવ ઉજવાશે.

મુંબઇ :] 'જન્મભૂમિ'માંથી

# જ્ઞાતિના વસ્તીપત્રકની આવશ્યકતા

## [ એક અવલોકન ]

કોઈ પણ દેશનું વસ્તીપત્રક એ દેશના લોકોની સામાજીક પરિસ્થિતિ તપાસવાનું દર્પણ છે. આજ કારણથી વસ્તી ગણત્રીના આ કાર્યને દુનીયાના પ્રત્યેક સુધરેલા દેશોએ સુધારણાના એક અંગ તરીકે માનેલું છે.

આપણો આ ભારતખંડ નાની મોટી એવી અસંખ્ય જ્ઞાતિઓથી ભરપુર હોઇ તેમાંની ઘણી ખરી આગેવાન ગણાતી જ્ઞાતિઓએ જ્ઞાતિના વસ્તીપત્રકનું આ મહત્વ સ્વીકાર્યું છે અને તે મુજબ પ્રત્યેક જ્ઞાતિ પોતાનું વસ્તીપત્રક યથાસમયે-પાંચ દસ કે વીસ વરસે-તૈયાર કરી પોતાની જ્ઞાતિની પરિસ્થિતિ તપાસતી રહે છે.

આ નિયમાનુસાર અહિંની શ્રી કે કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિના માસિક પત્ર 'શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશ'ની "પ્રકાશ-સમિતિ" તરફથી પોતાની જ્ઞાતિનું આઠ બસો પાનાનું એક મોટું વસ્તીપત્રક હાલમાં બહાર પાડવામાં આવ્યું છે. જેની એક નકલ અભિપ્રાયાર્થે અમોને મળી છે આ પહેલાં કરીબ માસ ઉપર એક પ્રાથમિક પ્રયાસ તરીકે ફક્ત મુંબઇની જ્ઞાતિનું નાનું વસ્તીપત્રક પણ એમના તરફથીજ બહાર પાડવામાં આવ્યું હતું.

આખા વસ્તીપત્રકના દોહનરૂપ અને અન્ય કોઇ પણ જ્ઞાતિ વસ્તીપત્રકકારને મદદરૂપ થાય એવા જુદા જુદા વિષયના સોળ કોઠાઓ પ્રત્યે અમારૂં ખાસ લક્ષ ખેંચાયું છે. એ કોઠાઓ તૈયાર કરવામાં તેમજ આખું વસ્તીપત્રક તૈયાર કરવામાં સમિતિના કાર્યકર્તાઓની સંભાળભરી ઝીણવટ બહાર તરી આવે છે. એકંદરે પ્રકાશ સમિતિનો આ પ્રયાસ સ્તુત્ય હોઇને એ માટે અમારા હાર્દિક અભિનંદન એમને આપવાની ઇચ્છા અમો રોકી શકતા નથી. વિશેષ નોંધવા યોગ્ય બીના તો એ છે કે આ બન્ને વસ્તીપત્રકોનો સઘળો ખર્ચ તેમની જ્ઞાતિના લાગણીવાળા એક બંધુએજ ઉપાડી લીધેલ છે. આ બંધુની લાગણીની પણ અમો કદર કરીએ છીએ.

અમો ઇચ્છીએ છીએ કે આપણી સમસ્ત સોરઠીયા જ્ઞાતિનું નહિં પણ એક પ્રાથમિક પ્રયાસ તરીકે અહીંની આપણી મુંબઇની જ્ઞાતિનુંજ વસ્તીપત્રક પ્રથમ તૈયાર કરવામાં આવે. પણ આ કાર્ય આર્થિક મદદ વગર બનતુંજ નથી. તો ઇચ્છીએ છીએ કે અમારી જ્ઞાતિનો ધનિક વર્ગ જ્ઞાતિના આમવર્ગને દબાવવા માટે પોતાના ધનનો દુર્વ્યય કરતાં અટકી જ્ઞાતિહિતના આવા પ્રકારના કાર્યોમાં પોતાના ધનનો સદુપયોગ કરતાં શીખે.

સંપાદક

---

## ગ્રાહક બંધુઓને ખાસ વિનંતી.

દેશ પરદેશના જે જે બંધુઓએ પોતાનું લવાજમ હજી સુધી ન મોકલ્યું હોય તેમને આ અંક મળેથી તુરત મનીઓર્ડરથી મોકલાવી આપવા વિનંતી કરીએ છીએ. આફ્રિકાના બંધુઓએ પોતાનું લવાજમ બી. પોસ્ટલ ઓર્ડરથી મોકલવું.

વ્યવસ્થાપકો.

ખુંમા ઘર કરી બેઠા છે કે જેને લીધે આપણે ઉપહાસને પાત્ર થયા છીએ. શબ્દના બે અર્થ હોય છે. એક ધાત્વર્થ (Etymological meaning) અને બીજો રૂઢાર્થ (Popular or Conventional meaning). કુંભાર શબ્દ કુંભકાર શબ્દનો અપભ્રંશ છે. કુંભાર શબ્દનો ધાત્વર્થ એ છે કે कुम्भं करोति इति कुम्भकारः એટલે જે કુંભ બનાવે છે તે કુંભકાર અથવા કુંભાર પ્રમાણીકપણાથી ધંધો કરી નિતિમાર્ગથી જીવનયાત્રા ગુજારવી એમાં હલકાઇ કે હીણપદ આવતું નથી. પણ કુંભાર નામે ઓળખાતી જ્ઞાતિના આચારવિચાર રીતરિવાજો અને અભણતાને લીધે હિંદુ સમાજમા આપણી જાતિ વિષે જે પ્રતિકૂળ અદ થયા છે તે, તેઓ 'કુંભાર' જેવા છે એ શબ્દમાં વ્યક્ત કરે છે. આજ કુંભાર શબ્દનો બીજો અર્થ કે જેને આપણે રૂઢાર્થ કહી શકીએ.

જ્યાં સુધી હિંદુસ્તાનમાં જાતિસંસ્થા ચાલુ રહેશે ત્યાં સુધી તો આપણે કુંભાર નામથી ઓળખાવાનાજ. પરંતુ આપણા જડતાપણાને લીધે આપણી જ્ઞાતિને જે હીણપદ લાગ્યા છીયે, આપણાજ ગુણકર્મોને લીધે આપણે સમાજમાં જે કનિષ્ઠાવસ્થા ભોગવીએ છીયે અને કુંભાર જ્ઞાતિ વિષે જે રૂઢ કલ્પનાઓ છે તે નામશેષ કરવા જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વિદ્યુત્ વેગે કરવા તનમન ધનથી પ્રયાસ કરો, આચારવિચાર સુધારો અને કઢંગા રીતરિવાજો નાબુદ કરી જ્ઞાતિને યોગ્યસ્થાન પ્રાપ્ત કરો. પછી ભલે પ્રજાપતિ નામથી ઓળખાઓ કે કુંભકાર અથવા કુંભાર નામથી ઓળખાઓ.

હિરજી ધનજી દેવળીયા
અલીબાગ:] બી. એ.

# જ્ઞાતની આબાદીનો માર્ગ

**પોતે ચારિત્ર્યવાન બનો**—પ્રથમ તો દરેક મનુષ્યે પોતાની રહેણી કરણી સુધારવી જોઇએ. તેને માટે—સુસંપ, સ્વર્થત્યાગ, સત્યવાણી, સમદ્રષ્ટી, સત્સંગ, સુબોધક વાચન, સેવાભાવ આદિ ગુણોની ખાસ આવશ્યકતા છે, માટે તે ગુણો કેળવવાને દરેક બન્ધુએ તન, મન, ધનથી યથાશકિત પ્રયાસ કરવો જોઇએ કેમકે જો આપણે પોતે સદ્ગુણી હોઇશું, તો જ સામા માણસ ઉપર નીતિની છાપ પાડી શકીશું.

**કુટુંબ કલહ દૂર કરો**—ચાલુ જમાનામાં ભાઇ ભાઇઓમાં, સગાં કુટુંબોમાં ઠેરઠેર કુસંપ ઘર ઘાલ્યું છે, તેમજ કેટલાક માણસો તદન સ્વાર્થી બની પોતાના કુટુંબની દુઃખી હાલત ઉપર કશું પણ ધ્યાન આપતા નથી એ ઘણું શોચનીય છે. માટે પોતે ચારિત્ર્યવાન બની, પોતાનાં સગાં કુટુંબને સારી સ્થિતિમાં લાવવા પોતાનાથી બનતો પ્રયાસ કરવો જોઇએ. કુટુંબો ચારિત્ર્યવાન બનશે એટલે જ્ઞાતિ ઉન્નતિનો માર્ગ એની મેળે સરળ થઇ જશે.

**જ્ઞાતિ સેવા**—આપણામાં કહેવત છે કે 'નાત ત્યાં ગત' આનો અર્થ કેટલાક માણસો એમ સમજે કે નાતને જમાડી દેવી તેમાંજ આપણું કલ્યાણ છે. પણ ખરેખરી રીતે તો જ્ઞાતિ સેવાનો અર્થ જુદો છે. પોતાની આવકના પ્રમાણમાં અમુક હિસ્સો જ્ઞાતિની ઉન્નતિના અર્થે વાપરવ તોજ તે કહેવતનું યથાર્થ રીતે

પાલન થયું ગણાય. કેટલેક સ્થળે જ્ઞાતિના ધારાનું ઉલ્લંઘન કરનાર ગુન્હેગાર બન્ધુઓ પાસેથી અમુક દંડની રકમ વસુલ લેવાય છે; તથા બીજા કેટલાક પ્રસંગે લાગા તરીકે જ્ઞાતિ ભાઇઓ પાસેથી જે રકમો લેવાય છે, તે બધી એકઠી થયા બાદ અમુક મુદતે તેને એક ટંકના જ્ઞાતિ ભોજનમાં વેડફી નાખે છે. આ પ્રથા ઇચ્છવા યોગ્ય નથી. આવા પૈસાનો ઉપયોગ નીચે જણાવેલી બાબતોમાં કરવામાં આવે તો જ જ્ઞાતિનું હિત સચવાયું કહેવાય:–

(૧) જ્ઞાતિનાં તદ્દન ગરીબ સ્થિતિનાં અને અપંગ માણસોને તેમાંથી ખોરાકી, પોષાકી માટે અમુક રકમની મદદ આપવી.

(૨) જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓ માટે પુસ્તકો, ફી વિગેરેની મદદ આપવી.

(૩) નાનાં સંમેલનો કરી, જ્ઞાતિના સુધારા પર ચર્ચા કરી તેમાં મુકરર થએલા ઠરાવોની પત્રિકા છપાવવી અગર 'પ્રકાશ' માં છાપવાની જાહેરાત આપવી. અને એકઠાં મળેલાં બન્ધુ બ્હેનોને સાદું ભોજન આપવું.

(૪) જ્ઞાતિના સમુહવાળા ગામમાં કેટલેક સ્થળે જમણવાર પ્રસંગે તથા પ્રસંગાનુસાર થતાં સંમેલન વખતે મકાનના અભાવે મહા મુસિબત ભોગવવી પડે છે. તો ઉપરમાં જણાવેલાં નાણાં અને તે સિવાય દરેક ઘર દીઠ શકિત મુજબ ફાળો કરી, તેમાંથી જ્ઞાતિને ઉપયોગી થાય તેવું એક "પ્રજાપતિ-ધર્મશાળા"નું મકાન બંધાવવું.

સ્વચ્છતા – આ ગુણનો ઘણા બન્ધુઓમાં અભાવ જોવામાં આવે છે. આપણાથી હલકી ગણાતી જ્ઞાતિઓ પણ આનું મહત્વ સમજવા લાગી છે અને આપણું આવું વર્તન દેખી આપણું ભોજન પણ લેતી નથી. એ આપણને લાંછન રૂપ ગણાય. જે કોમ આચાર વિચારમાં અને પવિત્રતામાં પુરાણા કાળથી પ્રસિદ્ધ છે. તે કોમની અત્યારની સ્થિતિ દયાજનક છે. આંતર શુદ્ધિથી મન શુદ્ધ થાય છે અને મન શુદ્ધ બનવાથી બુદ્ધિ સુધરે છે. તેમ સ્વચ્છતા રાખવામાં કાંઇ નાણાનો વ્યય થતો નથી. ફક્ત આળસ અને મનની નબળાઇનું કારણ છે. માટે બન્ધુઓ! આળસ અને મનની નબળાઇ છોડી, જે જ્ઞાતિમાં પ્રભુના મહાન ભકતોએ જન્મ લઇ, તેને ઉજ્વળ કરી છે તેનાંજ તમે સંતાન છો, તો તેને ફરી દીપાવવા તમો યથાશકિત પ્રયાસ કરી તમારા આત્માનું કલ્યાણ કરો એજ અભિલાષા

નિલાખાઃ (ઉપલેટા) } માંડણભાઇ રામજી ટાંક (માસ્તર)

# સાચા સુધારાની પહેલી શકયતા

એક વર્ષ દરમ્યાનમાં આપણા 'પ્રકાશ'માં સુધારાઓ વિષે ઘણી ચર્ચાઓ થઇ ગઇ અને ઘણા ભાઇઓ તરફથી સુંદર અને સારામાં સારા રસ્તાઓ સુચવાઇ ગયા. છતાં તે વાંચી વિચારી આપણી કોમના કોઇ પણ ભાઇએ વર્તન કર્યાનું જાણમાં નથી. ઉલટા આપણા ભાઇઓ તેની વિરૂધ્ધમાં ટીકાઓજ કર્યા કરે છે.

એવી સીધી અને સરળ દલીલો–સત્ય વાતો પણ આપણા ભાઇઓને ગળે ઉતરતી નથી તેનું કારણ શું હશે તે. એજ પ્રશ્ન

વિચારવાનું આપણા સમજદાર અને શિષ્ટ વર્ગનું કામ છે; નહીં કે ટીકાઓને ટીકાથીજ વધાવવું. આપણો મોટો વર્ગ અભણ–અજ્ઞાન છે. તેમજ ગરીબ પણ છે. તેથીજ વહેમ અને વ્યસનોમાં ફસાયેલો પડયો છે. અને ખરૂં પણ છે કે પેટ માટે ફાંફાં મારવાં પડતાં હોય, ભુખથી ગળું બંધ થતું હોય ત્યાં કોઇના જ્ઞાનની પ્યાલી સચોટ દલીલો તેઓને ગળે–ક્યાંથી ઉતરે!! રે! વિચારવાનો પણ ક્યાંથી વખત હોય!

આથી મારો મત એવો છે કે સૌથી પહેલાં આપણી જ્ઞાતિમાં કેળવણીની ખાસ જરૂર છે. અને તેના પ્રચારની પહેલી આવશ્યકતા છે. કેળવણીથી દરેક બાળક સમજતો થાય પછી જ તે "જ્ઞાનની પ્યાલી" દરેક વિષયની ચર્ચા દલીલો–સત્યના સમજી ગળે ઉતારી શકશે.

આપણો ઉપલો વર્ગ ક્યારેક બુમ પાડે છે છે કે અમે સમજાવીએ છીએ, અમે મદદ આપીએ છીએ છતાં આપણા ભાઇઓ ક્યાં છોકરાંને કેળવણી આપવા હાજ ભણે છે. હા, તે ખરૂં છે. પણ તેમ થવાના કારણમાં ઉંડા ઉતરવાની ક્યાં કોઇએ તસ્દી લીધી હોય છે! આપણા અજ્ઞાન ભાઇઓ પણ માનવબુધ્ધિ ધરાવતાં હોય છે. તેનામાં પણ સ્વમાનની ભાવના હોય છે. જ્યારે આપણો કહેવાતો ઉપલો વર્ગ મદદને બહાને ઉંચેથી ટુકડા નાખવાની વૃત્તિ બતાવે ત્યારે તે અજ્ઞાન વર્ગ બરોબર સમજી જાય છે અને મોઢું ફેરવી જાય છે. આપણો ઉપલો વર્ગ તેને જે આપતો હોય છે તે માલીકની જેમ હકુમતથી, પોતાના કરતાં તેને નીચા ગણીને; અને આવા ભાવો–ભાવી આશયથી જે કંઇ કરવામાં આવે તેને કયો માણસ પુરા વિશ્વાસથી અપનાવી શકે?

આપણા મોટેરા અને સુધારક વર્ગે પોતે બીજા ભાઇઓ કરતાં કંઇક વધારે છે તેવા ભાવો કાઢી નાખી ગરીબ અને અજ્ઞાનીના પણ આત્મીય જેવા બની જઇ પોતાના વર્તનથીજ બતાવી આપવું જોઇએ કે અમે જે કરીએ છીએ તે તમારા માટેજ નહી પણ "તમારૂં ભલું અને અમારૂં ભલું એ એકજ વસ્તુ છે" આવું જ્યાં સુધી દરેક ભાઇને ન સમજાવી દેવાય, પોતાના આદર્શ આચારથી ન બતાવી દેવાય તેમજ આપણો શિષ્ટ વર્ગ આપણા અજ્ઞાન કુંભાર કરતાં જુદો નથી એમ જ્યાં સુધી સાબીત ન કરી દેવાય ત્યાં સુધી સો વરસો સુધી લેખો લખીએ કે ટીકાઓ કરીએ તેનો કશો અર્થ નથી.

આ ઉપરથી સૌ કોઇને જરૂર લાગશે કે એક સંસ્થાની જરૂરત છેજ. કેમકે કોઇ એક–એક કુટુંબ બીજાને મદદ કરવા જાય છે ત્યારે ઉપરના ભાવો મદદ લેનારને જરૂર આવશે છે. તેથી મદદ લેનારને પણ તેજ ભાવો મનમાં ખડા થાય છે. અને જીવનને ભોગે પણ સ્વમાન ઘવાવા દેતા નથી; પણ જો એક સંસ્થા દ્વારા દરેકને મદદ પહોંચાડાતી હોય, કેળવણી સુધારાનો પ્રચાર થતો હોય તો તે લેવામાં અને ત્યાં દેવામાં માન અપમાનનો સવાલ રહેતો નથી. કેમકે દરેક સમજી જાય છે કે તે આપણી જ્ઞાતિનું છે એટલે "આપણું પોતાનુંજ છે" "અમારૂં પોતાનું છે"

આવી એક સંસ્થાદ્વારા ગામડે ગામડે અને ઘેરે ઘેરે પ્રચાર થાય, બાળકોને કેળવવા બનતી સહાય અપાય તોજ અમુક વર્ષે આપણે આપણી જ્ઞાતિને અમુક ઇચ્છીત બીંદુએ પહોંચેલી દેખી શકીશું.

માટે સાચ્ચા સુધારા ઇચ્છતા અને જ્ઞાતિની દાઝ હૈડે ધરતા એવા દરેક જ્ઞાની–અજ્ઞાની, મોટેરા–નાનેરા ભાઇઓને હું આ વિષય ઉપર વિચારવા વીનવું છું.

પોરબંદર:] જીવરાજ રણમલ કોરીયા

# ॥ अथ श्री ज्ञाति गंगाष्टकम् ॥

"कलौ संघशक्ति प्रभावः प्रभाव स्मदर्य क्षीतौ मण्डयन्ति ह्यजस्त्रम् ॥
स्थिता ज्ञाति रुपेण मातस्तु पुण्ये नमस्ते नमस्ते सदा ज्ञाति गंगे ॥ १ ॥

અર્થ—કલિયુગમાં સંઘ શક્તિનોજ પ્રભાવ પડે છે. સમુદાય બલ વિના કોઇનો પ્રભાવ પડતો નથી એ વાતનું નિરંતર પ્રતિપાદન કરતું પૃથ્વી ઉપર જ્ઞાતિ તરીકે રહી છે. તે પવિત્ર એવી હે માતા! જ્ઞાતિગંગા! તમને નમસ્કાર હો! નમસ્કાર હો! (૧)

"धनाढ्या धनाढ्यास्तथा बालवृद्धाः । सुताः पण्डिता ऽ पण्डिता श्चैव सर्वे ॥
समाना मतास्तेभ्य वात्सल्य पूर्णे । नमस्ते नमस्ते सदा ज्ञाति गंगे ॥ २ ॥

અર્થ—ધનાઢ્ય (પૈસાદાર) અધનાઢ્ય, પંડિત, અપંડિત, બાલ વૃદ્ધ સર્વે તમને સમાન છે. વાત્સલ્ય પ્રેમથી પૂર્ણ એવી હે માતા જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો! નમસ્કાર હો (૨)

प्रपन्न पतितोद्धार त्राण करिणि पाविनि ।
द्वयोर्मि मालिनि स्तुत्ये ज्ञाति गंगे नमोस्तुते ॥ ३ ॥

અર્થ—શરણાગત એવા પણ શરણે આવેલા પતિત જનોનો ઉદ્ધાર કરી તેનું રક્ષણ કરનારી અને સર્વદા સ્તુતિ કરવા યોગ્ય એવી હે માતા જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો. (૩)

त्वत्तीरस्थास्त वस्तत्वा "व्यवहाराभिधंजना ।
परां समुन्नतिं याति ज्ञाति गंगे नमोस्तुते ॥ ४ ॥

અર્થ—તારા તીર ઉપર રહેનારા જનો સુવ્યવહાર નામના તપને તપીને તેના પ્રભાવથી આલોક અને પરલોકમાં મોટી ઉન્નતિ પામે છે. માટે હે માતા જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો! (૪)

त्वयि कुरीतिनक्राश्च स्थिताः खादन्त्य सावधान ।
कुव्यवहार रतान्नित्यं ज्ञातिगंगे नमोस्तुते ॥ ५ ॥

અર્થ—હે માતા! તારી અંદર કુરિતિ રૂપી મગરો રહેલા છે. જે મનુષ્યો પોતાનું શ્રેય અને અશ્રેય જાણવામાં અસાવધ રહે છે. અને કુવ્યવહારનું આચરણ કરે છે. તેઓનું તેઓ (મગરો) ભક્ષણ કરે છે. હે જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો! (૫)

दुर्जना वर्त संघाश्च भ्रमन्ति त्वयि ते पुरे ।
पतन्ति च विनश्यन्ति ज्ञातिगंगे नमोस्तुते ॥ ६ ॥

અર્થ—તારી અંદર દુર્જન મનુષ્યોરૂપી ચકીઓના ટોળાંઓ ભમ્યા કરે છે તેના સપાટામાં જે ભોળા મનુષ્યો આવે છે તેઓ નાશ પામે છે. હે જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો! (૬)

नमस्ते नमस्ते कृपापूर्ण चित्ते । नमस्ते नमस्ते शिवेस्वन्न पूर्णे ॥
नमस्ते नमस्ते महानन्द दात्रि । नमस्ते नमस्ते सदा ज्ञाति गंगे ॥ ७ ॥

અર્થ—હે કૃપાથી પૂર્ણ ચિત્તવાળી! હે કલ્યાણ કારિણી! હે અન્નપૂર્ણા! (જેની અંદર નાનાં

# વેરાવળ પ્રવાસનો હેવાલ

[ નોંધ:—વેરાવળનો આ પ્રવાસ 'પ્રકાશ'ના કાર્યકર્તાઓના 'પ્રચાર-પ્રવાસ'ના હેવાલના ઉત્તરાર્ધ રૂપે હોઇ સર્વ બંધુઓના જાણ માટે અત્રે પ્રગટ કરતાં અમોને આનંદ થાય છે. સંપાદક ]

વેરાવળથી તા. ૬–૮–૩૬ નો લખેલ એક પત્ર અમારા જોડીયા વ્યવસ્થાપક બંધુ શ્રી હીરજીભાઇ જેશમ પીસાવાડીયા તરફથી અમોને મળ્યો. જે.i તેઓશ્રીએ જણાવ્યું હતું કે અહીંના કેટલાક ઉત્સાહ પૂર્ણ યુવાન ભાઇઓના પ્રયાસથી આવતી તા. ૧૦–૮–૩૬ ના જન્માષ્ટમીને દિવસ અહીં એક સભા કરી કેટલોક કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો છે, એટલે બની શકે તો એ દિવસે આપ વેરાવળ અચુક હાજરી આપશો. તેમનો આ પત્ર મળ્યા પછીથી તા. ૯ મીએ રાતના અમારે ઓચીંતુ ચોરવાડ જવા બન્યું, જેથી અમો તા. ૯–૮–૩૬ ની રાતના બાર વાગે માંગરોળથી રવાના થઇ કેશોદ આવ્યા. ત્યાંથી તા. ૧૦ મી સવારના ૯–૧૫ કલાકે ઉપડતી ટ્રેઇનમાં વેરાવળ જવા રવાના થયા. રસ્તામાં ચોરવાડથી શ્રી ભાણજી ગોવાભાઇ ગોહીલનો અમોને ભેટો થયો. તે પણ આજ કાર્યમાં ભાગ લેવા વેરાવળ અમારી સાથે આવવાના હતા. સાડા દશ વાગે અમે વેરાવળ પહોંચ્યાં. ત્યાંથી ગાડી કરી શ્રી નારણભાઇ દેવજીભાઇ જેઠવાની દુકાને આવ્યા. ત્યાં તપાસ કરતાં ખબર મળ્યા કે શ્રી હીરજીભાઇ પ્રભાસપાટણ ગયા છે અને થોડી વારમાં આવી જશે. આજે દિવસના ત્રણ વાગે સભા બોલવવામાં આવી હતી અને એ સબંધમાં ત્યાંના યુવક-મંડળ તરફથી ઘટતી તૈયારીઓ પણ થઇ રહી હતી. લગભગ દોઢેક વાગ્યા સુધી રાહ જોવા છતાં શ્રી હીરજીભાઇ હજી વેરાવળ આવ્યા ન હોતા અને ત્રણ વાગે સભા બોલાવતા પહેલાં કેટલીક અમારે તૈયારીઓ કરવાની હતી એટલે ત્યાંથી ગાડી ભાડે કરી અમો તથા શ્રી ભાણજીભાઇ ગોહીલ હીરજીભાઇને

---

મોટાં મિષ્ટાન્નના વરાઓ થયા કરે છે એવી) લગ્નાદિક શુભ પ્રસંગોથી આનંદ આપનારી હે જ્ઞાતિગંગે! તને નમસ્કાર હો! તને નમસ્કાર હો! (૭)

**सुतेभ्यश्च ते देहि हे ज्ञाति मातः सुबुद्धिं सुविद्यां धनं स्फीत कीर्तिम् ॥**
**नतो नर्मदो नौति नम्यां द्विपद्यं नमस्ते नमस्ते सदा ज्ञाति गंगे ॥ ८ ॥**

અર્થ—હે જ્ઞાતિ માતા! તારા પુત્રોને બુદ્ધિ, સુવિદ્યા, ધન અને સારાં કર્મો પ્રાપ્ત કરાવીને, મોટી કીર્તિ આપ. એવી નમ્ર નર્મદ તારી સ્તુતિ કરે છે. જેના નમન કરવા યોગ્ય ચરણકમલ છે. એવી હે જ્ઞાતિગંગા! તને નમસ્કાર હો! તને નમસ્કાર હો! (૮)

શ્રી વિશ્વકર્મા માસીકમાંથી

સંપાદકઃ હ. ટી. ભારદ્વાજ (જુનાગઢ)

મળવા પાટણ જતા હતા, ત્યાં અરધે રસ્તે શ્રી હીરજીભાઇવાળી ગાડી અમોને સામી મળી. તેઓને નારણભાઇની દુકાને રોકાવા કહી અમો પાટણ જઇ આવ્યા. ત્યાંથી વળતીજ ગાડી કરી તુરતજ વેરાવળ અમો પાછા આવ્યા. ત્યાં નારણભાઇની દુકાને શ્રી કુરજીભાઇ શવજી ચૌહાણ તથા બીજા યુવક બંધુઓ અમોને મળવા અમારી રાહ જોતા બેઠા હતા. હીરજીભાઇ પણ ત્યાંજ હતા. આજે જન્માષ્ટમીનું વ્રત હોઇ અમારે જમવાનું હતું નહિં એટલે સભાના કાર્યમાં બધા પ્રવૃત્ત થયા હતા. ત્યાંથી શ્રી નારણભાઇ તથા બીજા ભાઇઓને સાથે લઇ અમો કુંભારવાડામાં શ્રી જાતિના મંદીરે આવ્યા, જ્યાં ત્યાંની જાતિના કોટવાળ નારણભાઇ, મંદીરના પુજારી બાવાજી તથા ચાર પાંચ જાતિભાઇઓ બેઠા હતા. અમોએ જઇ કો.વાળ મારફત ત્યાંના પટેલશ્રી તેમજ બીજા જાતિભાઇઓને મંદીરે બોલાવ્યા હતા. થોડી વારમાં સર્વ જાતિભાઇઓ આવી ગયા હતા, પરંતુ પટેલશ્રી પાટણ ગએલા એટલે જરા મોડેથી આવ્યા. તેમજ ત્યાંના મંદીર વીગેરેનો વહીવટ કરનાર એક ભાઇ શ્રી ભાણાભાઇ દેવા જોડવા એ પણ પાછળથી આવ્યા હતા. આ વખતે લગભગ ચાલીસેક જેટલા ભાઇઓની મંદીરે હાજરી હશે જેમાં શ્રી નારણ કાળાભાઇ જોડવા તથા પાટણવાળા શ્રી દેવજી લાખાભાઇ ચાડવા વીગેરે પણ ત્યાં હાજર હતા.

### જ્ઞાતિમાં ત્રણ પક્ષો

એ વખતેજ અમો જાણી શક્યા કે અહીં વેરાવળની જ્ઞાતિમાં ત્રણ પક્ષો છે. જેમાં એક સુતાર કામ કરતા વીસાવાડીયા ભાઇઓનો એક પક્ષ તથા એક જોડવા (ગોલા) કુટુંબનો બીજો પક્ષ અને ત્રીજો શ્રી ભીકાભાઇ ફટાણીયા તથા પુંજાભાઇ વકુકુળ વીગેરેની આગેવાની નીચેનો સ્વતંત્ર પક્ષ એમ ત્રણ પક્ષો હતા. અમારી ઇચ્છા ત્રણે પક્ષના ભાઇઓને એક કરવાની હતી. પરંતુ તેમ કરતાં પહેલાં જુદાજુદા પક્ષોના આગેવાનોના પ્રથમ વિચારો જાણી ત્યાર બાદ આગળ કામ કરવા નક્કી થયું હતું.

### એકત્ર કરવાનો પ્રયાસ

આ સબંધી વાટાઘાટ અમોએ પ્રથમ પટેલ શ્રી વાલાભાઇ કેશવ સાથે ચલાવી હતી. અમારી એ મસલતના પરિણામે અમો જાણી શક્યા હતા કે શ્રી ભીકાભાઇ ફટાણીયાવાળા તથા શ્રી જોડવાભાઇઓવાળા એમ બંને તડાં વચ્ચેના ઝઘડાએ એવું ઉગ્ર સ્વરૂપ લીધું હતું કે જેનો તાત્કાલીકમાં અંત લાવી શકવાનું અશક્ય હતું. એ પરસ્પરનો અંટસ દુર કરવામાં ઓછામાં ઓછા બે ત્રણ દિવસનો ટાઇમ લઇ પરસ્પરના વિચારો જાણી સમજુતી કરાવી શકાય. આજે ૬–૧૫ ની ટ્રેઇનથી અમારે તો પાછા જવાનું હતું. જ્યારે મંદીરમાં આ સબંધી ચર્ચા ચાલતી હતી ત્યારે લગભગ ચાર વાગ્યા હતા. બે કલાક જેટલા ટાઇમમાં આ સર્વ સમાધાનીની વાટાઘાટ ચલાવવી અમોને અશક્ય જણાઇ.

### જનરલ સભા

આખરે એ કાર્ય આગળ ઉપર રાખી એ વખતે ત્યાં હાજર થયેલા ૪૦–૫૦

જેટલા ભાઈઓની સભામાં કામકાજની શરૂઆત થઇ હતી. પ્રથમ ત્યાંના યુવક મંડળ તરફથી અમો બન્ને વ્યવસ્થાપકોને 'પ્રકાશ'ના વ્યવસ્થાપકો તરીકે માનપત્ર આપવા નિમિત્તે ફુલના હારતોરાઓ અર્પણ કર્યા હતા. તેમજ સભામાં બેઠેલા પટેલશ્રી ઇત્યાદિ બીજા આગેવાન ભાઇઓ તેમજ મંદીરના પુજારી વિગેરેને હાર પહેરાવ્યા હતા, અને મંદીરમાં શ્રી ઠાકોરજીની મુર્તીને પણ હાર ચડાવવામાં આવ્યો હતો. આનો જવાબ દેતાં શ્રી મેઘજીભાઇ તરફથી સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવ્યો હતો. તેમજ યુવકમંડળના બંધુને મંડળની પ્રતિષ્ઠા પ્રતિદીન વધે તેવા શકય પ્રયાસો વિચારી અમલમાં મુકવા સુચના કરી 'મંડળ' ચીરંજીવ બનો તેમ ઇચ્છવામાં આવ્યું હતું. બાદ કુસંપ, કન્યાવિક્રય, પ્રેત ભોજન, કેળવણી વીગેરે વિષયો ઉપર શ્રી મેઘજીભાઇએ વિવેચન કર્યું હતું. વધુમાં આપણી ફરજો સમજવી એ ફરજો બજાવવા બધાને જાગૃત થવા સમજાવ્યું હતું. બાદ શ્રી હીરજીભાઇએ અત્યારની આપણી જ્ઞાતિની પરિસ્થિતીનું ભાન કરાવી જ્ઞાતિ ઉન્નતીના માર્ગ પ્રત્યે સર્વનું ધ્યાન ખેંચ્યું હતું. તે સીવાય કુસંપ, બાળ લગ્ન અને શિક્ષણ માટે ઘણુંજ અસરકારક ભાષણ કર્યું હતું. બાદ 'પ્રકાશ' સબંધી બોલતાં 'પ્રકાશ'ના કાર્યોનો સર્વને ખ્યાલ આપી 'પ્રકાશ'ના ઉદ્દેશો સમજવી તેના ગ્રાહક થવા અપીલ કરી હતી. એ ભાષણ પુરૂં થયા પછી લગભગ ૫-૩૦ કલાકે સભા વિસર્જન થઇ હતી. ત્યાંથી અમો શ્રી હીરજીભાઇના મકાને થઇ તેઓના કાકા શ્રી હીરજીભાઇ મીઠા વીસાવાડીવાને ત્યાં થોડી વાર રોકાઇ ગાડીનો ટાઇમ થતાં ત્યાંથી વિદાય લીધી હતી. અમોને રોકાવા માટે શ્રી નારણજી ભાઇ દેવજી જેઠવા, નારણ ડાહ્યાભાઇ, ભગવાનજી દેવા, દેવજી લાખાભાઇ પાટણવાળા વીગેરેનો ખુબજ આગ્રહ હતો પરંતુ તે દીવસે ત્યાં હું રોકાઉં તેવા સંજોગો નજ હતા એટલે સર્વને રજા આપવા વિનંતી કરી હતી. તેમજ અમારી મુશ્કેલીઓ તેઓને જણાવતાં તે સર્વ ભાઇઓએ આખરે રાજી ખુશીથી વિદાય આપી હતી.

## યુવકોની પ્રવૃત્તિ

આ તકે અમો કહેવા ઇચ્છીએ છીએ કે વેરાવળમાં શ્રી નારણજી દેવજી જેઠવા, નારણ ડાહ્યાભાઇ, ભગવાનજી દેવા વીગેરેના સતત પ્રયત્નોથી ત્યાંના ૧૦ થી ૩૫ યુવાન ભાઇઓ જ્ઞાતિ સુધારણાનું જે કાર્ય કરી રહ્યા છે તેનું શુભ પરિણામ ટુંક મુદતમાંજ આવેલું આપણે જોઇ શકીશુંજ. પ્રભો તે ભાઇઓની જ્ઞાતિ પ્રત્યેની ધગશ અને શુભ ભાવના સદા ટકાવી રાખો અને એ માર્ગે એ સર્વ વિજયશાળી બનો એજ અભ્યર્થના.

વેરાવળથી સાંજના ૬-૧૫ વાગે ઉપડની ટ્રેનથી અમો તથા ભાણજીભાઇ ગોકીલ ચોરવાડ ૭-૩૦ કલાકે આવ્યા. અહીંનું કેટલુંક કામકાજ પતાવી અમો તા. ૧૨-૮-૩૬ ના સવારે માંગરોળ પાછા આવ્યા હતા.

માંગરોળ:] મેઘજી જુઠાભાઈ ચાંડેગરા
વ્યવસ્થાપક.

# દેવળીયાની શાખોત્પત્તિ

પુરાતન ભુતકાળે નાઘેરમાં એક નાનું સુરખું ગામ હતું તેને ખડીંચા નામથી ઓળખાતું છે. આ ગામમાં રજપુત, ચારણ અને કુંભકાર લોકો વસતા હતા એમ કહેવાય છે.

વીક્રમ સં. ૭૯૬ નાં સમયની વાત હોય એમ જણાય છે. આ સમયે ત્યાં એક શાકોડકુળમાં વાશાભાઇ નામે કુંભકાર રહેતા હતા. કુટુંબમાં પોતાને એક આઠેક વરસનો પુત્ર અને વૃધ્ધ માતા હતાં. માતાનું નામ કનાઇબાઇ કહે છે અને પુત્રને વીરમ કહેવામાં આવે છે. આપણી વાર્તાનું મુખ્ય પાત્ર વીરમને કહેવામાં આવે છે. વાશાભાઇ પૈસાપાત્ર સુખી ગણાતા હતા, પોતાના ઢોર ચારી તેમના જીવનનો આનંદ માણતા અને પ્રભુભજન કરી દીવસો નીર્ગમન કરતાં. દૈવયોગે સાધારણ બીમારીમાં પથારીવશ થયા અને એક પ્રભાતે આ મનુષ્ય દેહનો ત્યાગ કરી વાશાભાઇએ પરલોક પ્રયાણ કર્યું.

આ દુઃખદ બનાવથી માજી કનાઇબાઇને દુઃખ થયું, પરંતુ દીવસો જતાં પોતાનું દુઃખ વીસારે પડ્યું અને પોતાના પૌત્ર વીરમને ઉછેરવાનું કાર્ય હવે પોતાનું છે એમ સમજી વીરમને આનંદીત રાખવા વધારે લક્ષ આપવા લાગ્યાં. માયા પ્રબળ છે. ગમે તેવાં દુઃખોમાં પણ પ્રભુ સહાય કરશે એમ સમજી દરેક જીવો દીવસોના વીતવા સાથે દુઃખો ભુલી જાય છે એજ પ્રભુ કૃપા. વીરમ દશેક વરસનો થયો ત્યારે એક દીવસ પોતાના સરખા મીત્રમંડળ સાથે પોતાનાં ઢોર ચારવા ગયેલો હતો. ત્યાં સર્વે મળી દેવની કૃત્રીમ બાળલીલા કરી જેમાં એક છોકરે ભુવો થઇ કૃત્રિમતાથી ધુણવાનો ઢોંગ કર્યો. કોઇ કોઇ દેવ ઉપાસકોની એવી માન્યતા છે કે દેવને બળીદાન આપવું જોઇએ તેથી આ બાળલીલા પ્રસંગમાં આપણો વાર્તાનાયક વીરમ બળીદાન માટે બકરાનું નામ ધરાવી દેવના ચરણમાં નમ્યો. આ વખતે બીજા છોકરાએ અસીરૂપ ખડ્ગનું છોડ ઉતારી તે છોડ વીરમ (બકરા) ના કંઠ ઉપર મુક્યું પરંતુ છોડ ગળાને અડતાની સાથે વીધીના ચમત્કારે વીરમનું મસ્તક ઉડી પડ્યું અને ધડ સાથે વીરમ ભોંય પર પડ્યો અને રૂધીર વહેવા લાગ્યું. તે જોઇ બીજા છોકરાઓ ગભરાઇ ગયા. એક હીમ્મતવાન છોકરાએ ગામમાં આવી આ વાત કનાઇબાઇને કહી. સાંભળતાની સાથે વ્યાકુળ થઇ જ્યાં વીરમ પડ્યો હતો ત્યાં આવી રૂદન કરવા લાગ્યાં. આ વખતનું વૃદ્ધમાતાનું કરૂણ રૂદન અને સ્થીતી જોઇ પાષાણ હૃદયના મનુષ્યને પણ ખેચરી અશ્રુપુર્ણ નેત્રે અનુકંપા ઉત્પન્ન થાય. પરંતુ દૈવગતી વીચીત્ર છે જેની અગાધ માયાજાળ કોઇ જાણી શકવા શક્તિમાન નથી. આ વખતે પાસેના રાફડામાંથી એક મહા તેજસ્વી ભુજંગ બહાર આવી આસપાસ ફરવા લાગ્યો. એ તેજપુર્ણ પ્રભાવથી કનાઇબાઇએ શાન્તી અનુભવી અને તે દેવ સરખા ભુજંગને કહેવા લાગ્યાં કે હે નાગદેવ, તમે દેવરૂપ છો. રૂપ સૈન્યને ચૈતનગઢી સહાયક બની વીક્રમને હરાવ્યો હતો તો આજ મારા બાળકને જીવનદાન આપો. આથી નાગદેવ પ્રસન્ન થઇ વીરમને સજીવન કર્યો અને એ

શકુડા ઉપર એકજ દીવસમાં દેવળ ચણાવી આપવાનું કહી અદ્રશ્ય થયા આ તરફ કનાઇબાઇના આનંદનો પાર ન રહ્યો. બીજે દીવસે સવારથી દેવળ ચણાવવા માંડયું.

પરંતુ જ્યાં દૈવ ફરે ત્યાં નાગદેવ શું કરી શકે ? સુર્ય નારાયણ અસ્તાચળમાં જવા તૈયારી કરી રહ્યા છે. અને આ તરફ દેવળ પુરૂં થવા આવતાં શીખર ચડાવવા માંડયું તેજ વખતે સુર્ય અસ્તાચળે પહોંચી ગયા. ખલાસ! દેવળ અધુરૂં રહ્યું શીખર ચડાવતાં ઉડી છેટે પડ્યું અને વીરમનુ મૃત્યુ થયું. આ બનાવથી સૌ આભા બન્યાં. તેજ વખતે કનાઇબાઇએ પોતાના પૌત્ર વીરમના દેહને ખોળામાં લઇ ચીતા તૈયાર કરાવી અગ્નીમાં પોતાના દેહને ભસ્મીભુત બનાવી સ્વર્ગે પ્રયાણ કર્યું.

વાંચક, આ વાર્તા કલ્પીત નથી પણ બનેલી સત્ય ઘટના છે. આ લોકવાર્તાનો સારાંશ નાઘેર પ્રદેશમાં સુત્રાપાડા નજીક દેવળ વીગેરે જોતાં મારી કલ્પના શકતીએ વાર્તા રચાયેલ છે, તો રહેતી ખામીઓ દરગુજર કરશો એવી આશા રાખું છું.

અમરાપુરઃ] ઓધવજી દામજી જેઠવા.

# કન્યાવિક્રયની ક્રૂરતા

થોડા વરસ પહેલાં ઉના તાબાના ગામ ગાંગડાના આપણા જ્ઞાતિભાઇ કાળા ચાવડાના દીકરાનું વેશવાળ ઉંટવાળા ગામે ભાઇ—ની દીકરી બાઇ — સાથે કર્યું હતું. પણ કુદરતની નીયમે તે કાળાભાઇનો દીકરો મરણ પામવાથી તે બાઇનું વેશવાળ ઉના તાબે વાંસોજ ગામે ભગવાન જેસા ચીત્રોડા સાથે ફરી વેશવાળ કરવામાં આવ્યું પરંતુ તે ભગવાનભાઇ પણ કુદરતના નીયમને અનુસરી સાત વરસ પહેલાં ગુજરી ગયા. ત્યાર બાદ—તે બાઇને વણાકબારાના રહીશ ભાઇ—ની સાથે તા. ૭ માર્ચ ૧૯૩૨ ના રોજે લગ્ન કરવામાં આવ્યાં. પણ તે લગ્ન વખતે આપણી જ્ઞાતિના ધોરણ ઉપરાંત રૂા. ૧૩૯] એકસોત્રીસ ખુટામણુ કરીને લીધા પછી બાઇને સાસરે મોકલવામાં આવી. થોડા દિવસ બાદ કેટલાંક કન્યા તરફનાં કુટુંબીઓ કન્યાને તેડવા ઉંટવાળેથી વણાકબારે આવ્યાં. પણ લગ્ન વખતે ગુજારેલો જુલમ મનમાં ન લાવતાં ભાઇ—એ તે બાઇને પીયર મોકલવા આનાકાની કરી નહિ અને રાજીખુશીથી મોકલાવી આપી. ત્યારબાદ આપણી જ્ઞાતિના ધોરણ મુજબ વર પક્ષથી તેમના પીતાશ્રી રામજીભાઇ ચૌહાણ સંવત ૧૯૮૮ ના આશો શુદી ૧૦ ને રવિવારે ઉંટવાળા ગામે—બાઇના આણાંનું—તે પુછવા ગયા. ત્યારે તેણે જણાવ્યું કે હાલ હું આણું મોકલવાનો નથી. તેમ છતાં રૂા. ૨૫૦] આપો તો તુરત આણું વાળી આપું, નહિંતર દીવાળી પછી માગશર મહીનામાં આવશોજી. ત્યારબાદ સંવત ૧૯૮૯ ના માગશર માસમાં —ભાઇ ફરી ઉંટવાળા આણા વિષેનું પૂછવા ગયા, ત્યારે —એ ફરીથી રૂા. ૨૫૦] ખુટામણુ તરીકે લેવાની માંગણી કરી આથી એ ભાઇ નિરાશ થઇ પોતાને ઘરે પાછા આવ્યા કારણ કે તેમની સ્થિતિ રૂા. ૨૫૦] આપી શકે તેવી નહોતી.

એ ભાઇ તો પોતાની દીકરીનો વિક્રય કરી કોઇ પણ હિસાબે પૈસા મેળવવા તત્પર હતા. ત્યારબાદ—ભાઇ પાંચ જ્ઞાતિભાઇઓને લઇને ચાર વખત સંવત ૧૯૮૯ ના આશો માસ સુધી આણાની પૃચ્છા માટે ગયા પરંતુ સર્વે વ્યથા.

ત્યારબાદ—બાઇ પોતાના ગુજરાન અર્થે સંવત ૧૯૯૦ ના કારતક શુદી ૮ ને ગુરૂવારે મુંબઇ આવ્યો અને ત્યાં દીવ તાબે ઘોઘલાના રહીશ નથુ રાણા ચિત્રોડાની દીકરી ગંગાબાઇ સાથે તેનાં લગ્ન સંવત ૧૯૯૦ ના માગશર વદી ૧૧ ને બુધવારે મુંબઇ ધારાવી નાતિએ કરી આપ્યા, અને દેજ લાવા બદલ મુંબઇ ધારાવી જ્ઞાતિને એક જમણ આપ્યું તેના બદલામાં મુંબઇ ધારાવી નાતિએ એક સુચના પત્ર એ ભાઇને લખી આપેલ છે. તેજ પત્રના આધારથી ઉના તાબાની નાતિ એ ભાઇને પુછી શકે તેમ નથી.

જ્યારે—બાઇનું આણું વાળ્યું નહિ ત્યારે રામજીભાઇએ ઉના તાબાની જ્ઞાતિમાં જાહેર કર્યું, એ જ્ઞાતિના અગ્રેસરોએ એ ભાઇનો પક્ષ ન કરતાં ઉલટું લગ્ન તોડવાની કોશીશો કરી.

પરંતુ જેરામનાં લગ્ન મુંબઇ ધારાવી નાતિએ કર્યાં તેનો પત્ર ઉનાના પટેલ કેશવ જેરામ ટાંક ઉપર આવ્યો. થોડા મહીના પછી બાઇને સંવત ૧૯૯૧ ના આશુ શુદી ૩ ને સોમવારે ગઢડા ગામે — — ચિત્રોડા સાથે પુનર્લગ્ન કરી દીધાં. અને દેજ બાબત રૂા ૪૦૦)—એ લીધા. આથી રામજી ચૌહાણે ઉના જ્ઞ પટેલ આગળ અરજ કરી ત્યારે પટેલ તથા અગ્રેસરોએ એમ જણાવ્યું કે તમારે કન્યાં જોતી હોય તો તમો કેસ કરો. હમો હાલ નવરા નથી. તો આવા શબ્દ પટેલ શાહી તથા અગ્રેસરોને શોભે નહિ.

જ્યારે ઉના જ્ઞાતિ અગ્રેસરોનો આશરો નહિ મળવાથી જેરામ રામજી ચૌહાણે નિરાશ થઇ છેવટે કોર્ટનો આશરો લીધો. પછી ફોજદારી વારંટથી ગઢડા ગામે બાઇ તથા—ચિત્રોડાને તા. ૬-૧૦-૩૫ ના દીને રાતના અગીયાર વાગે પકડાવી મુત્સદ્દી રૂબરૂ ખડા કરવામાં આવ્યા. પરંતુ તેમણે એવી જુબાની આપી કે અમો ઘરઘ્યાં નથી. તથા બાઇના પિતાએ પણ કહ્યું કે મારી દીકરીને મેં ઘરવાવી નથી. એવી સાબીતી આપીને પોતાનો બચાવ કર્યો અને—ચિત્રોડા પાસેથી રૂા. ૪૦૦) દેજ પેટે લીધા હતા તે હજમ કરી ગયો. ત્યારે જેરામ રામજી ચૌહાણે ઓરત કબજાનો દાવો કરી—બાઇ ઉપર સમન્સ બજાવી તેને કોર્ટના કબજામાં રાખી.

વિશેષમાં નોંધવા યોગ્ય બીના એ છે કે જેરામનું પેહલું વેશવાળ દીવ તાબે ઘોઘલા ગામે નથુ રાણા ચિત્રોડાને ત્યાં તેની દીકરી ગંગાબાઇ સાથે પંદર વરસ આગળ કર્યું હતું. પણ તે બાઇના લગ્ન માટે તેણે દેજ ઉપરાંત રૂા. ૭૫૦) માગવાથી તે કન્યાને ઉભી મુકી ઉંટવાળા ગામે—બાઇ સાથે જેરામનાં લગ્ન કરવામાં આવ્યાં હતાં.

વણાકબારા : ] નથુભાઇ રામજી ચૌહાણ

# સ્ત્રી કેળવણી

આપણી ઉન્નતિના વિષયમાં સ્ત્રીકેળવણી એક અગત્યનું અંગ છે. સ્ત્રીઓ જો કેળવણી લઇ સંસ્કારી થશે તો તેમના ભાવિ સંતાનોને તેનો મીઠો મીઠો વારસો મળશે, તેઓ સદાચારી થઇ જનસમાજમાં ઉપયોગી થઇ પોતાની તેમજ બીજાઓની ઉન્નતિ માટે સ્ત્રીઓને સારી કેળવણી આપવી જોઇએ કારણ સ્ત્રીઓની ઉન્નતિ વીના બાળકોની ઉન્નતિ નથી અને બાળકોની ઉન્નતિ વિના બીજા મનુષ્યની ઉન્નતિ નથી ને મનુષ્યની ઉન્નતિ વીના આપણા સમાજની ઉન્નતિ થવાની નથી તે અવશ્ય જાણુજો. માટે પ્રથમ આપણે સ્ત્રીકેળવણી ઉપર લક્ષ આપવું જોઇએ. આપણા જે સંતાનો છે તેમાંથી છોકરાઓને ભણાવી કેળવવા જોઇએ તે તો આપણો .અમુક વર્ગ સમજે છે; પણ કન્યા કેળવણી વિષે કંઇ જોવામાં આવતું નથી. આપણી જે બાળાઓ છે તે ભવિષ્યની માતાઓ છે, તેને તો બચપણમાં સારા સંસ્કારો પુરવા માટે સાધારણ મોટી વયની થતાં નિશાળે તેમજ ઘર આગળ ભણાવવી, ઉપરાંત ભરતગુંથણુ, સીવણ કામ ને ઘર ઉપયોગી બાબતો શીખવવી જોઇએ. કન્યાઓને કંઈ . મેટ્રીકયુલેટ અથવા બી. એ; એલ. એલ. બી. સુધી ભણાવવી તેવુ કંઇ નથી, પરંતું આપણી શકિત પ્રમાણે આપણી માતૃભાષા સાત ગુજરાતી સુધી તો ભણાવવીજ જોઇએ, કે જેથી તેને ગુજરાતી ભાષાનું ભાન થતાં સારાં પુસ્તકો વાંચી તેમજ તેમાંથી બોધ ગ્રહણ કરી શકે ને ભવીષ્યમાં તેના સારા ગુણોનો વારસો તેમના ભાવી સંતાનોને મળે, વળી ઉન્નતિનો આધાર ઘણે ભાગે તેને બચપણમાં મળતી કેળવણી ઉપર રહે છે. જેમ કુમળા છોડને વાળીએ તેમ વળે તે કહેવત અનુસાર નાનપણમાં જે સંસ્કારો બાળકોના હૃદયપટ પર પડયા હોય તેજ સંસ્કારો મોટપણે તેનામાં વિકાસ પામે છે. છોકરાઓ અગર છોકરીઓની ઉન્નતિનો આધાર તેની માતા પર રહેલ છે, કારણ બચપણમાં બાળકો પિતા કરતાં માતા પાસે વધુ વખત રહે છે. એટલેજ માતામાં જેવા ગુણદોષ હોય તેવા બાળકોમાં ઉતરે છે, અને પાછળથી મળતી સ્કુલ કેળવણી તેમાં જુજ ફેરફાર કરી શકે છે, પણ ઘણું વલણ તો માતાના આચારવિચાર પર આધાર રાખે છે. આ ઉપરથી ખાત્રી થઇ હશે કે ભવિષ્યમાં બાળકો કેવાં નીવડશે તેની જોખમદારી માતા પર રહેલી છે. તેટલાજ માટે પોતાના સંતાનોને કેળવવાનું કામ બરાબર માતા બજાવી શકે માટે કન્યાઓને (ભવીષ્યની માતાઓને) કેળવવી જોઇએ. વળી નેપોલીયન જેવા મહાન પુરૂષે કહ્યું છે કે જો તમે તમારી ઉન્નતિ ચાહતા હો તો સૌથી પ્રથમ તમે તમારી માતાઓને કેળવો. એટલુજ નહી પરંતુ માતાઓ એ જોખમદારી યથાર્થ રીતે બજાવે તે માટે બાળાઓ (ભવિષ્યની માતાઓ)ને વિદ્યાદાન આપી નીતી, ધર્મ તેમજ સારા સંસ્કારો તેના પર પડે તેવાં પુસ્તકો વાંચવાનો શોખ ઉત્પન્ન કરવો. આથી તેની માનસીક શકિતઓ ખીલી, પતિ તરફની, સાસુસસરા તરફની, વડીલો તરફની તેમજ પોતાના ભાવિ બાળકો તરફની ફરજો

સમજી પોતાનો સુખી સંસાર તેઓ માણશે. ...રમાં આપણા કેટલાક ભાઈઓ તો પહેલેથીજ સમજતા આવ્યા છે કે છોકરાઓને તો ભણાવવા જોઈએ. અરે! પણ બીચારી બાળાઓનું શું! શું તેઓ સુખી થવાને ઈચ્છતી નથી? આમ છે તો પછી તેને અજ્ઞાન રાખવી તે આપણી કેટલી મુર્ખતા તેમજ અજ્ઞાનતા સુચવે છે.

પ્રભુ મારી આ ભાવના જ્ઞાતિભાઈઓના હૃદયમાં સ્ત્રીકેળવણીની પ્રેરણા કરે.

નાયરોબી:] હીરજીભાઈ જેસા ગોહીલ

# આજનું નવું મનુષ્ય જીવન

આજનું નવું મનુષ્ય શાસ્ત્ર એમ સમજાવે છે કે અહંતા મનુષ્યજાતીના દુઃખનું મુળ છે. મનુષ્યના બીજા બધા દુર્ગુણો અને માનસીક રોગો આ અહંતામાંથી જન્મેલા જુદા જુદા સ્વરૂપો છે. અહંતાનો નાશ એટલે બધા વિકારોનો નાશ. એટલે મનુષ્યનો વિકારોમાંથી મોક્ષ. મનુષ્યના જીવન વિકાસમાં અહંતા અંતરાય રૂપ છે. મનુષ્ય આજે મનુષ્યને સમજી શકતો નથી. તેનું કારણ તેનો અહંસ્વભાવ છે. આજે બાળકથી માંડીને વૃદ્ધોમાં અહંતા જુદા જુદા સ્વરૂપમાં ભાગ્યેજ વ્યક્ત થયા વગર રહે છે. એ મનુષ્ય અભણ હોય કે ભણેલો હોય ગામડાવાસી હોય અગર તો શહેરીવાસી હોય, ગરીબ હોય કે પૈસાદાર હોય. અદરથ હોય કે રસ્તાનો રખડતો ભીખારી હોય પરંતુ અહંતા તેનામાં હોય છેજ. અહંતાથી ભરેલો મનુષ્ય સમાજમાં ગમે તેવું ઉંચું સ્થાન ભોગવતો હોય છતાં તેની જરા કીંમત હોતી નથી. જ્યાં અહંતા છે ત્યાં સાચો પ્રેમ નથી. પ્રેમને બદલે દંભ હોય છે. મીત્રોની મૈત્રી, સગાંનો સ્નેહ કે જ્ઞાતિ સેવાભાવ જેવા ઉમદા ગુણો અહંતાના સામ્રાજ્યમાં કદી વિકાસ પામતા નથી. મનુષ્ય પોતાની અહંતાના ચશ્માંથી જગતને જુવે છે. એટલે સત્ય વસ્તુ સ[illegible] શોધખોળ કરવામાં વ્યર્થ ફાંફા મારે છે.

અહંતાથી ભરેલો મનુષ્ય સાચા અર્થમાં સમાજીક બની શકતો નથી. એ પોતાની મોટાઈનું અમુક ધોરણ કલ્પી કાઢે છે. તે ધોરણથી બીજાઓનું માપ કાઢવા પ્રયત્ન કરે છે. તેથી તેનામાં બીજાના ગુણની કદર કરવાની શક્તિનો લય થતો જાય છે. પરીણામે તેનામાં કાકવૃત્તિ આવે છે. પોતાના કલ્પી લીધેલી મોટાઈના ધોરણે તે પોતાનો જુદો જ વાડો ઉભો કરે છે. થોડાક સમય પછી એ ઉભા કરેલા વાડામાં પણ તેને ખામીઓ જણાયા કરે છે. એથી મનુષ્ય-જીવનની મજા એ સમજી શકતો નથી. અહંતાની સાથે અસામાજીકતા અને કાકવૃત્તિ મોટે ભાગે જોવામાં આવે છે. આ દોષો મનુષ્યમાં મનુષ્ય જાત પ્રત્યે અસંતોષ પેદા કરે છે. આમ થવાથી મનુષ્ય મનુષ્યસેવા અને મનુષ્ય સત્કારની ઉમદા તક ગુમાવે છે.

આજના મતભેદો, વિગ્રહોની વિવિધતા તથા વાદાઓ એ બધું માત્ર બુદ્ધિના વિકાસને લીધે છે એમ માનવાની ભુલ ન થવી જોઈએ. અહંતા સંગઠન પરીબળો અને સત્કારની આડે આવે છે. દરેક મનુષ્ય પોતાની અહંતાને સંતોષવા માગે છે. એમ કરવા જતાં અનેક અનાચારો જન્મે છે અને મનુષ્ય તેની અહં

તાને પોષણ મળે તેવા કાર્યો આદરે છે. સત્તાધારીઓ પ્રજાપ્રત્યે, સ્વતંત્ર પ્રજા ગુલામી પ્રજા પ્રત્યે, જ્ઞાતિના મુખ્ય વડાઓ જ્ઞાતિજનો પ્રત્યે, પુરૂષો સ્ત્રીઓ પ્રત્યે અને મોટાઓ નાના પ્રત્યે જે વલણ આદરે છે તેમાં માત્ર અહં-તાના પોષણનો મુદ્દો રહેલો છે.

આપણા જમાનાનું ધોરણ આર્થિક ઉન્નતિ ઉપર મપાય છે. એ વાત સાચી છે છતાં આર્થિક સંગ્રહની પાછળ અહંતા જ વિકસેલી હોય છે. સ્વતંત્ર કહેવાતી પ્રજા ગુલામ પ્રજા ઉપર પોતાની મહત્તાની સત્તાથી અહં-તાના પ્યાસો ઠોકી બેસાડવા મથે છે. છતાં અહંતાના નાશ વગર શાંતીવાદ કદીપણ જગતમાં ટકી શકે નહી. સમાજથી પરાઙ મુખ બનીને મનુષ્યજીવન ભાગ્યેજ વિકસી શકે છે. એવો મનુષ્ય માત્ર વિચાર કરી શકે છે. વિચારથી અહંતાને દુર કરવાનો માર્ગ કદાચ જડી આવે પરંતુ સમાજને પોતાને જેવા ઉન્નતમાર્ગે લઇ જવા જે મનુષ્યો મનુષ્યો સાથે સહકાર સાધે છે તેવાઓ ને અહંતાને દુર કરવાનો સરસ વ્યવહાર માર્ગ જડી આવે છે આજે આપણે પ્રગતિ અને વિકાસને વ્યાપક અર્થમાં સમજતા નથી તેથીજ આપણે આપણી પ્રગતિ અને વિકાસને સાંકડા બનાવી દઇએ છીએ. આપણો વિકાસ મનુષ્ય જીવનના વિકાસનો વિરોધી ન હોવો જોઇએ. વિકાસની ભાવનાવાળો મનુષ્ય જ્ઞાતિ સમુહનો સહકાર છોડી પર્વતની ગુફામાં આત્મહીત શોધવા જાય તો તે મોટે ભાગે કુવામાનાં દેડકા જેવું જ પોતાનું જીવન ગાળે છે. અહંતાના નાશથી આજની શુભ પ્રવૃતિઓનો અંત આવી જવાનો ઘણાને ભય લાગે છે. પણ તે ભય સાચો નથી કારણ કે અહંતાના નાશથી માત્ર બહિર્મુખ કુપ્રવૃતિઓનો નાશ થશે પરંતુ પછીથી મનુષ્યની પ્રવૃતિઓ દંબી નહીં બનતાં આંતમુર્ખ પણ બનશે. ભણેલો અભણને નીચો માને, પુરૂષ સ્ત્રીને હલકી માને તેમાં બન્ને પ્રકારનાઓનું પતન સમાએલું છે. સહકાર જીવનથી અનિષ્ટોને પલટાવી શકાય છે અને આમ થવાથી મનુષ્યનું શુદ્ધ ચારિત્ર્ય ઘડાય છે.

મોમ્બાસા : (કેનીયા-કોલોની) — લક્ષ્મણભાઇ સુલજી ચાવડા

# પ્રજાપતિ યુવકોને પડકાર

આખુંય જગત આજ પ્રગતિને માર્ગે કુચ કરી રહ્યું છે. તેમજ આપણો દેશ પણ આજ પ્રગતિનો માર્ગ સાધી રહેલ છે અને તેમાં વસ્તી દરેક કોમ પોતાની પ્રગતિના માર્ગો શોધી રહેલ છે, તો પછી આપણી પ્રજાપતિ કોમે પોતાની પ્રગતિના વીચાર કરવા જોઇએ. ચાલુ જમાનાને અનુસરી વર્તવું તે મનુષ્યનું કર્તવ્ય છે. ચાલુ જમાનાને જે કોમ નથી અનુસરતી તે કોમ પોતે પોતાના હાથે પોતાના પગમાં કુહાડી મારે છે અને હજુ આપણો પ્રજાપતિ યુવક કુંભકર્ણની ઉંઘમાં ઘોરે છે તેને બહાર પડતાં અનેક અડચણો આવે છે. તેનું મુખ્ય કારણ કેળવણીનો અભાવ જણાય છે. તેમજ આજકાલનો યુવક વર્ગ નબળી મનો-દશા સેવે છે તેમજ કાંઇક આપણામાં કાર્યકર્તાની પણ ખોટ છે. તેમજ કાંઇક સુધારકોની પણ

ખામી છે નહીંતર જ્ઞાતિનો દરેક યુવાન વર્ગ ધારે તો દરેક કુરીવાજોને નાબુદ કરવાને સતત્ કમર કસે અને દરેક શહેરમાં યુવક મંડળ સ્થાપી ગામડાના યુવકોનું સંગઠન કરે અને દરેક જુની રૂઢીઓનો વીરોધ કરી શકે, તેમજ આપણા ' પ્રજાપતિ-પ્રકાશ ' દ્વારા યોગ્ય સ્વરૂપમાં લખાણો લખી આપણા દરેક જ્ઞાતિબંધુઓને માહીતગાર કરી શકે તેમજ તેવા ખરાબ પ્રસંગમાં પોતે ભાગ ન લે અને બીજાઓને તેવા પ્રસંગમાં ભાગ ન લેવા સમજાવે.

આપણો પ્રજાપતિ યુવક ક્યારે પોતાની જ્ઞાતિમાંથી કુરીવાજો અને જુની રૂઢીઓ નાબુદ કરવાને કટીબધ્ધ થશે? ઓ ભાવિ કોમના સુધારકો, તમારા ઉપરજ કોમનો બધો આધાર ટકી રહેલ છે. ઓ કોમના સ્થંભરૂપી યુવાનો, તમારા ઉપરજ જુની રૂઢીઓ અને ખરાબ કહેવાતા કુરીવાજો નષ્ટ કરવાનું અવલંબી રહ્યું છે અને તમેજ કોમના ભાવિ સુધારકો છો એ તમારે ભુલી જવાનું નથી. અત્યારે જ્ઞાતિ માતા તમારી પાસે સુધારાની અપેક્ષા રાખે છે તો તમો સુધારા અપનાવી લેવામાં અને કુરૂઢીઓ અને કુરીવાજોને જડમૂળથી ઉખેડી નાખવા કમર કસો અને તમારી નબળી મનોદશાનો ત્યાગ કરો. આપણે આપણી કોમના ' પ્રજાપતિ-પ્રકાશ ' માં બહુ લેખો લખ્યા. કદાચ પ્રસંગે ભાષણો પણ ભરડયાં હશે પણ આચારમાં જ્યાં સુધી એ નથી ઉતાર્યાં અને આચારમાં જ્યાં સુધી શૂન્ય છે ત્યાં સુધી લેખો લખ્યે કે ભાષણો ભરડયે કશું વળવાનું નથીજ. હાલનો સુધારાયુગ આપણને પડકાર કરે છે કે અસલની જુની કુરૂઢીઓમાં ક્યાંસુધી (જેમ ચક્કીમાં દાણા પીસાય તેમ) આપણે પીસાયા કરવું છે? કોમને અત્યારે હીંમતવાળા અડગ વીરોની જરૂર છે અને તે જરૂર કોમના યુવકો પુરી પાડે તો પછી ગણ્યાગાંઠયા કુરીવાજો અને કુરૂઢીઓ જડમુળથી ઉખડી ગયા સમજજો. આપણે જુના ચીલાઓમાંથી નીકળીશું નહીં ત્યાંસુધી આપણી આર્થીક સ્થીતી સુધરવાની નથીજ. માટે ઓ મારા વ્હાલા જ્ઞાતિબંધુઓ, અને આપણી પ્રજાપતિ કોમના ભવિષ્યના તારણહારો, અત્યારે કોમનું નાવ ભરદરીએ ઝોલા ખાઇ રહ્યું છે અને ખરાબે ચડી ગયું છે માટે તમો તેના સુકાની બનો અને સન્માર્ગે તેને વહેતું કરી તારી લીઓ. સુકાન તમારા હાથમાંજ છે.

પાનેલી મોટી:] નારણભાઇ વીરજી કુકડીઆ

## ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા

[બારમા વાર્ષિક સંમેલનનો હેવાલ]

પ્રજાપતિ કોમના કલ્યાણ માટે પ્રયાસ કરી રહેલી ' ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા 'નું ૧૨ મું વાર્ષિક સંમેલન અગાઉ જાહેર કર્યા મુજબ આસો વદી ૧,૨ તા. ૩૧ ઓકટોબર તથા ૧ લી નવેમ્બરને શનિ, રવિના દિવસોએ (લીલાપોર વાયા વલસાડ) મુકામે શેઠ જનાથ

:

[ વધુ માટે જુઓ પાનું ૭૬ મું ]

# બાપની આબરૂ

[ નોંધઃ—'બિરાદર'ના ઉપનામથી જુનાગઢના એક જ્ઞાતિબંધુ એક ટુંકી વાર્તા લખી મોકલે છે જે અત્રે પ્રથમવાર પ્રગટ કરતાં અમોને અતિ હર્ષ થાય છે. સિદ્ધાન્તનું દર્શન કરાવતી એવી ટુંકી વાર્તા કોઇપણ જ્ઞાતિબંધુ જો અમોને લખીને મોકલાવશે તો 'પ્રકાશ'માં જરૂર પ્રગટ કરવામાં આવશે. સંપાદક. ]

વીકુ ગરીબ પ્રજાપતિ હતો. તેની મા તેને સાત વર્ષનો મૂકી ગુજરી ગઇ હતી. ત્યારબાદ વીકુના બાપા દામુને સગાં સંબંધીઓએ બીજું લગ્ન કરવા સમજાવ્યો પરંતુ અપર માતાથી પોતાના એકના એક લાડકવાયા પુત્રને સુખ ન મળી શકે અને તેથી પુત્રના સુખાર્થે તેણે જીંદગીભર વિધુર રહેવું પસંદ કર્યું.

દામુ કુંભાર કામ કરતો હતો. કુટુંબમાં પોતે બાપ અને દીકરો તે સિવાય અન્ય કોઇ સગાં તેને ન હતાં. વીકુની પણ બાલ્યાવસ્થા એટલે બિચારા દામુને ઘર ચલાવવાની, વીકુને ઉછેરવાની, તેમજ આજીવિકા અર્થે ધંધો ચલાવવો નેમ ત્રણ ફરજો એક સાથે બજાવવાની હતી. કામકાજમાં ઘણી ખેંચ પડતી પરંતુ થોડા વર્ષો બાદ પ્રભુ સારૂ કરશે. વીકુ કમાતો થઇ જશે. તેની વહુ ઘેર આવશે એટલે પોતાને પૂરતો આરામ મળશે અને પાછલી જીંદગી સુખમાં જશે તેવા સ્વપ્ન સેવતો દામુ સુખે દુઃખે જીવન વિતાવતો હતો.

સમયને પસાર થતાં વાર લાગતી નથી. વીકુ જુવાન થયો. પાસેના ગામનાં એક સ્થિતિસંપન્ન પ્રજાપતિની કન્યા સાથે તેનાં લગ્ન થયાં અને તે દિવસે દામુએ પોતાની જીંદગી ધન્ય માની. દામુનું સ્વપ્ન સફળ થયું. કુળવધુ બહુજ સુશીલ અને આજ્ઞાંકિત હતાં. ત્રણ માણસનું આ નાનું કુટુંબ સુખચેનમાં દીવસ ગાળવા લાગ્યા. ઇશ્વરકૃપાથી વીકુને ઘેર એક પુત્ર રત્નનો જન્મ થયો. વૃધ્ધ દામુ પૌત્રને જોઇ ઘણો હરખાયો અને પૌત્રને લાંબુ આયુષ્ય બક્ષવા પ્રભુને પ્રાથના કરી.

કુદરતનો નિયમ છે કે મનુષ્યનું જીવન એક સરખું હોતું નથી. ક્યારેક સુખ હોય તો ક્યારેક દુઃખ હોય. ચઢતી અને પડતી, ટાઢ અને તડકો તે પ્રમાણે મનુષ્ય જીવનમાં પણ ફેરફાર થાય છે. વીકુની વહુને સુવાવડમાં રોગ લાગુ પડી ગયો અને તે જીવલેણ નીકળ્યો. કોઇ કાળ ચોઘડીએ તેનો શાંત આત્મા આ સુખી ગરીબ કુટુંબને રડતું મૂકી આ નશ્વર સંસાર તજી ચાલ્યો ગયો.

વીકુએ પત્નિની પાછળ અંત્યેષ્ટિ ક્રીયા કરી તથા જ્ઞાતિને પણ જમાડી. આસપાસમાં તેની સાખ સારી હતી એટલે પુનર્લગ્ન કર્યા અને સદ્‌ગત્ ધર્મપત્નિની સાથે ગાળેલ ગત સુખી દીવસોનું સ્મરણ કરતાં દીવસ પસાર થવા લાગ્યા.

વૃધ્ધ દામુ દીન પ્રતિદીન વૃધ્ધાવસ્થાની ઝાપટમાં આવતો જતો હતો. શરીર નબળું થતું જતું હતું. વીકુની વહુની અંત્યેષ્ટિ ક્રિયા વખતે તેમજ પુનર્લગ્નથી દામુ કંઇ કરજવાન પણ થયો હતો. વિશેષમાં નવી પુત્રવધુથી પણ

# પ્રાસંગિક નોંધ

પોરબંદરથી એક જ્ઞાતિબંધુ નીચેના શુભ સમાચાર અમોને લખી મોકલે છે:-

"હમણાં પંદર વરસ થયાં અહિંની જ્ઞાતિનું ઠેકાણું હતું નહિં (મેળ હતો નહિં). તે ગઇ તા. ૩૦-૯-૧૯૩૬ ના બીજા ભાદરવા શુદ પુનમને રોજ અત્રેના બે ચાર ભાઇઓના પ્રયાસથી આખી જ્ઞાતિ જુના કુંભારવાડામાં જ્ઞાતિના મંદિર વિશે ચર્ચા કરવા એકઠી મળી હતી. કેટલીક ચર્ચાઓ બાદ નહિં ધારેલી છતાં સુંદર ઐક્યતા મેળવી શક્યા હતા. કુલ ૧૫૦ ભાઇઓ હાજર હતા. કેટલીક વાટાઘાટ પછી નવ માણસોની એક કમિટી નીમી, જે કમિટી ફક્ત મંદિર વિષયમાંજ કામકાજ કરશે. કાંતે જુનું મંદિર વેચી નવું બનાવે અગર તેનોજ જીર્ણોધ્ધાર કરે. જરૂર પડે ત્યારે તે નવ જણા આખી જ્ઞાતિને ભેળા કરી પુછી શકે છે. દરેક હાજર રહેલા બંધુઓએ આ વિષયમાં સહીઓ કરી આપી છે. કમિટીના નવ સભ્યોના નામો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| (૧) શ્રી કાના રાજસી શીંગડીયા (પટેલ) | (૨) શ્રી શવજી માંડણ શીંગડીયા |
| (૩) ,, કરસન વેલા છાંયા | (૪) ,, જેરામ પુરશોત્તમ ચાવડા |
| (૫) ,, શામજી શવજી પરમાર | (૬) ,, છગન રામજી ગોહીલ |
| (૭) ,, ખીમજી જીવણ પાણખાણીયા | |
| (૯) ,, ગોવીંદ રામજી કાતરીયા | (૮) ,, આંબા રાજસી શીંગડીયા |

[**નોંધ**:-આ સમાચાર જાણી અમો ઘણા ખુશી થયા છીએ. કમિટીને નીમાયાને આજ લગભગ દોઢ માસ થવા આવ્યો છતાં પણ એ બાબત કાંઇ પ્રગતિ કમીટી કરી શકી નથી, તો આ કાર્ય જલદીથી હાથ ધરવા વિનંતી કરીએ છીએ. વિશેષમાં મંદીરનું કાર્ય પત્યા પછી આજ કમિટીના સભ્યો જો ત્યાંની જ્ઞાતિ સુધારણાનું એક પછી એક પગલું જો ભરશે તો તે ઘણું આવકારદાયક લેખાશે એમ અમો માનીએ છીએ. સંપાદક.]

---

( ૭૨ માં પાનાથી ચાલુ )

મહાદેવના સ્થાનમાં ભરાયું હતું. સંમેલનનું પ્રમુખપદ બીલીમોરા નિવાસી યુવાન બંધુશ્રી ગોવિંદભાઇ કુંવરજી મહેતાએ શોભાવ્યું હતું. વૈજનાથ મહાદેવના સ્થાનમાં ઉભા કરવામાં આવેલ વિશાળ મંડપમાં આશરે ૬૦૦ ભાઇબહેનોએ સંમેલનના કાર્યમાં રસપૂર્વક ભાગ લીધો હતો. નવસારી આશ્રમના પ્રજાપતિ વિદ્યાર્થીઓએ વ્યાયામના જુદી જુદી જાતના હેરતભર્યા પ્રયોગો કરી બતાવ્યા હતા. લીલાપોરના યુવકોએ 'જ્ઞાતિસુધારક' નામનો રસિક અને સામાજિક સંવાદ ભજવી બતાવી સભાજનો ઉપર સુંદર છાપ પાડી હતી. આ ઉપરાંત સંમેલનમાં પધારેલા અન્ય જ્ઞાતિના સમાજ સુધારકોએ પ્રજાપતિ બંધુઓમાં પ્રેરણાને ઉત્સાહ રેડનારા વિવેચનો કર્યાં હતાં. લીલાપોરના યુવકોએ અને જ્ઞાતિબંધુઓએ સંમેલનમાં પધારેલા સભાજનોની સુંદર સેવા બજાવી હતી. લંબાણ ચર્ચાને અંતે સંમેલનમાં જ્ઞાતિહિતના કેટલાક ઠરાવો પસાર થયા હતા.

*** 'સભા'નાં કાર્યકર્તાઓને અમારા હાર્દિક અભિનંદન અર્પીએ છીએ. ગુજરાતના પ્રજાપતિ બંધુઓનું અમે ઉપરોકત સંસ્થા તરફ લક્ષ ખેંચીએ છીએ. સારાએ ગુજરાતના પ્રજાપતિઓના હિત માટે પ્રયાસ કરી રહેલી કોમની આ એક સંસ્થાના કાર્યને જ્ઞાતિબંધુઓ અપનાવી લે, તેના સભાસદ બની 'સભા'ને પીઠબળ આપે તેમ જ સારા નરસા પ્રસંગે તેના ફંડોમાં દાનપ્રવાહરૂપી વારિ સિંચી તેને પગભર બનાવે એજ અભિલાષ. સંપાદક.

# સાભાર સ્વિકાર

## 'પ્રકાશ'નું સહાયક ફંડ

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ:—

| ર. નં. | | |
|---|---|---|
| | આગળનો સરવાળો | રૂ. ૪૦૫–૧૧–૬ |
| ૪૭ | શ્રી જાદવજી સીદાભાઇ વકુકળ કીસુમુ. | ,, ૧–૧૦–૦ |
| ૪૮ | ,, પુરૂષોત્તમભાઇ શીંગડીયા ,, | ,, ૩– ૭–૬ |
| ૪૯ | ,, બેચરભાઇ ઝીણાભાઇ ટાંક ,, | ,, ૩– ૭–૬ |
| ૫૦ | ,, ગોવિંદભાઇ વિશરામ મીસ્ત્રી. કીર્માંગોરી | ,, ૨–૧૦–૦ |
| | ટોટલ | રૂ. ૪૧૬–૧૪–૬ |

નીચે દર્શાવેલા ભાઈબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

1. " શ્રી કોલોનીઅલ ટાઇમ્સ " સાપ્તાહિક (નાયરોબી–આફ્રિકા)
2. " આર્ય–સંદેશ " સાપ્તાહિક. (વડોદરા)
3. " શ્રીમાલિ હિતેચ્છુ " માસિક (મહુવા)
4. " તપસ્વી " માસિક (સોનગઢ)
5. " વિશાળ ક્ષેત્ર "–વિમા બઝાર–એક મોટું ભવિષ્ય. લેખક: શ્રી ભોગીલાલ જે. ઓઝા. (મુંબઇ.)



**જુનાગઢ:**—ગઇ તા. ૨૪–૧૦–૩૬ ના રોજ કાળવા દરવાજાના પાસે સંતોક નામની એક (ગુર્જર) કુંભારણ વિધવા બાઇ રાત્રે ગરબી જોવા ગએલી. અર્ધી રાત પછી અચાનક તેના મરણની જાહેરાત થઇ, કહેવાય છે કે આંપણ પણ બજારમાંથી ખરીદાયું નહોતું. આથી આજુબાજુમાં ચર્ચા ચાલી રહી છે. પોલીસે આ સંબંધી હજુ કાંઇ પગલાં લીધાં જણાયા નથી.

(જન્મભૂમિમાંથી તા. ૭–૧૧–૩૬)

*** આ બાબતમાં ઘટતી તપાસ કરી ગુન્હેગારોને યોગ્ય નસ્યત આપવા માટે ત્યાંની પોલીસને તાકીદે પગલાં લેવા વિનંતી કરીએ છીએ.

સંપાદક.

# 'પ્રકાશ'ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ.નં. | નામ : | સ્થળ : |
|---|---|---|
| ૧૨૧ | શ્રી. ગોવીંદભાઇ વિશ્રામ મીસ્ત્રી (આફ્રિકા) | કીબીગોરી |
| *૧૨૨ | ,, લાખાભાઇ સાદુલ ટાંક (મુંબઇ) | ધારાવી |
| ૧૨૩ | ,, વીરાભાઇ જેઠા જેઠવા. | ઘોઘલા |
| *૧૨૪ | ,, ગોવીંદભાઇ લક્ષ્મણ ચૌહાણ. | સીમાશી |
| ૧૨૫ | ,, મેઘજીભાઇ પિતાંબર વીસાવાડીયા. | વેરાવળ |
| ૧૨૬ | ,, માસ્તર જીવાભાઇ હરિભાઇ ભલસોડ | અમદાવાદ |
| *૧૨૭ | ,, નારણભાઇ રૂડાભાઇ લોડવા. (આફ્રીકા) | દારેસલામ |
| *૧૨૮ | ,, માલદેભાઇ મુલજી સંડોરા ,, | ,, |
| ૧૨૯ | ,, ભીમજીભાઇ આણંદજી શીંગડીયા. ,, | મારંડેલ્લાસ |
| *૧૩૦ | ,, રામજીભાઇ નથુ દેવળીઆ. | ખોરાશાગીર |
| *૧૩૧ | ,, ધનજીભાઇ રામજી ફટાણીઆ. | પોરબંદર |
| ૧૩૨ | ,, નથુભાઇ રાયશી શીંગડીયા. | જુના કુરેલા |
| ૧૩૩ | ,, ભવાનભાઇ જેઠાભાઇ પ્રજાપતિ. | મુંબઇ |
| ૧૩૪ | ,, ગોપાલભાઇ દામા ભરડવા. (કલ્યાણ) | કોનગામ |
| ૧૩૫ | ,, માસ્તર દેવશી રાજાભાઇ ગોલા. | લીંબુડા |
| ૧૩૬ | ,, અરશી-નથુભાઇ ધોકીઆ. | સમેગા. |
| ૧૩૭ | ,, જાદવભાઇ જેઠા વાઘેલા. | ઉંબરી |
| ૧૩૮ | ,, કાળાભાઇ નારણ વાડેર | લોઢવા |
| *૧૩૯ | ,, ભીખાભાઇ નરજંગ નેના | ટોબરા |
| ૧૪૦ | ,, કરસનભાઇ સુરા પાણખાણીઆ (આફ્રિકા) | નાયરોબી |

| અ.નં. | નામ : | સ્થળ : |
|---|---|---|
| ૧૪૧ | શ્રી કુરજીભાઇ રામજી મજેવડીઆ (આફ્રિકા) | નાયરોબી |
| ૧૪૨ | ,, હીરજીભાઇ જેસાભાઇ ગોહીલ ,, | ,, |
| ૧૪૩ | ,, ભીમજીભાઇ નથુભાઇ પાણખાણીઆ ,, | ,, |
| ૧૪૪ | ,, માવજીભાઇ મોંઢણ ટાંક. ,, | ,, |
| ૧૪૫ | ,, હરજીભાઇ વેલજી છાંયા ,, | ,, |
| ૧૪૬ | ,, લક્ષ્મણભાઇ જેરામ ગોહીલ ,, | ,, |
| *૧૪૭ | ,, રામજીભાઇ રાજશી કારીયા ,, | ,, |
| *૧૪૮ | ,, ભવાનભાઇ નથુભાઇ ધોકીઆ ,, | ,, |
| *૧૪૯ | ,, કાનજીભાઇ વાલજી શીંગડીઆ ,, | થીકા |
| ૧૫૦ | ,, આંબાભાઇ નારણ છાંયા | મુંબઇ |

-: વધુ નામો આવતા અંકમાં :-

* આવી નીશાનીવાળા, બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક થયા છે

## પ્રથમ વર્ષના વધુ ગ્રાહક

૨૬૭ શ્રી પ્રેમજીભાઇ જેઠાભાઇ ટાંક — રાણાવાવ

નીચે દર્શાવેલા વધુ ભાઇબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ:-

(૧) 'સૌરાષ્ટ્રીય સારસ્વત હિતેચ્છુ' માસિક (માંગરોળ).
(૨) "તરૂણ જૈન" પખવાડીક (મુંબઇ)
(૩) "સાહીત્ય વિજ્ઞાપક" માસિક (વડોદરા.)

卐 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 卐

વર્ષ : ૨ જું ] જાન્યુઆરી, ૧૯૩૭ અંક ૬-૭ મે

## ॥ सत्यं वद–प्रियं वद ॥

તમારા મિત્રો તમારા સ્વભાવથી ત્રાસે છે? તમારા સાથે મૈત્રિ કરવામાં તમારા સ્વભાવથી બધા તમારાથી અલગા રહેવાનું પસંદ કરે છે? આમ હોય તો તમારામાં કાંઇક ખામી છે એ ચોકકસ વાત છે. આ અંગે ન્યુયોર્ક યુનિવર્સિટીના નામીતા માનસશાસ્ત્રના પ્રોફેસર હુપીંગાર્નર કેટલીક વહેવારૂ સુચનાઓ કરે છે તે કહે છે કે નીચેની દશ સલાહને માનશો તો તમે બધાને પ્રિય થઇ પડશોઃ—

(૧) ઘડી ઘડી સલાહ ન આપો (૨) કોઇના દલીલને તોડી ન પાડો. (૩) કોઇ બોલતું હોય ત્યારે વચ્ચે ન બોલો. (૪) તમારી પોતાની જ કથનીઓ ન ગાયા કરો. (૫) તમારી જ વડાઇ ને શેખાઇ ન હાંકો. (૬) સામા માણસને તમારાથી ઉતરતો ન માનો. (૭) સામાની વાત ખોટી હોય તો તેને તોડી ન પાડતાં તેને મીઠા શબ્દોમાં સમજાવો. (૮) એકની એક વાતને ગાયા ન કરો. (૯) કેવળ બીજાના દોષો જ ન જુઓ. (૧૦) અહંભાવ ન રાખો.

આ માનસ શાસ્ત્રી કહે છે કે એક જ વાકયમાં આ દશ વહેવારૂ વર્તનોને કહેવી હોય તો કહી શકાય કે સત્ય બોલો પણ પ્રિય બોલો; સત્ય હોય છતાં અપ્રિય ન બોલો. કેવળ પારકાના દોષો જ જોનાર ને દ્વેષભાવે બદબોઇ કરનારાને હંમેશા પસ્તાવું પડે છે ને મેડો વહેલો નાશને નોતરે છે.

વડોદરા : ] 'આર્ય-સંદેશ'માંથી

## 'જ્ઞાતિ સંમેલન' ફંડ બાબત

જુનાગઢ પરિષદમાં ઠર્યા મુજબ કાઠીયાવાડના દેશ ખાતેના જુદા જુદા મહાલો તરફથી 'સંમેલન ફંડ' ઉઘરાવવાની તૈયારીઓ ચાલી રહી છે અને કેટલાક મહાલોએ મજકુર ફંડની રકમ જુનાગઢના પટેલ શ્રી ઉપર મોકલાવી આપ્યાના સમાચાર પણ અમોને મળ્યા છે. તો પરદેશ આફ્રિકા ખાતેના સર્વે જ્ઞાતિ બંધુઓને આ ફંડમાં પોતપોતાનો યથાશકિત ફાળો અમારા ઉપર મોકલાવી આપવા આથી વિનંતિ કરીએ છીએ. સર્વે જ્ઞાતિ બંધુઓ આ ફંડને સમૃધ્ધ બનાવે એજ અભિલાષા.

લી૦ 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ

# પ્રાસંગિક નોંધ

## એક અણધાર્યું અવસાન

અહિંની જ્ઞાતિના એક વખતના પટેલ શ્રી રાજાભાઈ નારણ દેવશીઆના ગઈ તા. ૧૦-૧૧-૩૬ ના દીને થએલા અચાનક અવસાનની 'મૃત્યુનોંધ' લેતાં અમોને ઘણો ખેદ થાય છે. સ્વ. પટેલ શ્રી ઘણા વરસો સુધી અહિંની જ્ઞાતીના એક પટેલ હતા અને છેલ્લા દશેક વર્ષથી વૃધ્ધાવસ્થાને લીધે એ પદપરથી નિવૃત્ત થયા હતા છતાં અવસરે છેવટ સુધી જ્ઞાતિના કાર્યોમાં પોતાની સેવાઓ ખુશીથી આપતા રહ્યા હતા. કોરટકચેરીના કેટલાક વખતે એમની સલાહ ઘણી ઉપયોગી નીવડતી હતી. મૃત્યુ સમયે એમની ઉમર લગભગ ૭૫ વર્ષની હતી એઓશ્રી 'પ્રકાશના' એક શુભેચ્છક હતા અને તેના સહાયક ફંડમાં રૂા ૧૦ દશ ભરી પોતાની આ લાગણી પ્રકટ કરી હતી. એમની ઉત્તર ક્રિયાને દિવસે ધોરાજી (મારુંગા) ની વાડીના દેશી ભાઈઓએ તે દીવસે મર્હુમના માનમાં કામકાજ બંધ રાખી હડતાલ પાડી હતી.

એમના અચાનક થએલ અવસાનથી એમની બે વિધવાઓ તથા એમના યુવાન પુત્રો આદિ સર્વ કુટુંબને થએલ આઘાત પ્રત્યે અમારી દીલસોજી જાહેર કરીએ છીએ. ઈશ્વર સ્વ. ના આત્માને ચિર: શાન્તી આપો એમ ઇચ્છીએ છીએ. એમના મૃત્યુના સ્મરણ તરીકે એમના સુશિક્ષિત પુત્રો તરફથી 'પ્રકાશ' ના સહાયક ફંડમાં રૂા. ૫-૮-૦ સવા પાંચ અમોને ભેટ તરીકે મળ્યા છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ.

સંપાદક.

## એક યુવકની અભિલાષા

પોરબંદરના એક ઉત્સાહી જ્ઞાતિબંધુ નુતન વર્ષના અમોને અભિનંદનો મોકલતાં 'પ્રકાશ' વિષેનું પોતાનું ભાવિ સ્વપ્ન નીચેના શબ્દોમાં આલેખે છે:-

"પ્રકાશ" જરૂર આપણુંજ છે. હું બીજા કોઈ કરતાં 'પ્રકાશ'માંજ આપણી ઉન્નતી વધારે વહેલી જોઈ શકું છું. આ વખતનું 'પ્રકાશ' સુંદર અને સારા લેખોથી ભરપુર છે. દરેક 'પ્રકાશ' એવાજ પડવા જોઈએ. આ 'પ્રકાશ' નવા અને જુનાને એકત્ર જરૂર કરશે. હું તો માનું છું કે આપણી જ્ઞાતિનો એક માત્ર પટેલ, એક માત્ર સંસ્થા, 'પ્રકાશ' જ થવું જોઈએ. સોરઠીઓ ગમે ત્યાં વસતો હોય, તેણે પોતાના દેરાના, પારોટના, લગનના, મરણના વી. બધા ફેરો 'પ્રકાશ'નેજ આપી દેવા જોઈએ. જ્ઞાતિના દરેક મકાનો, દરેક મંદિરો 'પ્રકાશ'ની છાંયા તળેજ રહેવા જોઈએ. તેનો વહિવટ 'પ્રકાશ' મારફતેજ થવો જોઈએ. હું માનું છું કે આમ જરૂર થશેજ; પણ વખત તો ઘણો જશે. આમ થશે ત્યારેજ આપણે છેક ટોંચે પહોંચ્યા

કહેવાશું. આમ થાય એટલે કોઇ મોટો ન રહે, કોઇ નાનો ન રહે. ફરીયાદો 'પ્રકાશ' પાસે જાય, ચુકાદા 'પ્રકાશ' મારફતે મળે.........અને ભાઇ! કલ્પના તો ક્યાંઇ દોડી જાય છે. લાલ તો આટલેથીજ બસ.

'પ્રકાશ' અને તેના કાર્યને જાણું છું અને તેથીજ ઉપલા હવાઇ વિચારો સેવું છું. 'પ્રકાશ' મનમાં સ્વતંત્ર છે તે વિષે જરા પણ શંકા મને નથી. તેનો તાપ ન ઝરવી શકે તે ભલે દુર રહે. પછી ભલે ને યુવક હોય કે વૃધ્ધ, ગરીબ હોય કે શ્રીમંત. 'પ્રકાશ' ખુશામતીયું નહિ બને; પણ એવો સંશય સરખો પણ બીજાને ન જાય તેટલું દ્રઢ માનસ 'પ્રકાશે' બતાવવાનું રહેશે."

*** આ બંધુના અભિનંદનો બદલ એમનો આભાર માનીએ છીએ. આ બંધુનું ઉપલું ભાવિ સ્વપ્ન સાચું થશે ખરૂં?......પણ તે તો આપણી પોતાની ધગશ અને કાર્યશક્તિ ઉપર આધાર રાખે છે.

સંપાદક.

---

# સાચો સુધારક

વિશમીસદીનો જમાનો સૌથી જુદોજ છે. બુદ્ધિવાદ આજે એના પ્રચંડ સ્વરૂપમાં વહિ રહ્યો છે. આજના જેટલા મતભેદો બીજા કોઇ યુગમાં ભાગ્યેજ હશે. દરેક મનુષ્ય તેના ગુમાવેલ હક્કો પાછા માંગે છે. હક્ક પ્રાપ્તિ માટે એ મનુષ્ય-બળવાખોર વૃત્તિ કેળવતો જાય છે. ગુલામીદશાનો નાશ તે સત્વર ઇચ્છે છે. મનુષ્ય જાતનો વિકાસ તેને જોઇએ છે. અંધ શ્રદ્ધાને સ્વિકારવા માગતો નથી. વિકાસની પ્રાપ્તિ એ મનુષ્ય કોઇ રસ્તે માગે છે. તેને આપણે સુધારક કહો કે બીજું નામ આપો. વર્તમાન યુગમાંજ સુધારકો હયાતિમાં આવ્યા છે, અને ભુતકાળમાં તેઓ નહોતા એમ નથી. દરેક યુગમાં સુધારકો થયા છે. મનુષ્ય સ્વભાવનું કારણ વિકાસ છે. તેને ફેરફાર સમયાનુસાર જોઇએ છે તેની જીવનશક્તિને ટેકો કરવું છે એમ થાય છે

ગમે તે માણસ ગમે તે કરવા મંડી જાય અને હમેશાં શુભજ પરિણામ આવે એમ શી રીતે બને? એકલો બુદ્ધિવાદ જીવનનું ધ્યેય બાંધીજ શકે એમ કેમ બને? તેની સાથે વૈજ્ઞાનિક પ્રયોગો અને જીવનના અનુભવો એક સમર્થ વિજ્ઞાન શાસ્ત્રીની જેમ નિષ્પક્ષપાત બુદ્ધિથી સમજવામાં આવે તો વસ્તુને વસ્તુ તરીકે સમજવાનો માર્ગ સહેલો બની શકે. સુધારો એટલે ફક્ત સ્વરૂપમાં ફેરફાર એટલુંજ નહી, પરંતુ સુધારો એટલે યોગ્ય સ્થાને જડતાનો અભાવ. પોતાની માની લીધેલી માન્યતાઓ જુઠી લાગે, ખોટી હોવાનો ભાસ થાય, શંકામય ભાસે છતાં પણ તેમાં ફેરફાર કરવા અથવા તો યોગ્ય રીતે સમજવાની શક્તિ ન હોય તો તેને સુધારક કહી શકાયજ નહી.

सुधारक એકલો પોતાની દ્રષ્ટિબિંદુથી બીજાઓને સમજે અને બીજાઓના દ્રષ્ટિબિંદુને સમજવા પણ તૈયારી ન બતાવે તો તેને સુધારક શી ગતિ કહેવાય? પોતે હમેશાં સાચો છે અને બીજા બધાં ખોટા છે. એમ માનવાની તે ઉતાવળ ન કરે. એમ માનવાથી બીજાના દ્રષ્ટિબિંદુને ન સમજશે નહીં અને નાહક વધુ ગેરસમજણ ઉભી કરશે. ચુસ્તપણું સર્વ પ્રકારે ત્યાજ્ય છે એમ કેમ કહેવાય? સત્ય વસ્તુને વળગી રહેવામાં દોષ શામાટે હોય? પરંતુ આપણે સમજી લેવું જોઇએ કે સત્ય એ રસ્તામાં પડેલી વસ્તુ નથી. આપણે માનતા હોઇએ છીએ એજ વસ્તુ હમેશાં સત્ય હોતી નથી.

ગોમ્બાગાઃ (અપૂર્ણ)
(કેનીયા) લક્ષ્મણભાઇ મુલજી ચાવડા

---

# ચી ...ન....ગા....રી

યુવાન બંધુઓ!

આજે 'વિપ્લવ' ની ભેરી વાગે છે, 'બંડ' ની નૌબત ગડગડે છે. 'ક્રાંતિ' ની જ્વાળા જાગે છે, રણસંગ્રામમાં રણદુન્દુભિનો રમ્ય ઘેર નાદ સંભળાય છે; ત્યારે હજુયે તમે સુનાજ રહેવા માગો છો! ભીરુની પેઠે સાંભળ્યા છતાં સંતાઇ રહેવામાં શૌર્યતા રાખવો છો? આવો! પ્યારા નવયુવાન વીર! આગળ આવો; રણ મયદાનમાં આજ તમારી જરૂર છે, તૈયાર થાવ, આપણા હૃદયમાં જાગેલી કોમ ઉદ્ધારની ભાવનાઓ અને અપૂર્ણ રહેલા પ્રયાસોને સિદ્ધ કરવા જાગૃત થાવ. અને નવીન યુગના નવીન સંસ્કારો અને ગૌરવમયું ઓજસ ધારણ કરી, સંયમ શક્તિ, સ્નેહ અને ઔદાર્ય, સહનશીલતા અને સદકારના બખ્તર પહેરી શૂર પ્રજાપતિ યુવાનો, આગળ આવો! નાતિ મૈયાને ચરણે 'કુચ્છ ન કુચ્છ' આપી દઇએ. 'જ્ઞાતિ એ રાષ્ટ્રનું અંગ છે' એ વાત સમજી લઇએ. અને રાષ્ટ્ર હિતની દ્રષ્ટિએ આપણે આપણી સુધારણા કરી લઇએ શરૂ કરીએ.

'રાષ્ટ્રનું હિત સ્ત્રીની ઉન્નતિ પર છે.' માટે ગૃહિણીનાં ગૃહો રચવાની આવશ્યકતા છે, યુવક અને યુવતી સમાજની બે આંખો છે, બંને આંખોમાં પુરતી રોશની પેદા કરવાની જરૂર છે.

જ્યાં જ્યાં પ્રજાપતિ યુવાનોને સેવાની સાચી ભુખ–તૃષ્ણા–ભાવના જાગી હોય! ઉન્નતિની તમન્ના ઉઠી હોય, ત્યાં ત્યાં 'કન્યા કેળવણી' અને 'સ્ત્રી–સન્માન' ની પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઇએ. આદર્શ બાળા, આદર્શ પત્નિ, આદર્શ માતા અને આદર્શ ભગિની સિવાય આપણો ઉદ્ધાર નથી, એ નવું સત્ય જ છે.

બંધુઓ, એ વાત ધ્યાનમાં રાખો! અને 'યુવક મંડળ' તથા 'કેળવણી પ્રચારક સંસ્થા' સ્થાપો અને એથીજ જ્ઞાતિનું પુર્નવિધાન કરી, કોમના આદર્શ અને ગૌરવશીલ યુવક તરીકે તમે તમારી મહત્તા રાખી શકશો.

પોરબંદર] મગનજી ઓધવજી ચાવડા

# 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઇ નં. ૬

શરતો અને નિયમો વાંચ્યા બાદ આ ઉકેલ મનાવવો.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ પ્ર | ૨ જા | પ | ૩ તિ | ※ | ※ | ૪ પ્ર | ૫ કા | ૬ શ |
| ૭ | | ※ | | ※ | ૮ | ભા | | |
| | ※ | ૯ | | ૧૦ | ખ | | ※ | ગા |
| ૧૧ | ૧૨ | તા | ※ | ષ | ※ | ※ | ૧૩ | |
| ૧૪ ર | | | ※ | ૧૫ | ૧૬ | | ※ | ※ |
| ※ | | ※ | ૧૭ ભા | ※ | | ※ | ૧૮ | ૧૯ |
| ૨૦ | ※ | ૨૧ | | ※ | ૨૨ રે | ૨૩ | | |
| ૨૪ | ૨૫ નો | વિ | | ૨૬ રૂ | ※ | ષ | ※ | ગી |
| ૨૭ ત | | | ※ | ૨૮ દી | | | | ર |

સર્વ આવૃતિમાં 'પ્રકાશ' ના સંપાદકનો નિર્ણય આ કિકદનો ને બંધનકર્તા છે તે સરત સ્વીકારીને હું આ હરિફાઈમાં દાખલ થાઉં છું.

નામ ________

સરનામું ________

ગ્રાહક/ રસીદ નં. ________ છે.

## આડી ચાવીઓ:—

૧ બ્રહ્મા, આપણી કોમનું નામ
૪ અજવાળુ આપણા પત્રનુ નામ
૭ આબરૂ.
૮ સૂર્યનું એક નામ.
૯ દરેક વેળા.
૧૧ સૂર્યનું એક નામ.
૧૩ આક્ષેપ, લાંછન, બટ્ટો.
૧૪ રહેવાસી.
૧૫ શહેર.
૧૮ ગધેડો.
૨૧ કમ્મર.
૨૨ ભરવાડની સ્ત્રી.
૨૪ ભાવ અથવા લાગણી.
૨૭ જલદી.
૨૮ કણુકાર.

## ઉભી ચાવીઓ:—

૧ માપવાળું.
૨ છત્ર, છત્રી.
૩ અંધકાર.
૪ રહેવાર.
૫ કાગડો.
૬ લજ્જાળુ, લાજવાળું.
૮ ભેદ.
૯ નાસીપાસ.
૧૦ તોલ, માપ, ભાર.
૧૨ વગરનું.
૧૬ મુર્ખ, અક્કલહીન.
૧૭ ભાગ, બગીચો.
૧૮ એક પશુનું નામ.
૧૯ યુદ્ધમાં બહાદુરી હોય તે.
૨૦ દામ, મુલ્ય.
૨૧ એક જાતની કવિતા.
૨૩ વિષય, મુદ્દો.
૨૫ ભાડુ.
૨૬ સુંદર સ્ત્રી.

# 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઈ. નં. ૧

## ઇનામ રૂ. ૧૦) દશ રોકડા.

[જ્ઞાતિભાઈઓને સાહિત્યમાં રસ લેતા કરાવવાની ઈચ્છાથી આ હરિફાઇ ચાલુ કરવામાં આવે છે, તો દેશપરદેશના ગ્રાહક બીનગ્રાહક સર્વે બંધુઓને આ હરિફાઇમાં ભાગ લેવા વિનંતી કરીએ છીએ. ઉકેલ મોકલતાં પહેલાં નીચેની શરતો તથા નિયમો સંભાળપૂર્વક વાંચી જવા ભલામણ કરીએ છીએ. પુરતા પ્રમાણમાં આ હરિફાઇમાં ભાઇઓ જો ભાગ લેતા જણાશે તોજ આ હરિફાઈ આગળ ચાલુ રાખવામાં આવશે.]

### શરતો અને નિયમો.

(૧) આ હરિફાઇમાં દેશ પરદેશનો કોઇ પણ પ્રજાપતિ બંધુ અથવા બ્હેન (સોરઠીયા, ગુર્જર, નવરીયા, વારલીયા કે લાડ) ભાગ લઇ શકશે.

(૨) આ હરિફાઇમાં 'પ્રકાશ' નો કોઇ પણ અધિકારી કે તેના ઘરના માણસો ભાગ લઇ શકશે નહિ.

(૩) જે બંધુએ 'પ્રકાશ' નું ચાલુ વર્ષનું પોતાનું વાર્ષિક લવાજમ મોકલી આપ્યું હશે તેજ આ હરિફાઇમાં દાખલ ફી ભર્યા વગર પોતાનો ઉકેલ મોકલી શકશે.

(૪) બીનગ્રાહક બંધુ દાખલ ફી તરીકે ચાર આનાની (એક પૈસાવાળી) ટપાલની ટીકીટો પોતાના ઉકેલ સાથે મોકલાવી આપેથી આ હરિફાઇમાં ભાગ લઇ શકશે. (આફ્રિકાના બંધુઓએ ૭ પેનીનો બ્રી. પોસ્ટલ ઓર્ડર મોકલી આપવો) એક વખત જમા થએલી ફી પાછી આપવામાં આવશે નહિં અથવા બીજી હરિફાઇમાં જમે આપવામાં આવશે નહિ.

(૫) દેશ ખાતેના બંધુઓએ પોતાનો ઉકેલ તારીખ ૩૧-૧-૩૭ સુધીમાં અમોને મોકલી આપવો. ઉકેલનું કવર મોડામાં મોડું છેલ્લી તારીખે પોસ્ટ થએલું હશે તો તે સ્વીકારવામાં આવશે.

આ તારીખ સુધીમાં સ્થાનિક બંધુઓ પોતાનો ઉકેલ બંધ કવરમાં કાર્યાલયે હાથોહાથ પણ મોકલી શકશે.

(૬) પરદેશ (આફ્રિકા) ખાતેના બંધુઓએ પોતાનો ઉકેલ તારીખ ૨૮-૨-૩૭ સુધીમાં અમોને મોકલી આપવો. ઉકેલનું કવર મોડામાં મોડું આ તારીખ સુધીમાં ત્યાંથી ઉપડતી મેલ સ્ટીમરમાં કે એર મેલમાં પોસ્ટ થએલ હશે તો તે સ્વીકારવામાં આવશે.

(૭) આ હરિફાઇનો સાચો ઉકેલ માર્ચ માસના અંકમાં પ્રગટ કરવામાં આવશે. આવેલ સર્વે ઉકેલ પત્રો માર્ચ મહિનાની અધવચ્ચે તપાસવામાં આવશે અને તેનું પરિણામ એપ્રિલ મહિનાના અંકમાં પ્રગટ થશે. તેની સાથેજ હરિફાઇ નં. ૨ પણ આપવામાં આવશે. જેના ઉકેલ તદ્દન સાચા આવશે

તેમના નામો પણ પ્રગટ કરવામાં આવશે.

(૮) હરિફાઇનો ઉકેલ આ સાથેના છાપેલા ફારમમાં અથવા તો જુદા કાગળ પર ઉતારીને પણ મોકલી શકાશે. કોઇપણ ખાનું ખાલી હશે અગર છેકછાક, ફેરફાર કે સુધારેલું હશે તો તે પત્રક રદ ગણાશે. પોતાનો ઉકેલ બંધ કવરમાં મોકલવો અને તેની ઉપર એક બાજુએ પોતાનું નામ તથા ઠેકાણું લખવું. ગ્રાહક હોય તો પોતાનો ગ્રાહક નંબર અથવા તો લવાજમ ભર્યાની રસીદનો નંબર લખી જણાવવો.

(૯) જ્યાં એક કરતાં વધારે હરિફના ઉકેલ તદ્દન સાચા આવશે ત્યાં સાચા હરિફોના નામોની ચીઠીઓ નાખવામાં આવશે અને જેના નામની ચીઠી નીકળશે તેને જાહેર થયેલું ઇનામ આપવામાં આવશે. બાકીનાઓને વિના લવાજમે 'પ્રકાશ' ના એક વર્ષના ગ્રાહક તરીકે નોંધવામાં આવશે.

(૧૦) કોઇ પત્રક ટપાલમાં ગુમ થાય કે ગેરવલ્લે જાય તે માટે અમો જવાબદાર નથી. હરિફાઇ બાબત કોઇપણ પ્રકારનો પત્રવ્યવહાર કરવામાં આવશે નહિ.

(૧૧) આ હરિફાઇનો સાચો ઉકેલ 'પ્રકાશ' ની ઓફીસમાં સીલબંધ કવરમાં મુકી રાખવામાં આવ્યો છે અને તે પ્રમાણેજ જેના જવાબો મળતા આવશે તેજ ખરા ગણાશે.

(૧૨) 'પ્રકાશના સંપાદકનો નિર્ણય દરેક બાબતમાં છેવટનો ને કાયદેસર બંધનકર્તા ગણાશે આ શરતેજ આ હરિફાઇમાં દાખલ થઇ શકાશે.

(૧૩) આ હરિફાઇનો ઉકેલ ઉપરની શરતો તથા નિયમાનુસાર નહિં હોય તો તે રદબાતલ ગણાશે.

(૧૪) હરિફોએ પોતાના ઉકેલ કાર્યાલયના નીચેના સીરનામે વખતસર મોકલાવી આપવા:-

**'પ્રકાશ' ગુજરાતી શબ્દશોધન**

**હરિફાઈ નં. ૧**

'પ્રજાપતિ-પ્રકાશ' કાર્યાલય,
૫૯-૬૫, દુર્ગાદેવી સ્ટ્રીટ, મુંબઇ. નં. ૪.

## 'પ્રકાશ'માં જાહેરખબરો નીચેના ભાવથી લેવામાં આવશે

| સાધારણ: | એક વર્ષના: | છ માસના: | ત્રણ માસના: |
|---|---|---|---|
| આખું પાનું: | રૂ. ૧૦૦ | ૫૫ | ૩૦ |
| અરધું પાનું: | ,, ૫૫ | ૩૦ | ૨૦ |

સ્પેશીઅલ:-

| | | | | |
|---|---|---|---|---|
| કવરના બ્હારના ભાગમાં: | રૂ. ૧૮૦ | આખા | પાનાના | એક વર્ષના |
| કવરના અંદરના ભાગમાં: | ,, ૧૩૫ | ,, | ,, | ,, |
| વાંચનના પેજ સાથે: | ,, ૧૨ | ,, | ,, | એક વખતની |
| છુટા પેમ્ફલેટ વહેંચવાના: | ,, ૫ | ,, | ,, | એક વખતના એક સાથે |

લખો: વ્યવસ્થાપક.

## જ્ઞાતિ સમાચાર

**પાતા (માધવપુર-ઘેડ)**:—અહિંના સુતાર રામદે રાજશી પાણખાણીયાએ પોતાને ત્યાં સપ્તાહની પારાયણ બેસાડેલી તેની પૂર્ણાહુતી ગઇ તાં. ૧૯-૧૨-૩૬ ના દીને કરી હતી. સપ્તાહ બેસ પહેલાં સર્વે ભાઇઓને બોલાવી સંપથી મુહુર્ત જોવરાવેલ. પુસ્તક પધરાવવા વખતે ત્યાંના ભાઇ રાજા પાણખાણીયાને બોલાવવા જતાં તેઓ ગામડે ગએલા, આથી તેઓના ઘરના બીજા માણસો પણ આવ્યા નહિં. આ મત ભેદનો નીકાલ પૂર્ણાહુતીના દીવસે કરી તેમને જમવા બોલાવેલા. આ રાજાભાઇના આવવાથી નવીબંદરના પ્રગણાના પટેલ આલા રામશી ગઢવાણાએ વાંધો ઉઠાવી મેમાન નરીકે આવેલા છતાં રીસાઇને ચાલ્યા ગયા. આજુબાજુના ગામના કુલ બસો ભાઇઓએ આ સપ્તાહમાં ભાગ લીધો હતો. બાદ બીજે દીવસે રામદે ભાઇએ પોતાના બાળકોના નામો બારોટને ચોપડે મંડાવ્યા હતા.

*** જ્ઞાતિના આગેવાનો થઇને આવા પ્રસંગોમાં સંપ વધારવાને બદલે કુસંપ વધે તેવી મનોદશા શા માટે બતાવતા હશે? રામદેભાઇને અમારાં હાર્દિક અભિનંદન અર્પીએ છીએ.

**પોરબંદર**;—અહિંની જ્ઞાતિની 'વંડી કમીટી' માં ફાટફુટ પડી છે. પટેલશ્રી કાનાભાઇ રાજશી થાંગિરીયાએ કમિટીમાંથી નીકળી જવાનું રાજીનામુ આપી દીધું છે. બાકી આઠ રહ્યા તેમણે બધો ભાર શ્રી શામજીભાઇ શવજી પરમાર ઉપર છોડી દીધો છે અને સાતેય જણાએ એક મુખત્યારનામું તેમને લખી આપ્યું છે જે પરથી તેઓ જ્ઞાતિની જમીન-મંદિર વિષયમાં ગમે તેમ કરવા એકલા મુખત્યાર બન્યા—છે. જ્ઞાતિની વંડી તથા જમીન હનુમંત કેસર ગોલની બાજુમાં જુની ખોજવાડ પાસે આવેલી છે અને તે વેચવા માટે શામજી ભાઇએ જાહેરખબરના હસ્તપત્રો (લીફલેટ) વહેંચાવ્યા છે.

*** પટેલશ્રીના રાજીનામાથી અમો ખેદ પામ્યા છીએ. શા કારણથી રાજીનામું આપ્યું તે અમો સમજી શક્યા નથી. કમિટીમાં ચાલુ રહેવાથી તેઓ સૌને માર્ગદર્શક જરૂર બન્યા હોત. જ્યારે હવે બાકીના સભ્યોએ આ કાર્ય શામજીભાઇ ઉપર છોડ્યું છે તો તેઓથી આ કાર્ય જલદીથી પાર પાડે અને નવી જગાનું ખાતમુહુર્ત કુંભારવાડામાં કોઇ સગવડ પડતી જગાએ વેળાસર નંખાય એમ અમો ઇચ્છીએ છીએ.

**ધુંધટી (માળીયા)**—: આ ગામે પ્રગણામાં મેમ્બર ગણાતા ભાઇ હરદાસ તેના જેમણે પાસેના ગામવાળા ભાઇઓ પાસેથી સંમેલન ફંડના રૂ. આશરે આઠેક ઉઘરાવ્યા છે. આ રૂપીઆ બે માસ થયા છતાં એ માળીયા આપી જતા નથી. પચાવી જવા હોય એમ જણાય છે કે શું?

*** ઇચ્છીએ છીએ કે એ બધુ વિના વિલંબે આ રૂપીઆ સુપ્રત કરે.

માંગરોળઃ—અહિંની જ્ઞાતિના બંન્ને પક્ષોમાં સમાધાન થવાને બદલે દીનપ્રતિદીન તેનું ઉગ્ર સ્વરૂપ થતું જાય છે. જેમ જેમ એક પક્ષ સહકાર ઇચ્છી સહન કરતો જાય છે તેમ તેમ સામો પક્ષ વિરોધ દર્શાવે છે અને ત્રાસરૂપ થાય છે અત્રેના એક બંધુ શ્રી છગન જુઠાભાઇ ચાંડગળાનો ચાર માસની ઉમ્મરનો પુત્ર નરસી ગુજરી જતાં સામા પક્ષ તરફથી કોઇ આભડવા પણ ગયુ ન હતું.

*** આ જાણી અમો ખેદ પામ્યા છીએ. મરનારના આત્માને ચિરઃશાન્તિ પ્રચ્છીને તેમના કુટુંબ પ્રત્યે દીલસોજી દર્શાવીએ છીએ. આભડવા પણ ન જવાં સુધીની સામા પક્ષના મનની સંકુચીતતા ખરેખર તીરસ્કારને પાત્ર લેખીએ છીએ. આ ઝગડાનું મૂળ કારણ શું છે તે કોઇ વિગતવાર લખી મોકલાવશે તો ઠીક થશે ઇચ્છીએ છીએ કે સામો પક્ષ બીજા તરફથી મળતા સહકારને વધાવી લઇ આ ઝગડાનો વેળાસર અંત લાવે.

**કોનગામ** (કલ્યાણ):—અત્રેના એક વિધવા બાઇની પંદરેક વર્ષની કુંવારી છોકરીને આઠેક માસનો ગર્ભ રહ્યાનું કહેવાય છે. આ બાબતની ત્યાંની પોલીસને ગંધ આવતાં પોલીસ જાપ્તો ગોઠવ્યો હતો. હાલમાં એ છોકરીને એક મહિલા આશ્રમમાં મુકી હોવાનું સંભળાય છે.

*** અરમજી આ કથા ઉપર કર્મચંદુ ટીકા કરી એને વધુ શરમભરી બનાવવા અમો ચ્હાતા નથી. નીતિ નાશને માર્ગે જતાં આપણા યુવકો ક્યારે અટકશે? **સંપાદક.**

## સ્વીકાર અને સમાલોચના

(૧) **'નવરચના'** (લગ્નાંક) :—તંત્રીઃ વજુભાઇ શાહ કાર્યાલયઃ રમકડાં માર્કેટ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૨

***લગ્નના વિવિધ પ્રકારના અંગોની ચર્ચા કરતા લેખોથી આ અંક ભરપુર છે. નજીવા લવાજમમાં માસિક અડતાલીસ પાનાના વાંચન ઉપરાંત દર વર્ષે આવો ખાસ અંક આપવાની પ્રથા આવકારદાયક છે. જનતાની જાગૃતિના મનોરથ સેવતા આ લોકમાસિકના ગ્રાહક થવા અમારા વાંચક બંધુઓને ખાસ ભલામણ કરીએ છીએ.

(૨) **'પ્રજાપતિ-પત્રિકા'** (શ્રી ચરોતર પ્રજાપતિ સભાનું માસિક પત્ર) તંત્રી—મગનલાલ મોતીલાલ દલવાડી. કાર્યાલયઃ કુંભાર ભાગોળ, નડીઆદ. વાર્ષિક લવાજમ રૂા. ૧–૮

(૩) **'પ્રજાપતિ'** (શ્રી ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભાનું મુખપત્ર) તંત્રી—મોહનલાલ મોતિલાલ દલવાડી. કાર્યાલયઃ પાંચકુવા, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. રૂ બે.

*** સંમેલનોની હકીકતોથી ભરપુર એવા ઉપરોક્ત બંને માસિકોના સંમેલન અંકો અમોને મળ્યા છે જેનો આભાર સ્વીકાર કરીએ છીએ. બંને પત્રોમાં જ્ઞાતિહીતનાં સારા લેખો આવે છે. આપણીજ કોમના એવા આ બંને માસિક પત્રોના ગ્રાહક થવા બાઇઓને વિનંતી કરીએ છીએ. **સંપાદક**

# સાભાર સ્વિકાર

ગયા અંકમાં જણાવીં ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ:-

## 'પ્રકાશ' સહાયક ફંડ

| | | |
|---|---|---|
| | આગળનો સરવાળો | રૂા. ૪૧૬-૧૪-૬ |
| ૫૧ | શ્રી મેઘજીભાઇ પીતામ્બર વીસાવાડીયા વેરાવળ,, | ૧- ૦-૦ |
| ૫૨ | ,, લક્ષ્મણભાઇ મુળજી ચાવડા. મોમ્બાસા ,, | ૩- ૫-૦ |
| ૫૩ | ,, વરારામભાઇ નામજી વેગડ. કમ્પાલા ,, | ૧- ૫-૦ |
| ૫૪ | ,, મેઘજીભાઇ વિઠ્ઠલ વાળા. કાકામેગા ,, | ૧- ૦-૦ |
| ૫૫ | ,, લક્ષ્મણભાઇ નરસી દેવળીઆ. કીસુ ,, | ૮- ૨-૦ |
| ૫૬ | ,, લરજીભાઇ નરસી રાવત પોરબંદર ,, | ૧- ૦-૦ |
| ૫૭ | ,, નરોત્તમદાસ માવજીભાઇ મીસ્ત્રી. મુંબઇ ,, (પ્રો. બોમ્બે લક્ષ્મી આર્ટ સ્ટુડીયો) | ૧- ૪-૦ |
| ૫૮ | ,, હીરજીભાઇ જેરામ વીસાવાડીયા. મુંબઇ ,, | ૨- ૮-૦ |
| ૫૯ | ,, મુળજીભાઇ રામ નારણ દેવળીયા ,, ,, | ૫- ૪-૦ |
| | ટોટલ | રૂા. ૪૪૧-૧૦-૬ |

## એકડા વગરના 000

પાંચ મળે પંચાયત થાય, જ્ઞાતિનો કંઇ સ્થાન સ્થાય,
પચાસમાં પસંદગી થાય, એટલે ગાડું આગળ જાય.
સો સુધી તો સંપ જણાય, તેથી જ્ઞાતિ જન હરખાય,
બસોએ રંગ બદલી જાય, એટલે વાંધા ઉભા થાય.
પાંચસો-હજારે જ્યાં પ્હોંચાય, ત્યાંતો ગાડું અટકી જાય,
થાવાનું તે કાંઇ ન થાય, કાર્ય સઘળું જાય લંબાય.
એકડાની ખામી રહી જાય, અમથાં મીંડાથી શું થાય?
એકડો અગણિત ગણાય, જેમ ઈંજીનથી ગાડી ખેંચાય.
હામ, દામ, ને ઠામથી થાય, જ્ઞાતિ દુઃખ દેખી તે ધાય,
ચાર પદારથમાં યશ પાય, એવો એકડો ક્યાં દેખાય ?
ફોગટની માથાકુટ થાય, એમ તો કુસંપ પેશી જાય,
નારણ તો બસ એટલું ગાય, એકડા વગર એમજ થાય.

મુંબઇ :]

નારણ મેરામણ ચેંડીઆ.

તાલાળા ઘોંસીયાં):-પટેલ કાના ખીમા ડાભી જેમને શ્રી બાપાની જગ્યા માટેની વ્યવસ્થા સોંપી છે તેઓ પુજારીને પગારની સગવડ પણ કરતા નથી કે પુજારીને મુંઝવણ મટે? પુજારીને ગામડાંમાંજ કાંઇ આપવું નથી; અરે! ઘણા ઉતરવાની પણ ના કહે છે. આ પ્રમાણેની વ્યવસ્થા કરવા કરતાં એ જગ્યા કળીયુગના પ્રભાવે ત્રીજી ગની થાય તો દેશના ફોીઆ સાથે સેવાતા શ્રી બાપના બ્હાનાને તો લાંછન રૂપ ન થાય?

*** આ બાબત યોગ્ય બંદોબસ્ત જલદીથી કરવા માટે પટેલથી કાનાભાઇને વિનંતી કરીએ છીએ. સંપાદક

# જ્ઞાતિ સમાચાર.

**મુંબઇઃ**—'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક બંધુશ્રી હીરજીભાઇ જેરામ વીસાવાડીયાનો દોઢ વર્ષનો પુત્ર શામજી તાવની બીમારીથી ગઇ તા. ૧૩-૧૨-૩૬ ના દીને ગુજરી ગએલ છે.

*** આથી અમો ઘણા દીલગીર થયા છીએ. શ્રી હીરજીભાઇ તથા તેમના કુટુંબને લાગેલ આ આઘાત પ્રત્યે અમારી દીલસોજી દર્શાવીએ છીએ અને મરનારના આત્માને ચિરઃશાન્તિ પ્રભુ અર્પો એમ ઇચ્છીએ છીએ. વિશેષમાં એમના સ્વ. પુત્રના સ્મરણમાં રૂ. ૨-૮-૦ અઢી રૂપીઆ 'પ્રકાશ'ના સહાયક ફંડમાં એમણે આપ્યા છે તે બદલ આભાર માનીએ છીએ.

**મુંબઇઃ**-અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી દેવસીભાઇ પરબત માવદીયાની ધર્મપત્ની ગઇ તા. ૨૫-૧૨-૩૬ના દીને ગુજરી ગઇ જેની અત્રે નોંધ લેતાં અમોને ઘણો ખેદ થાય છે. એ બંધુને દીલશોજી ભર્યું આશ્વાસન આપીએ છીએ અને મરનારના આત્માને ચિરઃ શાન્તિ ઇચ્છીએ છીએ.

**ન્યુ લક્ષ્મી આર્ટ સ્ટુડીઓ (મુંબઇ)**:-માલેક શ્રીયુત નરોત્તમદાસ માવજીભાઇ મીસ્ત્રી.

ઠેકાણું:-'સંઘવી સદન' ૨૮૦, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪

*** આ સ્ટુડીઓ ગયા કારતક શુદ ૧ થી ખોલવામાં આવ્યો છે અને ફોટોગ્રાફીનું દરેક કામ સારૂં અને સસ્તા દરે કરી આપવામાં આવે છે. સ્ટુડીઓના માલેક અપણીજ કોમના એક પ્રજાપતિ બંધુ હોઇ પોતાનું નાનું મોટું ફોટાનું સર્વ કામ અહીંયાજ આપી એમને ઉત્તેજન આપવા સર્વે બંધુઓને અમે ભલામણ કરીએ છીએ.

**થાણાઃ**-અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી નારણભાઇ પીતાંબર પરમાર ગઇ તા. ૧૭-૧૨-૩૬ ના દીને લગભગ સીતેર વર્ષની ઉમરે મરણ પામ્યા.

*** એમના મૃત્યુથી અમો ઘણા ખેદ પામ્યા છીએ. મર્હુમના આત્માને ચિરઃ શાન્તિ ઇચ્છીને એમના કુટુંબ પ્રત્યે દીલશોજી બતાવીએ છીએ.

**કલ્યાણ (જી. થાણા)**:-અત્રેના એક ઉત્સાહી જ્ઞાતિબંધુ શ્રી કાનજીભાઇ ગોવીંદ કરસન જાંબાએ મુંબઇની ધારાસભામાં સભ્ય થવા માટે થાણા જીલ્લાના દક્ષિણ વિભાગ તરફથી પોતાની ઉમેદવારી નોંધાવી છે.

*** આ સમાચાર જાણી અમો ઘણા ખુશી થયા છીએ અને એ બંધુનો વિજય ઇચ્છીએ છીએ. થાણા જીલ્લાના પ્રત્યેક પ્રજાપતિ મતદાર બંધુઓને પોતાના સઘળા મતો આ બંધુનેજ આપવા અમો આગ્રહ પૂર્વક વિનંતી કરીએ છીએ.

સંપાદક

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઇઓનું મુખપત્ર ]



# પ્રજાપતિ – પ્રકાશ



॥ ओश्म् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥

સંપાદક, મુદ્રક તથા પ્રકાશક:-
ડાહ્યાભાઇ આણંદજી ચાવડા

વ્યવસ્થાપકો:-
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

* * *

વર્ષ: ૨ જું—અંક: ૮ મો
ફેબ્રુઆરી,
સને: ૧૯૩૭

* * *

: વાર્ષિક લવાજમ :
દેશમાં: એક રૂપીઓ
પરદેશમાં: બે રૂપીઆ
અથવા ત્રણ શીલીંગ

*

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી સ્ટ્રીટ,
મુંબઇ. નં. ૪.

* * * * *

## "તમન્ના"

જાગો જાગો કોમી પુત્રો,
ઝળકાવો તવ ઉચ્ચ ચરિત્રો;
તવ ઓજસને કોણે લુટ્યાં?
કે તવ ઉરનાં શુરજ ખુટ્યાં!

દયા, દાનના મંત્રો શીખી,
ગજવો વિશ્વે ગર્વથી શોર;
મરવું પણ મુક્તિને વરવું,
એજ અજબ આશાની દોર.

જે વિરલાઓ સફળ કરેલાં,
નિજ જીવન વિર-હાક ગજાવી;
નવચેતન તવ ઉર જગાવો,
એ વિરલાની યાદી લાવી.

જાગો જાગો કોમી પુત્રો,
ઝળકાવો તવ ઉચ્ચ ચરિત્રો.

પોરબંદર: ] } ભૂપતરાય જોષી,
[ માસ્તર 'કમરીન.' ]

* * * * *

# 'પ્રકાશ' ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | નામ: | સ્થળ: |
|---|---|---|
| ૧૫૧ | શ્રી હરજીભાઈ નરસી રાવત | પોરબંદર |
| ૧૫૨ | ,, લાલજીભાઇ મેરામણ મજેઠીયા | વડવાણું |
| *૧૫૩ | ,, ડાહ્યાભાઇ રાઘવજી વડુકુળ (આફ્રિકા) | નાયરોબી |
| *૧૫૪ | ,, વશરામભાઇ રામજી વેગડ ,, | કમ્પાલા |
| ૧૫૫ | ,, મેઘજીભાઇ વિઠ્ઠલભાઇ વાળા ,, | કાકામેગા |
| *૧૫૬ | ,, વિઠ્ઠલભાઇ જાદવ વાળા | વાંસજાળીયા |
| *૧૫૭ | ,, વશરામભાઇ પિતામ્બર ગોલા (મુંબઇ) | માહીમ |
| ૧૫૮ | ,, રામજીભાઇ નારણ રાવત | જુનાગઢ |
| ૧૫૯ | ,, મુળજીભાઇ રાજા નારણ દેવળીયા | મુંબઇ |
| ૧૬૦ | ,, લક્ષ્મણભાઇ નરસી દેવળીયા (આફ્રિકા) | ફીજુ |
| ૧૬૧ | ,, પ્રેમજીભાઇ જેઠાભાઇ ટાંક | રાણાવાવ |
| ૧૬૨ | ,, જીવરાજભાઇ રાણમલ કારીયા | પોરબંદર |
| ૧૬૩ | ,, ભીમજીભાઇ મેસુર ગોહીલ | ,, |
| ૧૬૪ | ,, આંબાભાઇ રાજસી શીંગડીયા | ,, |
| ૧૬૫ | ,, રામજીભાઇ રવજી પરમાર | ,, |
| ૧૬૬ | ,, વેલજીભાઇ અરસી શીંગડીયા | ,, |
| ૧૬૭ | ,, જેરામભાઇ પરસોત્તમ ચાવડા | ,, |
| ૧૬૮ | ,, ભીમજીભાઇ ઓધવજી ચાવડા | ,, |
| ૧૬૯ | ,, કેશવજીભાઇ મુળજી ચાવડા | ,, |
| ૧૭૦ | ,, માધવજીભાઇ દામજી ચાવડા | ,, |
| ૧૭૧ | ,, લીલાધર વાલજી લાડવા | ,, |

| અ. નં. | નામ: | સ્થળ: |
|---|---|---|
| ૧૭૨ | શ્રી. નરસીભાઇ ખીમજી ગોલા | પોરબંદર |
| ૧૭૩ | ,, અરજણભાઇ કાનજી શીંગડીયા | ,, |
| *૧૭૪ | ,, રામજીભાઇ માધવજી ફુટાણીયા | ,, |
| *૧૭૫ | ,, ભીમજીભાઇ લખમણ ગોહીલ | ,, |
| *૧૭૬ | ,, લખમણભાઇ રામજી પરમાર | ,, |
| *૧૭૭ | ,, ભીમજીભાઇ રાજા માવદીયા | ,, |
| ૧૭૮ | ,, દામજીભાઇ હરિભાઇ લાડવા (પોરબંદર) | છાયા |
| *૧૭૯ | ,, રાજસીભાઇ કાળા શીંગડીયા | રાણાબોરડી |
| ૧૮૦ | ,, કાળાભાઇ ઝીણા પાણખાણીયા | મંડેર |

—: વધુ નામો આવતા અંકમાં :—

* આવી નીશાનીવાળા બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક થયા છે.

## સાભાર સ્વિકાર

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ :—

### 'પ્રકાશ' સહાયક ફંડ

| ર. નં. | | |
|---|---|---|
| | આગળનો સરવાળો | રૂ. ૪૭૧-૧૦-૬ |
| ૬૦ | શ્રી. માંડણભાઇ ધનજી ગઢીયા. કમ્પાલા | ,, ૧- ૫-૦ |
| ૬૧ | ,, ડાહ્યાભાઇ રામજી ધોકીયા. ઇગાન્ગા | ,, ૬-૧૦-૦ |
| | ટોટલ | રૂ. ૪૭૯-૯-૬ |

卐 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 卐

વર્ષ : ૨ જું ] ફેબ્રુઆરી, ૧૯૩૭ [અંક : ૮ મો

# ખોરી દાનત

ઘણાઓ એમ માને છે કે અમે એ ક્યારે કરીએ? અમારી પાસે સમય જ નથી.

*હું તેમને સમય ગુમાવતાં જોઉં છું ત્યારે મને એમની વાત ખોટી લાગે છે.

ઘણાઓ એમ કહે છે કે સાધન વિના અમે એ કેમ કરી શકીએ?

*હું તેમની બાજુમાંજ સાધનો પડેલાં જોઉં છુ, ત્યારે મને તેમની વાત ખોટી લાગે છે.

ઘણાઓ એમ કહે છે કે અમે એ કામ શરીર મનના આરોગ્ય વિના કેમ કરી શકીએ?

*હું જ્યારે તેમને શરીર-મનથી સાચેજ તંદુરસ્ત જોઉં છું ત્યારે મને તેમની વાત ખોટી લાગે છે.

ઘણાઓ એમ કહે છે કે અમે એ કામ કરવાની છુટ વિના શી રીતે કરીએ?

*હું જ્યારે જાણતો હોઉં છું કે તેમને તે કામ કરવાની પુરેપુરી છુટ છે ત્યારે મને તેમની વાત ખોટી લાગે છે.

*સમય છે, સાધન છે, શરીર-મનનું આરોગ્ય છે, અને કામ કરવાની છુટ છે, છતાં જે કામ નથી કરતો તે શા માટે નથી કરતો?

—કારણ કે તેની દાનત નથી; કારણ કે તેની દાનત ખોરા ટોપરા જેવી છે; કારણ કે તેની દાનત હરામ છે અને દાનત ખોટી છે એટલે આ બધાં બ્હાનાં છે.

卐 卐

# સાચો સુધારક

[ ગયા અંકથી ચાલુ છે ]

આપણે માનતા હોઇએ છીએ એજ વસ્તુ હમેશાં કંઇ સત્ય હોતી નથી.

સુધારકમાં સહિષ્ણુતાની જરૂર છે. અપુર્ણ મનુષ્યો વચ્ચે તેને રહેવાનું છે મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે. તે પોતે પણ અપવાદરૂપે નથી. તો પછી બીજાઓ મતભેદ ઉભા કરે તો તેમાં તેણે ઉશ્કેરાવાનું શા માટે હોય? ઉશ્કેરાવાથી નુકશાન સીવાય બીજું શું હોય? ઉશ્કેરાવાથી બીજા ઉપર તેની માન્યતા તે શી રીતે ઠસાવવાનો હતો? દરેક વિચારકને સ્થિર ચીત્તે સાંભળે. યોગ્ય લાગે તો અનુભવમાં મુકે, પ્રયોગો આદરે અને સત્યાસત્યનો નિર્ણય કરે. ખોટા વીચાર લાગે તો વિનયપુર્વક છોડી દીએ અને સાચો લાગે તો સ્વિકારે. પોતાની માન્યતાને છોડવા જતાં શરમાય નહી અને હસતે મુખે સ્વિકારે. માન્યતા છોડવાથી પ્રતિષ્ઠાને હાની લાગે એવો ભય ન રાખે. સુધારકનું ધ્યેય સત્ય સંશોધન અને આત્મ વિકાસ હોવું જોઇએ. આવા ધ્યેયવાળાને માન્યતા છોડતાં દુઃખ ન થવું જોઇએ કારણ કે તેમ કરવાથી સત્યની નજીક જવાતું નથી.

સુધારકે સ્વતંત્ર વિચારણાની આડે આવવું જોઇએ નહી. બીજાઓને તેના જેટલોજ વીચાર કરવાનો હક્ક છે. એ વાત હવે તો સ્વિકારવી જોઇએ. આ વાત સમજનારને સહિષ્ણુતા ભારે નહી લાગે. સમાધાન વૃતિ પણ ઓછી જરૂરની નથી. આપણે સુધારક વિચારો કરતા થયા એટલુંજ બસ. એ વિચારોનો પ્રચાર થાય અને સૌ સમજતા અને આચરતા થાય એવી આપણી ઇચ્છા હોય છે.

સુધારક ભાઇ કહે છે કે, આપણામાં કન્યા વિક્રય બહુજ થાય છે. ન સમજતા હોય તે દીકરીના પૈસા લઇ કન્યા વિક્રય કરે છે. જેથી આપણે સુખી ન થઇએ. આ વસ્તુ સત્ય છે. કે દીકરીનો પૈસો આવતાં આપણે સુખી નજ થઇએ એમ સૌ કોઇ સુધારક ભાઈ કહી શકે છે. પણ વાતો કરવાથી કાંઇ સુધારકતાનો હક સુધારક તરીકે મેળવાતો નથી. સુધારકતાએ સત્ય વસ્તુ ગોતી વસ્તુને વસ્તુ તરીકે ઓળખાવી આચરતા થશું તોજ કન્યા વિક્રય થતો અટકશે. ખરો સુધારક એ કહેવાય જે કન્યા વિક્રય થતો અટકાવે. કન્યા વિક્રય કરનારને ખરો રસ્તો બતાવે.

સુધારક ભાઇએ એમ ન માની લેવું જોઇએ કે વર્તમાન યુગમાં સુધારકો હૈયાતીમાં આવ્યા છે અને ભૂતકાળમાં તેઓ ન હતા. દરેક યુગમાં સુધારકો થયા છે.

આપણી પ્રજાપતિ જ્ઞાતીના ભુતકાળના સુધારકો લગ્ન સંબંધી વરના બાપ પાસેથી કન્યાના બાપને જે અમુક રકમ અપાવતા તે કન્યા વાસ્તે નહી પણ વરની જાનમાં આવેલા માણસોની ખોરાકી પુરતુંજ. કન્યાના બાપને ભુતકાળના સુધારકો વરના બાપ પાસેથી અમુક રકમ અપાવતા તેને વર્તમાન યુગના સુધારકો નાતા રીત દેશના રૂપીઆ કહેતા થયા.

સુધારકો આટલું તો સમજી શકશે કે ગરીબ મનુષ્ય હશે છતાં પોતાની દીકરીને સુખી કરવા ઇચ્છશે એટલે કે પોતાની દીકરી સારૂ કોઇ સારૂ ઘર ગોતશે એટલે કે કોઇ સારો ગ્રહસ્થ હશે કે પૈસાવાળો અગર તો કોઇ આબરૂવાળો (સુધારક) હશે ત્યાં પોતાની દીકરીનાં લગ્ન નક્કી કરશે.

સુધારકોએ આટલું તો જરૂર સોચવું જોઇએ કે વરના બાપે પોતાના વેવાઇના હાથે કન્યા વિક્રય થવા દેવો જોઇએ નહી. આપણામાં કન્યા વિક્રય જેવી કુરૂઢીથી આપણને અન્ય ખરાબ રૂઢીઓનું પાલન કરવું પડે છે.

આપણે અહંતાને હૃદયમાંથી બીલકુલ નાબુદ કરશું તોજ આપણને સરળ માર્ગ મળી જશે. સુધારકભાઇ આટલું તો સમજી શકશે કે આપણે પ્રજાપતિ છીએ. આપણામાં પ્રજાપત્ય વિવાહ કે ગાંધર્વ વિવાહ અમલમાં મુકતા. નહી કે આસુર વિવાહ ( કન્યાવિક્રય ). અત્યારે આપણે કન્યાના કુટુંબ પાસે પરાણે કન્યા વિક્રય કરવાની ફરજ પડાવીએ છીએ. સુધારક ભાઇને આટલું તો જરૂર સોચવું જોઇશે કે કન્યાનો બાપ વરના બાપનો દુશ્મન થનો નથી. લગ્ન વખતે કન્યા કુટુંબના ઘર ઉપર જેમકે કોઇ ગામ ભાંગવા કે કોઇ જુનું વેર વાળવા કે કોઇ મોટી લડાઇ કરવા પ્રમાણે વરનો બાપ પચાસ સાઠ માણસો લઇ કન્યાના કુટુંબ ઉપર છાપો મારે છે. જ્યારે કન્યાના બાપને પોતાના કુટુંબના વ્યવહાર માટેજ કન્યા વિક્રય કરવાની ફરજ પડે છે. (વરનો બાપ પરાણે ફરજ પડાવે છે ) જેથી કન્યાનો બાપ રડતે હદયે પોતાની દીકરીના પૈસા લેવાને કોશીશ કરે છે (એટલે કે કન્યાનો બાપ કન્યા વિક્રય કરે છે.)

કન્યા વિક્રયનો મુદ્દો વરના બાપ ઉપર આવે છે. કન્યા વિક્રય થતાં પહેલાં વરના બાપને પુછવામાં આવે છે. તમોએ બહુ જાન માણસો જાનમાં લઇ આવ્યા છો ત્યારે વરનો બાપ ( અહીં બહુજ માનભર્યા શબ્દો ઉચારે છે ) કે હું સો સગાનો સગો છું મારે ઘરે લગ્ન વખતે હજારો માણસો આવે અને હું કોને કહું કે તમે ઘરે રહો. એ મારાથી ન બને ? કારણ કે મારી આબરૂ સુધારકતા પ્રમાણે માણસો જાનમાં લેવા (એટલે કે કન્યાના બાપના ઘર ઉપર છાપો મારવા) તેમાં મારી આબરૂ (સુધારકના) કહેવાય.

કહો સુધારક ભાઇ, ખરો સુધારક કોને કહેવો ?

આપણામાં લગ્ન વખતે લેવાતી અશાસ્ત્રીય ચીજો જેનો શાસ્ત્રોક્ત વિવાહ સાથે જેને કાંઇ પણ લાગતું વળગતું નથી. એવા વિવાહ પ્રસંગે ચાલતા નકામા રીત રીવાજો: માણેક થંભ રોપવો, મીંઢળ બાંધવો, ખારેક ખાંડ વહેંચવાં, ગણેશ સ્થાપના કરવી, કુલેકાં દેવાં, પીઠી ચોળવી, ઉકરડી ઉડાડવી, પૈડું સીંચવું, જાનનું સાંમૈયું કરવું, નાળીએર બદલવાં, કલશો જમાડવો, તોરણ ચડવું, પોંખવું, ચપટીયું ફોળવું, વરમાચી વાપરવાં, ગ્રહણ કે ગોર, બારોટ, ઢેલી વાળું દને આવાના લાગા ચુકવવા, વર કન્યાના સગાં વ્હાલાં તેડાવવાં કે મેજો ભરવો, આવા ખોટા ખર્ચને અટકાવે (તોજ કેળવણીમાં પ્રવૃતિ થશે ) એજ ખરો સુધા-

રૂ કહેવાય.

સુધારકે દરેક નવિન વિચારને અપનાવવો જોઇએ અને તેને સમજવા જેટલી તેની તૈયારી હોવી જોઇએ.

સુધારકોએ (એટલે કે આપણે) જડતા અને ચુસ્તતા હમેશાં નહિ રાખવી જોઇએ. સુધારો કરવા જતાં ભુલ થશે એ બીકે કશુંએ ન થવું જોઇએ એવી વૃતિ છોડવાની જરૂર છે.

જુનું એટલું સોનું છે અથવા તો ચળકે છે તેટલું સોનું છે એવી જડ માન્યતા છોડી દેવી જોઇએ એટલે કે સુધારકમાં જડતા હોવી ન જોઇએ.

**ચર્ચાની નીતિમાં સુધારો થવાની ખાસ જરૂર છે. પોતાના દોષો કોઇ બતલાવે એટલે દોષ બતલાવનારના દોષો શોધી તેનો જવાબ હમેશાં ન આપી શકાય. આપણે ખોટા નથી એ વાતની સાબીતી બીજાને ખોટા કરીને થતી નથી. આ પ્રમાણે ચર્ચા થાય છે એ મનુષ્ય શાસ્ત્રની દ્રષ્ટીએ મનુષ્ય સ્વભાવ જોતાં સ્વાભાવિક છે. પરંતુ યોગ્ય નથી.** [અપુર્ણ]

મોમ્બાસા: (આફ્રિકા) } લક્ષ્મણ મુલજી ચાવડા

---

## આપણી અજ્ઞાનતા

મારા વહાલા સોરઠીઆ પ્રજાપતિ બંધુઓને નમ્ર વિનંતિ કે ભાઇઓ, આજે નુતનયુગની અંદર આપણે બાળલગ્નની અધિકતાથી અધર્મને પંથે વળી ગયા છીએ અને હજી આપણી પ્રજાપતિ કોમમાં આપણે કુરૂઢીઓને વળગી રહ્યા છીએ અને નવાં નવાં પ્રમાણોમાં યુક્તિઓ આપી તેને પુષ્ટ કરતા જાઇએ છીએ. ખરેખર આ આપણી બેકદરાઇનું પરિણામ છે. આવા બાળલગ્નનું સમર્થન કરનારાંઓ તો દેશના તથા ધર્મના અને જ્ઞાતિના શત્રુ ગણાય. આવા ઢોંગી પાખંડીનાં બાવલાં પકડી પકડીને જો કદાચ કતલખાને મોકલીએ તોપણ પાપ ન લાગે. આખા દેશનું અને આખી આર્યભુમીનું તથા જ્ઞાતિનું સત્યાનાશ તેઓ વાળી રહ્યા છે. ધર્મને નામે ધતીંગ ચલાવી અને આખી જ્ઞાતિને ગુલામીની બેડી પહેરાવી રહ્યા છે. કારણ કે તેઓ એમજ સમજે છે કે બાળવિવાહ એ એક સ્વર્ગમાં લઇ જનારો પરમ ધર્મ છે. પણ ખરૂં, જેનાં બાળવિવાહની વૃધ્ધિથી વિધવાઓ વધી. આપણે એમ પણ સાંભળ્યું હશે કે સ્ત્રીઓમાં પુરૂષ કરતાં પ્રકૃતિક વાસના આઠ ગણી અધિક હોય છે. પુરૂષો પોતાની તુચ્છ વાસનાને વશ થઇ સ્વેચ્છાચાર કરે છે. વ્યભિચાર કરતાં જરાપણ શરમાતા નથી પણ ભાગ્યજોગે જો તેવો આચાર સ્ત્રીથી કરાય તો બિચારીના ભુંડા ભોગ. જે નિયમો પુરૂષો પોતે પાળી શકતા તેનું કારણ એજ કે સ્ત્રીઓ આજ સુધી અશિક્ષિત, અભણ અને અબળાઓ ગણાતી આવી છે. પ્રત્યેક જાતિમાં જ્યારે પાપની વૃદ્ધિ થાય છે તો તે પ્રથમ પુરૂષ વર્ગમાંથીજ થાય છે. સ્ત્રીઓથી નહીં. ગમે તેમ હો પણ આવી અવસ્થાનું કારણ-આદુર્દશાનું મુળ-તો બાળવિવાહજ છે. જો આપણે ત્યાં બાળવિવાહ ન હોત તો આવી દુર્દશા વધવા પામત નહી—આ દુષ્ટ રિવાજને બંધ કરવા માટે ભારત વર્ષમાં પુનરૂદ્ધારક મહર્ષિ દયાનન્દ સરસ્વતી

થઇ ગયા તેઓએ પણ બાળવિવાહને ધિક્કાર્યો છે અને મહાત્મા ગાંધીજી પણ દુનિયાની નજરે બોધ આપે છે કે સત્ય અને નિતિથી વર્તન રાખનાર પ્રત્યેક મનુષ્ય પોતાનો જન્મ સફળ કરી શકે છે. આટલું બધું સમજાવવા છતાં આપણે જુની રૂઢીને વળગી રહ્યા છીએ અને જ્યાંસુધી આપણી જ્ઞાતિમાં બાળવિવાહ નહી રોકાય ત્યાંસુધી જ્ઞાતિની ઉન્નતિ થવી અશક્ય છે. માટે ભાઇઓ, આપણે પણ મહાત્માજીને પગલે ચાલીને કાંઇક ને કાંઇક કરી બતાવવું જોઇએ. હું એમ આશા રાખું છું કે દરેક ભાઇઓએ દૃઢ નિશ્ચય કરવો જોઇએ કે આપણી જ્ઞાતિ અર્થે કોઇ પણ કુરીવાજ અને કુરૂઢીઓનો સામનો કરીને તેનો એટલે તેવા ખોટા રિવાજોનો જડમુળથી નાશ કરવો જોઇએ અને તેમ કરવાની દરેક ભાઇઓની ફરજ છે એમ સમજીને દરેક ભાઇઓએ પોતાના અભણ વર્ગના જ્ઞાતિભાઇને તથા સગાંવહાલાને બોધ આપીને સમજાવવા પ્રયત્ન કરવો જાઇએ. (અપૂર્ણ)

નકુરૂ :
(આફ્રિકા) } ડાહ્યાભાઈ દેવા પાણખાણીયા

---

# આપણી કેળવણી

આપણી જ્ઞાતિમાંથી દિવસે દિવસે અધઃપતન કરનારા અનેક સડાઓને કાઢી નાખવા અને જ્ઞાતિને ઉન્નતિને શિખરે લઇ જવા પ્રયાસો થઇ રહ્યા છે.

ભાઇઓ, કેળવાએલ તેમજ બીન કેળવાએલ આજ કેળવણીની મહત્તા તથા જરૂરીઆત સારી રીતે સમજે છે. આ જમાનામાં આજીવીકા તથા કુટુંબ તરફની વ્યવહારીક ફરજો અદા કરવામાં નડતી મુસ્કેલીએ કેળવણી તરફ સર્વેનું લક્ષ્ય ખેંચ્યું છે. કેળવણી વિના કોઇ પણ કુટુંબ, પ્રજા કે દેશની ઉન્નતિ સાધી શકાતી નથી.

આપણી જ્ઞાતિનો મોટો ભાગ નાના નાના ગામડામાં રહેતો હોવાથી આધુનિક કેળવણીનો લાભ બધા લઇ શકતા નથી. તેથીજ આપણી જ્ઞાતિમાં કેળવાયેલાની સંખ્યા બહુ થોડી નજરે પડે છે. છતાં પણ દરેક જ્ઞાતિભાઇઓએ પોતાના પુત્રપુત્રીઓને જેટલો બની શકે તેટલો અભ્યાસ કરાવવા ચુકવું નહિ.

દરેક અજ્ઞાનતનું મુળ બીન-કેળવણી છે. જ્યારે કેળવાએલ માણસ યોગ્યાયોગ્યનો વિચાર કરી સારૂં રાખી લઇ નરસાને ફેંકી દેશે. ત્યારે તેને શું કરવું અને શું ન કરવું અને આ રિવાજ દાખલ કરવો અને પેલો કાઢી નાખવો તે બોધ દેવાની જરૂર નહિ રહે.

ભાઇઓ, સારાં સારાં કાર્ય કરવાની તક ઉત્પન્ન થઇ છે તો તે તકને ઓળખી સડો સાફ કરવા બીજાની રાહ જોયા વગર મથો, જગતમાં દશ પંદર વરસમાં કેટલા અસાધારણ ફેરફારો થયા છે, અને થાય છે તે જોતા રહો. **(પટેલ થવા કરતાં સેવક થવાય તો જીવન સાફલ્ય થયું માનશો).**

માટે એટલું યાદ રાખવું જોઇએ કે સામાજીક સડાઓ દુર કરવા અને જ્ઞાતિને ઉન્નતિને શિખરે મુકવા કેળવણીરૂપી બીજ રોપવાની જરૂર છે.

પાલેદ: } દેવસી રાજાભાઇ ગોલા
(બાંટવા) } (લીંબુડાવાલા)

# આપણી જ્ઞાતિની હાલની પરિસ્થિતિ

સાખી

શું શું કહું આ મુખથી, વળી સાર પ્રજાપતિ જ્ઞાતનો,
અધોગતીએ જઇ ચડયો, વહેવાર કુંભારની જાતનો.
નિઃસ્વાર્થી નર ના રહ્યો, કુંભાર તણી પંચાતનો,
વળગી રહ્યા હુંપદને સૌ, જેથી થયો પ્રચાર પક્ષપાતનો.
રહ્યો ન સંપ સગા તણો, વળી માત, તાત કે ભ્રાતનો,
એકમેકને જુએ ઝેરથી, રાખી રોપ હૃદયે મદાંન્તનો.
વજન રહ્યો ના વડીલનો, વિવેક રહ્યો નહી વાતનો,
દીલમાં દગો સહુને રહ્યો, છે આ દાખલો પરખ્યાતનો.

દોહો

કઠણ આ કુંભારની કહાણી છે, જેમાં દેશ છાપી સમાણી છે,
સકળ સંકટે સપડાણી છે, કેવળ કુસંપે નીંદાણી છે.
મતી ત્યાં સૌની મુંઝાણી છે, બાવા બાળક દાસની વાણી છે,
લાગણી ગોપાલની દુભાણી છે, વધુ કહેવું પથ્થર પર પાણી છે. ૧

રંગત લંગડી

અનેક કોમોમાં સમય મુજબ જ્ઞાતી તણા સુધારા થયા,
એક પ્રજાપતિમાં = કુસંપે કુરૂઢી તણા કુધારા થયા.
ધ્યાન ધરીને સમજો ભાઇઓ, કહું કુંભારોની કહાણી,
વહુ શું વાણી = કરતાં વર્ણન આવે આંખોમાં પાણી.
કેળવણીના અભાવે આજે લાજ મર્યાદા મુકાણી,
નીતિ બદલાણી = જેથી થઇ આણી કોમની ધુળધાણી.

શેર

કુસ વ્યસનને વશ થઇ, ઉદ્યોગ તજીને ભમ્યા કરે,
રેસ, સટ્ટો ને મજ્નો, બસ રાત દીન રમ્યા કરે.
બરબાદ ઇજ્જતને કરી, દારૂ પીવોજ ગમ્યા કરે,
ઘરનું કુટુંબ ભૂખે મરે, પોતે હોટલોમાં જમ્યા કરે
આવા ચલણથી કુંભારો ઉપર કંઇકોના ઉછી ઉધારા થયાં,
એક પ્રજાપતિમાં = કુસંપે કુરૂઢી તણા કુધારા રહ્યા. ૨

### ચોક બીજો

શિક્ષણ વીનાના કંઇક કુંભારો, થયા મેમ્બરો જ્ઞાતિ તણા,
એ પાંચ જણા = મળીને ઘડયા નીયમ નહી રાખી મણા.
પોતે નીયમ પાળે નહી ને બીજાને બતાવે મેમ્બરપણા,
ખોટા લક્ષણો = કહેવત પ્રમાણે ઠાલા ચણા તો વાગે ઘણા.

શેર

સત્તા અને આ ગાવણીથી જ્ઞાતિ તણાં પંચો ઠર્યા,
પણ પાંચ વર્ષની મુદતમાં ઇન્સાફ કોઇના નવ કર્યા.
કરવા સજા ગુન્હેગારોને સત્તાધીશો મનમાં ડર્યા,
વર્તન જોઇ પંચનું અન્યાય કઈકોએ આદર્યા.
આવડત વિનાના અગ્રેસરોએ કંઈકો તણા હુંકારા સહ્યા,
એક પ્રજાપતિમાં = કુસંપે કુરૂઢી તણા કુધારા રહ્યા. ૩

### ચોક ત્રીજો

મળે મીટીંગો જ્ઞાતિ તણી તો મફતીયા ચલાવે આપખુદી,
ભાવના જુદી = રાખીને વચ્ચે કરે કુદાકુદી.
ઘટના સુધારા કરવા તજીને લાગ્યા ચાલવા અંધાધુંધી,
મલીન બુદ્ધી = રાખી જેથી લાગી પંચોને ઉંધી.

શેર

નિયમીત મીટીંગો બંધ પડી જ્ઞાતી હીતની વાતો રહી ગઇ,
નીર્બળ પ્રજાપતિ કોમ આજે અંકુશ વીનાની થઇ ગઇ.
સંયમ રહ્યો ના સમાજમાં શુભ લાગણી પણ વહી ગઇ,
ઇર્ષા દ્વેષ હરીફતા, કાયમ કુંભારોમાં રહી ગઇ.
બન્યા નીર્માલ્ય નર ને નારી જ્યાં કુડ કપટના વધારા થયા,
એક પ્રજાપતિમાં = કુસંપે કુરૂઢી તણા કુધારા રહ્યા. ૪

### ચોક ચોથો

શ્રીમંત વર્ગ બન્યો સ્વાર્થી, ગરીબો બન્યા અહંકારી,
ખોટી ખુમારી = રાખી નવ સુધર્યા, ન જ્ઞાતી સુધારી.
રેણી કેણી રહી ન ઠોઠમાં, કેળવ રાખી બેદરકારી,
આળસને આભારી = જેથી ગઇ ભણેલાની અક્કલ મારી.

શેર

સગપણ મહીં દીએ દીકરી, અહીં પંથ ભ્રષ્ટાચારનો,
ઇશ્વરને પણ ઓળખે નહી, જ્યાં પડતો દીન કુંભારનો.
વાજાં વાગે વ્હેમના, વળી તાલ મળે તકરારનો,
જ્યાં સુર મળે નહી સંપનો, ત્યાં વાંક શું ગાનારનો.
કહે ગોપાળ ઉત્તેજન વીના, આજે ગરીબોના ગુજરા ગયા,
એક પ્રજાપતિમાં = કુસંપે કુરૂઢી તણા કુધારા રહ્યા. ૫

મુંબઈ: (હાલ થાણા)] ગોપાળદાસ વાલજી દેવળીયા

## મુંબઇની ધારાસભા માટે ઉમેદવારી નોંધાવી

આપણી જ્ઞાતિના કલ્યાણના રહીશ ભાઇશ્રી કાનજીભાઇ ગોવીંદ કરશન છાંયા એ મુંબઇની ધારાસભામાં સભ્ય થવા માટે થાણા જીલ્લાના દક્ષિણ વિભાગ તરફથી પોતાની ઉમેદવારી નોંધાવી છે, જેના સમાચાર ગયા અંકમાં અમો પ્રગટ કરી ગયા છીએ. ભાઇશ્રી કાનજીભાઇ આપણી કોમના એક પ્રતિષ્ઠિત બંધુ ગણાતા હોઇ આપણી સોરઠીયા જ્ઞાતિ તરફથી ધારાસભામાં જવા માટે ઉમેદવારી કરનાર એ પહેલાજ બંધુ છે. આપણી કોમનો કોઇપણ ઉત્સાહીબંધુ ધારાસભામાં જાય એમાં આપણી જ્ઞાતિને અભિમાન લેવા જેવું છે. તો જ્ઞાતિના અભિમાની એવા થાણા જીલ્લાના સર્વે પ્રજાપતિ મતદાર બંધુઓને પોતાના સઘળા મતો ભાઇશ્રી કાનજીભાઇને જ આપી એમને વિજયિ બનાવવા અમો આગ્રહપૂર્વક વિનંતી કરીએ છીએ. પ્રજાપતિ મતદાર બંધુઓ પોતાની આ ફરજ રખે ચુકે. સંપાદક

## સાભાર સ્વિકાર

નીચે દર્શાવેલા વધુ ભાઇબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

(૩૯) 'શુદ્ધાદ્વૈત અને ભક્તિ માર્તંડ' (માસિક) અમદાવાદ
(૪૦) 'ગુજરાત શાળા પત્ર' ( ,, ) ,,
(૪૧) 'પંચાળ દીપક' ( ,, ) ,,
(૪૨) 'ઉનેવાલ બંધુ' (દ્વૈમાસિક) સુરત

જોઇએ છે———ખબરપત્રીઓ

દેશ પરદેશના પોતપોતાના ગામના સાચા તેમજ જ્ઞાતિહિતના સમાચાર તથા આપણી જ્ઞાતિના જન્મ-મરણ તથા લગ્ન-સગપણનાં પત્રકો ભરી મોકલવા માટે—

વિશેષ માહિતી માટે લખો:
સંપાદક: 'પ્રજાપતિ-પ્રકાશ'
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, મુંબઇ, નં. ૪

# ખોટી ભ્રમણા

મારા વહાલા બંધુઓ, આપણી ખોટી ભ્રમણાએ આપણને દુર્દશાએ પહોંચાડયા છે માટે તે ખોટી શંકાને દુર કરીને આપણી જ્ઞાતિમાં ઘરઘાલી બેઠેલા કુરીવાજોને નાબુદ કરી અને જેમ બને તેમ આપણે સારી લાઇન પર ચડયા છીએ તો જ્ઞાતિનું સારૂ હીત થાય તે રસ્તા શોધવાની જરૂર છે અને અમુક અમુક તો એવા કુરીવાજો છે કે જે માણસ ઉપર તે રીવાજો કુદરતી લાગુ પડયો તો તે માણસના પાછળથી બાલબચ્ચાની પણ અધોગતી થાય છે તો આ રીવાજ માટે આજ કાલ તો દરેક ભાઇઓના ધ્યાનમાં આવી ગયું છે કે અધોગતીને પહોંચાડનારા રીવાજો ના જોઇએ. પણ અમુક ભાઇઓના લક્ષમાં એમ આવે છે કે એવા જુના રીવાજો કેમ છોડાય અને કદાચને છોડીએ તો આપણે પ્રગતપની કેમ કેવાઇએ! તો મારા વહાલા ભાઇ, એજ આપણી ખોટી ભ્રમણા છે. બીજું આપણી કોમ ઘણે ભાગે અભણજ હોવાથી તેનામાં સારા વીચારો આવતા નથી. અને કદાચ ને મારા જેવા થોડું ઘણું ભણ્યા હોય તો ને વાદવીવાદમાં કાઢે એટલે તેનું નામ પણ ભણ્યા પણ ગણ્યા નહી. માટે ભાઇઓ, એક તો આપણી પ્રજાને ભણાવવાની ખાસ જરૂર છે અને ભણાવવા માટે એક સંસ્થા કોઇ મોટા શહેરમાં સ્થાપવાની જરૂર છે અને તે સંસ્થા બાબત ગામ દીઠ અમુક રકમ ત્યાંના આગેવાનોએ કાઢવી જોઇએ અને તે બાદ સંસ્થા ખોલવી જોઇએ અને જ્ઞાતિના બચ્ચાઓને ભણાવવાનું ઉત્તેજન આપવું જોઇએ. જો તે ભણશે એટલે જરૂર તેનામાં જ્ઞાન પ્રાપ્ત થશે અને આપણે કોણ છીએ અને કઇ દશાએ પહોંચ્યા છીએ તેનું જ્ઞાન તેનામાં જાગ્રત થશે.

પોરબંદર:] માધવજી દામજી ચાવડા

# આપણો પહેરવેશ

આપણી જ્ઞાતિમાં પહેરવેશ બાબત ઘણા ભાઇઓ તરફથી ચર્ચાઓ થઇ ગઇ છે અને ઘણા મતો પ્રકાશમાં બહાર પડયા છે. તેમાં એક ભાઇ તરફથી એવું કહેવામાં આવે છે કે આપણે ગમે તેવો સુધરેલો અગર જુની ઢબ પ્રમાણે ડ્રેસ પહેરીએ તો પણ જાની બદલની નથી તે વાત બરોબર ને ખરી. છે. તેવીજ રીતે આપણે ધંધા અર્થે તેને લગતો જે ડ્રેશ પહેરીએ તેથી આપણી જ્ઞાતિની ચર્ચા કરવા પ્રેરાય છે તો તેવી ચર્ચાઓ કરી અદેખાઇ, ઇર્ષાને માન આપી પોષવામાં લાભ નથી. ભાઇઓ, જમાનો બદલી ગયો છે. હવે તો જમાના અનુસાર ડ્રેસ પહેરવામાં આવે છે. ઉપરાંત પોતાની કમાણી પ્રમાણે પહેરવેશ રાખવો એજ વ્યાજબી છે. તે માટે નકામી ચર્ચા કરી કુસંપનું બીજ રોપવું વ્યાજબી નથી. તેવીજ રીતે ઘરમાં પણ પહેરવેશ રૂઢી સહવાસ પ્રમાણે પહેરવામાં આવે છે તે માટે અદેખાઇ કરી નાહક કુસંપ વધારવો એ વ્યાજબી નથી. આપણે એમ નથી સમજવાનું કે આપણો ડ્રેસ બદલવાથી પ્રજાપતિ જાતી જતી રહે છે. પણ કુદરતે આપણને પ્રજાપતિમાં જન્મ આપ્યો છે તે ડ્રેસ અગર ધંધો બદલવાથી જાતી બદલે છે એમ તો કોઇ કાળે પણ બનવાનું નથી. તો તે બાબત ચર્ચાઓ તથા અદેખાઇ કરવી નકામી છે.

પોરબંદર:] રામજી મેપા ગોહિલ

## પ્રાસંગિક નોંધ

### જુનાગઢ જ્ઞાતિનું બંધારણ:—

જુનાગઢના બાર મહાલોના ભાઈઓની જુનાગઢ મુકામે ભરાએલી ગઈ પરિષદમાં જ્ઞાતિના રીતરિવાજોના ધારાધોરણો જે પસાર થએલ તેને વ્યવસ્થિત સ્વરૂપમાં ગોઠવવાનું કામ અમોને સોંપવામાં આવેલું હતું. તેમજ મહાલોની જ્ઞાતિઓનો કારભાર વ્યવસ્થિત રીતે ચલાવવા માટે એક બંધારણ પણ તૈયાર કરવાનું અમોને જણાવતાં ઉપરોક્ત બંન્ને બાબતોનો ખરડો તૈયાર કરી જુનાગઢના પટેલશ્રી ઉપર અમોએ મોકલાવી આપ્યો હતો.

મજકુર બંધારણ તથા ધારાધોરણો છપાવવાની અમોને જુનાગઢના પટેલશ્રી તરફથી સૂચના મળેથી અહિંની પ્રેસમાં છપાવવા માટે અમોએ તે આપેલ છે અને તે આવતી તા૦ ૧૫-૨-૫૭ સુધીમાં છપાઈ તૈયાર થઈ ગએથી તેની નકલો પટેલશ્રી ઉપર મોકલાવી આપવામાં આવશે અને તેમના મારફતે મહાલોની જ્ઞાતિઓમાં તેની નકલો વહેંચાશે.

આવતા મહા મહિનાથી લગ્નગાળાની મોસમ ચાલુ થશે, એટલે આવા સમયે આપણા રીતરીવાજોના ધારાધોરણોનું પ્રકાશન ઘણુંજ ઉપયોગી થઈ પડશે એમ અમો માનીએ છીએ. તો પ્રત્યેક બંધુઓને આ ધોરણ પ્રમાણે વર્તવા અમો ભલામણ કરીએ છીએ.

### એક મેળાવડો:—

( ગઈ તા. ૨૪-૧૨-૫૬ના દીને સવારે દશ વાગે 'પ્રજાપતિ-પ્રકાશ'ના નામનું બોર્ડ કાર્યાલયની નીચે મુકવાનું શુભ મુહૂર્ત કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે એક નાનો એવો મેળાવડો અમારા તરફથી ગોઠવવામાં આવ્યો હતો, જે વખતે 'પ્રકાશ' અને તેના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા અહિંના વીસથી પચીસ ભાઈઓએ હાજરી આપી હતી. સમયોચિત વિવેચનો થયા બાદ ચ્હાપાણી નાસ્તો લીધા પછી મેળાવડો વિસર્જન થયો હતો.

### મ્યુ. ના સભ્ય તરીકે ચુંટાયા:—

અમોને જણાવતાં આનંદ થાય છે કે અમટાલી (દ. આફ્રિકા) નિવાસી શ્રીયુત જાદવજી કાનજી શીંગડીવાના પુત્રી શ્રીમતિ લક્ષ્મીબ્હેન કે જેમના લગ્ન ગયા બે માસમાં મોમ્બાસા નિવાસી શ્રીયુત ભીમસિંહ છવાભાઈ દેવળીયા સાથે થયા હતા. જે બાદ તેઓએ એલ્ડોરેટમાં એક સ્ટોર ખોલ્યો હતો. મજકુર લક્ષ્મીબ્હેન એલ્ડોરેટ ગામના મ્યુનીસીપાલીટીનાં એક મેમ્બર તરીકે વધુ મતે ચુંટાયા છે. સમસ્ત પૂર્વ આફ્રિકામાં મ્યુની- સીપાલીટીના સભ્ય તરીકે ચુંટાયલા-આ પહેલા હીન્દી સન્નારી છે. શ્રીમતી લક્ષ્મીબ્હેનની આ ફતેહ માટે તેમને અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ.

### જાહેર વિનંતી:—

દેશ પરદેશની આપણી જ્ઞાતિમાં થતા જન્મ-મરણ તેમજ લગ્ન-સગપણની રીતસર નોંધ આવતા અંકથી 'પ્રકાશ' માં પ્રગટ કરવાનું અમોએ નક્કી કર્યું છે. તો દેશ પરદેશના સર્વે ભાઈઓને આ સબંધી વીગત અમોને રી પાડવા વિનંતી કરીએ છીએ. [ સંપાદક

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઈઓનું મુખપત્ર ]



# પ્ર.જા.પ.તિ — પ્ર.કા.શ.



॥ ओरम् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥


સંપાદક, મુદ્રક તથા પ્રકાશકઃ—
ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
વ્યવસ્થાપકોઃ-
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

* * *

વર્ષ : ૨ જું—અંક : ૯ મો
માર્ચ,
સને : ૧૯૩૭

* * *

: વાર્ષિક લવાજમ :
દેશમાં : એક રૂપીઓ
પરદેશમાં : બે રૂપીઆ
અથવા ત્રણ શીલીંગ

*

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ. નં. ૪.


* * * * *

## મુંબઈની ધારાસભાના સભ્ય ચુંટાયા



**શ્રીયુત કાનજીભાઇ ગોવીંદ છાંયા**

[ જેઓ થાણા જીલ્લાના દક્ષિણ વિભાગ તરફથી ગયી ચુંટણીમાં ચુંટાઇ આવ્યા છે. ]

* * * * *

# 'પ્રકાશ' ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નંબર: | નામ: | | સ્થળ: |
|---|---|---|---|
| *૧૮૧ | શ્રી. કરસનદાસ જાદવજી | શીંગડીયા (આફ્રિકા) | જુલાવાર્ગો |
| ૧૮૨ | ,, નારણભાઈ મેરામણ | ઘેડીયા | મુંબઈ. |
| ૧૮૩ | ,, નથુભાઈ રામજી | ચૌહાણ | વણાકબારા. |
| *૧૮૪ | ,, માંડણભાઈ ધનજી | ગઢીયા (આફ્રિકા) | કમ્પાલા |
| ૧૮૫ | ,, કાળાભાઈ રામજી | ધોળીયા (,,) | દાગ-ગા. |
| ૧૮૬ | ,, વીરજીભાઈ દેવાણંદ | ટાંક | થાણા. |
| *૧૮૭ | ,, ભીમજીભાઈ રાજા | ચૌહાણ | મુંબઈ. |
| *૧૮૮ | ,, દેવશીભાઈ લખમણ | ,, | ,, |
| *૧૮૯ | ,, વીરજીભાઈ વાલજી | વઢુકર | થાણા |
| ૧૯૦ | ,, રાઘવજી કાનજી | લાડવા | જામજોધપુર |
| ૧૯૧ | ,, મગનલાલ સોમાભાઈ | પ્રજાપતિ | ખંભાત |
| *૧૯૨ | ,, પરસોત્તમ હરદાસ | લાડવા | મુંબઈ |
| ૧૯૩ | ,, પાંચાભાઈ વેલજી | શીંગડીયા | વીલાપારલા |
| ૧૯૪ | ,, ભીમસિંહ જીવાભાઈ | દેવળીયા (આફ્રિકા) | એલ્ડોરેટ |
| ૧૯૫ | ,, ભીમજીભાઈ ગોવીંદ | રાવત | મુંબઈ |
| ૧૯૬ | ,, હરજીભાઈ ભગવાન | જેઠવા (મુંબઈ) | ધારાવી |
| *૧૯૭ | ,, ભીખાભાઈ મુળજી | વીસાવાડીયા | વેરાવળ |
| ૧૯૮ | ,, જેઠાભાઈ રાજાભાઈ | શીંગડીયા (કચ્છ) | કેનગામ |
| ૧૯૯ | ,, દેવશીભાઈ રાજાભાઈ | શીંગડીયા ,, | , |
| *૨૦૦ | ,, રામજીભાઈ જીવાભાઈ | ધોળીયા | જુનાગઢ |
| *૨૦૧ | ,, કરસનભાઈ નથુભાઈ | ટાંક | મુંબઈ |

| અ. નંબર: | નામ: | | સ્થળ: |
|---|---|---|---|
| *૨૦૨ | શ્રી જીવનભાઈ રામજી | ગોહિલ | પોરબંદર |
| ૨૦૩ | ,, મુળજીભાઈ રામજી | ચૌહાણ | જામનગર |
| *૨૦૪ | ,, હરજીભાઈ ભુરાભાઈ | લાડવા (આફ્રિકા) | કાકામેગા |
| ૨૦૫ | ,, મેઘજી જુઠાભાઈ | ચાંડેગળા | માંગરોળ |
| ૨૦૬ | ,, ડૉ. અર્જુનલાલ જી. | જોગાનીયા | ,, |
| ૨૦૭ | ,, માસ્તર કચરાભાઈ કાળાભાઈ ગોહીલ | | શીલ |
| ૨૦૮ | ,, વીરજીભાઈ રાજાભાઈ | દેવળીયા (આફ્રિકા) | દારેસલામ |
| ૨૦૯ | ,, મીસ્ત્રી માવજીભાઈ મેઘજી ચાવડા | | જામનગર |
| *૨૧૦ | ,, માંડણભાઈ માધવ | મારૂ | મુંબઈ |

—: વધુ નામો આવતા અંકમાં :—

*આવી નીશાનીવાળા બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક થયા છે.

## સાભાર સ્વિકાર.

નીચે જણાવેલા વધુ ભાઇબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ.:-

(૪૩) 'કચ્છ પ્રજા મંડળ પત્રિકા' (માસિક) મુંબઈ.

(૪૪) 'ઉન્નતિ' ,, ,,

***મેસર્સ શ્રી લક્ષ્મી સ્ટોર્સ (એલ્ડોરેટ—આફ્રિકા) તરફથી ચાલુ વર્ષનું એક ફેન્સી કેલેન્ડર અમોને ભેટ મળ્યું છે, જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ.

તંત્રી

卐 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 卐

વર્ષ : ૨ જું ] માર્ચ, ૧૯૩૭ [ અંક : ૯ મો

# ખબર નથી પડતી.

જેનું પેટ ભર્યું હોય તેને ખબર નથી પડતી કે ભૂખ્યાની વેદના કેટલી હોય.

જેણે અંગે સાલ દુશાલા લપેટયા હોય તેને ખબર નથી પડતી કે ગરમી વિના ટાઢમાં ઠુંજતાં શું થાય છે.

જેને રહેવાને સુંદર આવાસો છે તેને ભાન નથી હોતું કે ઘરબાર વિનાનાની શી હાલત હોય છે.

જે સાજો છે તેને માંદાની ખબર નથી પડતી.

જેને હજાર હાથ છે તેને બે હાથવાળાની ખબર નથી પડતી.

જેને આખો દીવસ પ્રવૃત્તિ છે તેને પ્રવૃત્તિ વિનાનાની ખબર નથી પડતી.

જેને કામના થાકને લીધે રાતે ઉંઘ આવે છે તેને, જેને ઉંઘ નથી આવતી ને જેને પથારીમાં આળોટવું પડે છે તેની ખબર નથી પડતી.

જે હિમાલયમાં છે તેને સહરાની ને સહરામાં છે તેને હિમાલયની ખબર નથી.

## : પ્રવાસનો અર્થ :

પ્રવાસનો એક અર્થ એ પગે ભટકવું. બળદો, ગાયો અને ગધેડાં પણ પ્રવાસ કરે છે.

– તેનો પ્રવાસ યથાર્થ અને સાર્થક છે કે જે ભટકવા સાથે આંખે જુએ છે, કાને સાંભળે છે, સ્પર્શે છે. અર્થાત જ્ઞાન અને કર્મેન્દ્રિયથી અનેક કુદરતના અને મનુષ્યના અવલોકન અને અનુભવ લે છે.

# પ્રાસંગિક નોંધ

## ધારાસભાના સભ્ય તરીકે ચુંટાયાઃ- * * *

અમોને જણાવતાં અત્યંત ખુશાલી ઉપજે છે કે આપણી અહિંની જ્ઞાતિના કલ્યાણના ચ્હીરા શ્રી. કાનજીભાઈ ગોવિંદ ઝાંખા કે જેઓએ થાણા જીલ્લાના દક્ષિણ વિભાગ તરફથી મુંબઇ ધારા સભા માટે પોતાની ઉમેદવારી નોંધાવી હતી તેઓ ગઇ ચુંટણીમાં એ વિભાગના ચુંટાએલા ત્રણ સભ્યોમાંથી બીજે નંબરે સભ્ય તરીકે ચુંટાઇ આવ્યા છે. જે બદલ એમને અમારા હાર્દિક અભિનંદન આપીએ છીએ. ભાઈ શ્રી કાનજી-ભાઇ આપણી અહિંની જ્ઞાતિના મર્હુમ પ્રમુખ શ્રી ગોવિંદ કરસન રામજીના વડા પુત્ર છે અને તેઓ પોતે લાગણીવાળા અને ઉત્સાહી હોઇને જ્ઞાતિભાઇઓ પ્રત્યે સારી લાગણી ધરાવે છે. એઓશ્રીની કેટલીક અન્ય સામાજીક પ્રવૃત્તિઓ પ્રશંસાને પાત્ર બનાય છે. તેવીજ રીતે ઇચ્છીએ કે તેઓ આપણી અહિંની જ્ઞાતિને ઉન્નત બનાવવા માટે પોતાની પ્રવૃત્તિઓ આદરે. આપણી સોરઠીયા પ્રજાપતિ જેવી પછાત કોમમાંથી ધારાસભામાં જનાર આ પ્રથમજ બંધુ છે એટલે આવા એક બંધુનું જાહેર સન્માન કરવું એ અહિંની આપણી સમસ્ત જ્ઞાતિની આવશ્યક ફરજ છે એમ અમો માનીએ છીએ. ઇચ્છીએ કે અહિંની આપણી જ્ઞાતિનો આગેવાન ગણાતો વર્ગ આ પ્રવૃત્તિ વેળાસર ઉપાડી લે.

શુભંસ્ય શીઘ્રમ્ સંપાદક

## જુનાગઢ જ્ઞાતિનું બંધારણઃ—

જુનાગઢના મહાલોની જ્ઞાતિઓનું બંધારણ તથા ધારાધોરણો છપાઇ ને તૈયાર થઇ ગયાં હોઇ તેની નકલો જુનાગઢના પટેલશ્રી ઉપર અમોએ મોકલાવી આપી છે, અને તેમના મારફતે સર્વે મહાલોની જ્ઞાતિઓમાં તે વહેંચાશે. જે જે બંધુઓને તેની નકલ જોઈતી હોય તેઓને તેમની પાસેથી મેળવી લેવા આથી વિનંતી કરવામાં આવે છે.

## જન્મ મરણ વી. ની નોંધોનું પત્રકઃ-

દેશાવરની આપણી જ્ઞાતિમાં થતા જન્મ મરણ તથા સગપણ-લગ્નની નોંધો બનાવવા માટેના પત્રકો આ અંક સાથે વહેંચવામાં આવ્યાં છે. તો તે યથાક્રમે ભરી મોકલવા માટે સર્વે બંધુઓને આથી વિનંતી કરીએ છીએ. વિશેષમાં જે જે બંધુઓ મજકુર નોંધો તેમજ જ્ઞાતિ હિતના જાણવા જોગ સાચા સમાચાર દર માસે નિયમિત રીતે અમારા ઉપર મોકલી આપવાનું સેવાભાવે માથે લેશે અને અમોને તેવી રીતનું લખી જણાવશે, તો તેમના ઉપર આવા પત્રકોની સામટી નકલો તેમના ઉપર મોકલાવી આપશું. આવા ખબર-પત્રી બંધુઓને 'પ્રકાશ' ની એક નકલ દર માસે ફ્રી મોકલાશે.

સંપાદક

# સ્ત્રીવર્ગની પવિત્રતા

ધર્મ વિના ઉન્નતિ નથી અને ધર્મનો મુખ્ય આધાર સદાચાર છે. ઘરમાં કે કુટુંબમાં સ્ત્રીવર્ગ સદાચાર પાળી શકે નહિ ત્યાં સુધી જીવનનો કલ્યાણકારી હેતુ પાર પડતો નથી. આપણી ઉન્નતિ કરવા માટે આપણા સ્ત્રીવર્ગને સદાચારી બનાવવો જોઇયે. આને માટે સ્ત્રીવર્ગની ઇજ્જત જોખમાય એવાં કામો તેમની પાસે ન કરાવવાં જોઇએ. જ્યાં સુધી સ્ત્રીવર્ગ પાસે આપણે હલકાં કામો કરાવીશું ત્યાં સુધી આપણી સાચી ઉન્નતિ થવાની નથી.

જ્ઞાતિમાં આપણે આપણી જાતને ભલે ભડવીર હોવાનું માનતા હોઇએ, પાંચ દશ ગામોમાં આપણને ભલે પટેલાઇનો ચાંદ મળ્યો હોય, ભલે આપણે શ્રીમંત હોઇએ, પણ જ્યાં સુધી આપણી કોમના સ્ત્રીવર્ગને સદાચારી ન બનાવી શકીએ ત્યાં સુધી ઉપરની વસ્તુઓ આપણને નર્કમાં ધસડી જનાર છે. આ વસ્તુ ઉપર હૃદયમાં ઉંડો વિચાર કરવાથી જરૂર આપણને તે સમજાશે. પણ બાપદાદાની મેળવેલી આબરૂ ગાઇગાઇને તીરમારખાં થઇ ફરનારા અને સ્ત્રીવર્ગ પાસે તેમની ઇજ્જત જોખમાય તેવાં કામોકરાવી ગુજરાન ચલાવનારા ઓછુંજ આ વસ્તુ ઉપર ધ્યાન આપવાના છે?

પોતાનું સ્વમાન અને ઇજ્જત સમજનારો સ્ત્રીવર્ગ ગમે તેવાં કામો કરવા છતાં દુરાચારને માર્ગે ચડતો નથી; પણ સામાન્ય સ્ત્રીવર્ગ તેવો હોતો નથી. બીજો સ્ત્રીવર્ગ તો લોભ લાલચ, કે સંકટને વશ થઇ અવળે માર્ગે ચઢી જાય એ સહેજે સમજાય તેવું છે. માટેજ નીચેનાં કામો સ્ત્રીવર્ગ પાસેથી નહિ લેવાનો જ્ઞાતિમાં બંદોબસ્ત થવો જોઇએ.

જ્યાં વેરે પાણી ભરવાનું બંધ થયું ન હોય ત્યાં પુરૂષોએ વેરનું અગર ચોરાનું પાણી ભરવા જવું, પરંતુ બ્હેન, દીકરી કે વહુને પાણી ભરવા મોકલવી નહિ. વળી કેટલેક સ્થળે આપણો સ્ત્રીવર્ગ ઘરાકને ઘેર પાણીઆરાનું, પરબનું કે સારેમાઠે પ્રસંગે પાણી ભરવાનું કામ કરે છે. ઘરાકને ઘેર સારેમાઠે પ્રસંગે સ્ત્રીવર્ગ માટીનાં વાસણો મુકવા જાય છે. આ ઉપરાંત કેટલાંક ગામોમાં માટીનાં વાસણોની ખપત સારી હોતી નથી તેથી ભર બજારમાં કે ચકલામાં તેમને વાસણો વેચવા મોકલે છે. ઘણાખરા ગામડામાં બળતણ, ઝરડાં, ઘાસપુંજો, છાણાં કે ખળાંના દાણા લેવા એકલી સ્ત્રીઓને મોકલે છે. પોતાના જનાવર ચારવા પણ ઘણે ભાગે છોડીઓને ગામ બહાર મોકલાય છે. આવી રીતે જ્યાં બજારોમાં કે ગામ બહાર સ્ત્રીવર્ગને એકલો મોકલાય છે ત્યાં તેમની ઇજ્જતનો સવાલ ઉભો થાય છે. આપણી કોમ એક તો પૈસેટકે અત્યંત ગરીબ છે અને તેમાં તેમને આવા એકલા રહેવાના પ્રસંગો મળે તો લાલચ ને લોભ કે સંકટને લીધે જરૂર તેઓ ફસાય. માટે ઉપરનાં દરેક કામો પુરૂષવર્ગે જ કરવાં જોઇએ, અને સ્ત્રીઓને તો ઘર આગળનાં કામો કરવા દેવાં જોઇએ.

આપણી કોમમાં કન્યા કેળવણી બહુ જ

ઓછી છે. તેના અભાવે નીતિ શું કે અનીતિ શું તેની ખરી સમજ હોતી નથી. 'ધરમ સાચવવાનો હોય તો કુંભારનો અવતાર શા માટે આવે?' એવી રૂઢ માન્યતા આપણા સ્ત્રીવર્ગમાં ફેલાયેલી છે. આમ અભણતા અને અજ્ઞાનતાને લીધે કેળવાએલા સમાજમાં આપણી સ્ત્રીઓ ભળી શકતી નથી. તેથી હલકી વર્ણની સ્ત્રીઓ સાથે સહવાસ થાય છે અને તેમના સંસ્કારો આપણા સ્ત્રીવર્ગમાં આવે છે. નાનપણથી જ છોડીઓ ફટાણાં ગાવાનું તથા ગૌરીપૂજનને બદલે કૂટવાનો ધંધો શીખે છે. ખરો ગૃહસ્થાશ્રમ એટલે શું એ એમના જાણવામાં બીલકુલ આવતું નથી. તેથી જ આપણે આપણા સ્ત્રીવર્ગને કેળવણી અને નીતિનું શીક્ષણ સ્ત્રીવર્ગને અપાય તો હવે પછીનો આપણો સ્ત્રીસમાજ ઉંચે માર્ગે ચઢે અને કામના ગૌરવમાં વધારો થાય.

અજ્ઞાન માનવીઓ કહે છે કે "ઘૈડીઆં આમ કરી કરીને મરી ગયા, તે શું ગાંડા હતાં કે આવો ચાલ પાડ્યો ? આપણો કુંભારનો ઓશિયાળો અવતાર એટલે એમજ ચાલે" આવી અજ્ઞાન બંધુઓની જડ માન્યતાથી બહુ દિલગીરી થાય છે. તેઓ એમ પણ વિચારતા નથી કે માણસોના સ્વભાવ ને રહેણીકરણી બદલાઇ ગયાં છે. અગાઉ આપણી કોમ પવિત્ર અને આશ્રિત ગણાતી એટલે આપણી વહુ દીકરી પર કોઇ હાથ લગાડતું નહિ. ચોર કે લુંટારા પણ કુંભાર કે 'પ્રજાપતિ' નામ સાંભળી તેને કશી હરકત કરતા નહિ, પણ હવે એ યુગ નથી રહ્યો. માટે જ જુના વિચારો બદલવાની જરૂર છે.

આપણી જ્ઞાતિમાં સંપ સાધી વખત પ્રમાણે લોકોના ઉપયોગમાં આવે તેવો કાર્ય ને જૂદી જૂદી તરેહનો માલ બનાવી તેની કિંમત ઓછી ઘેર બેઠાં વેચવામાં આવે તો આપણી જીંદગી સુખમાં જાય એમ હું માનું છું.

આપણા ધંધાને અંગે જોઇતી ચીજો પુરુષોએ જ બહારથી વેચાતી કે મજૂરીથી મળી શકે તો તેની રીતે લાવવી. તેથી કંઇ ખોટ જવાની નથી. ઇશ્વરે જેને દાંત આપ્યા છે તે સર્વ સારી નિષ્ઠાવાળાને ચાવણું આપશે જ એવી અડગ શ્રદ્ધા રાખી આપણે નીતિમય જીવન ગુજારવું જોઇએ. તેમ થશે તો આ કોમનું પ્રાચીન ગૌરવ -ઇજ્જત- મેળવી શકશે એ નિર્વિવાદ છે.

સ્ત્રીવર્ગના કામની સંભાળ રાખી તેમને દુરાચારના માર્ગે જતાં અટકાવવાથી કુળની પ્રતિષ્ઠા વધે છે ને પોતાના ધર્મનું પાલન થાય છે તે વિષે મનુ ભગવાન કહે છે કેઃ—

**स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।**
**स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥**

અર્થ—જે પુરુષ પોતાની સ્ત્રીના કામની સંભાળ રાખીને તેને દુરાચરણને રસ્તે જતાં અટકાવે છે તે જ પુરુષ પોતાની પ્રજા ઉપર કલંક આવવા દેતો નથી ને પોતાના ચારિત્ર્યને એટલે સદાચારને જાળવી શકે છે, કુળની પ્રતિષ્ઠા વધારે છે, આત્માને પ્રસન્ન રાખે છે અને સ્વધર્મ પાળી શકે છે.

**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।**
**शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे ॥**

## 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઈ નં. ૨

શરતો અને નિયમો વાંચ્યા બાદ આ ઉકેલ બનાવવો



સર્વ બાબતમાં 'પ્રકાશ' ના સંપાદકનો નિર્ણય છેવટનો ને બંધનકર્તા છે એ શરત સ્વીકારીને હું આ હરિફાઈમાં દાખલ થાઉં છું.

નામ ________________

સરનામું ________________

ગ્રાહક/રસીદ નંબર ________ મુ. ________

**: ઉભી ચાવીઓ :**

૧ ......મનુષ્ય માત્રને મીઠા લાગે છે, પણ એનો હદઉપરાંત લાભ લેવામાં એ હાનીકારક છે.
૨ શરૂ કરવું.
૩ હાર અથવા અલગાર.
૪ કેટલાંક બાળકોને...ની પણ ટેવ હોય છે.
૫ જુલમ.
૭ તમો ગુણને લગતો.
૮ જે જે સંસ્થાઓમાં ખોરો......નજરે પડે છે તે તે સંસ્થાઓ પ્રગતિ કરી શકતી નથી.
૧૨ બારીક અવલોકન અથવા તપાસ.
૧૪ ટોળું (અર્થના અક્ષરો ઉલટા લખવા).
૧૬ ઘણું કાપડીઆઓની દુકાનમાં તૈયાર ......પણ જોવામાં આવે છે.
૧૭ એ વગર બોલી ચાલી શકાતું નથી.
૨૦ ......માણસ દરેક કામમાં સફળતા મેળવે છે.
૨૨ કેટલાંક માણસોમાં પોતાનાં બાળકને ઘડી ઘડી......દને મારવાની ખોટી આદત હોય છે.
૨૪ ભાડું કમાવાની આશાથી બંધાવેલા તમારા ઘરમાં સુવ્યવસ્થિત......ન હોય તો તે ઘર નકામું જેવુંજ થઇ પડે.

**: આડી ચાવીઓ :**

૨ માણસ.
૩ જેને કામની......નથી એવા શેઠની નોકરી કરવી વ્યર્થ છે.
૫ એક જાતનું તંતુ-વાદ્ય.
૬ કુંભકર્ણની...થી રાક્ષસો પણ ભય પામતા.
૮ દરેક દરજીએ પ્રથમ કપડાનું અગાઉથી માપ લઇ પછીથી તેને......
૯ એક જાતનો સુગંધીદાર છોડ.
૧૦ દાંત વગરના માણસને......રોટલી ખાવી સુગમ પડે છે.
૧૧ આખા જગતમાં પ્રવાસ કરીને આખરે હિંદુસ્તાનમાં અગોએ......કર્યો.
૧૩ દરકાર.
૧૪ પ્રતિસ્પર્ધી અથવા વિરોધી.
૧૫ ......બાળક હોય તેની છેડતી કરવી નહીં.
૧૮ સદ્દગતિની ઇચ્છા
૧૯ જેમ જેમ એ વધે તેમ તેમ વધુ દુઃખદાયક નીવડે
૨૧ રેતીના રણમાં મુસાફરી કરતી વખતે ઉંટની પીઠ ઉપર માલ......માં આવે છે.
૨૩ એના સપાટામાં જો ચડશો તો તમારા ભોળપણનો લાભ લઇ એ તમને જરૂર હેરાન કરશે.
૨૫ કેટલાક માણસોને...ખાવાની ટેવ હોય છે.

## 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઇ નં. ૨.

### ઇનામ રૂ. ૧૦ દશ રોકડા.

જ્ઞાતિભાઇઓને સાહિત્યમાં રસ લેતા કરાવવાની એકમાત્ર ઇચ્છાથી જ આ હરીફાઈ ચાલુ રાખવાનું અમોએ નકી કર્યું છે. પ્રથમની હરિફાઇમાં જો કે ચાલી-

સેંક જેટલા બુજ ભાઈઓએ ભાગ લીધો છે છતાં પોતાનો ઉકેલ મોકલવામાં જે ઉત્સાહ એમણે બતાવ્યો છે તેજ અમોને આ હરિફાઈ ચાલુ રાખવાને પ્રેરે છે. એમાં બે બહેનોએ પણ ભાગ લીધો છે એ ખાસ નોંધવા યોગ્ય છે, ઇશ્વરેચ્છાએ પોતાને ભાગે જે ઇનામ આવે તો તે રકમ 'પ્રકાશ' ના સહાયક ફંડમાં આપી દેવાની શુભ ઈચ્છા કેટલાક ભાઈઓએ પ્રગટ કરી છે જેની અમો કદર કરીએ છીએ.

સંપાદક

## શરતો અને નિયમો

(૧) આ હરિફાઇમાં દેશ પરદેશનો કોઇ પણ પ્રજાપતિ બંધુ અથવા બહેન (સેરઠીયા, ગુર્જર, વરીયા, વાડલીયા કે લાડ) ભાગ લઇ શકશે.

(૨) આ હરિફાઇમાં 'પ્રકાશ' નો કોઇ પણ અધિકારી કે તેના ઘરના માણસો ભાગ લઇ શકશે નહિ

(૩) જે બંધુએ 'પ્રકાશ' નુ ચાલુ વર્ષનું પોતાનુ વાર્ષિક લવાજમ મોકલી આપ્યુ હશે તેજ આ <u>હરીફાઇમાં દાખલ ફી ભર્યા વગર</u> પોતાનો ઉકેલ મોકલી શકશે.

(૪) બીનગ્રાહક બંધુ દાખલ ફી તરીકે ચાર આનાની (એકપૈસાવાળી) ટપાલની ટીકીટ પોતાના ઉકેલ સાથે મોકલાવી આપેથી આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. (આફ્રીકાના બંધુઓએ ૭ પેન્સનો પ્રી. પોસ્ટલ ઓર્ડર મોકલી આપવો) એક વખત જમા થયેલી ફી પાછી આપવામાં આવશે નહીં અથવા બીજી હરીફાઇમાં જમે આપવામાં આવશે નહી.

(૫) દેશ ખાતેના બંધુઓએ પોતાનો ઉકેલ તારીખ ૩૧-૩-૩૭ સુધીમાં અમોને મોકલી આપવો. ઉકેલનુ કવર મોડામાં મોડુ છેલ્લી તારીખે પોસ્ટ થયેલુ હશે તો તે સ્વીકારવામાં આવશે.

આ તારીખ સુધીમાં સ્થાનિક બંધુઓ પોતાનો ઉકેલ બંધ કરવામાં કાર્યાલયે હાથોહાથ પણ મોકલી શકશે.

(૬) પરદેશ (આફ્રીકા) ખાતેનાં બંધુઓએ પોતાનો ઉકેલ તારીખ ૨૦-૪-૩૭ સુધીમાં અમોને મળે તેવી રીતે મોકલી આપવો.

(૭) આ હરિફાઇનો સાચો ઉકેલ મે માસના અંકમાં પ્રગટ કરવામાં આવશે. આવેલ સર્વ ઉકેલ પત્રો એપ્રિલ મહીનાની અધવચ્ચે તપાસવામાં આવશે અને તેનુ પરીણામ મે મહીનાના અંકમાં પ્રગટ થશે. જેનાં ઉકેલ તદન સાચા આવશે તેમના નામો પણ પ્રગટ કરવામાં આવશે.

(૮) હરીફાઇનો ઉકેલ આ સાથેના છાપેલાં ફારમમાં અથવા તો જુદા કાગળ પર ઉતારીને પણ મોકલી શકાશે. કોઇપણ ખાનુ ખાલી હશે અગર છેકછાક, ફેરફાર કે, સુધારેલું હશે તો તે પત્રક રદ ગણાશે. પોતાનો ઉકેલ બંધ કવરમાં મોકલવો અને તેની ઉપર એક બાજુએ પોતાનુ નામ તથા ઠેકાણુ લખવુ. ગ્રાહક હોય તો પોતાનો ગ્રાહક નંબર અથવા તો લવાજમ ભર્યાની રસીદનો

| તારીખ: | સ્થળ: | આખું નામ: | અટક: | ઉમર વર્ષ: |
|---|---|---|---|---|
| ૧૯-૨-૩૭ | જામજોધપુર | ભાણજીભાઇ કેશવ — | ચીત્રોડા | — |
| | પોરબંદર | જમનાબાઇ લખમણ બાવન | ગોહિલ | ૧૩ |
| ૧૯-૨-૩૭ | નંદાણા | મુળજી વસરામ જુકા | ચીત્રોડા | — |
| | પોરબંદર | રાજીબાઇ લખમણ બાવન | ગોહિલ | ૧૧ |
| ૨૦-૨-૩૭ | ઘાટકોપર | કેશવ મુળજી કાનજી | જાદવ | ૧૭ |
| | જુના કુરલા | રતનબાઇ રાયસી રાણા | ધોકીયા | ૧૫ |
| ૨૬-૨-૩૭ | કલ્યાણ | વેલજીભાઇ છીત્રા | ચિત્રોડા | ૪૦ |
| | ,, | અમરબાઇ રાઘવજી નરસી | લાડવા | ૨૦ |

## [ મરણ ]

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧-૧૨-૩૬ | વેરાવળ | મુળજી અરજણ | — | ૨૧ |
| ૧૯-૧૨-૩૬ | બાંટવા | દુધીબાઇ લાખાભાઇ ડાયા | ચાંડેગરા | ૩૦ |
| ૨૨-૧૨-૩૬ | ,, | નારણ કરસન (કોટવાળ) | — | — |
| ૨૪-૧૨-૩૬ | પોરબંદર | ડાહ્યાભાઇ માધવજી | ફટાણીયા | ૨૩ |
| ૧૬-૧-૩૭ | કડાયા | જેરામ માંડણની માતુશ્રી | ભરડવા | — |
| ,, | બાબરા | ધનજી વાલજીની માતુશ્રી | વરૂ | — |
| ૨૫-૧-૩૭ | પોરબંદર | વીરૂબાઇ વજસી એભા | શીંગડીયા | ૩૨ |
| ૨૯-૧-૩૭ | ,, | ખમીબાઈ જેઠા ડોસા | શીંગડીયા | ૪૦ |
| ૩૦-૧-૩૭ | અમરાપુર | કાનજી ગોવીંદ | ધોકીયા | — |
| ૧૩-૨-૩૭ | ઉંદ્રા | વેલજીભાઇ પુંજા | છાંયા | ૬૫ |
| ,, | અમરાપુર | રતનબાઇ દામજી | જેઠવા | — |

## આફ્રિકામાં વસતા ભાઇઓની ડીરેકટરી

આફ્રિકામાં વસતા આપણા સોરઠીયા પ્રજાપતિ ભાઇઓની એક વીગતવાર નોંધ 'પ્રકાશ' માં પ્રગટ કરવાનું અમોએ નક્કી કર્યું છે તો ત્યાંના સર્વે ભાઇઓને નીચે પ્રમાણેની વીગત અમોને લખી મોકલવા વિનંતી કરીએ છીએઃ—

(૧) પુરેપુરૂં નામ (૨) અટક (૩) એકલા કે કુટુંબ સાથે (૪) દેશમાં મૂળ ગામ (૫) ઉમ્મર વર્ષ (૬) ધંધો (૭) કેટલા વર્ષનો વસવાટ (૮) સ્થળ ઠેકાણા સાથે.

સંપાદક

૩ અહીંથી વાળીને સામેના ઠ્યામાં ખોસો.

## પત્રક ભરનારને સૂચના.

ભુને ત્યાં જન્મ થયો હોય તેનું આખું નામ ત્રીજા ખાનામાં આપવું.

ત્રીજા ખાનામાં વર તથા કન્યાના નામો તેમના પીતાના આખા નામ તથા અટક સાથે લખવા.

રનાર જો સ્ત્રી હોય તો તેના નામ સાથે તેના ધણીનું આખું નામ જણાવવું.

ATTER

પોણા આનાની ટીકીટ ચોંટાડવી

'પ્રજાપતિ—પ્રકાશ' કાર્યાલય :

૫૯/૬૫ દુર્ગાદેવી રોડ,

મુંબઈ. નં. ૪.

૨ અહીંથી વાળો

# જ્ઞાતિ સમાચાર

નાઇરોબીના શ્રી સોરઠીયા પ્રજાપતિ મંડળના સેક્રેટરી શ્રી હીરજીભાઇ જેઠા ગોહીલ નીચેની ખીના પ્રસિદ્ધિ માટે લખી મોકલે છે:—

અત્રે લાંબાના રહીશ પ્રજાપતિ લક્ષ્મણ ભાઇ જેરામ ગોહીલના પિતાશ્રી જેરામ જેઠા ગોહિલનું થોડા સમય ઉપર અચાનક આગની બીમારીથી અવસાન થયું. મૃત્યુ સમયે ભગતની ઉમર આશરે ૭૫ વર્ષની હતી.

ભગત ઘણો સમય થયાં આફ્રિકામાં આવી વસ્યા હતા. પોતાની હૈયાતિમાં તેમના પુત્રને સારી કેળવણી આપેલ. તેઓશ્રી જ્ઞાતિના વૃદ્ધ આગેવાન હતા, વળી તેઓ અત્રેના શ્રી સોરઠીયા પ્રજાપતિ મંડળના સલાહકારક સભ્ય પણ હતા અને તે દરમીયાન મંડળની ઉમદા સેવા બજાવેલ. અમો જ્ઞાતિબંધુઓ તેમજ 'મંડળ' ને આવા સાચા સલાહકારની ખોટ કાયમને માટે રહેવાની.

ભગતના સુશિક્ષિત પુત્ર ભાઇ લક્ષ્મણે તેમના પુજ્ય પિતાશ્રીના સ્મરણ તેમજ પુન્યાર્થે અત્રેના શ્રી સોરઠીયા પ્રજાપતિ મંડળને શી. ૨૫ અંકે સીલા પચીસ આપેલ છે. ઉપરાંત નાઇરોબી સ્મશાન ભુમીના ફાળામાં શી. ૧૦) રકમ આપ્યા છે.

પ્રભુ ભગતના આત્માને ચિરઃસ્થાયી શાંતિ આપે અને સાથે સાથે તેમના યુવાન પુત્ર ઉપર આવી પડેલ અણધાર્યું દુઃખ સહન કરવાનું બળ પ્રભુ તેમને આપે એમ અમો ઇચ્છીએ છીએ.

સંપાદક

---

# સાભાર સ્વિકાર

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે, જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

## 'પ્રકાશ' સહાયક ફંડ.

૨. નં. આગળનો સરવાળો રૂ. ૪૪૯-૯-૬

૧૨ શ્રી હરજીભાઇ ભુરા લાડવા. કાકામેગા. ,, ૧-૫-૦

૧૩ ,, મુળજીભાઇ કાળા દેવળીયા મુંબઇ. ,, ૧-૪-૦

[પુત્ર જન્મ નિમિત્તે]

૧૪ ,, મુળજીભાઇ કાનજી ગદવ. ઘાટકોપર ,, ૫-૪-૦

[પુત્રના લગ્ન નિમિત્તે]

ટોટલ રૂ. ૪૫૭-૬-૬

# 'પ્રકાશ'ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | નામ: | સ્થળ: |
|---|---|---|
| ૨૧૧ | શ્રી. ગરમણ ભાભા વાદેર | ગોંડીસા. |
| ૨૧૨ | ,, મુલજીભાઇ કાનજી ભરવ | ઘાટકોપર |
| ૨૧૩ | ,, માવજીભાઇ ગાંડાભાઇ મીસ્ત્રી | મુંબઇ |
| ×૨૧૪ | ,, કુંવરજી નારણજી મીસ્ત્રી | ,, |
| ×૨૧૫ | ,, અંબારામ પરસોત્તમ મીસ્ત્રી | ,, |
| ૨૧૬ | ,, પુરૂષોત્તમ મોરારજી મીસ્ત્રી | ,, |
| ×૨૧૭ | ,, મુળજીભાઇ ડાયાભાઇ દેવલીયા | ,, |
| ૨૧૮ | ,, વેલજીભાઇ છીવા ચિત્રોડા | કલ્યાણ |
| ૨૧૯ | ,, જેઠાભાઇ રાઘવજી ભાડવા | ,, |
| ૨૨૦ | ,, રામજીભાઇ છીવા ગોહિલ (કલ્યાણ) | કોનગામ |
| ×૨૨૧ | ,, ગોવીંદભાઇ રાજા ગોહીલ | દ્વારકા |
| ×૨૨૨ | પટેલ શ્રી નથુભાઇ જીભા વાદેર | જુથલ |
| ૨૨૩ | શ્રી. લાખાભાઇ વીરજી મારૂ (મુંબઇ) | મારૂંગા |
| ૨૨૪ | ,, ભીમજીભાઇ પુંજા કટારીયા | જુના કુરલા |
| ૨૨૫ | ,, મુલજીભાઇ લક્ષ્મણ દેવશીયા | દેવશીયા |
| ×૨૨૬ | ,, છગનભાઇ પિતામ્બર ઠાંક (મુંબઇ) | ધારાવી |
| ૨૨૭ | ,, લાખાભાઇ અરસી ભરવ | મુંબઇ |
| ૨૨૮ | ,, નથુભાઇ રાજા માળવીયા | ,, |
| ×૨૨૯ | ,, ભાણાભાઇ દુર્લભભાઇ ઉટવાલા | બીલીમોરા |
| ૨૩૦ | ,, માધવજી વાલજી વાદેર (આફ્રિકા) | ફોર્ટહન |
| ×૨૩૧ | શ્રી રાયશી નારણ ભરડવા | મુંબઇ |
| ×૨૩૨ | ,, કાળાભાઇ ડાયાભાઇ વીસાવાડીયા | ,, |
| ૨૩૩ | ,, બુટાભાઇ ગાંડા વાગડીયા (મુંબઇ) | ધારાવી |
| ×૨૩૪ | ,, કાનજીભાઇ લાખા ભલસોડ (આફ્રિકા) | લુઇટ્રીચાર્ટ |
| ×૨૩૫ | માસ્તર શ્રી બલદેવરામ વશરામ | શ્રીઅંબાજી |

—: વધુ નામો આવતા અંકમાં :—

× આવી નીશાનીવાળા બંધુઓ બીજા વર્ષથી ગ્રાહક નોંધાયા છે.

## પ્રથમ વર્ષના ગ્રાહક.

૨૬૮ શ્રી. પરસોત્તમ રાજા ભરડવા — થાણા

## સાભાર સ્વિકાર

નીચે જણાવેલા વધુ ભાઇબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

| | | |
|---|---|---|
| (૪૫) "ખેડુત ખેતી ને સહકાર" | (માસિક) | સુરત |
| (૪૬) "ખેતીવાડી વિજ્ઞાન" | ( ,, ) | લીંબડી |
| (૪૭) "કિસાન" | ( ,, ) | મુંબઇ |
| (૪૮) "કિરણ" | ( ,, ) | અમદાવાદ |
| (૪૯) "શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશ" | ( ,, ) | મુંબઇ |

[ વસતિ પત્રક ખાસ અંક ]

* * * અભિપ્રાય આવતા અંકમાં — સંપાદક

 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 

વર્ષ : ૨ જું ] એપ્રિલ, ૧૯૩૭ [ અંક : ૧૦ મો

# ગુલામીના લક્ષણો

ગુલામી માનસના અનેક લક્ષણો છે. એમાનું એક લક્ષણ જાહેરમાં રોફ અને ખાનગીમાં આજીજી છે.

નાનાં બાળકો પોતાના માબાપો કે બીજાં હાજર હોય છે ત્યારે બીજા ઉપર રોફ છાંટે છે. જ્યારે તે હાજર નથી હોતા ત્યારે પીઠ ફેરવી નાસી જાય છે. કુતરૂં જ્યારે પોતાના કુટુમ્બીઓ સાથે હોય છે ત્યારે ભસાભસ કરી મુકે છે. જ્યારે તે એકલું પડે છે ત્યારે પૂંછડી પાછી નાખી રવાના થઈ જાય છે.

ગુલામી માનસવાળું બાળક બહારથી મોટું ગણાય તેમાં સંતોષ માને છે. અંદરથી ભલે દબાયા કરે.

અંદરથી ગરીબાઈથી રીબાતા કેટલાક લોકો બહારથી તો દમમાં ફરે છે; એ પણ એજ જાતના છે.

## : નાહકના ના રડો :

બીજાઓ આગળ તમારા ભય અને ચીંતાઓને વારંવાર કહો નહિ. એક નિષ્ણાત માનસ વૈદ્ય આગળ કે એક પરમમિત્ર પાસે તમારૂં અંતઃકરણ જરૂર ઉઘાડું કરો. નહિતર તો દરેક વખતે જ્યારે તમે તમારાં રોદણાં બીજાઓ પાસે રોશો ત્યારે તે વધારે દૃઢ થશે અને તમારો છુટકારો વધારે મુશ્કેલ થશે.

# પ્રજાપતિ વર્ણની સ્હેજ ઓળખાણ.

જ્ઞાતિહિતની લાગણીવાળા વિદ્વાન જ્ઞાતિબંધુઓએ શાસ્ત્રો ને ગ્રંથો વડે શોધ્યું છે કે વેદકાળ અને તે પછી કેટલાક વખત સુધી પ્રજાપતિઓ બ્રાહ્મણવર્ણમાં શ્રેષ્ઠ હતા. તેઓ સૌ આર્યો (હિંદુઓ) ને ભણાવવાનો ખાસ ધંધો કરતા હતા. ને તેમના શિષ્યો પ્રશિષ્યોએ શતપથાદિ બ્રાહ્મણગ્રંથો રચ્યા હતા. એ રીતે ઉચ્ચ અને પવિત્ર સર્વશ્રેષ્ઠ ઋષિઓનાં સંતાન તમો છો. તેથી આ જ્ઞાતિ પ્રજાપતિ, ઓઝા, સ્વામી તરીકે ગુજરાતમાં અને તે સાથે પંડિત, પાલ વિગેરે અટકથી ઉત્તર ને પૂર્વ હિંદમાં ઓળખાય છે.

જુના વખતમાં કર્મ—કામ ઉપરથી જાતિ ગણાતી હતી ને સૌ જાતિ એક બીજાનું ભોજન લઇ શકતી હતી તથા કન્યાની આપ લે થતી હતી. ઘણા સમય પછી કેટલાક પ્રજાપતિઓ ક્ષત્રિય (રજપુત) નાં કામો કરવા લાગ્યા. તેથી ઉત્તર હિંદમાં તથા કાઠિયાવાડમાં ચાવડા, સોલંકી, વાઘેલા, ગોહિલ, જાદવ, ચૌહાણ, જેઠવા, ડાભી તથા રાઠોડની અટક પ્રજાપતિઓમાં આજે પણ જોવામાં આવે છે. જેઓ મકાન બાંધવાનું, લાકડાની ચીજો કરવાનું કામ કરતા થયા હતા તેઓને કડીઆ, મિસ્ત્રી કે સુથારની અટક મળી છે. તે પ્રજાપતિઓ કાઠિયાવાડ તથા દક્ષિણ ગુજરાતમાં છે. વરીઆ વાટલીઆ અટકનું પણ તેમજ સમજવું. ગુર્જર, મારૂ જેવી અટકો રહેઠાણ પરથી પડી છે. પણ તેમાં કોઇ જુદી જાત નથી; બધાનું મૂળ એકજ છે. સૌ પ્રજાપતિ કે ઓઝા કહેવાય છે. 'ઓઝા' અટક બ્રાહ્મણ વર્ણમાં અત્યારે પણ છે એ ઉપરથી આ જાતિનો ઉત્પત્તિ સંબંધ મૂળ બ્રાહ્મણ વર્ણ સાથે હશે એમ સમજાય છે.

વળી લગ્નપ્રસંગોમાં ચાકપુજા કરવા, ગોતરડો કે ગોત્રદેવ (કુળદેવ એટલે પોતાના દેવ થએલા પૂર્વજ) ને * તેડી લાવવા અને ગુજરડાં લેવા માટે વાજતે ગાજતે પવિત્ર પણે પવિત્ર વસ્ત્ર શણગાર સજીને રૂડાં ગીત ગાતાં ગાતાં પ્રજાપતિને ઘેર લોકો સ્ત્રી વર્ગને મોકલે છે, ત્યારે ચાકની, ગોત્રદેવ કે ગોતરડાની અને ગુજરડાંની સાથે પ્રજાપતિની પણ કંકુ, અક્ષત તથા ફૂલથી પૂજા કરે છે અને નૈવેદ્ય તરીકે ગોળ સવા શેર આપે છે. આ રિવાજ જુદે જુદે ઠેકાણે હાલપણ ચાલુ છે એ નિશાની સૌ વર્ણમાં પ્રજાપતિ વર્ણ શ્રેષ્ઠ હોવાનું સાબીત કરે છે.

ચૉરી, વાસ્તુનો કુંભ, શીમંતનો ઘડો, ટાઢી વાળવાનો ઘડો વગેરે પ્રજાપતિની કૃતિ

* ગોત્ર દેવ કે કુળ દેવ પવિત્ર સ્થળેજ રહે પ્રજાપતિ અસલના વખતમાં સર્વ શ્રેષ્ઠ હશે ત્યારેજ એ કુળદેવનો વાસ વંશને બદલે ત્યાં હોવાનું મનાયું હશે ને! એ રીતે મહર્ષિઓનો સંસર્ગ રાખવાની એ યોજના હશે.

(ઘાટ) લેવાની રૂઢી શુભ કાર્યોમાં પ્રજાપતિની આશિષ મેળવવા યોજાએલ રિવાજની નિશાની છે. કેમકે એ વસ્તુ તે ટાણે પ્રજાપતિના ઘેરથીજ શુભ હસ્તે મંગાવી લેવાય છે. ઘરની અંદર પડી રહેલી કે બીજે ઠેકાણેથી લાવીને અથવા તાંબાપિત્તળની વાપરીને ચલાવી લેવાતું નથી.+એથી આ કોમ અસલ ઉત્તમ ને પવિત્ર હોવાનું સાબીત થાય છે.

પ્રજાપતિ મહર્ષિઓના વંશજો જ્યારે શાસ્ત્રાભ્યાસ કરવાનું ને ધર્મપાલન કરવાનું ચુકયા હશે ત્યારે તેમને ગુજરાન માટે આપદ્ ધર્મ તરીકે માટીકામનો ધંધો લેવો પડેલો હશે તેથી પ્રજાપતિ જાતિ 'કુંભકાર' (કુંભ એટલે ઘડો (માટીના ઘાટ)+કાર એટલે કરનાર=માટીના ઘાટ કરનાર) તરીકે ઓળખાઇ છે. કુંભકાર કે કુંભાર શબ્દ એ રીતે ધંધાને લીધે જાતિને લાગેલો છે પણ જાતિનું મુળ નામ પ્રજાપતિ છે.

આ પ્રજાપતિવર્ણ શાસ્ત્રાભ્યાસ ચુકયા છતાં ને ઘણો વખત પડતી દશામાં રહ્યા છતાં પૂર્વના પુણ્યે મહાન સંતો જેવા કે પ્રલ્હાદ ભક્તનાં ગુરુ શ્રીબાઇ ને હરિદાસ, પાટણમાં પ્રગટ થએલા ભગવાન પદ્મનાભ, કુબો, ગોરો, રંકા, વંકા, ઢાંગો અને 'બાપજી' જેવા અનેક ભક્તો ઉત્પન્ન કરવા ભાગ્યશાળી થએલી છે. હજારો વર્ષ પડતી દશામાં રહ્યા છતાંય કળિયુગમાં પણ આવા મહાન ભક્તો પેદા થાય એ જ્ઞાતિ પુર્વકાળમાં પવિત્ર ને શ્રેષ્ઠ હોવાનો પુરાવો છે. 'બાપજી' જેવા પુણ્યનામથી ઓળખાતા મહાન ભક્ત શ્રીપુરુષોત્તમ સેવકરામ પ્રજાપતિનું પવિત્ર મંદિર ગોધરામાં હાલ હૈયાત છે ને તેઓશ્રીની હરહંમેશ દેવની જેમ પુજા આરતી થાય છે. તેમજ તેઓના શિષ્યોમાં બ્રાહ્મણ વાણીઆ જેવી ઉંચ જ્ઞાતિના કેળવાએલા વિદ્વાન ગૃહસ્થો હાલમાં હયાત છે.

એવી પવિત્ર ને ઉત્તમ વર્ણનાં તમે બાળકો છો. તેથી પોતેજ પોતાની જાતને નીચ માનીને હલકાં આચરણ કરશો નહિ. તેમજ અપમાન થાય તેવી રહેણી કરણી કરશો નહિ. નઠારાં વ્યસન છોડી દેજો. આ ઉત્તમવર્ણની પડતી દશા ખરાબ આચારવિચારથી થઇ છે. માટે તે સુધારશો તો પવિત્ર થઇ શકશો ને ઉચ્ચ મનાશો. હિંદમાં પ્રજાપતિઓ હવે તો સુધરતા થયા છે તેથી ઉચ્ચજાતિ પણ ભોજન સબંધ રાખતી થવા લાગી છે. માટે ઝટપટ નઠારાં વર્તન સુધારો. બાળલગ્નો નાં કરશો ને સ્ત્રીઓની ઇજ્જત જાળવવાનો રિવાજ રાખો. બાળકોને ભણાવો ને હુન્નર સુધારો તથા સુધારાનાં સંમેલન ભરો ને ઠેરઠેર ચાલતી સુધારાની હિલચાલ આપણી કોમનું માસીક 'પ્રજાપતિ-પ્રકાશ.' મંગાવીને વાંચો.

ખંભાતઃ ] મગનલાલ સોમાભાઇ-પ્રજાપતિ.

+ પ્રજાપતિ આચાર ભ્રષ્ટ થતા ગયા તેમ તેમ એ પ્રથા છેક નજીવી થઇ ગઇ છે ને કોઇ કોઇ ઠેકાણે લોકો ભુલતા રહ્યા છે. આવીને આવી દશામાં આ જ્ઞાતિ રહેતો હાલની આટલી પણ નીશાની ભવિષ્યમાં નાશ પામેજ. માટે ચેતો. !

# સ્વપ્નની સ્હેલગાહ

આપનારઃ 'ઉંઘણસી'

[ આ લેખમાં ભાઇ 'ઉંઘણસી' પોતાના સ્વપ્નની સ્હેલગાહનો પ્રથમ હેવાલ વાંચકોની જાણ માટે લખી મોકલે છે જે પ્રગટ કરતાં અમોને આનંદ થાય છે. ઇચ્છીએ કે ભાઇ 'ઉંઘણસી' પોતાને મળેલા વરદાનદ્વારા આપણી સમાજમાં પ્રવર્તી રહેલા જુદા જુદા પ્રકારના પ્રસંગોની સ્હેલગાહ કરે અને પોતાનો અનુભવ 'પ્રકાશ'ના વાંચકોને દર મહિને ચખાડે. પોતાની સ્હેલગાહના અંતે ભાઇ 'ઉંઘણસી' જાગૃત થયા છે એ આપણે માટે ઘણાજ આનંદની વાત છે. સંપાદક]

તંત્રીશ્રી જયસચિદાનંદ,

રખેને! આપ માની લેતા કે આ ઉંઘણસી ભાઇના લેખને 'પ્રકાશ'માં સ્થાન આપતાં ક્યાંક છાપુંજ ઉંઘવા ન માંડી જાય. પરંતુ ગભરાશો નહિં. હું પણ આપના જેવો એક જ્ઞાતિ સુધારકજ છું અને વાંચક બંધુઓ ઇચ્છશે તો આ કોલમદ્વારા અવાર નવાર આપણે મળતા રહીશું.

કુંભકર્ણની માફક એક મહાત્મની સેવાના બદલામાં ઉલટું વરદાન મંગાઇ ગયું. યોગીએ તથાસ્તુ કહ્યું અને આમ કર્મ જોગે ઉંઘ મને વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થઇ. અને મારા એ ગુણાનુસાર લોકોએ ઉંઘણસી એવું મારૂં નામ રાખ્યું. પરંતુ ફીકર નહિ મારા સદ્ભાગ્યે એ મહા પુરૂષ પાસેથી એક એવું વચન પણ હું મેળવી શક્યો કે ગરીબની ઝુંપડીથી માંડી કોઇ રાજા મહારાજાના મહેલો સુધી અગર મૃત્યુ, પાતાળ, કે સ્વર્ગ લોક સુધી સફર કરવાનું મન થાય ત્યાં સ્વપ્નદ્વારા જઇ શકું. એટલે ઉંઘતી પહેલાં જેવી કલ્પના કરૂં તેવું સ્વપ્ન આવે. આમ અવનવા દેશ જોવા માટે અને તેમાં જ્ઞાતિ, સમાજ, દેશ કે ધર્મના નામે પ્રગટ કે છુપી રીતે ખેલાતા પાપાચારો યાને મુંગા માનવ હત્યાકાંડો જાણવા જોવા મળે. તેમાંથી કોઇની એબ ખુલ્લી પાડવાના ઇરાદાથી નહિં પરંતુ પરમાર્થ ભાવે, જનસેવાર્થે મારાં સ્વપ્નની કેટલીક વાતો આ નીચે આપના કરમોમાં પેશ કરવા રજા લઉં છું.

એક વખતે એવાજ કોઇ પટેલ બાપુના અને એવાજ એક પાખંડી ગૃહમાં ભરાએલ દાયરાની ચર્ચા સાંભળવાનું મન થતાં બંદા ઉપડ્યા એ પાખંડી ગૃહે. હોંશ ભર્યો ગયો તો ખરો, પરંતુ અચાનક એક સ્મરણ થઇ આવ્યું કે અસંખ્ય જાનવરોનાં ટોળામાંથી ઉંટને પીછાનવો હોય તો તે સર્વથી લાંબો હોય, ગર્ધવરાજને ઓળખવો હોય તો તેના મધુર કંઠના ગાણાં ઉપરથી પારખી શકાય. તેમજ પક્ષીઓનાં ટોળામાંથી કાગ મહાશયને ઓળખતા વિલંબ ન લાગે. આ સર્વ તો એક સાધારણ બુધ્ધિનો માનવી પણ કલ્પી શકે. પરંતુ આ એક સરખા બેઠેલા આદમીઓના દાયરામાંથી પટેલ બાપુને શોધવા (ઓળખવા) માટે કોઇ ચીન્હ હશે કે કેમ? બસ એજ વિચારે એ પાખંડી ગૃહનાં દ્વાર આગળ ક્ષણ-

વાર સ્થંભી ગયો. છેવટે નક્કી કર્યું કે ત્યાં બેઠેલા બિરાદરોમાંથી કોઈની સાથે થોડીવાર દોસ્તી કરી લેવું એટલે તે જરૂર પટેલબાપુની પીછાન કરાવી દેશે. એ વિચારે અંદર ઘુસ્યો અને ચુપચુપ બીજા નાતીલાઓની માફક એક ખુણામાં સ્થાન લઇ બંદાએ પણ જમાવટ કરી. પચીસેક જેટલા જ્ઞાતિભાઈઓની એ દાયરામાં ઠઠ જામી હતી. દેશી ઢબનાં અને ધુળથી લીંપેલા એ નાજુક મકાનમાં સર્વ નીચે બેઠા હતા પરંતુ તેમાં એક વૃધ્ધ અને શરીરે હૃષ્ટ પુષ્ટ દેખાતા મુરબ્બી સર્વની વચ્ચે ખાટ નાખી તે પર બીરાજમાન હતા તેમની મુખમુદ્રા કાંઇક ગંભીર અને વિચાર યુક્ત જણાતી હતી. હાથમાં ચાંદીથી મઢેલો એક હુક્કો રહી ગયો હતો. ગૂડ્‌ગૂડ્ હુક્કો ગડગડાવતા જતા અને વાતો કર્યે જતા હતા. તેની પદ્ધતિ ક્ષણે ક્ષણે બદલાતી હતી. તેના ચહેરા ઉપર ઘડીમાં ગાંભીર્ય તો ઘડીમાં બકવાદીપણું, ઘડીકમાં શાન્તી તો ઘડીમાં ગુસ્સો આમ તેના જુદા જુદા હાવ ભાવનું થોડીવાર તો મેં નિરીક્ષણ કર્યું. થોડીવાર હું બેઠો રહી તેના સામે જોઇ રહ્યો અને છેવટે નક્કી કર્યું કે આ બેઠેલી જનસભાનો પ્રમુખ, પટેલ કે સર્વ સત્તાધિકારી જે કહો તે આજ વ્યકિત હોવી જોઇએ! ખેર! પણ એના બીજા પરિચયો સાથે આપણને શું લેવા દેવા! આપણને તો નિસ્બત છે તેના જ્ઞાતિ સેવાના ખેલ સાથે. જે જ્ઞાતિજનોએ વિશ્વાસની લાગણીથી તેઓને સોંપેલા અધિકારનો તેઓ સદઉપયોગ કરે છે કે દુરૂપયોગ, તેઓ સદાચારી છે કે દુરાચારી, જ્ઞાતિનું ભલું ઇચ્છનારા તેઓ કોઇ સત્ય કહેવો છે કે સત્યનાશીઓ એ જાણવું આવશ્યક હતું. અને એ જાણવાની ઇચ્છાથીજ આ સેવકની સ્વારી ત્યાં પહોંચી હતી.

નખોદ ગયું, દાટ વાળ્યો, સત્યાનાશ થવા બેઠું છે, પોતે બગડયા, કુટુંબ બગાડયું અને, અને હવે આખીએ ન્યાતને ઉંધે રવાડે ચડાવવા ત્યાર થયા છે? ઉપરનો બકવાદ ત્યાં બેઠેલા એક શરીરે પાડા જેવા, પુરા ૭ ફુટ લાંબા અને મોટી મોટી મુછોવાળા એક જ્ઞાતિ ભાઇ કરવા લાગ્યા. તેને ટેકો દેતાં બાજુમાંજ બેઠેલા એક ભાઇ કહેવા લાગ્યા. બાપી જાયમારી ભલેની કર્યાજ કરે. જેઇએ તો ગમે એટલી પરિષદો ભરે, સમીયનો ભરે, પણ કયું છે કે ગધેડાના લીંડાં પડે ત્યાંથી નોખાંને નોખાં. ઇઝથી પત્થર ઉપર પાણીને વેરમાં નાકા સોઠ કરા બર.બર છે. એવી તો કંઇકનાર નાત્યું ભેરીફ થયું, જયોજન કર્યાં, ઘારા બાંધીને નીચે સહ્યું કરીયું. સોગનો ખાધા પણ ઇ પરમાણે વરતનું છે કોને? અને જોઇ પરમાણે વરતીએ તો આપણે દુઃખી પણ સેના હોઇએ? ત્રીજો નાતીલો કહે, ભાઇ, વાત સાચી છે. પણ જો કયું છે કે કાગને બેસવું અને તાડને પડવું ઇ મળે આપણા દુઃખનો અંત આવવાનો હોય અને આવા આવા મારગ પરેણુ સુઝાડતો હોઇ તો કોને ખબર છે. આ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે સર્વે કોઇ ગપ્પગપ્પો ચલાવી પણ માગ્યા અભિપ્રાયો રજુ કરતાં હતા તેને વચ્ચે અટકાવી કાંઇક ગુસ્સે પણ ગંભીર સો રાખી પટેલશ્રી કહેવા લાગ્યા. એ બુદ્ધીઆવ!

સાનાં મરો સાના, તમારા જેવા અકરમીઓએ તો નખોદ કાઢ્યું, અમને હાલવા માર્ગ ન રાખ્યો, જ્યાં નાત્ય ભેરી થાય, પાંસ પસીહ દેહી પરદેહી નાતીલા આવ્યા હોય તેની વસારે અમારે જમીન ખોતરવી પડેસે. તમારા પાપે સોરાહીમાં અમારે જવાબ દેવો પડશે. અમારાં કાંગ કાપી લ્યો એ અને તમારે ફાવે તેમ બોલવું, જ્યાં ત્યાં નાત્યની નીંદા કરવી, કોઇ ઉંડા ઉતરીને વિસારતો કરો કે નાતે એક ઘોરણુ બોંધ્યું તેને માથે સડાવવું ઇમાં આપણો ધરમસે. અને ઇ પરમાણે હાલશું તો આપણુનેજ ફાયદો સેને? એને નાત્ય પાંહે કોઇ સપાઇ નથી કે મારી ઝુંડીને પણ ઇ પરમાણે વરતવા કેહે. હવતે અનગળમાં ઉતર્યું અને આપણી હાલત પરમાણે કાયદા બાંધ્યા અને વળી નાત્ય માવડીતો કયેસે કે ઇ પરમાણે ધરમ હારાખીને વરતસો તો દુઃખી નહીં થાવ. પછીનો તમે જાણો ને તમારાં કરમ જાણે.

ઉપર મુજબ ચર્ચા હાલની હતી તેવામાં બધા કાયદાઓને ઘોળી પી ગએલો અને પોતાને કોઇ મહાન પુરૂષ મનાવવાનો ફાંકો રાખતો એક બડેખાં બોલી ઉઠ્યો. તમે બધા આ મફતની પીંજણ કાં હલાવો સો? આજ આપણે ઇ હારૂ ભેરા ગુંડાણા સેંકે પેલા પાંસીયાની બાયડીનું લખણું કરવું સે અને ઇમાં નાત્ય માવડી એડી થાય ઇમ સે, માટે આપણે ઇમ નક્કી કરો કે કાલ પારુ ભેરૂં થાવું, પાંસીયાને તેડાવવો અને ઇનો ઘડો લાડવો કરી નાખવો.

બસ, એ વાત બધાએ કબુલ રાખી. આવતી કાલે ફરી ભેગા થવાનું નક્કી કર્યું. નાત્યના એ પિશાચ દેવોની પારલામેન્ટનું કામ એટલી ફત્તેહમારી સાથે પૂરૂં થયું-સભા બરખાસ્ત થઇ અને બસ આપના આ ઊંઘણસી ભાઇની ઉંઘ પણ ઉડી ગઇ.

॥ ઇતિ શ્રી પ્રથમ સ્વપ્ન સમાપ્ત ॥

# સુખી થવાનો માર્ગ

પ્રિય શાંતિ બંધુઓ, આજે જગતમાં શાંતિ નથી કારણ કે વાતાવરણમાં સ્વાર્થ છે. જગતમાં રજોગુણ ઉપર રચાએલી પ્રવૃત્તિઓ ચાલી રહી છે. જગત આજે વસુ અને વૈભવ મેળવવાને મથે છે અને જગત આપણુંજ બનેલું છે. આપણા વિચારોમાં, વૃત્તિમાં અને કાર્યોમાં જ્યાં સુધી સ્વાર્થ સાધવાની પ્રવૃત્તિઓ ચાલતી હોય ત્યાં સુધી સાચી શાંતિ ક્યાંથી આવી શકે? એક માણસ વેપાર પોતાના હાથમાં કરીને પૈસાદાર થવા માગે છે. મુડીવાદીઓ ઓછા માં ઓછા પૈસા આપીને મજુરો પાસેથી કામ લેવા માગે છે. મજુરો વધારેમાં વધારો પૈસા લઇને ઓછામાં ઓછું કામ કરવા માગે છે. શેઠ અને ચાકરોના સંબંધમાં પણ તેવુંજ જોવામાં આવે છે. આજે બેકારી જોવામાં આવે છે કારણ કે આપણો એક બીજાની સાથેનો સંબંધ બેદરકારી આળસ સ્વાર્થ અને જડતા ઉપર

ઉભરાએલ છે, આજે શરીરમાં આરોગ્ય નથી. જેમ કોહી ગયેલા ખોરાકથી સ્થૂલ દેહમાં રોગ થાય છે તેમ વાસના દેહને પોતાનો ખોરાક છે. ઈર્ષા, કામભાવના, ક્રોધભાવના, ક્ષોભ, લોભ, ધાંધલ, ને વાસના શરીરનો બગડેલો ખોરાક છે. વાસના શરીરનો શુદ્ધ ખોરાક દયા, પ્રેમ, ક્ષમતા, અને ઉદારતા છે. મનનો કોહી ગયેલો ખોરાક તે અહંભાવનો વિચાર છે. હંમેશાં આનોજ વિચાર કરવો. આપણા સ્વાર્થનાજ વિચારો કર્યા કરવા તેથી મનનો રોગ ઉત્પન્ન થાય છે. તેની અસર આપણા જીવનમાં અહંકાર રૂપે પ્રકટ થાય છે. જેટલે દરજ્જે આપણે જાગૃત જીવન ગાળીએ અને આપણામાં વિવેક શક્તિ પ્રકટ થાય તેટલે દરજ્જે આપણે આપણા અહંભાવને વિશુધ્ધ કરી શકીએ.

આપણા દુઃખનાં ત્રણ મુખ્ય કારણો છે. અજ્ઞાન, તૃષ્ણા, અને સ્વાર્થ. ને દુઃખમાંથી મુક્ત થવાના ઉપાયો જ્ઞાન, સંયમ અને નિઃસ્વાર્થી જીવન છે-સુખ મેળવવા માટે બહારની શોધ નકામી છે, કોઇ માણસ કોઇને દુઃખી કરી શકતોજ નથી, સુખ અને દુઃખ માણસના પોતાના હાથમાંજ છે. દુઃખ વાવનારને દુઃખ મળે છે, સુખ વાવનારને સુખ મળે છે. પોતાની જાતને નુકશાન કર્યા સિવાય કોઈ પણ મનુષ્ય બીજાને નુકશાન કરી શકતો નથી માણસ જ્યારે હૃદયના અને મનના દ્વાર પ્રકાશ માટે બંધ કરી દે છે. જ્યારે તે પોતાની માણસાઇને ભુલી જાય છે. તેનું હૃદય શુન્ય વત્ બની જાય છે. અને પોતાના હૃદયમાં કચરો ભરે છે ત્યારે તે કોઇના પ્રત્યે બુરાઇ બનાવી શકે છે.

પૂનર્જન્મોના નિયમ એટલે આપણે વિકાસક્રમના કોઇ પગથીઆ ઉપર છીએ. આપણી નીચે કોઇ છે, કોઇ આપણી ઉપર છે. આપણે એક દિવસ નીચેના પગથીઆ ઉપર હતા. તો તેવા ભાઇ બહેનો ઉપર સહાનુભુતિ અને દયાની દ્દષ્ટિ રાખવી. બળવાન મનુષ્યે નાનાને સહાય કરવી, નાનાને પોષણ આપવું, આપણા કરતા વિકાસમાં મહાન હોય તેમના પ્રત્યે માન બુદ્ધિથી જોવું અને તેવા થવાનો પ્રયત્ન કરવો. જગતમાં મહાન પુરૂષો છે, તે એવું બતાવે છે કે તે કક્ષાએ દરેક પહોંચી શકે.

પરંતુ મનુષ્ય જ્યાંસુધી જાગ્રત જીવન ન ગાળે અને સમજશક્તિનો ઉપયોગ ન કરે ત્યાં સુધી તેને અનેક દુઃખોમાંથી જ્ઞાન અનુભવ મળી શકતાં નથી. માટે આપણાં અને બીજાંના જીવનમાં બનતા બનાવોને સમજીને તેમાંથી આપણે જ્ઞાન મેળવીએ તો આપણે સુખી થઇ શકીએ.

લીંબુડા: ] દેવશી રાજાભાઇ ગોલા.

---

ચાલુ સાલનું આપનું લવાજમ આપે ન મોકલ્યું હોય તો મોકલવા કૃપા કરશો ?

# કન્યા વિક્રય.

કન્યાવિક્રય એટલે છોડીઓના પૈસા લઇ પરણાવવી તે. આ દુષ્ટ ધારો આપણી કોમમાં ધમધોકાર ચાલે છે. તો વહાલા બંધુઓ આવી રાક્ષસી રકમ લેવાની બુરી રીત ચાલતી જણાય છે એ અધર્મ રીત પ્રસરતાં કન્યાદાનનું ખરૂં મહત્વ નિકળી ગયું અને આજ તો કન્યાની કિંમત એક પશુતુલ્ય થઇ ગઇ છે કે જેમ આપણે ઢોર વેચવું હોય તો જે શખ્સ કીંમત આપે તેને આપીએ તેમ આપણી જ્ઞાતિમાં દિકરીઓનાં નાણાં લઇ રાજી થનારાં અજ્ઞાની માબાપ જે વધારે પૈસા આપે તેને પોતાની નિર્દોષ બાળા પરણાવે છે. પછી ભલે તે કદરૂપો, અપંગ, મોટી ઉમ્મરનો અથવા નાની ઉમ્મરનો કે નિરક્ષર હોય પણ તેમની દ્રષ્ટિ કેવળ લક્ષ્મિ દેવી ઉપર હોય છે. કન્યાની ઉમ્મરનો વર ન મળવાથી કજોડાંનાં દુઃખ ભોગવવાં પડે છે તે વળી લાયક વર મળવાં છતાં તે જોડું સુખ મેળવી શકતું નથી. કેમ કે પેલી કન્યાના પાપી પીતા તો તે પુરૂષનું મહા મહેનતે કમાઇ કમાઇને એકઠું કરેલું ધનતો હરી લીએ છે. એ હરામનો પૈસો અનેક નુકશાન કરે છે. અને પાછળથી એવી દશા આવી જાય છે કે અન્ન તથા વસ્ત્રનો પણ વાંધો આવી જાય છે. ખરે, એવા હરામના પૈસાથી કોઇ સુખી થયા નથી અને થવાના પણ નથી. કન્યાના નિઃસાસાનું પાપ ઓછું નથી. આપણા હિંદુ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

શ્લોક—વ્યાધા શ્રેષ્ઠ મનુષ્યાણાં=કન્યાવિક્રય કારિણામઃ
તે નિર્દયા પરજ્ઞેવ=પુત્રાદિષુ દયાપરાઃ

અર્થ—જે માણસ કન્યાના રૂપીઆ લે છે તેના કરતાં તો પારાધી પણ સારો કારણ કે તે બીજા ઉપર નિર્દયતા વાપરે છે પણ પોતાના કુટુંબ ઉપર તો દયા લાવે છે.

તો વહાલા બંધુઓ આવા કુરિવાજને જળમુળથી ઉખેડી નાખવા પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ.

શીગડા ] ડાયાલાલ વેલજી રાઠોડ

---

## હરિફાઇ નં. ૨ બાબત.

આ હરીફાઇ ઘણી કઠણ હોઇ મુદત ઘણી ટુંકી હોવાની કેટલાક ભાઇઓએ અમોને ફરીયાદ કરી છે આથી તેનો ઉકેલ મોકલવાની મુદત એક મહીનો વધારવામાં આવે છે. દેશના બંધુઓ પોતાનો ઉકેલ તા. ૩૦-૪-૩૭ સુધીમાં મોકલી શકશે જ્યારે આફ્રિકાના ભાઈઓ તે તારીખ સુધીમાં ઉપડતી મેલ સ્ટીમરમાં પોતાનો ઉકેલ મોકલી શકશે.

સંપાદક.

# સાચો સુધારક.

સુધારક બીજાના ગુણની કદર જરૂર કરે. દોષો ત્યારેજ જુએ કે જ્યારે તેમ કરવાથી સામાને ફાયદો હોય. ગુણની કદર કરનારના વચનો ઉપર બીજાઓને વધુ શ્રદ્ધા થાય અને તેઓ સમજવા પણ પ્રયત્ન કરે. દોષો યોગ્ય સમયે રજુ કરે તો લાભદાયી નીવડે.

બીજાઓની માત્ર ટીકા કરવાથી અથવા તો દોષો બતલાવવાથી સમાજનું હીત આપણે કરી શકતા નથી.

સુધારક ભાઇએ આનો અર્થ એમ ન સમજવો કે સમાજમાં પોલો ચાલવા દેવી અને તેનો વિરોધ કોઇ સુધારકે ન કરવો

કહેવાની મતલબ એ છે કે બીજાઓના દોષો ખોળીને આપણે તેમના માનસને વિકૃત દશામાં મુકીએ છીએ અને પરીણામે આપણો હેતુ સિદ્ધ થવાને બદલે વધારે બગડતો જાય છે.

સુધારક પોતાની જાતને સુધરેલો માને છે તો તેને સ્વભાવિકતાની પર જઇ યોગ્યતા સિદ્ધ કરી બતાવવી જોઇએ.

સુધારક પળે પળે વિકાસના ધ્યેયને નજર સમક્ષ રાખે. પોતે સુધારક કહેવરાવવા છતાં બીન જરૂરી સુસ્તપણું તો નથી કેળવતો એ જોતાં રહેવું જોઇએ. અમુક માન્યતાઓથી આપણે જુદા પડ્યા એટલે આપણે સુધારક બની જતા નથી. કારણ કે થોડાક વર્ષોમાં આપણી માન્યતાઓ પણ બીજાઓને સુસ્ત લાગશે તે સમયે આપણે પણ આપણી માન્યતાઓનાં મુળ ઉંડા ગયાં હોય છતાં પણ તે ખોટાં ઠરે તે વખતે રૂઢીવાદી નહી બનતાં નવીન માન્યતાઓને સમય અનુસાર સ્વિકારવી જોઇએ નહી. તો ભવિષ્યની પ્રજા આપણને પણ રૂઢીવાદી કહેતાં સંકોચ કરશે નહી.

બીજાઓના દોષો જોવા એ પ્રગતિનો માર્ગ નથી કાકદ્રષ્ટિ પ્રગતિની રોધક છે. આપણે કેળવણી પામ્યા એટલે બીન જુવાનોને હલકા ગણવાનો આપણને શો અધિકાર ? આજની કેળવણીને ચારિત્ર્યમાપક ધોરણ તરીકે સ્વિકારવા સૌ કોઇ રાજી ન હોય. આજની કેળવણીની ઉજળી બાજુ ઝળકતી હોવા છતાં એટલું તો કહેવુંજ પડશે કે આપણામાં તેથી અણછાજતું અભિમાન આવ્યું છે, તે વાસ્તવિક રીતે છે તેના કરતાં તેને માટે આપણે વધુ પડતા અયોગ્ય ખ્યાલો બાંધ્યા છે. બીજાઓમાં કાંઇ નથી એમ માનીને સહકાર સાધવાની વૃત્તિને જુદી દિશાએ વાળી છે. આપણામાં ઘણા બીન-જરૂરી તત્વો પ્રવેશ્યાં છે અને નાહક ટીકાઓમાં વ્યર્થ સમય ગુમાવીએ છીએ. આજે આપણે એક વસ્તુ સ્વિકારી લેવી જોઇએ. ચર્ચા માત્ર કરવાથી બધા નિર્ણયો આવી શકેજ એવી માન્યતા છોડવી જોઇએ. બીજાના મનની સામગ્રી જુદી હોય તો આપણે તેને ફક્ત ચર્ચાથી સમજાવી શકશું નહી આપણા મનની સામગ્રી બીજાના મનની

સામગ્રીને દરેકે દરેક રીતે મળતી આવશેજ નહિ, મતભેદ તો રહેવાનાજ.

ચર્ચા અને ટીકાઓને ઘટાડીને રચનાત્મક પ્રવૃતિને વેગ આપતા જવું જોઇએ. વિચારના આન્દોલનોની અસર ઓછી છે એમ કહેવાનો અર્થ નથી. પરતું ફક્ત વિચારો બસ નથી. તેની પાછળ કાર્યની જરૂર છે. જો આપણે વિચારોને પ્રવૃતિમય નહિ બનાવીએ તો આપણા વિચારોની ખામીઓ આપણને સમજાશે નહિ. અને નાહક આડે માર્ગે ચઢી જઇએ. આપણા વિચારોને કસવાનો માર્ગ પ્રવૃતિ છે. ફક્ત ચર્ચા નથી.

સુધારકભાઇ આટલું તો જરૂર સમજશે કે રચનાત્મક પ્રવૃતિના પરીણામ બીજાઓને આકર્ષે તો તેમાં નવાઇ જેવું નથી !

અહિંઆ મારે આટલું તો કહેવુંજ પડશે કે આજનો યુવક સુધારક ગાંધર્વ લગ્ન કે પ્રાજાપત્ય લગ્ન સ્વિકારી કન્યાવિક્રય (આસુરી વિવાહ) જેવો સડો આપણી સમાજમાંથી નાબુદ કરવાને તૈયાર થતો નથી અને બાળલગ્ન કરવાનાં બ્યુંગલો ફુંકાય છે. ત્યારે એક બાજુ આજે ઘણા સુધારક યુવકો શરીરથી અને ખાસ કરીને મનથી પણ વૃદ્ધ જેવા બની ગયા છે એ ઘણીજ શોકની વાત છે'

ખાસ કરીને ગામડાઓમાં અભણુ યુવકો સુધારક વડીલોની સત્તા આગળ દબાઇ અજ્ઞાનને લીધે કાંઇ પણ નવિન સર્જન કરવાની તાકાત ગુમાવી બેઠા હોય છે. એમના વિચારો સી-તેર વર્ષના ડોસાઓ જેવા હોય છે અને પ્રવૃતિના નામથી ખળભળી ઉઠે છે. ત્યારે યુવક સુધારક કાર્યો કર્તાઓના દોષો વૃદ્ધો સાથે બેસીને ઓચારા વીણતા હોય છે અને એમને એમ તે યુવક સુધારક પોતાની જીંદગી પુરી કરે છે.

સુધારક ભાઇએ પ્રવૃત્તિના નામથી ખળભળી ઉઠવાનું નથી.--મહાત્મા ગાંધીજી વૃધ્ધ હોવા છતાં તેમનું માનસ નવીન તત્વોને સારી રીતે ગ્રહુણ કરી શકે છે. અને અન્યાયો સામે એક યુવકની જેમ ઝઝુમે છે. માનવી શરીરે વૃદ્ધ થવાથી હંમેશાં મનથી પણ વૃધ્ધ થઇ જાય છે એવું નથી. યુવક સુધારકને અંધારામાં વૃધ્ધો સાથે બેસી તેમના દોષો વીણવાના નથી. આપણે સુધારક બન્યા છીએ એટલે સમાજની તરફ ધિક્કારની નજરે જોવાનું નથી; પરંતુ સમાજમાં રહીને કુરૂઢીને નાબુદ કરી માનસને સુધારવાનું છે. યુવક સુધારક સમાજનું એક મહત્વનું અંગ છે, એ ભુલવાનું નથી.

બાળ લગ્ન નાબુદ કરવા બ્યુંગલોનો અવાજ યુવક સુધારકે ઝીલવો જોઇએ. આપણી સમાજમાં બાળલગ્ન કરવાની ક્રિયા મોટે ભાગે ચાલી રહેલ છે. તે વર્તમાન યુગનો સુધારક સમજી શકે છે. અહીં આપણે સોચવું જોઇએ કે બાળલગ્ન કરવાની ફરજ સુધારક બાળકન્યાના બાપને ફરજ પાડે છે. કે મુર્ખા તું તારી બાળકન્યાના લગ્ન પણ મોટી કન્યાઓ સાથે એક લગ્ને કરી નાખ એટલે તું ખર્ચમાંથી બચી જઇશ સુધારકભાઇ કહી શકશે કે બાળલગ્ન કોણ કરાવે છે.

બાળલગ્ન નાબુદ કરવાનો એકજ માર્ગ છે. જો વર્તમાન યુગનો સુધારક કન્યાવિક્રય (આસુરી વિવાહ) નાબુદ કરે તોજ બાળલગ્ન એની મેળે જશે અને આપણી ગરીબ સમાજ ખોટા ખર્ચમાંથી બચી જઇ બાળકેળવણીમાં આગળ વધશે.

સુધારક–આપણા વિચારો કસવાનો માર્ગ પ્રવૃતિ છે.

(અપૂર્ણ)

મોમ્બાસા:] લક્ષ્મણ મુલજી ચાવડા.



# સ્ત્રી કેળવણી.

આધુનિક સમયમાં પુરુષો કરતાં સ્ત્રિઓ વધારે પ્રમાણમાં જ્ઞાન સંપાદન કરી શકતી નથી તેનું મૂળ કારણ તેઓના માબાપો અથવા વડિલોજ છે. કદાચ એકાદ અભણ કુટુંબમાં કોઇ એક ભાઇ ભણેલ હોય તો તે પોતાની બેનોને ભણાવવા માના અગર તો પિતાને વિનવણી કરશે તો તેઓ કહેશે કે "તેણીને ભણીને કયો હિસાબ લખવો તો, મારી છોકરીને તો રાંધતા આવડે એટલે ઘણું.' પણ તે માબાપો નથી જાણતા કે તેમાં (ભણતરમાં) તેણીનું શ્રેય સમાએલું છે.

દાખલા તરીકે એક ભણેલ કુમારિ હોય અને મોટી ઉમરમાં પતિગૃહે જો તેઓની સ્થિતિ નબળી હોય તો તેણી ઓછે પૈસે પોતાનો ગૃહસંસાર સુખી અને વ્યવસ્થિત રીતે ચલાવી લે છે.

તેણી પોતાના બાળકોને નિશાળમાં ન મોકલતાં વગર પૈસે ઘેર કેળવણી આપે છે. અને તેઓને જરાપણ પૈસાની અથવા કોઇ બીજી જાતની છુટ આપીને ખરાબ રસ્તે દોરતી નથી, અને કોઇ ખરાબ સંગતે ચડવા નથી દેતી, કે જે વડે છોકરાઓ પોતાના ભવિષ્યનું નિકંદન કરે છે.

નિશાળમાં છોકરાઓ ૧૧ થી ૫ વાગ્યા સુધી અભ્યાસ કરે છે. તે દરમ્યાન તેઓ શું કરે છે તેની તેઓના માબાપોને જાણ થતી નથી. પણ જ્યારે એક પુત્ર પોતાની માના પાસે રહીને શિખે છે ત્યારે તેની ઘણુંજ ઓછા પ્રમાણમાં બગડવાની દહેશત રહે છે.

તેણી જો ભણેલી હોય તો તેણીની મનોવૃત્તિ ઘણે અંશે ઉચ્ચ પ્રકારની હોય છે, તેણી વણીક, મારવાડી, અથવા કોઈ બીજા વેપારીથી છેતરાતી નથી. તેણી સઘળી ચીજો રોકડા પૈસા આપીને ખરિદે છે અને કોઈ પણ ચીજ ઉધાર ખરિદતી નથી, કારણ એક ચીજ ઉધાર ખરીદવાથી તેની ઉપર વ્યાજ ચડીને તેની કિંમત ડબલ થાય છે.

જો તેણી ભણેલી હોય તો પતિ પ્રત્યેનો પ્રેમ તથા લાગણી ભાવ તેણી સારી રીતે સમજી શકે છે, અને પતિ તરફ કેવી રીતે વર્તણુંક ચલાવવી તે પણ તેણી સારી પેરે સમજવા શક્તિમાન બને છે.

તેણી પોતાના જ્ઞાનના પ્રભાવથી સભામાં ભાષણો આપવા સમર્થ બને છે. અને સારી

મિત્રતા મેળવી શકે છે તેમ જાળવી પણ શકે છે. તેણી કરકસર કરીને પોતાનો પૈસો સારી રીતે બચાવે છે.

સદ્દગુણી અને શિક્ષણ પામેલી સ્ત્રી પોતાના સહચારીઓ સાથે સારી મિત્રતા તેમજ સમભાવ વિના સંકોચે મેળવી શકે છે અને તેણીનો જ્ઞાનરૂપી ખજાનો કે જે અખુટ છે તેના વડે તેણી વખત પડે પોતાની નિરાધાર સ્થીતીમાં પોતાનું તેમજ પોતાના બાળબચ્ચાંનું ગુજરાન કરી શકે છે.

હાલણાંના વખતમાં મેટ્રીકની પરીક્ષામાં છોકરાઓ કરતાં છોકરીઓનું પ્રમાણ ઘણુંજ ઓછું છે અને કદાચ અર્ધું કહું તોપણ ચાલે, અને તેનું ખાસ કારણ આપણે આગળ જોઇ ગયા.

આથી સ્ત્રીઓ માટે કેળવણી ઘણીજ અગત્યની છે અને તે આપને આ લેખ વાંચીને બરાબર સમજાયું હશે. પણ આપણી જ્ઞાતિમાં આફ્રિકા સિવાય હું એક પણ સ્ત્રિ એવી નથી જોતો કે જે મેટ્રીક સુધી ભણેલી હોય.

મુંબઇ.] **નરસી રાયસી ભરડવા (વિદ્યાર્થી)**

---

## એકતા.

(રાગ-ગઝલ)

નમી હું જ્ઞાતિને યાચું, કૃપાથી આપ તે આપો;
બંધુઓ ભેદને ટાળી, મધુરાં દર્શનો આપો.
ગામ ગામ સંમેલનો સ્થાપો, બંધુઓ સંપ સૌ રાખો;
કુધારાને સહુ કાઢો, સુધારાને સહુ રાખો.
સુધાના મેઘ વરસાવી, હૃદયની આગ ઠારી દો;
બંધુઓ કેળવો બાળો, હવે આ યુગ પલટાયો.
હૃદયમાં ઘોર અંધારું, ન જાણ્યું સારું કે નરસું;
પ્રકાશી 'પ્રજાપતિ-પ્રકાશ', અમારાં સંકટો હરતું.
દુર્ગુણો દૂર ફેંકીને, અ–વિદ્યા બંધ કાપીને;
ધરો સૌ પ્રેમની ધારા, 'પ્રજાપતિ–પ્રકાશ'ને ચરણે.
મધુરાં ભાષણો આપો, મળી સૌ એકતા સાધો;
હૃદયથી દેવશી કહે છે, બંધુઓ યોગ્ય લાગે તો.

પાનેલ: } (માંડવી) }

દેવશી રાજાભાઇ ગોલા
[ લીંબુડાવાલા ]

### લવાજમ મોકલવા વિનંતી.

બીજું વર્ષ ચાલુ થયાને આજ દશ મહિના થયા છતાં પણ દેશપરદેશના ઘણાખરા ગ્રાહક બંધુઓ લવાજમ મોકલવાની દરકાર કરતા નથી એ ઘણું શોચનીય છે. આવા બંધુઓને પોતાનું લવાજમ જલદીથી મોકલવા આથી વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપકો.

# જ્ઞાતિ સમાચાર.

રાણાવાવઃ (૧) અહીંનાવતની ભાઈ હરજી વજસી કટારીઆએ શ્રીમદ્ ભાગવતનું સપ્તાહ પારાયણ બેસાડી જ્ઞાતિને સારૂં જમણ આપેલ. તે ઉપરાંત તેમની દીકરીના કંકુને ચાંદલે લગ્ન અહિંના વતની હીરા રાજસી શીંગડીઆના દીકરા વેરે કર્યાં.

* પોતાના લોહીનો વેપાર કરનારા જ્ઞાતિભાઈઓ આ ઉપરથી કાંઇ ધડો લેશે ખરા?

(૨) લગભગ ૭ વરસ પહેલાં જેને નાત બહાર મૂકેલ અને જેણે નાત ઉપર કેસ કરેલ તે મેરખી જેસા લાડવાને આંહીની જ્ઞાતીએ જ્ઞાતિમાં લઇ લીધો છે.

(૩) જ્ઞાતિમાં નિરાધાર ભાઇ બેનોના મોઢામાં રોટલાનો ટુકડો મૂકવાને બદલે બાવા-સાધુના લાભા માટે અમારાથી બનતી મહેનત કરીએ છીએ.

* * * એક બાજુ પોરબંદર જ્ઞાતિની જગ્યા ત્યાંનો બાવો પચાવી પાડવા તૈયાર થયો છે ત્યારે અમે તેવા બાવાઓનેજ પોષવામાં અમારી મોટાઇ સમજીએ છીએ. આ છે આહીંની જ્ઞાતિની અંધશ્રધ્ધા!

કુંતીયાણાઃ-અહીની નાતમાં રબારી, બારોટનું પદ ધરાવે છે તે જોઇ ગ્લાની થાય છે. આ રબારીને બારોટાણી મોનીબાઇએ ચોપડા આપી દીધા છે. આ રબારી બારોટ ન થાય તે માટે બારોટ જ્ઞાતિએ બંડ જગાવેલ, પણ અહીં માટે રહેના કુંભાર જ્ઞાતિ આગેવાનોએ કોણ જાણે શા કારણથી હોય, પણ આ બારોટ રબારી છે છતાં મંજુર કરી ચોપડા આપ્યાં છે. અરે! એક રબારી શું પુજવા યોગ્ય ગણાય? કેટલી અજ્ઞાનતા! પ્રભુ અમારી જ્ઞાતિમાં થતી અવદશા સુધારવા દરેક બંધુઓને સદ્વીચાર થાય એવી પ્રાર્થના છે.

બાંટવાઃ-સ્વ. છગા પીતાંમ્બર વેગડની વિધવાને ઘરે એક પુત્રને બે પુત્રીઓના લગ્ન હોઇ, લગ્ન લખવા વખતે જ્ઞાતિ ભાઇઓએ એક જમણ આપવા કહેલું છતાં માંડવાને દીવસે રંધાવી જમવા આવ્યા નહિ. તેથી આ બેનને જ્ઞાતિના અગ્રેસરોએ રૂા. ૧૦૦, નો નાહક ખર્ચ કરાવી હેરાન કરેલ છે. પાછળથી સગપણ તથા લગ્નના મળી ચાર ખર્ચ આપવાનું કહીને કોઇ જમવા આવેલ નહી. આ બાઇની ગરીબ સ્થિતિ હોઇને આ બધું એણે સહન કર્યું છે.

* * * જ્ઞાતિના અગ્રેસરોની આવી અવળાઇ જોઇને અમોને પણ તિરસ્કાર છુટે છે. બીજી જ્ઞાતિઓના આગેવાનો જ્યારે જ્ઞાતિ ઉન્નતિના માર્ગો શોધી રહ્યા છે ત્યારે આપણા અગ્રેસરોને ખાધાપીધાની વાત સિવાય બીજું કશું સુઝતું નથી. આવી ખાઉધરી મનોદશા આપણા ભાઇઓ કયારે તજશે?

બીલડી ( વાડાસાડા ):—અહિંના ભાઇ કાના રાઘવ ચાંડેગરાની પત્નિ બાઈ વેલજીબાઇનું અકસ્માત કુવામાં પડતાં મૃત્યુ થયું. બાઇને બે નાના બાળકો છે. કહે છે કે બાઇ કુવામાં પડી તે દીવસે તેના દીયરની જાન પરગામ પરણવા ગયેલી. પાછળથી બાઇના સસરાને

જાણી શકાશે.

હું હાલમાં તે મારા એટલાજ વિચારો જ્ઞાતિના ભાઈઓ સમક્ષ રજુ કરૂં છું. પરંતુ હજી જ્ઞાતિ માટે મારી અનેરી ઇચ્છાઓ છે અને ખરેખર જ્ઞાતિના દરેક સુશિક્ષિત યુવકોમાં પોતાની જ્ઞાતિના સડાઓને દૂર કરવાની કેળવણી માટે કંઇ વિચારો કરવાની તમન્ના જાગશે ત્યારેજ આપણી કોમનું કાંઇ શ્રેય થશે તે નક્કી છે. એજ

જીનાઃ ] મસરી વસરામ ટાંક

## કાર્યાલયે નોંધાએલાં જન્મ–મરણ તથા સગપણ–લગ્નની યાદી

[ જન્મ ]

| તારીખઃ | સ્થળઃ | નામઃ | અટકઃ | મૂળગામઃ | પુત્ર કે પુત્રીઃ |
|---|---|---|---|---|---|
| ૧૨-૧-૩૭ | પોરબંદર | ભીમજી વશરામ | પાણખાણીયા | પોરબંદર | પુત્ર |
| ૬-૩-૩૭ | રાણાવાવ | લાલજી ગોવાભાઇ | કોરીયા | રાણાવાવ | ,, |
| ૫-૩-૩૭ | ગણોદ | વશરામ કાના વેલા | રાવત | ગણોદ | પુત્રી |
| ૧૧-૩-૩૭ | પોરબંદર | જીણાભાઇ દેવસી | ટાંક | પોરબંદર, | પુત્ર |
| ૧૧-૩-૩૭ | ,, | જેઠાભાઇ દેવસી | જગતીયા | ,, | ,, |
| -૩-૩૭ | મુંબઇ | મેઘજીભાઇ જેઠા | છાંયા | મુંબઇ | ,, |
| ૧૨-૩-૩૭ | માણાવદર | દેવસી ભીમજી | જાદવ | માણાવદર | પુત્ર |
| ૧૫-૩-૩૭ | મુંબઇ | નારણ મેરામણ | ઘેડીયા | મુંબઈ | પુત્રી |
| ૧૬-૩-૩૭ | રાણાવાવ | ડાહ્યાભાઇ જાદવજી | કોરીયા | રાણાવાવ | પુત્ર |
| ૧૭-૩-૩૭ | ,, | મીઠાભાઇ વાલા | વઢુકુળ | ,, | ,, |
| -૩-૩૭ | ,, | નાથાભાઇ હરજી | ગાધેર | ,, | ,, |

*** સ્થળ સંકોચને લીધે સગપણ–લગ્ન તથા મરણોની નોંધ આ અંકમાં આપી શકયા નથી. આવતા અંકમાં તે વીગતવાર આપવામાં આવશે.

સંપાદક.

## 'પ્રકાશ'ના પ્રથમ વર્ષના અંકો.

'પ્રકાશ'ના પ્રથમ વર્ષના અંકો નંબર ૫ થી ૧૨ સુધીની કેટલીક નકલો સીલકમાં પડી છે. જે કોઇ બંધુ આઠ આનાની ટપાલની ટીકીટો મોકલશે તેમને ઘેરબેઠા તે પહોંચાડવામાં આવશે. તેની સાથે જુનાગઢ પરિષદના પત્ર વ્યવહારની ત્રીસ પાનાની એક પુસ્તિકા પણ ફ્રી મળશે.

વ્યવસ્થાપકો.

## શબ્દ શોધન હરિફાઇ નં. ૧ નું પરિણામ.

આ હરીફાઇમાં કુલ ૩૮ ભાઇઓએ (દેશના ૩૪ અને આફ્રિકાના ૪) ભાગ લીધો હતો, જેમાં ૨૬ જણાના ઉકેલ તદ્દન સાચા આવેલા છે, જેના નામો નીચે આપવામાં આવેલ છે.

શ્રીમતિ કેસરબાઇ કચરા ગઢવાણા (નવીબંદર) નો ઉકેલ તદ્દન સાચો હોવા છતાં કાગલ ફીના અભાવે રદ કર્યો હતો. એની કદર કરતાં 'આશ્વાસન' ઇનામ તરીકે 'અબળાહિત-દર્પણ' નામનું એક પુસ્તક એમને ભેટ મોકલી આપીએ છીએ. બાકીના અગીયાર જણાના ઉકેલ ખોટા પડયા હતા.

સાચા ઉકેલવાળા ભાઇઓના નામની ચીઠીઓ અહીંના બે ગૃહસ્થોની હાજરીમાં બનાવી ઉંચકતા વરવાળાના જ્ઞાતિબંધુ શ્રી રણછોડભાઇ નારણ પાણખાણીયાના નામની ચીઠી નીકળી હતી, જેમને જાહેર કર્યા મુજબ રૂ. ૧૦, દસનું રોકડું ઇનામ આપવામા આવ્યું છે. બાકીના ૨૫ જણાને પ્રકાશના ત્રીજા વર્ષના ગ્રાહક તરીકે વીના લવાજમે નોધવામાં આવશે.

સંપાદક.

| અ. નં. | | નામ : | અટક : | સ્થળ: |
|---|---|---|---|---|
| ૧ | શ્રી. | રણછોડભાઇ નારણ | પાણખાણીયા | વરવાળા |
| ૨ | ,, | વીઘ રામજી વેલજી | ચાંડેગરા | મુંબઇ |
| ×૩ | ,, | માવજી મેઘજી | દેવળીયા | ,, |
| ૪ | ,, | જેઠાભાઇ ભીમજી | રાવત | ,, |
| ૫ | ,, | ગોપાલદાસ વાલજી | દેવળીયા | થાણા |
| ૬ | ,, | જીવરાજ રણમલ | કોરીયા | પોરબંદર |
| ×૭ | ,, | કરસનભાઇ નથુ | કંસારા | ,, |
| ૮ | ,, | રામજી માધવજી | ફટાણીયા | ,, |
| ૯ | ,, | ભીમાભાઇ રાજાભાઇ | માવદીયા | ,, |
| ૧૦ | ,, | આંબાભાઇ રાજશી | શીંગડીયા | ,, |
| ૧૧ | ,, | કચરાભાઇ જીણા | ગઢવાણા | નવીબંદર |
| ×૧૨ | ,, | નાથાલાલ વાલજી | ચાંડેગરા | માંગરોળ |
| ×૧૩ | ,, | નારણદાસ જેઠાભાઇ | ચાંડેગરા | ,, |
| ૧૪ | શ્રી | નારણભાઇ દેવજી | જોઢવા | વેરાવળ |
| ૧૫ | ,, | ભીમજીભાઇ નથુ | પાણખાણીયા | ઓખાપોર્ટ |
| ૧૬ | ,, | દેવજીભાઇ આલાભાઇ | ભરડવા | ,, |
| ૧૭ | ,, | અરજણભાઇ વીરજી | કુકડીયા | મોટીપાનેલી |
| ૧૮ | ,, | હરજીભાઇ ટીડા | ભરદ્વાજ | જુનાગઢ |
| ×૧૯ | ,, | ડાયા જેઠા | ફટાણીયા | ,, |
| ૨૦ | ,, | માંડણભાઇ રામજી | ટાંક | નિસાખા |
| ૨૧ | ,, | શામજીભાઇ નથુ | દેવળીયા | ખોરાસાગીર |
| ૨૨ | ,, | હીરાભાઇ લખમણ | પાણખાણીયા | ઝીંઝરી |
| ×૨૩ | ,, | માંડણભાઇ રાજા | વાઢેર | મરમઠ |
| ૨૪ | ,, | જીવાભાઇ હરીભાઇ | ભલસોડ | અમદાવાદ |
| ×૨૫ | શ્રીમતી | કાન્તાબેન લખમણ | ચાવડા (આફ્રિકા) | મોમ્બાસા |
| ૨૬ | શ્રી. | છગનલાલ દેવરાજ | વરૂ ( ,, ) | કેપટ |

× આવી નીશાનીવાળા બીન-ગ્રાહક બંધુઓ છે.

## દેશપરદેશની આવ–જાવ

નીચેના ભાઇઓ આફ્રિકાથી પોરબંદરના કીનારે તા. ૧૯–૩–૩૭ ના દીને ઉતર્યા:—

| | | |
|---|---|---|
| ૧ શ્રી. ગોવિંદ મેઘજી | પરમાર | પોરબંદર |
| ૨ ,, કેશાભાઇ છગન | ગોહીલ | ,, |
| ૩ ,, કલ્યાણજી વાલજી | વાળા | શ્રીનગર |
| ૪ ,, રામજી હરજી | ચુડેચા | રાંગપુર |
| ૫ ,, નાગજી ભીમજી | નેના | માણીયા–હાટીના |

તા. ૪–૨–૩૭ ના રોજ પોરબંદરથી આફ્રિકા રવાના થયા:—

| | | |
|---|---|---|
| ૧ શ્રી. ત્રીકમભાઇ ડોસા | કુકડીયા | રાણાવાવ |
| ૨ ,, દેવકરણભાઇ પરબત | લાડવા | ,, |
| ૩ ,, મેરામન હીરા | વાળા | ,, |
| ૪ ,, મેઘજીભાઇ પરમાણંદ | ધોકીયા | ,, |
| ૫ ,, ભીમશીભાઇ ઉકા | બાલસોડ | અણીઆરી |

તા. ૪–૩–૩૭ ના રોજ પોરબંદરથી આફ્રિકા રવાના થયા:—

| | | |
|---|---|---|
| ૧ શ્રી. રામજી ડોસા | કુકડીયા | રાણાવાવ |
| ૨ ,, હીરજી છગન | લાડવા | છાંયા |
| ૩ ,, કારા ધના | લાડવા | ,, |
| ૪ ,, પરસોત્તમ કાનજી | ફટાણીયા | રાણાકંડોરણા |
| ૫ ,, ગોવિંદનાથી | ફટાણીયા | ,, |
| ૬ ,, કાનજી દેવા | પાણખાણીયા | રાણા ખીરસરા |
| ૭ ,, રામજી અરજણ | વાળા | વાંસજાળીયા |
| ૮ ,, જાદવજી | ભારડવા | અણીઆરી |

# સાભાર સ્વિકાર

## 'પ્રકાશ' સહાયક ફંડ

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો નવા વર્ષની ખુશાલીની ભેટ તરીકે અમોને મળી છે, જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

| રૂ. નં. | | | | |
|---|---|---|---|---|
| | | | આગળનો સરવાળો રૂા. | ૪૫૭– ૬-૬ |
| ૬૫ | શ્રી. પ્રેમજીભાઇ અરસી | ચાવડા | નકુરૂ | ૬–૧૦–૦ |
| ૬૬ | ,, ગોવિંદભાઇ નારણ | ચાવડા | ,, ,, | ૩– ૫–૦ |
| ૬૭ | ,, જાદવભાઇ રીદા | વકુકર | ,, ,, | ૩– ૫–૦ |
| ૬૮ | ,, ડાહ્યાભાઇ દેવા | પાણખાણીયા | ,, ,, | ૩– ૫–૦ |
| ૬૯ | ,, કાનજીભાઇ લાખા | બાલસોડ. | લુઇટ્રીચાર્ટ | ૪–૧૦–૦ |
| | | | ટોટલ રૂ. | ૪૭૮– ૯–૬ |

* વધુ સ્વિકાર આવતા અંકમાં

* * * શ્રી ખંભાત ગુર્જર પ્રજાપતિ જ્ઞાતિના રિતરિવાજોના ધારાધોરણ તથા બંધારણની એક નકલ શ્રી. મગનલાલ સોમાભાઇ પ્રજાપતિ (ખંભાત) તરફથી અમોને મળી છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ.

* * * મેસર્સ ધી ઓગીચાર સીલ્ક બજાર લીમીટેડ (અમટાલી–સાઉથ આફ્રિકા) તરફથી ચાલુ વર્ષનું એક ફેન્સી કેલેન્ડર અમોને ભેટ મલ્યું છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ.

સંપાદક

# પ્રાસંગિક નોંધ.

## એક બંધુની શુભાશાઃ-

[નીચેના પત્રની એક નકલ 'પ્રકાશ'માં પ્રગટ કરવા માટે મળી છે, જે અત્રે પ્રગટ કરતાં અમોને આનંદ થાય છે. ભાઇ શ્રી ગોવીંદભાઇની અંતરની અભિલાષા ઇશ્વર સફળ કરે એમ ઇચ્છીએ ]

રા. રા. શ્રીમાન શેઠજી કાનજી ગોવિંદ કરસનજી મું કલ્યાણ

આપની પવિત્ર સેવામાં નિવેદન કે આપશ્રીને માનપત્ર તા. ૩-૩-૩૭ ના રોજે આપવાનો કાર્ડ મને મળ્યો પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આપ જેવાની કૃપાથી સુપા (ગુરૂકુલ)ના બારડોલીમાં એક ઇંટ બનાવવાનું કારખાનું ખોલ્યું છે. ત્યાં મારી હાજરી હોવાથી માનપત્રનો કાર્ડ મને વખતસર ન મળવાથી હું માનપત્રના મેળાવડામાં હાજર રહેવા અશક્ત નીવડયો છું જે બદલ મને ઘણુંજ દુઃખ થાય છે. આપ જેવા પ્રજાપતિ જ્ઞાતિના સારા ઉત્પાદિને મારે વધારે લખવાપણું નજ હોય. છતાં લખું છું કે તમારા પવિત્ર હૈયામાં પ્રજાપતિ જ્ઞાતિની સેવા કરવાનું જે સુવર્ણ કાર્ય તમે હાથ ધરેલું છે તે કાર્ય તમો ગમે તે ભોગે છોડશો નહિ. જ્ઞાતિ સેવાની તમારી ધગશ સદા પ્રસરેલી રહો. અને તમારી પદવી જ્ઞાતિ સેવા કરી હંમેશોને માટે ઝળકતી રહે તેમજ સોરઠીઆ પ્રજાપતિ પ્રકાશ તેમજ ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ જેવી સભાઓને સહકાર આપતા રહો એજ મારી અંતરની અભિલાષા સાથે વિરમું છું. સુપાઃ તા. ૮-૩-૧૯૩૭

લી. ગોવિંદભાઈ કે. મહેતા

'ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા'ના પ્રમુખ

## જુનાગઢ જ્ઞાતિના બંધારણનો અમલઃ-

જુનાગઢ મહાલોની જ્ઞાતિઓના બંધારણની ચોપડીઓ અમોએ જુનાગઢના મુખ્ય પટેલશ્રી ઉપર મોકલાવી આપી તેને આજે એક મહિનો થયો. અમો માનીએ છીએ કે બંધારણની એ ચોપડીઓ દરેક મહાલોમાં વહેંચાઇ ગઇ હશે. હવે સવાલ રહે છે એ બંધારણને અમલમાં મુકવાનો. પટેલશ્રીએ એ બાબતમાં શું પગલાં લીધા છે તે અમો હજી જાણી શકયા નથી આથી મજકુર બંધારણને અમલમાં મુકવા માટે કયાં કયાં પ્રાથમિક પગલાં લેવા જરૂરી છે તે બાબત ચર્ચા કરી નક્કી કરવા માટે અમારા એક વ્યવસ્થાપક બંધુ શ્રી મેઘજીભાઇને પટેલશ્રીની રૂબરૂ મુલાકાત લેવા માટે મોકલવું અમોને વ્યાજબી જણાયું છે. તો એ મુલાકાત થવા બાદ મજકુર બંધારણને અમલમાં લાવવા માટે યોગ્ય બંદોબસ્ત કરવા પટેલશ્રીને અમો વિનંતી કરીએ છીએ.

સંપાદક

ધી ન્યુ લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ, માંડવી, મુંબઇ નં. ૩.

[ શ્રી સોરઠીયા પ્રજાપતિ ભાઈઓનું મુખપત્ર ]



# પ્રજાપતિ — પ્રકાશ



॥ ओरेम् असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ॥


સંપાદક, મુદ્રક તથા પ્રકાશકઃ—

ડાહ્યાભાઇ આણંદજી ચાવડા

— વ્યવસ્થાપકોઃ—

હીરજી જેરામ વીસાવાડીયા

મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

* * *

વર્ષઃ ૨ જું—અંકઃ ૧૧-૧૨

મે-જુન

સને : ૧૯૩૭

* * *

: વાર્ષિક લવાજમ :

દેશમાં : એક રૂપીઓ

પરદેશમાં : બે રૂપીઆ

અથવા ત્રણ શીલીંગ

*

: કાર્યાલય :

૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,

મુંબઇ. નં. ૪.


● ● ●

## કરીને ઘટતા સુધારા

( અમારી આમ બાબત છે—એ રાગ )

**પ્ર** હો સંપી સદા સાથે, પ્રજાપતિ બંધુઓ મારા,
**જા** લાવો કાર્ય ઉન્નતિના, કરીને ઘટતાં સુધારા.

**ના** વ નીજ કોમનું આજે, પડ્યું તોફાનમાં ગાજે,
**ર** ક્ષક તેના થવું છાજે, કરીને ઘટતાં સુધારા.

**ગો** થાંભે ગમતીના ખાતું, કુસંપી ખડકે અથડાતું,
**પા** ણીડા પ્રેમના ન્હાતું, કરીને ઘટતાં સુધારા.

**લ** હો કંઇ લક્ષમાં રીતી, ગ્રહો કંઇ ન્યાય ને નીતિ,
**દા** ખવો પરસ્પર પ્રીતિ, કરીને ઘટતાં સુધારા.

**સ** દ સુસંપ રૂપી સાંધે, મળી એકત્ર સહુ બાંધો,
**વા** દ વિવાદ તજી વાંધો, કરીને ઘટતા સુધારા.

**લ** બે ગોપાલ ઉચ્ચારો, હવે તો કંઇક વિચારો,
**જી** વન ગરીબોના સુધારો; કરીને ઘટતા સુધારા.

થાણા : ] ગોપાળદાસ વાલજી દેવળીયા.

● ● ●

## ત્રીજા વર્ષનું લવાજમ: દેશના: બે રૂપીઆ
પરદેશના: ૭ શીલીંગ

# જ્ઞાતિ બંધુઓ પ્રત્યે

આ અંક સાથે 'પ્રકાશ' પોતાનું બીજું વર્ષ પૂરૂં કરે છે. આવતા અંકથી એ ત્રીજા વર્ષમાં પ્રવેશ કરશે. બીજા વર્ષમાં એકસો એંશી જેટલા પાનામાં જે જે સામગ્રીઓ અમોએ પીરસી છે તે આપ સમક્ષ મોજુદ પડી છે, અને અમો ખાત્રી પૂર્વક કહીએ છીએ કે એક રૂપીઆ જેટલા જુજ વાર્ષિક લવાજમમાં કોઇ પણ પત્રકાર ખોટ સહન કર્યા વગર તો એ નજ આપી શકે.

આટલું છતાંએ આટલા પાના પુરતાં નથી; વધુ આપો. વિવિધ જાતના વિષયોનું વાંચન આપો ઇત્યાદિ આપની ફરિયાદો તો હજી ઉભીજ પડી છે. આ ફરિયાદ અમોને પણ વ્યાજબી જણાઇ છે. પણ આ બધું પુરતા ગ્રાહકોની સંખ્યા તેમજ પુરતું લવાજમ હોય તોજ આપી શકાય એમ છે. આ કારણથી ત્રીજા વર્ષથી 'પ્રકાશ'ના દર મહિને પાનાં ઓછામાં ઓછા વીસ જેટલા આપીને તેમાં વિવિધ પ્રકારના મનોરંજક વિષયો આપવાનું અમોએ નક્કી કર્યું છે. 'પ્રકાશ'નું ત્રીજા વર્ષનું લવાજમ વધારીને દેશને માટે રૂા. ૨) બે રૂપીઆ અને પરદેશને માટે રૂા. ૫ા અથવા ૭ સીલીંગ રાખવાનું અમોએ ઠરાવ્યું છે. તો આ વધારો ચલાવી લેશો અને આ અંક મળતાં જ ગ્રાહક તરીકે ચાલુ રહીને ત્રીજા વર્ષનું લવાજમ વળતી ટપાલે તુરત મોકલાવી આપશોજી. જે ગ્રાહક બંધુઓએ બીજા વર્ષનું લવાજમ હજી સુધી પણ ન મોકલ્યું હોય તો તેઓ પણ પોતાનું લવાજમ તુરત મોકલાવી આપે.

પ્રત્યેક ગ્રાહક બંધુ જો ઇચ્છે તો પોતાના પરિચયના એકેક બંધુને 'પ્રકાશ'નો ગ્રાહક જરૂર બનાવી શકે અને તેમ કરી 'પ્રકાશ'ને પોતાના લવાજમનીજ આવક ઉપર જરૂર નિર્ભર બનાવી શકે. આ વસ્તુ પણ આપને લક્ષમાં લેવા વિનંતી કરીએ છીએ.

'પ્રકાશ'ની પહેલી લવાજમની રકમ ઉપરાંત બંધુઓને ત્રીજા વર્ષનું 'પ્રકાશ' વિના લવાજમથી મોકલવાનું અમોએ જાહેર કરેલું ને વખતે એ વર્ષનું લવાજમ વધારવાની અનિવાર્ય જરૂર અમોને પડશે એવું અમોએ ધારેલું નહિં. તો આ વસ્તુ લક્ષમાં રાખી એ પચ્ચીસ બંધુઓને પોતાના વધારાના લવાજમનો રૂા. ૧, એક (આફ્રિકાના બંધુઓ વધારાની ત્રણ શીલીંગ મોકલે) અમોને મોકલાવી આપવા વિનંતી કરીએ છીએ.

મુંબઈ તા. ૧ લી-જુન, ૧૯૩૭] 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ.

---

તા. ક:—આ અંક ગઈ પહેલી તારીખે અચૂક બહાર પડ્યો હોત, પણ આગલે દિવસે થએલા અચાનક કોમી હુલ્લડને લીધે ચાર દિવસ એ મોડો બહાર પડ્યો છે.

 પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ 

વર્ષ : ૨ જું ] મે-જુન, ૧૯૩૭ [ અંક: ૧૧-૧૨

## —: દંભી માનસ :—

—જે કરવું છે તે મનમાં છે, છતાં તે છુપાવીને બીજીજ વાત કરવી તેનું નામ દંભ.

—જે રંગ અંદર છે તે છુપાવીને ઉપરથી બીજો રંગ ધારણ કરવો, તેનું નામ દંભ

—જાણવા છતાં કે પોતે પળેપળે અસત્ય વદે છે છતાં કહેવરાવવું કે હું સાચું બોલનાર છું, તેનું નામ દંભ.

—જાણી જોઈને એક માર્ગે જવું છે એમ નક્કી કર્યા છતાં બીજા માર્ગે જવાનો દેખાવ કરવો. એનું નામ દંભ.

## : જીત કોની ? :

—જીત તેઓની છે કે જેઓ નમ્ર છે અને નમે છે.

—જીત તેઓની છે કે જેઓ સેવા કરે છે અને સેવક રહે છે.

—જીત તેઓની છે કે જેઓ ક્ષમા આપે છે ને જતું કરે છે.

—જીત તેઓની છે કે જેઓ શાંતિ અને મૌન સેવે છે અને શુભ ઇચ્છે છે.

— પણ —

* * * તેઓની હાર છે કે જેઓ અભિમાની છે, જેઓ શેઠ થવા દોડે છે, જેઓ માફી આપતા નથી પણ વેર લે છે, અને જેઓ લોકોનું અને પ્રવૃત્તિઓનું અહિત ઇચ્છે છે.

# પ્રાસંગિક નોંધ

## જુનાગઢ બંધારણ અંકઃ—

જુનાગઢના ધારાધોરણો તથા બંધારણને લગતો આ ખાસ અંક આપના કરકમળમાં સાદર કરતાં અમોને અત્યંત આનંદ થાય છે. બંધારણ બ્હાર પડવાની જાહેરાત થતાંજ એ માટે જુદા જુદા ભાગના ભાઇઓ તરફથી માગણી થવા લાગી. ભાઇઓની આ માગણીને માન આપી આ અંક "જુનાગઢ બંધારણ ખાસ અંક" તરીકે બ્હાર પાડવાનું અમોએ નક્કી કર્યું અને એ કારણથી 'પ્રકાશ' નો ગયો અંક પ્રગટ થઇ શક્યો નહિં એ બદલ ગ્રાહકોની અમો ક્ષમા ચાહીએ છીએ.

આવો ખાસ અંક પ્રગટ કરવામાં ધારાધોરણ તથા બંધારણ જેવી વસ્તુ લાગતાવળગતા સર્વ બંધુઓ એ વાંચી સમજીને એ પ્રમાણે વર્તે એ અમારો ઉદ્દેશ તો છેજ: પણ આ ઉપરાંત બીજો પણ ઉદ્દેશ એમાં સમાએલો છે. 'પ્રકાશ' નો ફેલાવો અહિંની સમસ્ત જ્ઞાતિ ઉપરાંત આખા કાઠીયાવાડમાં ગામડે ગામડે તેમજ આફ્રિકામાં ઠેઠ દક્ષિણ આફ્રિકા સુધી તથા ગુજરાતમાં પણ મુખ્ય મુખ્ય સ્થળોએ થતો હોવાથી આ સર્વ સ્થળના બંધુઓ પણ આ બંધારણ વાંચે તો તેનો દાખલો લઇ પોતપોતાના સ્થળોની જ્ઞાતિમાં પણ આવા પ્રકારનું બંધારણ તૈયાર કરવા પ્રયત્ન કરે અને તે દ્વારા જ્ઞાતિને ઉન્નતિના માર્ગે લઇ જાય. અમારો આ ઉદ્દેશ પણ જરૂર સફળ થશેજ એમ અમો માનીએ છીએ.

## જુનાગઢ બંધારણનો અમલઃ—

બંધારણ પ્રગટ થયા પછીથી તેને અમલમાં લાવવા માટે શું શું જરૂરી પગલાં જુનાગઢના પટેલશ્રીએ લીધા છે તેથી હજી સુધી પણ અમો અજાણ રહ્યા છીએ. અમારા સાંભળવામાં આવ્યું છે કે પટેલશ્રી આ સંબંધી સર્વે મહાલોની એક બીજી પરિષદ ફરીથી બોલાવવા માગે છે: પણ આવી પરિષદ ભરવા પહેલાં બંધારણ મુજબ જે જે કાર્યો દરેક મહાલો દીઠ કરવાના છે તે તે કાર્યો પ્રથમ અમલમાં આણ્યા પછીથીજ જો આ પરિષદ બોલાવાશે તોજ તેનો કાંઇ અર્થ સરશે એવો અમારો મત છે. પ્રથમ તો દરેક મહાલો (તાલુકા) એ પોતપોતાના પટેલો તથા પંચોની નીમણુંક કરી લેવી જોઇએ. એ પછી મજકુર પટેલોએ પોતપોતાના મહાલ માટે એકેક વહીવટદાર તેમજ કોટવાલ તથા ગામ દીઠ એકેક મુખીની નીમણુંક કરી લેવી જોઇએ. (જે ગામમાં ત્રણથી ઓછા ઘર હોય ત્યાં એવા નજીકનજીકના ચાર ગામ દીઠ એક મુખી નીમવો) આ સંબંધી વીગતવાર સૂચનાઓ આવતા અંકમાં અમો પ્રગટ કરીશું. આટલું કાર્ય દરેક મહાલોમાં થયા બાદ બીજા વધુ કાર્યોને માટે પરિષદ બોલાવાય તો તે ઠીક થઇ પડશે. તો આ વસ્તુ લક્ષ્યમાં લઇને તે મુજબ દરેક મહાલ ઉપર આવા પ્રકારની સૂચના લખી મોકલવા પટેલશ્રીને અમો વિનંતિપૂર્વક ભલામણ કરીએ છીએ.

સંપાદક

---

**ચેતવણીઃ**—ટપાલના દરમાં ફેરફાર થયો હોવાથી જન્મ મરણ વી. ના પત્રક ઉપર પોણાઆનાને બદલે હવેથી અર્ધા આનાનો સ્ટામ્પ ચોડવો.

# જવાબદાર જ્ઞાતિતંત્ર

આપણો દેશ આજે પરાધીનતાની બેડીઓ ફગાવી સ્વતંત્રતા હાંસલ કરવા એકધારા યત્નો આદરી રહ્યો છે, સુવ્યવસ્થિત સમાજ રચના ઘડવા સમાજનો શિષ્ટ વર્ગ અણમોલા આત્મભોગ આપી રહ્યો છે તેવીજ રીતે દરેક જ્ઞાતિઓ પણ પોતમાંના સડેલા તત્વો નાબુદ કરી સ્વાધીનતા અને સમાન દરજ્જો પ્રાપ્ત કરવા અનેરા ઉકળાટો મચાવી નવું સર્જન રચવાની મહત્વાકાંક્ષા સેવી રહી છે જ્યારે હતભાગી એવો આપણો પ્રજાપતિ સમાજ રૂઢીની કાતિલ ગુફામાં દબાઇ કચડાતો, પીસાતો, નજરે ચડે છે જ્ઞાતિના ગણ્યા ગાંઠ્યા લક્ષ્મીનંદનો વધુ અને વધુ સમૃદ્ધિ મેળવી માલેતુજાર બનવા મથી રહ્યા છે બીજી બાજુ આપણું જ્ઞાતિતંત્ર વિશેષે કરીને અજ્ઞાન, અવિચારી અને સ્વાર્થના કીડા સમ દેખાતા કબીજનોએ હસ્તગત કર્યું છે આપણે ખુબ અનુભવ્યું છે કે એ વર્ગ જ્ઞાતિના અનેક અગત્યના પ્રશ્નો કોરાણમાં રાખી જ્ઞાતિતંત્ર આજ દિન બનાવવા અત્યાર સુધી અશક્ત નીવડ્યો છે તે સિવાય જ્ઞાતિમાં કેટલાક અનિષ્ટ તત્વો પેદા કરનાર વિઘ્નસંતોષીઓનો એક વર્ગ એવો પણ હસ્તી ધરાવે છે કે એને કોઇ સિદ્ધ કરવાની જેનામાં તાકાત નથી, બીજાઓની શુભ કારકીર્દી તે પચાવી શકતો નથી એટલે ઇર્ષામાં ખાક થતો એ વર્ગ નિંદાખોરીનો ધંધો લઇ બીજાના કાર્યોને વખોડી કાઢવામાં નરી નાદાનીયત દાખવી રહ્યો છે આથી જે ગરીબ અને અભણ વર્ગ છે કે જે બીજાઓની મહેરબાની ઉપર નભી રહ્યો છે તેના ઉપર ઉપરનો વર્ગ સત્તા જમાવી નિર્બળ જ્ઞાતિ બાંધવોનું રહ્યું સહ્યું રક્ત ચુસી રહ્યો છે આમ થવામાં આપણી કમનસીબી યાને વ્યવસ્થાની ખામી જે કહો તે, પરંતુ દિવસોના વ્હેણ સાથે આપણી અવનતિના અમલ બને છે બેકારી, ભુખમરો અને કંગાલીયત પ્રતિક્ષણે ઉગ્ર સ્વરૂપ લેતી જાય છે જ્ઞાતિમાં આજે ચોમેર દાવાનળ સળગી ઉઠ્યો છે એ જ્વાળા સમાવી દેવા જ્ઞાતિનો શિક્ષિત વર્ગ નિદ્રા ત્યાગી ઉત્સુક બન્યો છે જ્ઞાતિ સુધારણાના માર્ગ પર સરી પડવા એ વર્ગ અધીરો બન્યો છે. અનેક યાતના, અપમાનીયત, અને સંકટો સહન કરીને એ વર્ગ શું ઇચ્છે છે? એ ઇચ્છે છે સુવ્યવસ્થિત અને સંપૂર્ણ જવાબદારી ભર્યું જ્ઞાતિતંત્ર એ તંત્ર એવું હોવું જોઇએ કે ગરીબ, અને તવંગર, ઉંચ નીચના ભેદ વગર સમાન રીતે રહી શકે જ્ઞાતિએ નિર્ણીત કરેલા માર્ગે મર્યાદિત રહીને પણ સામાજીક ક્ષેત્રમાં પોતાના અંગો વિકસાવી શકે કોઇ પણ વ્યક્તિ બીજા ઉપર આપખુદ વર્તન ચલાવી ન શકે આવી અનેક વિટંબણાઓ ટાળી જ્ઞાતિમાં સુવ્યવસ્થા દાખલ કરવા એ વર્ગ ઝંખના કરી રહ્યો છે આવા સમયે પ્રત્યેક જ્ઞાતિબંધુઓની પ્રથમ ફરજ એ છે કે પોત પોતાના વિભાગમાં જ્યાં જ્ઞાતિ બંધારણ અવ્યવસ્થ બન્યું હોય તેને વ્યવસ્થ બનાવવા પ્રયત્ન કરે તેમજ જે

વિભાગમાં જ્ઞાતિ ધારાઓ અસ્તિત્વમાં હોય તો તેને પ્રાણવંતા બનાવી તેના યોગ્ય અમલ માટે રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરે. અંતમાં હું જ્ઞાતિનું હિત ઇચ્છનાર, અને જ્ઞાતિના શ્રેયમાંજ પોતાનું શ્રેય માનનાર તેમજ જ્ઞાતિને ગંગાસ્વરૂપ માનવાની સીફારસ કરનાર બંધુઓને નમ્રતાપુર્વક જણાવું છું કે તમારા સોગંદનામા પર રચાયેલ જ્ઞાતિતંત્રને સબળ બનાવવામાં તમારી શકિતનો ઉપયોગ કરશો. તાજેતરમાંજ જુનાગઢ જ્ઞાતિએ જે ધારાધોરણ નક્કી કરી પ્રગટ કર્યા એ મુજબ વર્તવા જુનાગઢ તેમજ તાબાના મહાશો જાગૃત બને અને એ બંધારણને દ્રષ્ટિ સન્મુખ રાખીનેજ દરેક જ્ઞાતિ વ્યવહારોનું આચરણ કરે. પ્રભો! અમારી જ્ઞાતિની અરત બરત હાલત મીટાવી જ્ઞાતિ બંધુઓને સન્માર્ગે જવા સદ્‌બુદ્ધિ અર્પો. એજ અભ્યર્થના

માંગરોલ: ] મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

# આપણું નૈતિક અધઃપતન

[ નોંધ-જુનાગઢ બંધારણનું પુસ્તક પ્રગટ થતાં પોરબંદરના એક જ્ઞાતિબંધુએ નીચેના શબ્દોમાં પોતાના વિચારો વ્યકત કર્યા હતા. જે ઉપયોગી જણાતાં અત્રે પ્રગટ કરીએ છીએ. સંપાદક]

"જુનાગઢના ધારાધોરણ વાંચ્યા. તેમાં કંઇક સુધારો થવાને બદલે બધા ધારાઓમાં વધારો થયો છે. ત્યાં તે ધારાઓ કરતાં આ પ્રગણામાં (પોરબંદર ઉર્ફે બેર્ડો) ધોરણો બહુજ હલકાં છે. જુનાગઢ કરતાં અર્ધા દરેક લેણુ દેણુ છે. જુનાગઢના આ ધોરણો હલકાં થવાં જોઇતાં હતાં તેને બદલે ભેવડાયાં છે એ તો જરૂર. એના વિશે ધારીએ તેટલી ટીકા કરી શકાય તેમ છે. દેજ વિષે, વરાળ વિષે, દેરવટા વિષ, સ્ત્રી ભોગવટો વી. જે લખાયું છે તેમાનું કંઇ અમલમાં નથી. અને હોય તો પણ મૂળ બંધનો ઢીલાં એટલે ઓછાં થવાને બદલે મજબુત બન્યાં છે. અને પટેલશાહીનેજ આપખુદ સત્તા રહી છે. ખેર!

આપે ઉમેરેલ બંધારણ બહુજ સુંદર છે. તે વિષેની ——ની શંકા પણ સાચીજ છે. કેમકે અત્યારે કોઇ કોઇને ફરજ પાડી શકે તેમ નથી. ઘેર ઘેર કુસંપ છે. ઘેર ઘેર પટેલ છે. હવે તો 'પ્રકાશ'ની માફક જો કોઇ પ્રતિભા શાળી અને નિષ્પક્ષપાતી વ્યકિત ઉત્પન્ન થાય અને આખીએ સત્તા તેવાના હાથમાં આવે તોજ એક લાકડે બધાને લટકાવી શકાય, કારણ કે આગેવાનો—આજના આગેવાનો—પોતેજ દોષોથી ભરેલા છે. અને એવા આગેવાનો જેઓને પોતાનેજ ભરોસો નથી, જે આગળ ચાલતાં પોતેજ લપસે છે, જે સત્તાની ખુમારીમાં રહે છે. તેથી તેઓ પોતાનું વ્યકિતત્વ (સામાન્યપણું) ભૂલી જાય છે, અને બધાથી જુદો, બધાથી પર, બધાથી મોટો પોતાને માની લે છે, અને ખરી રીતે બધા તો ગુલામ કે સેવક છે એ ભાવના ભૂલે છે. તેઓ જ્ઞાતિનું તંત્ર

પોતાના સ્ફુરિત ચારિત્ર્યથી કેવી રીતે ચલાવી શકે? જ્ઞાતિભાઇઓ ઉપર સર્વ સામાન્ય છાપ તેઓ ક્યાંથી પાડી શકે?

સર્વ દોષોથી રહીન અને જ્ઞાનિ દાક્ષોથી ભરેલો એવો આગેવાન આજે તો સંભવિત નથી, પણ આશા રહે છે કે તેનો જન્મ થઇ ચૂક્યો છે. આજની જ્ઞાતિની અંધાધુંધીમાંથી બનતું આવ્યું છે તેમ લઢાઇ લઢાઇને એક બાળક-બાળક રૂપે એક આત્મા બહાર આવી ચુક્યો છે. અને તે મારી આગાહી પ્રમાણે નો-મારી આશા પ્રમાણે તો 'પ્રકાશ'જ છે.

●

# બંધારણ વિષે કેટલીક સૂચનાઓ

[ નોંધઃ—પ્રગટ થયેલ બંધારણના પુસ્તક વિષયમાં એક બંધુ કેટલીક સૂચનાઓ નીચે મુજબ પ્રગટ થવા માટે અમોને મોકલે છે જે પ્રગટ કરતાં અમોને હર્ષ થાય છે. ઇચ્છીએ છીએ કે બંધારણનો અમલ થયા બાદ દરેક મહાજનોના લાગતાવળગતા કાર્યકર્તા આગેવાન બંધુઓ આ ઉપયોગી સૂચનાઓ પ્રત્યે લક્ષ આપશે. સંપાદક ]

(૧) બુકના મુખ-પૃષ્ટ ઉપર "(કુંભાર તથા સુનાર)" શબ્દ વાપરેલા છે, તે ધંધાનો ભેદ કાઢી નાખવો જોઇએ કેમકે હવે તો આપણી જ્ઞાતિમાંથી કેટલાક કડીઆ, દરજી વિગેરેનો ધંધો કરે છે; તો પછી કુંભાર તથા સુનાર એ એજ ધંધા લખવાની શી અગત્ય છે?

(૨) જે જે પ્રસંગે લેવાના 'લાગા' દર્શાવેલા છે, તે લાગાઓમાં 'જ્ઞાતિ-સંમેલનફંડ' નો લાગો ઉમેરવાની ચાલુ જમાનાને અનુસરીને ખાસ જરૂર છે.

(૩) દરેક મહાલનો હિસાબ તપાસવાને જ્ઞાતિ તરફથી એક સુપરવાઈઝર નિમવાની જરૂર છે, અને તે સુપરવીઝન કરી તેમાં જણાંની ખામીઓ તથા બીજા જે સુધારા કરવાની જરૂર જણાય તે 'પ્રકાશ' માં આપવા જોઇએ, તેથી તે દરેક જ્ઞાતિબંધુઓની જાણમાં આવે.

(૪) બુકમાં જે ૧૮ મહાલ માંડયા છે તે દરેક મહાલ નીચેનાં ગામડાંનું, તથા તે ગામડાના એક મુખીના નામવાળું એક પત્રક બનાવવું જોઇએ.

(૫) ચાલુ જમાનાને અનુસરી નથ તથા અકોટા કાઢીનાખી તેને બદલે જેમ ચૂંક તથા કાંપ રાખેલા છે. તેવી રીતે બલોયામાં પણ સુધારો કરવાની જરૂર છે. વધારે કિંમતનાં અને વજનદાર ખંડિત બલોયાં કરતાં છલ્લા વધુ પસંદ કરવાની જરૂર જણાય છે.

(૬) ચાલુ જમાનાને અનુસરી 'આચારવિચાર' અને 'રુઢી સુધાર' નું એક પ્રકરણ બુકમાં નવું દાખલ કરવું જોઇએ. તેમાં નીચેના

નિયમોનો સમાસ થઇ શકે

(૧) થેપાડાને બદલે કોઇ કેળવાએલ બંધુ સાડી પહેરાવવા ધારે તો તેને તેવા અમુક અંશે છૂટ આપવી.

(૨) લગ્ન વખતે બૈરાંઓ ફટાણામાં બિભત્સ શબ્દો બોલે છે તે બંધ કરાવવા.

(૩) આપણી સાથે ભોજન વ્યવહાર કરતી કેટલીક અન્ય જ્ઞાતિઓ આચારવિચારમાં ઉતરી જઇ ભ્રષ્ટ થતી છે. તેની સાથે ભોજન વ્યવહાર કરવો નહિ. કેમકે તેઓના સંસર્ગથી આપણા કેટલાક જ્ઞાતિબંધુઓ માંસ-મદિરાને રસ્તે ચડી દેહને ભ્રષ્ટ કરે છે. કદાચ એવા લોકોને ત્યાં વરાખરા પ્રસંગે કામકાજે જવાની જરૂર પડે તો રાંધેલું અનાજ નહિ લેતા કોરૂં લેવું.

(૪) દરેક મહાલના મુખીએ એક ફંડ ખોલવું. તેમાંથી જ્ઞાતિના ગરીબ છોકરાઓને ભણાવવા માટે ફી, પુસ્તક વિગેરેની મદદ આપવી. અને તે બાબતની હિસાબની બુક રાખવી.

નિલાખાઃ (વાયા ઉપલેટા) } માસ્તર માંડણભાઇ રામજી ર.કે

# ચ ર્ચા પ ત્ર

## મુંબઇના સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિબંધુઓને વિનંતી

[ નોંધઃ—નીચે દર્શાવેલ વિનંતી પત્ર પ્રગટ કરવા અમોને વિનંતી કરવામાં આવી છે. આ સંબંધમાં બારોટ શ્રી વાલજી ભોવાનને શું કહેવાનું છે તે લખી મોકલશે તો તે અમો જરૂર પ્રગટ કરીશું. આ વિષયમાં પુરતી તપાસ કરી યોગ્ય બંદોબસ્ત કરવા અહિંની જ્ઞાતિના આગેવાન બંધુઓને અમો વિનંતી કરીએ છીએ.
સંપાદક]

મુંબઇની સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિમાં કાઠિયાવાડના ગામ વાનાવડના રહીશ બારોટ સવજી પ્રેમજી માગવા આવતાં જે મુંબઇના સર્વે જ્ઞાતિબંધુઓ જાણે છે. તેની સાથે તેના નાના ભાઇના દીકરા નામે જીવા ઝીણા પણ આવતા. ત્યાર બાદ બારોટ સવજી પ્રેમજી તથા જીવા ઝીણા ગુજરી જતાં બારોટ ઝીણાની વિધવા બાઇ પુતલી માગતી. તેના વારસદાર તરીકેનો સર્વે હક અમોને આપેલ છે તથા તે વાતનો દસ્તાવેજ પણ કરી આપેલ છે. તેના દાખલા અમારી પાસે મોજુદ છે. છતાં બાઇ પુતલીએ પોતાની હયાતીમાં અમારી વિરૂદ્ધ વરતી બારોટ વાલજી ભોવાનને ખોળે બેસાડેલ છે.'

સદરહુ વાલજી ભોવાન કણબીના બારોટ છે, તેમજ અમારા કુળના પણ નથી. છતાં તે એક વખત મુંબઇ જઇ સોરઠીઆ જ્ઞાતિમાં માગી આવેલ છે. તો મુંબઇના સોરઠીઆ

પ્રજાપતિ બંધુઓને વિનંતિ છે કે બારોટ સવજી પ્રેમજીના ખરા વારસદાર અમે છીએ, વાલજી બોઘાનનો કોઇ પણ પ્રકારનો હક્ક નથી. તો આ અમારી અરજ ધ્યાનમાં લઇ સોરઠીઆ પ્રજાપતિ બંધુઓ ખરો તપાસ કરાવી યોગ્ય બંદોબસ્ત કરાવવા મહેરબાની કરશોજી. તા. ૨૧-૩-૩૭.

બારોટ રામસંગ ગગજી વીસાણી
સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિના બારોટ
મુઃ મોટી પાનેલી

# બંધારણ વિષે અભિપ્રાય

[ નોંધઃ-પ્રગટ થએલા ધારાધોરણ તથા બંધારણ બાબતમાં આપણી કોમના બે પત્રોએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો છે જે અત્રે સાભાર પ્રગટ કરીએ છીએ. સંપાદક ]

શ્રી સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિના રીતરિવાજોના ધારાધોરણ તથા બંધારણનો પુસ્તકરૂપે પ્રગટ થએલો ખરડો 'પ્રજાપતિ-પ્રકાશ' ના સંપાદક શ્રી દાલાભાઇ આણંદજી ચાવડા તરફથી અમને અભિપ્રાય અર્થે મળ્યો છે. એ ખરડો સર્વે મહાલોના જ્ઞાતિભાઇઓએ મંજૂર રાખ્યો છે અને સર્વ મહાલોની જ્ઞાતિઓના પટેલો તરફથી શ્રી. જેઠાભાઇ ધના કટાણીયા જુનાગઢ જ્ઞાતિના મુખ્ય પટેલે તે સંવત ૧૯૯૨ ના શ્રાવણ સુદ ૧૦ ને શુક્રવાર, તા. ૩૦ મી જુલાઇ, ૧૯૩૬ ના રોજ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. ધારાધોરણ તથા બંધારણનું આ પુસ્તક તૈયાર કરવામાં 'પ્રજાપતિ-પ્રકાશ' ના કાર્યકર્તાઓએ સારી મહેનત તથા કાળજી લીધેલી લાગે છે. પુસ્તકનું છાપકામ અને ગોઠવણી સુંદર છે. સગપણ હોળીના હારડા, લગ્ન, ફરીયાવર, આણુંવાળવું, ઘરઘરણું (નાતરૂં) કરવું, બીજું લગ્ન કરવું, સવેલા બાબત, છુટા છેડા વિગેરે ધારાધોરણના વિષયો છે અને તેને માટેના નિયમો તથા વિગતો તેમાં જણાવેલી છે. બંધારણમાં મહાલોના વહીવટ બાબતની, જ્ઞાતિના નાણાંની વ્યવસ્થા સંબંધી, જ્ઞાતિના દફતર સંબંધી, મહાજન મંડળ સબંધી વિગેરે વિગતો છે. ટુંકમાં જ્ઞાતિના રીતરિવાજોની માહિતી પુરૂં પાડતું આખુંયે પુસ્તક સોરઠીઆ જ્ઞાતિબંધુઓને માર્ગદર્શક થઇ પડે એવું છે. અન્ય વિભાગના પ્રજાપતિ બંધુઓ પણ પોતપોતાના વિભાગમાં જ્ઞાતિના રીતરિવાજો અને વહીવટ સંબંધી આ પ્રમાણેના પુસ્તકો બહાર પાડી જ્ઞાતિતંત્ર વ્યવસ્થિત બનાવે એવું અમે ઇચ્છીએ છીએ.

'પ્રજાપતિ' વર્ષઃ ૧૫ અંકઃ ૧૨

***

ધારાધોરણ તથા બંધારણ : જુનાગઢ સોરઠીઆ પ્રજાપતિઓની (કુંભાર તથા સુથાર) દેશાવરની જ્ઞાતિઓના રીતરિવાજોના ધારાધોરણ તથા બંધારણ સર્વ મહાલોની જ્ઞાતિઓના પટેલો તરફથી છપાવીને જુનાગઢ ન્યાતિના મુખ્ય પટેલ શ્રી. જેઠાભાઇ ધના કટાણીયા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. તેનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે સોરઠીઆ પ્રજાપતિ

બંધુઓ મોડા મોડા પણ જાગૃત થઇને જ્ઞાતિ-તંત્ર વ્યવસ્થિત કરવામાં સર્વે મહાજનના જ્ઞાતિ-પટેલોએ સાથ આપી જે ધારાધોરણ તથા બંધારણ ઘડયું છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. આ ધારાધોરણ અને બંધારણ ઘડવામાં તથા તેને વ્યવસ્થિત કરવામાં મુંબઇ નિવાસી શ્રી. ડાહ્યાભાઇ આણંદજી ચાવડા વગેરેએ જે શ્રમ ઉઠાવ્યો છે તે પ્રશંસનિય છે.

હવે ફકત બાબત એટલી જ રહી કે જુનાગઢ સર્વ મહાજનો એ બંધારણ મુજબ પોતપોતાના મહાજનોમાં વર્તાવ કરે અને તેમ કરતાં બંધારણમાં જે કંઇ ખામી જણાય તો તે મુજબ દેશકાળ અનુસરી સુધારો કરી પ્રજાપતિ કોમને આદર્શ સ્ત્રી, પુરુષોમાં સામાન્યપણે વસ્ત્રાલંકારમાં સુધારો થાય એ ઇચ્છવા યોગ્ય છે.

'પ્રજાપતિ પત્રિકા' પુસ્તક: ૬ અંક ૮ ૯

## શુભ સંદેશા

[ નોંધ-બંધારણ બાબતમાં નીચેના કેટલાક સહાનુભૂતિના સંદેશા અમોને મલ્યા છે. જે બદલ એ બંધુઓનો અમો આભાર માનીએ છીએ.]

..:લાલ સોમાભાઈ પ્રજાપતિ (ખંભાત):-

"સોરઠીયા બંધુઓના ધારાધોરણ બંધારણની બુક વાંચી ગયો છું. લાંબા કાળથી અધોગતિમાં સડી રહેલી જ્ઞાતિ માટે ા ધારાધોરણ તેમજ બંધારણનો આ પ્રથમ પ્રયાસ હશે એમ માની વધારે સારા ધારા થવા પામે એવી આશાઓ રહે છે. સમયના પ્રમાણમાં જે થયું છે તે સારૂં છે. 'દેજ' ના નામે થતો કન્યાવિક્રય ભવિષ્યમાં બંધ થાય એ ઇચ્છવા જેવું છે"

મુલજીભાઇ શવજી ચૌહાણ (ભેસાણ):-

"આજે નવા ધારાધોરણ ધ્યાનપૂર્વક, વાંચી ગયો છું. લાંબો વિચાર કરતાં તેમાં કાંઇ ખરાબ હોય તેમ લાગતું નથી. વળી આપને જે ઠીક ન લાગે તે બે ત્રણ વર્ષે સંમેલન ભરી રદ કરી શકો છો એટલે તેમાં કયાંઇ અઘટીત થયું છે તેમ તો નજ કહી શકાય".

માસ્તર શ્રી દેવશી રાજાભાઈ ગોહેલ (પાનેલ):-

"હાલમાં દુઃખમાં રીબાતી જ્ઞાતિનું શ્રેય કરવા માટે ધારાધોરણ તેમ બંધારણનું પુસ્તક તૈયાર કરવામાં આપે અથાગ મહેનત લીધી છે તેથી અમો સૌ બંધુઓ ફતેહ ઇચ્છીએ છીએ અને તે કાર્યમાં બતાવેલ લાગણી બદલ અંતરનો આભાર માનીએ છીએ."

ડૉ. ખંડુભાઇ કેશવજી કુશળકર (મુંબઇ):-

સવિનય લખવાનું કે આપના તરફથી પ્રગટ થયેલ બંધારણની બુક મળી છે. હું એ માટે આપનો બહુ જ આભારી છું.

કાઠીઆવાડમાં વસતા આપણા ભાઇઓએ બુદ્ધીપુર્વક જે બંધારણના ઠરાવો ઘડયા છે, એ બહુ જ, સ્તુત્ય, પ્રસંશનીય અને આવકારદાયક છે. જ્ઞાતીના દરેક બંધુઓ એ બંધારણ મુજબ વર્તવા તનમનથી પ્રયત્ન કરશે એવી આશા રાખુ છું. અને જુદા જુદા પ્રાન્તોમાં વસતા પ્રજાપતી ભાઇઓ શાખા ભેદને વીસારી આ મુજબના બંધારણો ઘડી આપણી અધોગતિએ જતી જ્ઞાતિમય્યાને બચાવી લેશે. એજ જીજ્ઞાસા.

સંપાદક

## કાર્યાલયે નોંધાએલાં જન્મ-મરણ તથા સગપણ-લગ્નની યાદી

| તારીખ: | સ્થળ: | નામ: | અટક: | મૂળગામ: | ઉમર વર્ષ: |
|---|---|---|---|---|---|
| | | [ સગપણ ] | | | |
| ૨૧-૨-૩૭ | મુંબઇ | નારણ ડાયા દેવસી | દેવગીયા | | ૩૦ |
| | ઉરણ | દેવીબાઇ લાખા | પરમાર | | ૧૭ |
| ૨૩-૨-૩૭ | કુરલા | આણંદજી ગવરી રાણા | ચોકીયા | | ૨૩ |
| | મુંબઇ | જાનુબાઇ દામા ગોવીંદ | વઢુકુળ | | ૧૬ |
| ૨૫-૨-૩૭ | મુંબઇ | કરશન કેશવ ઉકેડા | ચોલ | | ૨૭ |
| | પરેલ | લાખીબાઇ લખમણ રામજી | ચાંડેગળા | | ૧૬ |
| ૧-૩-૩૭ | આરેણા | કરસન ભીમા હરદાસ | ગોલા | આરેણા | ૧૩ |
| ૧-૩-૩૭ | માંગરોલ | મોઘીબાઇ દેવાણંદ | ચાંડેગરા | માંગરોલ | ૧૧ |
| ૧-૩-૩૭ | રાણાવાવ | રામજી પ્રેમજી જેરામ | ચોકીયા | ——— | ૮ |
| ૨-૩-૩૭ | થાણા | આણંદ હરજી માંડણ | ચાવડા | | ૨૫ |
| | મુંબઇ | મેણીબાઇ વાલજી દેવા | ભરડવા | | ૧૭ |
| ૪-૩-૩૭ | ——— | રામજી નારણ હીરા | કોરીયા | ——— | ૧૪ |
| ૯-૩-૩૭ | મુંબઇ | નગીનદાસ નારણ | ભરડવા | | ૩૫ |
| | થાણા | રતનબાઇ હરજી માંડણ | ચાવડા | | ૨૦ |
| " " | થાણા | વીરજી દેવાણંદ ગોવીંદ | ટાંક | | ૨૩ |
| | " | રામુબાઇ હરજી માંડણ | ચાવડા | | ૧૫ |
| | | [ લગ્ન. ] | | | |
| ૧૪-૨-૩૭ | રહીજ | કાનજી હીરા વશરામ | હારીયા | રહીજ | ૧૮ |
| ૧૫-૨-૩૭ | ગણોદ | વાલજી મુલજી નથુ | કનાણીયા | ખીજડદ | ૧૬ |
| " " | જમરા | કડવીબાઇ રાજા | પાણખાણીયા | જમરા | ૧૩ |
| ૧૯-૨-૩૭ | જામજોધપુર | કુરજી રાજા કાના | ભરડવા | પોરબંદર | ૧૭ |
| " " | " | જમનાબાઇ છગા કારા | ટાંક | જામજોધપુર | ૧૪ |
| " " | " | હરજી રાજા કાના | ભરડવા | પોરબંદર | ૧૩ |
| | " | ગંગાબાઇ ભગવાનજી | પાણખાણીયા | જામજોધપુર | ૧૨ |
| " " | " | ભીમજી લખમણ બાવન | ગોહીલ | પોરબંદર | ૧૮ |
| " " | " | નાથીબાઇ ભગવાનજી | પાણખાણીયા | જામજોધપુર | ૧૫ |

| તારીખ: | સ્થળ: | નામ: | અટક: | મૂળગામ: | ઉમર વર્ષ: |
|---|---|---|---|---|---|
| ૧૩-૨-૩૭ | લીંબુડા | ગોકળ કાળા ભોજા | સોલંકી | લીંબુડા | ૧૭ |
| | માંડવા | નારણ હાજાની પુત્રી | સવનીયા | માંડવા | ૧૪ |
| ૨૫-૨-૩૭ | બડુલા | લખમણ જેઠા અરજણ | ડાભી | ચોરવાડ | — |
| ૨૫-૨-૩૭ | ખોરાસા | રાજબાઇ સીદી | ગોલા | ચોરવાડ | — |
| ૨૭-૨-૩૭ | મુંબઇ | નારણ ડાયા દેવસી | દેવળીયા | | ૩૦ |
| | ઉરણ | દેવીબાઇ લાખા | પરમાર | | ૧૭ |
| ,, | કુરલા | આણંદ રાયસી રાણા | ધોકીયા | | ૨૩ |
| | મુંબઇ | જાનુબાઇ દામા ગોવીંદ | વડુકુળ | | ૧૬ |
| ૧-૩-૩૭ | ,, | કરસન કેશવ ઉકડા | ધોલ | | ૨૭ |
| | પરેલ | લાખીબાઇ લખમણ રામજી | ચાંડેગળા | | ૧૬ |
| ૧-૩-૩૭ | બડુલા | લક્ષ્મીબાઇ જેઠા અરજણ | ડાભી | ચોરવાડ | — |
| ,, ,, ,, | ,, | જનુબાઇ જેઠા અરજણ | ,, | ,, | — |
| ૨-૩-૩૭ | મારવી | રાજા જેઠા દેવસી | કાંડેસા | ટીંબી | ૧૮ |
| | | ભાણીબાઇ ભુટા ગાંડા. | વાગડીયા. | સીંબર | ૧૫ |
| ૨-૩-૩૭ | મોટીપાનેલી | લક્ષ્મણ વીરજીભાઇ માંડણ | કુકડીયા | પાનેલી | ૨૩ |
| | મોડપર | જમનાબાઇ ગંગાદાસ આણંદ | પાણખાણીયા | મોડપર | ૧૦ |
| ૩-૩-૩૭ | રાણાવાવ | વીરજી હીરા રાજસી | શીંગડીયા | રાણાવાવ | ૧૫ |
| ,, ,, ,, | ,, | રંભાબાઇ હરજી વજસી | ફટાણીયા | ,, | ૧૪ |
| ,, ,, ,, | ,, | રૂડા નારણ વજસી | ફટાણીય | ઓડદર | ૧૪ |
| | | જમનાબાઇ નાથા રૂડા | વડુકુળ | રાણાવાવ | ૧૧ |
| ,, ,, ,, | ભાટીયા | અરસી જેરામ વજસી | ફટાણીયા | પોરબંદર | ૧૫ |
| | | જીવીબાઇ માંડણ | જગતીયા | ભાટીયા | ૧૨ |
| ,, ,, ,, | શીંગડા | પ્રેમજી હરજી ગોવા | ગાધેર | રાણાવાવ | ૧૯ |
| | | વીરૂબાઇ જાદવ વાલા | ફટાણીયા | શીંગડા | ૧૮ |
| ,, ,, ,, | આદીત્યાણા | નારણ નાથા રૂડા | વડુકુળ | રાણાવાવ | ૧૬ |
| | | જમનાબાઇ પરસોત્તમ | ભારડવા | આદીત્યાણા | ૧૧ |
| ,, ,, ,, | બોરડી | જીવા ભોજા પીતાંબર | જાદવ | રાણાવાવ | ૧૧ |
| ,, ,, ,, | હાથલા | કાળા ભોજા વાલા | વડુકુળ | ,, | ૧૧ |

| તારીખ: | સ્થળ: | નામ: | અટક: | મૂળગામ: | ઉમર વર્ષ: |
|---|---|---|---|---|---|
| ૪-૩-૩૭ | ધારાશી | પીતાંબર જેઠા માંડણ | ટાંક | ઉના | ૧૭ |
| | | ગોમતીબાઇ કાના વશરામ | વામડીયા | સીંભર | ૧૩ |
| ૫-૩-૩૭ | પોરબંદર | નાથાભાઇ જાદવ રાજા | કોરીયા | રાણાવાવ | ૧૮ |
| | ,, | રાજીબાઇ સીદા દેવશી | વડુકુળ | પોરબંદર | ૧૪ |
| ,, | ,, | જાદવજી મુલજી ફુડા | ચાવડા | ,, | ૧૪ |
| | ,, | મણીબાઇ સીદા દેવશી | વડુકુળ | ,, | ૧૨ |
| ,, | નરસાઇ | માંડણ પુંજા | જુહેચા | દાયલા | ૧૮ |
| | ,, | ગોમીબાઇ વાઘા ડાયા | કોરીયા | પસવારી | ૧૫ |
| ૫-૩-૩૭ | ખીરસરા | મેપાભાઇ માંડણ | વાર: | પોરબંદર | ૨૫ |
| | ,, | રાધાબાઇ આલા ખીમા | ગોહીલ | ખીરસરા | ૧૮ |
| ,, | ,, | મસરીભાઇ | ચાંડેગામા | મોઢવાડા | ૨૫ |
| | ,, | સંતોકબાઇ આલા ખીમા | ગોહીલ | ખીરસરા | ૧૬ |
| ૬-૩-૩૭ | માંગરોળ | કરસન ભીમા (ઓરણુવાળા) | ગોહીલ | માંગરોળ | ૧૩ |
| | ,, | મોંઘીબાઇ દેવાણંદ | ચાંડેગામા | ,, | ૧૧ |
| ,, | સુર | નારણ અરસી | છાંયા | દ્વારકા | ૨૦ |
| | ,, | મોંઘી કરસન દામા | ગોહીલ | સુર | ૧૪ |
| ,, | ,, | જેઠાભાઇ અરસી | છાંયા | દ્વારકા | ૧૫ |
| | ,, | પાંચીબાઇ કરસન દામા | ગોહીલ | સુર | ૧૧ |
| ,, | થાણા | આણંદ હરજી માંડણ | ચાવડા | —— | ૨૫ |
| | મુંબઇ | મેણીબાઇ વાલજી દેવા | બરડવા | ચેમ્બુર | ૧૭ |
| ,, | થાણા | મુલજી મેસુર દેવા | ટાંક | —— | ૧૯ |
| | મુંબઇ | રતનબાઇ હીરા વજસી | જગતીયા | પરેલ | ૧૫ |
| ૬-૩-૩૭ | બીલડી | કરસન રાઘવ જેરામ | ચાંડેગામા | બીલડી | ૧૩ |
| | ભાયાવદર | મોતીબાઇ ભાણા રાણસી | બરડવા | ભાયાવદર | ૯ |
| ૭-૩-૩૭ | જુણેજ | રામજી કાનજી | ગઢીયા | જુણેજ | ૧૯ |
| | માણાવદર | મોંઘીબાઇ ગોકલ | ચાંડેગરા | ગરોદર | ૧૫ |
| ૭-૩-૩૭ | જુણેજ | રામજી કાનજી | ગઢીયા | જુણેજ | ૧૯ |
| | માણાવદર | મોંઘીબાઇ ગોકુળ | ચાંડેગામા | ગરોદર | ૧૬ |

| તારીખ: | સ્થળ: | નામ: | અટક: | મૂળગામ: | ઉમર વર્ષ: |
|---|---|---|---|---|---|
| ૮-૩-૩૭ | શીલ | રામજી નાગજી | ફટાણીયા | માધુપુર | ૧૪ |
| | | પુરીબાઇ દેવા | ગોહીલ | શીલ | ૧૦ |
| " | , | નારણ વશરામ | ગોલા | બાલગામ | -- |
| | | સંતોકબાઇ દેવા | ગોહીલ | શીલ | ૧૪ |
| ૮-૩-૩૭ | ઢાંક | નાથા મુળજી | ચિત્રોડા | ઢાંક | ૧૬ |
| | ગણોદ | હીરૂબાઇ હીરા સવજી | રાવત | ગણોદ | ૧૩ |
| ૯-૩-૩૭ | પસનાવડા | દેવજી પિતામ્બર | લાડવા | પસનવાડા | ૨૩ |
| | છુથલા | કડવીબાઇ કાળા | જેઠવા | છુથલા | ૧૪ |
| " " | વેરાવળ | અરજણ ગોપાળ | વડુકુળ | કાણેક | ૧૨ |
| | પસનાવડા | કાળીબાઇ પિતામ્બર | લાડવા | પસનાવડા | ૧૦ |
| " " | બાંટવા | રાઘવ રાજા રૂડા | રાવત | | ૧૦ |
| | | માનુબાઇ જીવા પિતામ્બર | વેગડ | | ૧૫ |
| " " | પીપળવા | દેવજી આણંદ રાઘવ | છાંયાં | સમઢીયાળા | ૩૬ |
| | બાંટવા | કડવીબાઇ જીવા પિતામ્બર | વેગડ | | ૧૩ |
| " " | પાણખાણ | દામજી નાગજી | છાંયા | | ૩૦ |
| | બાંટવા | હેમીબાઇ રામજી ભીમા | કોરીયા | લોહીજ | ૨૦ |
| ૧૪-૩-૩૭ | મુંબઇ | નગીનદાસ નારણ | ભરડવા | | ૩૫ |
| | થાણા | રતનબાઇ હરજી માંડણ | ચાવડા | | ૨૦ |
| ૧૪-૩-૩૭ | થાણા | વીરજી દેવાણંદ ગોવીંદ | ટાંક | | ૨૩ |
| | " | રામુબાઇ હરજી માંડણ | ચાવડા | | ૧૫ |
| ૧૯-૩-૩૭ | ધારાવી | લાખા ભગવાન મેઘા | ચિત્રોડા | કોવ | ૧૮ |
| | | હીરૂબાઇ લખમણ સામત | ટાંક | સનખવી | ૧૪ |

[ મરણ ]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩-૨-૩૭ | ચોરવાડ | ભાણજીભાઇ ગોવાભાઇ | ગોહીલ | ચોરવાડ | ૨૭ |
| ——— | કડાયા | રામજીભાઇ કલ્યાણ | વડુકુળ | કડાયા | — |
| ——— | અખોદર | આલાભાઇ | જાદવ | અખોદર | -- |
| ——— | ઓસા | અરજણભાઇ | ગઢીયા | ઓસા | — |
| ૨૮-૨-૩૭ | ચોરવાડ | રૂક્ષમણી વેલજી | વડુકુળ | ચોરવાડ | ૫ માસ |

| તારીખ: | સ્થળ: | નામ: | અટક: | મૂળગામ: | ઉમર |
|---|---|---|---|---|---|
| ૭-૩-૩૭ | બીલડી | વેલજીભાઈ કાના રાઘવ | ચાંડેગરા | બીલડી | ૨૦ |
| ૭-૩-૩૭ | લીંબુડા | બચુ કાળા ભોજા | સોલંકી | લીંબુડા | ૧ |
| ૮-૩-૩૭ | બાંટવા | હરજી વેલજી | ધોકીયા | બાંટવા | ૪૫ |
| ૧૦-૩-૩૭ | કડેગી | કાળાભાઇની ધર્મપતિ | પાણખાણીયા | કડેગી | ૩૦ |
| ૧૦-૩-૩૭ | નાવદરા | વરજાંગ દેવસી | કોરીયા | વાવડી | ૩૫ |
| ૧૧-૩-૩૭ | વધાવી | નરસીંહ માંડણ | ચાંડેગરા | વધાવી | ૨૦ |
| ૧૪-૩-૩૭ | ચોરવાડ | પુરીભાઇ ભીખાભાઇ | ભરડવા | ચોરવાડ | ૩ |
| ૧૭-૩-૩૭ | રાણાવાવ | શાંમજી રામજી પુંજા | ગાધેર | રાણાવાવ | માસ ૭ |
| ૧૮-૩-૩૭ | પાટણ | દેવજી માડા | ટાંક | પાટણ | ૧ |
| ૨૮-૩-૩૭ | મુંબાઇ | વીરજીભાઇ દેવશી પરબત | માવદીયા | — | ૧૨ |
| ૩૦-૩-૩૭ | ,, | પરબત માવદીયાની વહુ | ,, | — | ૫૦ |

* * * સ્થળ સંકોચને લીધે વધુ નોંધ આ અંકમાં આપી શક્યા નથી. આવતા અંકમાં તે આપવામાં આવશે.

સંપાદક

# 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઈ નં. ૨ નું પરિણામ

આ હરિફાઇમાં કુલ ૨૫ ભાઇઓએ (દેશના ૨૩ અને આફ્રિકાના ૨) ભાગ લીધો હતો; જેમાં કોઇપણ બંધુનો ઉકેલ તદ્દન સાચો આવ્યો નથી.

એક ભૂલવાળા એક બંધુ–બે ભૂલવાળા બે–ત્રણ ભૂલવાળા બે–ચાર ભૂલવાળા ચાર પાંચવાળા ચાર–૭ વાળા ચાર–સાતવાળા ચાર–આઠ વાળા એક બંધુ હતા. ત્રણ બંધુઓનાં પત્રકો દાખલ ફીના અભાવે રદ કર્યાં હતા. આ હરિફાઇમાં ભાગ લેનાર ગ્રાહકબંધુઓ પંદર હતા જ્યારે બીન-ગ્રાહકબંધુઓ દશ હતા.

નીચે દર્શાવેલા એક ભૂલવાળા બંધુને આશ્વાસન ઇનામ તરીકે "રામ કે પ્રપંચ?" એ નામનું પુસ્તક તેમજ બે તથા ત્રણ ભૂલવાળા દરેક બંધુઓને "સોનેરી સૂચનો" એ નામનું પુસ્તક ભેટ તરીકે મોકલાવી આપવાનું અમોએ નક્કી કર્યું છેઃ—

**: એક ભુલ :**

૧ માસ્તર શ્રી અર્જુનભાઇ વીરજી કુકડીયા. મોટી પાનેલી

**: બે ભુલ :**

૧ શ્રી હીરાભાઇ લખમણ પાણખાણીયા ઝીંઝરી

૨ શ્રી કચરાભાઇ ઝીણા ગઢવાણા નવીબંદર

**: ત્રણ ભુલ :**

૧ શ્રી આંબાભાઇ રાજશી શીંગડીયા પોરબંદર

૨ ,, ભીમજીભાઈ રાજા માવદીયા ,,

## 'પ્રકાશ' શબ્દશોધન હરિફાઈ નં. ૨ નો સાચો ઉકેલ




## આફ્રિકામાં સોરઠીયા પ્રજાપતિઓ

આફ્રિકામાં વસ્તા સોરઠીયા બંધુઓની નોંધ આપવાનું અમોએ જાહેર કરેલું તે મુજબ કેટલીક નોંધો અમોને મળી છે જે આવતા અંકથી 'પ્રકાશ'માં અનુક્રમે પ્રગટ થતી જશે. જે ભાગની નોંધો અમોને ન આવી હોય તે ભાગના સેવાભાવિ બંધુઓને આ કામ ઉપાડી લેવા વિનંતી કરીએ છીએ. સંપાદક

શ્રી સોરઠીયા પ્રજાપતિઓની

[ કુંભાર તથા સુતાર ]

દેશાવરની જ્ઞાતિઓના રિતરિવાજોના

# ધા • રા • ધો • ર • ણ

તથા

# બં • ધા • ર • ણ

[ આ ખરડો સર્વે મહાલોના જ્ઞાતિભાઇઓએ મંજુર રાખ્યો છે ]



સરવે મહાલોની જ્ઞાતિઓના પટેલો તરફથી

છપાવીને પ્રસિધ્ધ કરનાર:

જેઠાભાઈ ધના ફટાણીયા

જુનાગઢ જ્ઞાતિના મુખ્ય પટેલ

જુ • ના • ગ • ઢ.

* * *

સંવત ૧૯૯૨ ના શ્રાવણ શુદ ૧૧ ને વાર ગુરૂવાર

તારીખ ૩૦ મી જુલાઇ, સને ૧૯૩૬.

# અ નુ ક્ર મ ણિ કા

## ધા...રા...ધો...ર...ણ



## બં...ધા...ર...ણ



# શ્રી સોરઠીયા પ્રજાપતિઓની

## [ કુંભાર તથા સુતાર ]

### દેશાવરની જ્ઞાતિના

## રીતરીવાજોના ધારાધોરણ

---

### સગપણ બાબત :

૧ સગપણ વખતે દીકરાના માવતરે નીચે મુજબની વસ્તુઓ કન્યાના માવતરને આપવી:-

ગોળના રૂ. રાા અઢી–ખાંડના પુડા બે રતલ રાા
શ્રીફળ નંગ ૨. બે–સુંદડી કસુંબાની ૧ાા એક
શ્રીઠાકોર મંદિરના ધર્માદાના ચાર આના
શ્રીબાઇના ધર્માદાના લાગાના ચાર આના (નાતને)

૨ બીજવરના સગપણ વખતે નીચેની ચીજો આપવી:-

ગોળના રૂ. ડાા પોણાચાર–ખાંડના પુડા બે રતલ રાા
શ્રીફળ નંગ ૨ બે–કસુંબાની સુંદડી ૧ાા એક
શ્રીઠાકોર મંદિરના ધર્માદાના ચાર આના
શ્રીબાઇના ધર્માદાના લાગાના ચાર આના (નાતને)

૩. ઘરઘરણાના સગપણ વખતે નીચેની ચીજો આપવી:-

ગોળના રૂ. ૩ાા પોણાચાર–ઠાકોર મંદિરના ચાર આના
શ્રીબાઇના ધર્માદાના લાગાના ચાર આના (નાતને)

૪ સમુરતાં વખતે નીચેની વસ્તુઓ આપવી:-

રૂપાંની હાંસડી ૧ાા એક–રૂપાંની કડલી જોડી ૧ાા એક

રૂપાંની સાંકળી ૧] એક–રૂપીઓ નાકાવાળો ૧] એક
ચુંદડી કસુંબાની ૧] એક–પોલકું સાંચુ ૧] એક
સુનરાઉ સાદો ઘાઘરો ૧] એક–શ્રીફળ નંગ ૨] બે
ખાંડનો પુડો ૧] એક રતલ ૧] એકનો

૫ સગપણ થઇ ગયા પછીથી દીકરાના માવતરે કન્યાને નીચે મુજબના દાગીના આપવાઃ–

કાનનો કાંપ ૧] એક તથા કાનની ચુંક ૧] એક

## હોળીના હારડા બાબત :

૬ સગપણ થયા બાદ પહેલી હોળી વખતે હારડામાં નીચે મુજબની વસ્તુઓ દીકરાના માવતરે દીકરીના માવતરને ત્યાં મોકલાવી આપવીઃ–

ખારેક રતલ ૮] આઠ–શ્રીફળના વાટકા નંગ ૮] આઠ
શ્રીફળ આખા નંગ ૪]–ખાંડનો હારડો નંગ ૧] એક
લુગડું ઓઢું નંગ ૧] એક .

૭ બાદ પરણાવતાં સુધી દર વર્ષે હોળી ઉપર નીચે પ્રમાણે હારડો મોકલાવવોઃ–

ખારેક શેર ૪] ચાર–શ્રીફળના વાટકા નંગ ૪] ચાર
શ્રીફળ આખા નંગ ૨] બે–લુગડું ઓઢું નંગ ૧] એક

૮ કોઇ કારણસર હોળીના હારડા આપવાના બાકી રહ્યા હોય તો વિવાહ વખતે દરેક વર્ષના હારડા દીઠ રૂા. ૧। સવા લેખે દીકરાના બાપે રોકડા ચુકવી આપવા.

## લગ્ન બાબત :

૯ લગ્ન વખતે દીકરાના માવતરે કન્યાના માવતરને નીચે મુજબ દેજના રૂપીઆ રોકડા ચુકવવાઃ–

ચૌદ વર્ષની અંદરની કન્યા હોય તો રૂા. ૬૫] પાંસઠ
ચૌદ વર્ષની ઉપરની કન્યા હોય તો રૂા. ૧૦૧] એકસોને એક

૧૦ બીજવરના વિવાહ વખતે દેજના રૂા. ૧૦૧]

એકસો એક દીકરાના માવતરે કન્યાના માવતરને રોકડા ચુકવવા.

૧૧ મોટી કન્યાની સાથે નાની કન્યાના જો લગ્ન થાય તો દીકરાના બાપે નાની કન્યાના દેજના રૂા. ૬૫] પાંસઠ દીકરીના બાપને એકી સાથે આપવા, અને આણું વાળતાં સુધી દર વર્ષે હોળીનો હારડો આપવો. આ સિવાયના બાકીના નિયમો ઉપર જણાવ્યા મુજબ પાળવા.

૧૨ આ ઉપરાંત વિવાહ વખતે નીચેની વસ્તુઓ આપવી:-

જ્ઞાતિના લાગાનો રૂા. ૧। સવા-વાણંદને રૂા. ૦॥ અર્ધો
ઢોલીને રૂા. ૦॥ અરધો—શ્રીફળ નંગ ૨] બે છોકરાઓને
શ્રીફળ નંગ ૧] ખીલી નંખામણનું-શ્રીફળ નંગ ૧] ગ્રહનું
શ્રીફળ નંગ ૧] ચોગઠનું-શ્રીફળ નંગ ૧] શ્રીગણપતીને
પગે લગામણનું તથા શ્રીફળ નંગ ૨] ઢોલીને
શ્રીફળ નંગ ૨] બે વાણંદને—શ્રીફળ નંગ ૫] પાંચ ઠાકોર
મંદીરે પગે લગામણના મળી કુલ ૧૫] પંદર
તથા શ્રીજીના લાગાનો રૂા. ૧। સવા

[નોંધ:-પચોળુ જમાડવાનો રીવાજ હવેથી બંધ કરવામાં આવે છે.]

૧૩ ખોળાના ભરતમાં નીચે પ્રમાણે ચીજો આપવી:-
ખારેક રતલ ૪] ચાર—ચુંદડી કસુંબાની ૧] એક
કપડું સાચું નંગ ૧]—એક રેંટો નંગ ૧] એક
મેલખાઉ લુગડું નંગ ૧]—એક શ્રીફળ નંગ ૨] બે
તેમજ ઢાવરો કરવો ૧૪—કોરી લેવી નહિં.

## કરીયાવર બાબત:

૧૪ બાઈ ગુજરી જાય ત્યારે તેનો કરીયાવર પાછો લેવો નહિં. બાઈ જીવતી હોય અને તેને છોકરા ન હોય ને બીજે ઘરઘવું હોય તો કરીયાવર (ખવાણો

ન હોય તો ) પાછા આપે.

૧૫ કન્યાનું પ્રથમ આણું તે ચૌદ વર્ષની ઉમ્મરની થયા પછી જ વાળવું. પ્રથમ આણું વાળ્યા પછીથી છ માસમાં જ બીજું આણું વાળવું. વર જો બીજવર હોય અગર કન્યા પુખ્ત વયની હોય તો બીજું આણું પ્રથમ આણું વાળ્યા બાદ એક મહિનામાં જ વાળવું.

## આણું વાળવા બાબત:

૧૬ લગ્ન બાદ કન્યાને પ્રથમ વખત તેડવા જાય ત્યારે કન્યાને નીચે મુજબની ચીજો આપવી:-

રેશમી ચુંદડી ૧] બે પોની ઈડાવાળી
પેરણું નંગ ૧] એક
કાપડું સાચું નંગ ૧] એક
ચુંદડી નંગ ૧] ગવનની

૧૭ બીજી વખત કન્યાને તેડવા જાય ત્યારે નીચે જણાવેલી ચીજો લેવી:-

પેરણું નંગ ૧] એક–ચુંદડી નંગ ૧] એક ગવનની
તથા અતલસનું સાદું કપડું નંગ ૧] એક

## ઘરઘરણું કરવા બાબત:

૧૮ ઘરઘરણામાં દેજના રૂા. ૧૦૧] એકસો એક દીકરાના માવતરે કન્યાના માવતરને આપવા તેમજ જ્ઞાતિના લાગાના રૂા. ર] બે આપવા. વધુમાં નીચે પ્રમાણેની વસ્તુઓ આપવી:-

રેંટા નંગ ૧] એક–કાપડું નંગ ૧] એક–પેરણું નંગ ૧] એક
ઝાંઝરિયાં જોડી ૧] એક તથા કડલાં, કાંપ અને ચુંક આપવા

## બીજું લગ્ન કરવા બાબત:

૧૯ પરણેતર કન્યાને છોડી વર પક્ષના બીજે સગપણ કરે તે વ્યાજબી નથી. એક કન્યાનો ફેંસલો કર્યા

વગર બીજી કન્યા પરણી શકાય નહિ. તે કન્યાના ફેંસલા માટે જ્ઞાતિ કોઈ પણ પાંચ યોગ્ય જ્ઞાતિભાઈઓને નીમશે. તે બન્ને પક્ષોની હકીકત સાંભળશે અને તેમના રીપોર્ટ ઉપરથી જ્ઞાતિ જે કાંઈ ફેંસલો આપશે તે બન્ને પક્ષોને કબુલ મંજુર રાખવો પડશે.

૨૦ એક કન્યાનો ફેંસલો થયા વગર બીજા કોઈપણ જ્ઞાતિ બંધુએ તેના ઉપર પોતાની કન્યા આપવી નહિ અને જો તેમ આપશે તો તે જ્ઞાતિનો ગુન્હેગાર ગણાશે.

## સવેલા બાબત :

૨૧ કોઈ માણસ જો સવેલી કન્યા લઈ જશે તો તે બાબતમાં જ્ઞાતિ તપાસ કરીને ગુન્હેગારનો જ્ઞાતિ વ્યવહાર બંધ કરશે. જ્ઞાતિના હુકમથી તે માણસ સવેલી કન્યાને જ્ઞાતિને પાછી સોંપશે તોજ તેનો રૂા. ૫૦) પચ્ચાસ દંડ લઈ તેનો જ્ઞાતિ વ્યવહાર પાછો ચાલુ કરવામાં આવશે.

૨૨ પ્રથમ સગાઈ કરેલ કન્યા ન ગમતી હોય તો તેને જ્ઞાતિમાં ફેંસલો કર્યા વગર બીજે દેવી નહિ. જો દેશે તો જ્ઞાતિના ગુન્હેગાર ગણાશે. ફેંસલા બાબત બાઈને નથનો રૂા. ૧૧ સવા દેવો તથા જ્ઞાતિના લાગાના રૂા. ૩) ત્રણ તથા શ્રીબાઈના ધરમાદાનો રૂા. ૧) દેવો.

## છુટાછેડા બાબત :

૨૩ પરણેલ કન્યા ન ગમતી હોય તો તેનો જ્ઞાતિમાં ફેંસલો કર્યા વગર બીજાને દેવી નહિ. જો કોઈ દેશે તો જ્ઞાતિના ગુન્હેગાર ગણાશે. આ બાબત જ્ઞાતિએ નીમેલા ચાર નાતિલાઓ જે ફેંસલો આપે તે વગર તકરારે બંન્ને પક્ષકારોએ કબુલ મંજુર રાખવો પડશે. ફેંસલા બાબત બાઈને રૂા. ૧૧ સવા દેવો તથા જ્ઞાતિના ખીચડીના રૂા. ૮) આઠ તથા રૂા. ૨) બે

શ્રીબાઇના ધરમાદાના દેવા.

૨૪ દીકરીનો બાપ જબરજસ્તીથી પોતાની દીકરીનું સગપણુ કે લગ્ન તોડાવવા માગતો હોય અગર કોઇ બાઇ ધણીનું ઘર ચલાવવા નાખુશ હશે તો તેના ઈન્સાફ માટે દીકરાનો બાપ જ્ઞાતિ પાસે ફરીઆદ કરશે અને જ્ઞાતિ જે ઇન્સાફ આપશે તે બન્ને પક્ષકારોએ કબુલ મંજુર રાખવો પડશે.

૨૫ કોઇ કન્યાનો વર પરણ્યા પછી કોઢીઓ અગર આંધળો થયો હોય તો વેલના રૂપીઆ તેના વરને નીચે પ્રમાણે અપાવી જ્ઞાતિ તેના છુટાછેડા કરી આપશેઃ–

રૂા. ૬૦) સાક ધણીને વેલના આપવાના
,, ૧૦) દશ જ્ઞાતિના ખર્ચના દેવાના
,, ૫) શ્રીબાઇના ધરમાદાના જ્ઞાતિને દેવાના

૨૬ પરાણે લખાવી લેનાર કન્યાનો જ્ઞાતિમાં ફેંસલો કરાવ્યા બાદ બીજે ઠેકાણે દેવી હશે તો તેના દેજના રૂા. ૧૦૧) તથા રૂા. ૨) એ જ્ઞાતિના લાગાના દીકરાના બાપે આપવા. આથી વધુ રૂપીઆ જો કોઇ લેશે કે દેશે તો તે જ્ઞાતિના ગુન્હેગાર ગણાશે અને વધારાના રૂપીઆ જ્ઞાતિના ફંડમાં જમા થશે.

૨૭ રંડાએલી કન્યા જો બીજે ઘરઘાવશે તો તેના દેજના રૂા. ૧૦૧) એકસો એકથી વધુ લઇ શકાશે નહિં. જો વધુ આપશે કે લેશે તો બન્ને જણા જ્ઞાતિના ગુન્હેગાર ગણાશે. અને વધારાના રૂપીઆ જ્ઞાતિના ફંડમાં જમા થશે.

## દેરવટા બાબત :

૨૮ દેરવટું કોઇએ વાળવું નહિં. એ રિવાજ અસલથી આપણામાં નથી કારણ કે મોટા ભાઇની બાયડી તે માતા સમાન ગણાય છે. આ છતાં જો કોઈ દેરવટું વાળશે

તો જ્ઞાતિ તેને બાર વર્ષ સુધી જ્ઞાતિ બહાર મૂકી શકશે. આવા કાર્યમાં ભાગ લેનાર માણસ પણ જ્ઞાતિનો ગુન્હેગાર ગણાશે.

૨૯ ફેરવટું વાળનાર જો જ્ઞાતિમાં આવવા માટે અરજ કરશે અને લાવેલી કન્યાને જો મા બેન કરી તેને જતી કરી દેશે તો બાર મહાલની મોટી જ્ઞાતિ તે ધણીની પાસેથી યોગ્ય લાગે તે દંડ વસુલ કર્યા બાદ જ્ઞાતિમાં તેને લઇ શકશે.

૩૦ ફેરવટાના કાર્યમાં ભાગ લેનાર દરેક જણ જ્ઞાતિને ઓગણીસ(?)ના રૂા. ૨૦ વીસ દંડ તરીકે ભર્યા બાદ પોતાની જ્ઞાતિમાં આવી શકશે.

## પરકોમમાં લગ્ન બાબતઃ

૩૧ આપણી સોરઠીયા જ્ઞાતિનો કોઇપણ ભાઇ કે બ્હેન પરકોમની કોઇપણ બાઇ કે ભાઇને પોતાના ઘરમાં બેસાડશે કે બેસશે તો તેનો જ્ઞાતિ વ્યવહાર બંધ કરવામાં આવશે. આવા અયોગ્ય સંબંધથી છુટા થયા બાદજ કોઇપણ બંધુ કે બ્હેન જ્ઞાતિની મંજુરીથી જ્ઞાતિમાં પાછા આવી શકશે.

## પરદેશમાં રહેવા બાબત :

૩૨ કેટલેક ઠેકાણે એમ બને છે કે લગ્ન કર્યા બાદ કેટલાક ભાઇઓ પરદેશમાં ચાલ્યા જાય છે અને લાંબો સમય સુધી દેશમાં પાછા નહિ ફરવાથી કન્યાના બાપને સરફેલીમાં મુકાવું પડે છે. આથી આ બાબતમાં એમ ઠરાવવામાં આવે છે કે કોઇપણ ભાઇ એકી સાથે ત્રણ વર્ષ સુધીમાં દેશમાં પાછો નહિ આવે અને નહિ તેડે તો કન્યાનો બાપ જ્ઞાતિની મંજુરી લઇને પોતાની દીકરીને બીજે ઠેકાણે પરણાવી દેશે. પાછળથી આ બાબતમાં કોઇપણ જાતનો વાંધો ચાલશે નહિં.

## વટલવા બાબત :

૩૩ જો કોઈપણ અજાણપણે ભુલથી વટલે એને ધણી પોતે આ બાબત જ્ઞાતિને જાહેર કરશે તો મોટાના રૂા. રા અઢી તથા નાના (અઢાર વર્ષની અંદરના) ને રૂા. ૧ા સવા એ પ્રમાણે જ્ઞાતિના ધર્માદામાં લઈ તેને શુધ્ધ કરવામાં આવશે. પણ જો કોઈ પોતાનો આ ગુન્હો છુપાવતો હોય એમ જ્ઞાતિને જણાશે તો જ્ઞાતિ તેનો રૂા. ૫) પાંચ સુધી દંડ પણ કરશે.

૩૪ જાણી જોઇને જો કોઇ પણ વટલશે તો તેની દેહ શુદ્ધિ માટેના રૂા. ૭ા સાડાસાત લઈ તેની શુદ્ધિ કર્યા બાદ તેને જ્ઞાતિમાં ભેળવવામાં આવશે.

## વારસા બાબત :

૩૫ જ્ઞાતિની અંદર કોઇને દીકરો ન હોય ને તે ગુજરી જાય તો તેની માલ મીલકતનો સઘળો વારસો ભેગા રહેનાર તેના ભાઇઓને મળે. મરનારની જો વિધવા હોય ને તે બેસી રહે તો ત્યાંસુધી તેને રોટલા લુગડાં વી. આપવા તેના વારસદારો બંધાએલ રહેશે. બાઈ જો બીજે ઘરથી જાય તો બાઇનો કોઇપણ હક્ક રહેશે નહિ.

૩૬ મરનાર માણસને દીકરો ન હોય ને દીકરી હોય તો મરનારની વિધવા પોતાની ખુશીથી ખાય અગર વાપરે તથા ધરમાદો કરે તેમાં સાથે રહેતા મરનારના વારસદાર ભાઈઓને પુછીને વાપરે. જ્ઞાતિના રિવાજ મુજબના કરીઆવર ઉપરાંત ઘર ખોરડાં વી. કન્યાને આપવા હોય તો લાગતાવળગતા ઉપર જણાવેલા વારસદારોને પુછયા વગર વિધવા બાઈથી અપાય નહિ.

૩૭ જ્ઞાતિમાં કોઇ માણસ ગુજરી જતાં તેની વિધવા સ્ત્રી વૃદ્ધાવસ્થાને લીધે પોતાનું ગુજરાન ચલાવવા અશક્ત હોય તો તેને રોટલાં લુગડાં વી. આપી તેનું

ભરણુપોષણ કરવાની તેના વારસદારોની ફરજ રહેશે.

૩૮ કોઈ રંડાએલ બાઈને પાંચ વરસની અંદરનું અથવા તો ધાવણું બાળક હોય અને મરનાર ધણીના વારસો આ બાળકને (છોકરો કે છોકરી) સંભાળે નહિ તો તે બાળકને સાથે લઈને બાઈ જો બીજું ઘર કરે તો ઘરઘનાર ધણીએ આવા બાળક કે બાળકોને મોટાં કરવા. બાળકના મરનાર બાપના ભાયાતો જો આવે તો જ્ઞાતિને જાહેર કરવાથી જ્ઞાતિને યોગ્ય લાગશે તેટલી ખરચની રકમ ભાયાતો પાસેથી અપાવશે. પણ ધાવણું છોકરૂં પાંચ વર્ષનું થતાં સુધી ખર્ચ લેવો નહિ.

૩૯ મરનાર ધણીની વિધવા બાઈ ઘરઘ્યા પછીથી પાંચ વર્ષ સુધીમાં તેના આગલા ઘરના છોકરાંઓ માટે તેના ભાયાતો માગણી કરશે નહિ તો તે પછીથી ભાયાતોનો તેના ઉપર કાંઈપણ હકક કે દાવો ચાલી શકશે નહિ.

## જમણ બાબત :

૪૦ વિવાહ તેમજ મરણ પાછળના દહાડાની ક્રિયા વિ. શુભ અશુભક્રિયાનો ખર્ચ કરવો, ન કરવો અથવા તો કેવો ને કેટલા પ્રમાણમાં કરવો એ કાર્ય કરનાર ધણીની મરજી તથા શકિત ઉપર આધાર રાખે છે. ચાહે તો તે સગાંવહાલાંને નોતરે અગર શકિત હોય તો તે નાત ચોર્યાસીને પણ નોતરી શકે. મરણ પાછળનું જમણ ફરજીયાત નથી.

## હરિફાઈ બાબત :

૪૧ કોઈ કોઈના ઘરાકમાં કામ વાસણુ કે ફરનીચર વી. કોઈએ આપવા નહિ. એટલે કે કોઈએ ખોટી હરિફાઇ કરવી નહિ. તેમજ એક ગામમાં કોઈએક કુંભાર કે સુતાર રહેતો હોય તેના ગામમાં બીજાએ રહેવા જવું નહિ. આ નિયમનો ભંગ કરનાર પાસેથી જ્ઞાતિ શ્રી બાઈના ધર્માદાના રૂ. રા અઢી વસુલ કરશે.

## 'શ્રીબાઇ' ની જગ્યા તથા ફંડની વ્યવસ્થા : બાબતના નિયમો :

૧ દરેક તાલુકાના પટેલ 'શ્રીબાઇ'ના ધર્માદાનો આ લાગો દરેક પ્રસંગે તેજ વખતે વસુલ કરશે અને તેની લેખીત નંબરવાળી પહોંચ ધણીને આપશે. બારમહિના સુધીમાં જે કાંઇ રકમ જમા થશે તે દીવાળીની આખરમાં દરેક મહાલના પટેલો જુનાગઢના પટેલ શ્રી ઉપર નિયમસર મોકલાવી આપતા રહેશે.

૨ આવેલી રકમ બેંકમાં જમા કરવી અને તેનો હીસાબ ચો. વ્યવસ્થિત રીતે રાખવો. દીવાળી સુધીનો બાર મહિનાનો હીસાબ દર વર્ષે બધા મહાલનાં ભાઇઓની જાણ માટે પ્રગટ કરવો; જેમાં દરેક મહાલ દીઠ કેટલી રકમ આવી તે જુદી જુદી જણાવવી. આ ફંડની વ્યવસ્થા કરવાનું કામ જુનાગઢનાં પટેલ હસ્તક રહેશે.

૩ આ ફંડનો તથા જગ્યાનો વહીવટ પાંચ મેમ્બરોની એક કમીટી કરશે અને તે 'શ્રીબાઇ ફંડ કમિટિ' એ નામે ઓળખાશે. આ કમીટીની નીમણુંક બાર મહાલની મોટી નાત કરશે તે નીચે મુજબ:—

(અ) જુનાગઢના પટેલ (સરનશીન)

(બ) બીજા મહાલોના પટેલોમાંથી કોઇપણ ચાર પટેલો.

૪ કોઇ કારણસર કોઇ મેમ્બરની જગ્યા કમિટીમાંથી ખાલી પડશે તો તે જગ્યા માટે નવો મેમ્બર આ કમિટી પોતે ચુંટી લેશે અને તેનું નામ બધા મહાલની જ્ઞાતિ સમક્ષ જાહેર કરશે.

૫ આ ફંડની રકમ આ કમિટીના સભાસદોના નામથી જુનાગઢ સ્ટેટની બેંકમાં અગર તો બીજી કોઇ સદ્ધર બેંકમાં સેવીંગ ખાતામાં જમા કરવું અને તેની લેવડ દેવડ કોઇપણ ત્રણ જણાની સહીથી કરવી.



# શ્રી સોરઠીઆ પ્રજાપતિઓની

## [ કુંભાર તથા સુતાર ]

## દેશાવરની જ્ઞાતિઓનું બંધારણ

### : જુનાગઢના મહાલો :

૧ નીચે દર્શાવેલા મહાલો (તાલુકા) ની જ્ઞાતિઓનું એકત્ર બનેલું જુથ તે 'મહાજન' કહેવાશે. જે જે મહાલ (તાલુકો) આ બંધારણ પ્રમાણે ચાલવા બંધાશે તે આ મહાજનમાં દાખલ થએલ ગણાશે અને તે સર્વે જુનાગઢના મહાલો તરીકે ઓળખાશે. જે જે મહાલ આ બંધારણમાં કબુલ થયા છે તેમના નામો:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | જુનાગઢ | ૭ | સરદારગઢ | ૧૩ | ચોરવાડ |
| ૨ | શાપુર | ૮ | મેંદરડા | ૧૪ | વેરાવળ |
| ૩ | વંથળી | ૯ | બાલાગામ | ૧૫ | પાટણ |
| ૪ | માણાવદર | ૧૦ | માળીયા | ૧૬ | સુત્રાપાડા |
| ૫ | બાંટવા | ૧૧ | કેશોદ | ૧૭ | શીલ |
| ૬ | કુતીયાણા | ૧૨ | માંગરોળ | ૧૮ | તાલાળા |

### : મહાજન મંડળ :

૨ કોઈપણ સાત મહાલના પટેલોનું બનેલું જુથ એ 'મહાજન મંડળ' કહેવાશે અને તેના ચેરમેન (પ્રમુખ) જુનાગઢના પટેલ રહેશે. આવા 'મહાજન મંડળ' ની નીમણુંક બાર મહાલની મોટી જ્ઞાતિની મીટીંગમાં થશે અને તેની મુદત ત્રણ વર્ષ સુધીની રહેશે. દર ચોથા

વર્ષે નવું 'મહાજન મંડળ' નીમાશે. જ્યાંસુધી નવું
'મંડળ' ન નીમાય ત્યાંસુધી જુનું 'મંડળ' કામકાજ કરશે.

૩ જે તાલુકાના બંધુ કે બ્હેનને પોતાના તાલુકા
તરફથી ન્યાય ન મળતો હોય અગર તો મળેલા
ન્યાયથી તેને સંતોષ ન થયો હોય તો તે ઉપર જણાવેલ
'મહાજન મંડળ' ને લેખીત અપીલ કરશે. આવી
અપીલનો જે નિર્ણય અપાશે તે લાગતાવળગતા
દરેક મહાલને તેમજ અરજદારને મંજુર રાખવો પડશે.

૪ આ મહાજન મંડળ આ બંધારણથી બંધાએલા
સર્વે તાલુકા (મહાલ) ઉપર પોતાની દેખરેખ રાખશે
અને પોતાના તાલુકાનો કારભાર રીતસર ચલાવવા
માટે તેને ફરજ પાડી શકશે.

## : મહાજન મંડળનું કાર્યાલય :

૫ 'મહાજન મંડળ' નું કાર્યાલય જુનાગઢમાં રહેશે
અને જુનાગઢ મહાલના વહીવટદાર તેજ આ 'મહાજન
મંડળ' ના વહીવટદાર ગણાશે અને તેનું કામકાજ
પણ સંભાળશે.

## : તાલુકાના પટેલો :

૬ દરેક તાલુકા (મહાલ) ના જે જુના પટેલ ચાલુ
હશે તે તે મહાલના પટેલ ગણાશે પણ કોઈ કારણસર
કોઈ પટેલ પસંદ નહિ હોય તો દરેક તાલુકો તેને
બદલે ગરીબ કે તવંગરના ભેદ વગર બીજી કોઈ લાયક
વ્યકિતને પોતાના પટેલ તરીકે તેની જગ્યાએ નીમી
શકશે.

૭ દરેક મહાલ પોતાના ગામડાંઓમાંથી ગરીબ કે
તવંગરના ભેદ વગર કોઈપણ લાયક એવા પાંચ જણને
પંચ તરીકે નીમશે અને તેઓ તે મહાલના પટેલને
જ્ઞાતિના કામકાજ વી. માં મદદ કરશે. પટેલ

આ પંચના પ્રમુખ ગણાશે અને તે પોતાની મુ-સફીથી ન ચાલતાં આ પંચની સલાહ લઈ તે પ્રમાણે વર્તશે. આ પંચ-કમિટી જ્ઞાતિના ધારાધોરણ તથા બંધારણ મુજબ વર્તશે અને બીજા જ્ઞાતિભાઈઓને તે મુજબ વર્તવા ફરજ પાડશે તેમજ પોતાના પાસે આવેલ ફરીઆદનો ન્યાયસર ફેંસલો આપશે.

૮. કોઈ કારણસર આ પંચનો કોઈ મેમ્બર નાલાયક ઠરશે અગર તો કોઈ કારણસર જગ્યા ખાલી પડશે તો તેની જગ્યાએ નવો પંચ તે મહાલના પટેલની ભલામણથી તાલુકાની જ્ઞાતિ નીમશે.

૯ દરેક મહાલના પટેલોએ પોત પોતાની જ્ઞાતિનો વહીવટ ન્યાય બુદ્ધિથી કરવો. જ્ઞાતિની મિલ્કત (સ્થાવર કે જંગમ) ની સંભાળ રાખવી અને જ્ઞાતિ ભાઈઓમાં સલાહ સંપનો વધારો થાય એવાં કાર્યો યોજવા.

૧૦ આવકમાંથી દર સેંકડે રૂા. ૨।। ધર્માદાના જ્ઞાતિના ઠાકોર મંદિરમાં આપવા. બાકી રકમ વધે તેનો ઉપયોગ જ્ઞાતિના પટેલે જ્ઞાતિની મંજુરીથી તે તે મહાલની જ્ઞાતિની ઉન્નતિ તથા હિત માટે કરવો.

૧૧ આપણી જ્ઞાતિમાં જુના પટેલો જે અસલથી છે તેમના પાસેથી અગર તો જે નવા પટેલ જ્યારે પણ નીમાય તેમના પાસેથી પછેડીની કોરી જે લેવાતી નથી તે ન લેવી.

## : ગામડાંના મુખીઓ :

૧૨ દરેક મહાલના પટેલો પોતાના પંચની સંમતિથી પોતાના દરેક ગામદીઠ એક એક મુખી તે તે ગામમાંથી નીમશે, જે પોતાના ગામની જ્ઞાતિ સંબંધી વ્યવસ્થા સંભાળશે, દેખરેખ રાખશે અને જરૂર પડયે તેનો રીપોર્ટ મહાલની પંચ-કમિટીને કરશે. જો કોઈ મુખી

પોતાની ફરજ બજાવવા અશક્ત નીવડશે કે અયોગ્ય જણાશે તો તેની જગ્યાએ બીજો મુખી નીમવાની ફરજ તે તે મહાલના પટેલોની રહેશે.

## : જ્ઞાતિનો વહીવટદાર :

૧૩ દરેક તાલુકાના પટેલ જ્ઞાતિનો વહીવટ કરવા માટે એક વહીવટદાર કે ખજાનચી જ્ઞાતિની મંજુરી લઇને નીમશે અને તે પટેલની સુચના પ્રમાણે જ્ઞાતિનો વહીવટ સંભાળશે, દેખરેખ રાખશે, જ્ઞાતિનું દફતર વી. રાખશે અને જ્ઞાતિનું હિત જળવાય તેવી રીતે પોતાની ફરજો બજાવશે.

## : જ્ઞાતિનો કોટવાળ :

૧૪ દરેક તાલુકાના પટેલ જ્ઞાતિના શુભ અશુભ પ્રસંગના કાર્યો બજાવવા માટે એક કોટવાલ જ્ઞાતિની મંજુરી લઇને નીમશે અને તે જ્ઞાતિના પટેલના હુકમ પ્રમાણે પોતાને સોંપાએલી ફરજો બજાવશે અને દરેક જ્ઞાતિ ભાઇની સાથે સભ્યતાથી વર્તશે.

૧૫ જો કોઇ વહિવટદાર (ખજાનચી) કે કોટવાળ પોતાની ફરજો રીતસર નહિ બજાવશે તો જ્ઞાતિની મંજુરી લઇને પટેલ તેને દુર કરીને બીજા કોઇ લાયક બંધુને તેની જગ્યાએ નીમી શકશે.

## : જ્ઞાતિના નાણાંની વ્યવસ્થા :

૧૬ દરેક મહાલની જ્ઞાતિના નાણાં તે તે મહાલની જ્ઞાતિની પંચ-કમિટી પાસે રહેશે અને તેની વતીથી તે તે મહાલના પટેલ તેની લેવડદેવડ કે વ્યવસ્થા કરશે. જ્ઞાતિના આ નાણાં પંચના નામથી કોઇપણ સારી બેંકમાં રોકવા અને તેની લેવડ દેવડ પંચની રજાથી તેમાંના કોઇપણ ત્રણની સહીથી કરવી.

૧૭ દરેક મહાલ (તાલુકા) ના પટેલ પોતાના તાલુકાની આવક જાવકનો હીસાબકીતાબ રીતસર રાખશે અને દર વરસે દીવાળી સુધીનો હીસાબ ભાઈઓની જાણ માટે જાહેર કરશે.

## : જ્ઞાતિનો હીસાબ તપાસનાર :

૧૮ દરેક મહાલની પંચ-કમિટીએ દીવાળી આખર સુધીનો દર બાર માસનો પોતાના હસ્તકનો હીસાબ કોઈપણ બે જ્ઞાતિભાઈઓ પાસે તપાસાવવો અને વરસ પુરૂં થયા બાદ ત્રણ મહિનાની અંદર જ્ઞાતિ સમક્ષ રજુ કરવો.

## : ફરીયાદ :

૧૯ દરેક જ્ઞાતિબંધુ રિતરિવાજોના ધારાધોરણ તથા બંધારણ પ્રમાણે ચાલવા બંધાએલો રહેશે. તેમજ જ્ઞાતિનું હિત જળવાય તે મુજબ પોતાનું વર્તન રાખશે.

૨૦ તાલુકાના કોઈપણ બંધુને જ્ઞાતિ સંબંધી પોતાની કંઈપણ તકરાર હશે તો તે પોતાના મહાલના પટેલ તથા તેની પંચ કમિટિને અરજ કરશે અને તે જ્ઞાતિની મીટીંગમાં રજૂ કરી ફરિયાદનો નિષ્પક્ષપાતપણે વેળાસર નીકાલ લાવશે જે બંને પક્ષકારોને બંધનકર્તા ગણાશે.

૨૧ જ્ઞાતિ સંબંધી પોતાની તકરાર જ્ઞાતિ પાસે રજુ કર્યા વગર જો કોઈપણ બંધુ કે બ્હેન પરબારા કોરટ દરબારે જશે તો તે જ્ઞાતિનો ગુન્હો કર્યો ગણાશે અને તેનો રૂા. ૫) પાંચ સુધી દંડ કરવામાં આવશે.

૨૨ એક તાલુકાનો ગુન્હેગાર ઠરેલ માણસ બીજા તાલુકાની જ્ઞાતિ પાસે જાય તો પહેલા તાલુકાનો દાદ મળ્યા વગર કે તેમની સંમતિ વગર બીજા તાલુકાની જ્ઞાતિ તેને જ્ઞાતિમાં ભેળવી શકે નહિ; પણ પુરતી

તપાસ કર્યા બાદ એમ જણાશે કે ગુન્હેગાર ઠરેલ માણસ ગુન્હેગાર નથી પણ નિર્દોષ છે તો બીજા તાલુકાની જ્ઞાતિ તે માણસને પોતાની જ્ઞાતિમાં ભેળવી શકશે.

## : પેટા–કમિટી ચુંટવા બાબત :

૨૩ જરૂર પડયે કોઇપણ બાબતની તપાસ ચલાવવા માટે 'મહાજન મંડળ' પોતાના સભ્યોમાંથી ઓછામાં ઓછા ત્રણ સભ્યોની એક પેટા–કમિટી નીમી શકશે. જૂનાગઢ મહાલના વહીવટદાર આ કમિટીના એક વધારાના સભ્ય ગણાશે.

## : પેટા નિયમો ઘડવા બાબત :

૨૪ દરેક મહાલની પંચ–કમિટી જ્ઞાતિની વ્યવસ્થા ચલાવવા માટે બંધારણથી વિરૂધ્ધ નહિ એવા પેટા નિયમો 'મહાજન મંડળ'ની મંજૂરીથી જરૂર પડે ત્યારે ઘડી શકશે. સર્વે મહાલોની વ્યવસ્થા માટે 'મહાજન મંડળ' પણ આવા પેટા નિયમો ઘડી શકશે આવા નિયમો જ્ઞાતિ ભાઇઓની જાણ માટે પ્રગટ કરવા પડશે.

## : મત લેવા બાબત :

૨૫ ઘણું કરીને જ્ઞાતિનો વહીવટ એકમતીથી કરવા બનતો પ્રયત્ન કરવો. આ છતાં કોઇપણ બાબતમાં જો ભાઇઓ કે મેમ્બરો વચ્ચે મતભેદ મજબુત બને તો પછી પટેલે તે બાબતનો નિર્ણય મત લઇને કરવો. આમાં વધુ મત થતાં તે બાબત કાયદેસર રીતે પાસ થએલી ગણાશે.

## : પક્ષપાત ન કરવા બાબત :

૨૬ કોઇપણ માણસે ખોટી રીતે કોઇનો પક્ષપાત કરી ન્યાયના કામમાં હરકત કરવી નહિ. જો કોઇ ખોટો

પક્ષપાત કરે છે એમ સાબીત થશે તો તેનો રૂા. ૧। સવા દંડનો લેવામાં આવશે અને જ્ઞાતિની માફી માગવી પડશે.

## : જ્ઞાતિનું દફતર :

૨૭ દરેક મહાલ (તાલુકા) પોતપોતાનું એક દફતર રાખશે જેમાં પોતાના તાબાના ગામોની તેમજ ત્યાં વસતા ભાઈઓના ઘરના માણસોની તેમજ તેમના કામ ધંધાની નોંધ રાખવામાં આવશે.

૨૮ દરેક મહાલની પંચ-કમિટીએ જ્ઞાતિની એક બુક રાખવી જેમાં જ્ઞાતિમાં થતા ફેંસલાઓની નોંધ રાખવી અને પંચ-કમિટીના સભ્યોએ પોતાની સહીઓ કરવી. વધુમાં જ્ઞાતિમાં થતા જન્મ-મરણ તેમજ સગપણ-લગ્નની નોંધો પણ દરેક મહાલોની જ્ઞાતિએ રાખવી. જ્ઞાતિનું દફતર પટેલની રજાથી કોઈપણ જ્ઞાતિ ભાઈ જરૂર પડયે જોઈ શકશે.

## : જ્ઞાતિનું વસ્તીપત્રક :

૨૯ મહાલોની જ્ઞાતિઓના દફતર ઉપરથી આખી જ્ઞાતિનું એક વસ્તીપત્રક જ્ઞાતિ ભાઈઓની જાણ માટે 'મહાજન મંડળે' તૈયાર કરવું અને તે દર પાંચ કે દસ વર્ષે અથવા તો યોગ્ય લાગે ત્યારે ફેરફાર સાથે છપાવી પ્રગટ કરવું.

## : બંધારણમાં ફેરફાર :

૩૦ આ બંધારણ તથા ધારાધોરણોમાં જો કાંઈપણ ફેરફાર કરવો હશે તો તે બાર મહાલની મોટી જ્ઞાતિની મંજુરીથી 'મહાજન મંડળ' કરી શકશે.

* * * ઉપર મુજબનું બંધારણ તથા રીત રીવાજના ધારાઓ ગરીબ અને તવંગર સર્વે ભાઈઓને એક

# વિષયવિચારીણી સમિતિના સભ્યોની

૧ પટેલ શ્રી જેઠાભાઇ ધના ફટાણીયા

૨ મીસ્રી શાવજીભાઇ જેરામ વડુકુળ

૩ શ્રી મુળજી રાજાભાઇ ગોલા

૪ ,, અરજણુ ઝીણાભાઇ કુકડીયા

૫ ,, હરજી ટીડાભાઇ ભરડવા

૬ પટેલ શ્રી કાળાભાઇ પીતામ્બર વંથળી

૭ શ્રી દેવશીભાઇ કાના ,,

૮ ,, ગોકુળભાઇ ડાહ્યાભાઇ માણાવદર

૯ ,, ભીમજીભાઇ રૂડા જાદવ ,,

૧૦ ,, માંડણભાઇ રાજા વાઢેર ,,

૧૧ પટેલ શ્રી નાથાભાઇ આણુંદ ચિત્રોડા બાંટવા

૧૨ પટેલ શ્રી મેપાભાઇ દેવાણુંદ ચાવડા ,,

૧૩ શ્રી મેઘજીભાઇ પીઠા ચાવડા ,,

૧૪ ,, રાજાભાઇ રૂડા

૧૫ પટેલ શ્રી આણુંદ ગાંગા ધોકી

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ | શ્રી | મીઠાભાઈ દેવશી | | કુતીઆણા |
| ૧૭ | ,, | રામજીભાઈ હીરા | | ,, |
| ૧૮ | ,, | ગોકળભાઈ કલા | | ,, |
| ૧૯ | ,, | હીરાભાઈ અજા | શીંગડીયા | સરદરગઢ |
| ૨૦ | ,, | મેરામણ રાજા | ચાંડેગળા | ,, |
| ૨૧ | ,, | વીરજીભાઈ ગોકળ | | મેંદરડા |
| ૨૨ | ,, | વશરામભાઈ કાનાભાઈ | | ,, |
| ૨૩ | પટેલ | શ્રી રૂડાભાઈ હરજી | | બાલાગામ |
| ૨૪ | શ્રી | ગોવાભાઈ કાળા | ટીંક | ,, |
| ૨૫ | ,, | માધાભાઈ કાળા | ગોલા | ,, |
| ૨૬ | ,, | સામતભાઈ વીરા | ચાંડેગળા | ,, |
| ૨૭ | ,, | દેવાભાઈ ગોવા | ચાવડા | માળીયાહાટીના |
| ૨૮ | ,, | વેજાભાઈ લખમણ | લાડવા | ,, |
| ૨૯ | ,, | જેરામભાઈ કાળા | ચાંડેગળા | ,, |
| ૩૦ | ,, | રામજીભાઈ રૂડા | | ,, |
| ૩૧ | ,, | આંબાભાઈ જેઠા | વરૂ | કેશોદ |
| ૩૨ | ,, | રણછોડભાઈ કચરા | નેના | ,, |
| ૩૩ | ,, | પ્રેમજીભાઈ પુંજા | દેવળીયા | ,, |
| ૩૪ | ,, | રાઘાભાઈ મીઠા | છાંયા | ,, |
| ૩૫ | ,, | ભગવાનજી મુળજી | પાણાખાણીયા | ,, |
| ૩૬ | ,, | જેઠાલાલ કાનજી | ચાંડેગળા | માંગરોળ |
| ૩૭ | ,, | નથુભાઈ રાજા | | ,, |
| ૩૮ | ,, | ઝીણાભાઈ માલદે | | ,, |
| ૩૯ | ,, | અરજણભાઈ મીઠા | ફટાણીયા | વેરાવળ |
| ૪૦ | ,, | આંબાભાઈ નરશી | ચાવડા | પાટણવાવ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૧. | શ્રી | કાનાભાઈ હીરા | લાડવા | ,, |
| ૪૨ | ,, | કાળાભાઇ જેરામ | ગોહીલ | શીલ |
| ૪૩ | ,, | વેલજીભાઇ જેઠા | ગોહીલ | ,, |
| ૪૪ | ,, | કાનાભાઇ ભીમા | ડાભી | તાલાલા |
| ૪૫ | ,, | લખમણભાઈ જેઠા | | ,, |
| ૪૬ | ,, | મુળજીભાઇ ગોકળ ... | કુકડીયા | કોલકી |
| ૪૭ | ,, | રામજીભાઇ નારણ | ,, ચેગડ | પોરબંદર |

[તેમજ અન્ય જ્ઞાતિભાઇઓની સહી.]



## : ભૂલ સુધાર :

બીજા પાના ઉપર માનપત્રની પાંચમી કલમમાં 'કાનની ચુંક' છપાયું છે. તેને બદલે 'નાકની ચુંક' એમ વાંચવું.

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટીંગ પ્રેસ, માંડવી, મુંબઇ નં. ૩

# સાભાર સ્વિકાર

## 'પ્રકાશ' સહાયક ફંડ

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલો વધુ રકમો અમોને મળી છે, જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

| | | | |
|---|---|---|---|
| ર. નં. | આગળનો સરવાળો | રૂ. | ૪૭૮–૯–૬ |
| ૭૦ શ્રી નાનજી રામા કારીયા | રાણાવાવ | ,, | ૨–૦–૦ |
| ૭૧ ,, મુળજીભાઈ રૂડા ચાવડા | પોરબંદર | ,, | ૨–૦–૦ |
| (પુત્રોના લગ્ન નિમિત્તે) | | | |
| ૭૨ ,, લીલાભાઈ દેવશી વડુકુળ | ,, | ,, | ૧–૪–૦ |
| (પુત્રીઓના લગ્ન નિમિત્તે) | | | |
| ૭૩ ,, ભીમજી વશરામ પાણખાણીયા | ,, | ,, | ૧–૪–૦ |
| (પુત્રજન્મ નિમિત્તે) | | | |
| ૭૪ ,, જેરામ પરસોત્તમ ચાવડા | ,, | ,, | ૦–૪–૦ |
| ૭૫ ,, ઓધવજી રૂડા ચાવડા | ,, | ,, | ૦–૪–૦ |
| ૭૬ ,, કરસનભાઈ જીવા થેડીયા | ,, | ,, | ૦–૪–૦ |
| ૭૭ ,, નાનજી પુંજા જોગીયા | ,, | ,, | ૦–૪–૦ |
| ૭૮ ,, દેવાણંદ ધનજી વાળા | ,, | ,, | ૦–૪–૦ |
| ૭૯ ,, લાલજીભાઈ ગોવા કારીયા. | રાણાવાવ | ,, | ૦–૪–૦ |
| ૮૦ ,, દેવાણંદ લખમણ આદત્ર. | શીંગડા | ,, | ૦–૪–૦ |
| ૮૧ ,, નથુભાઈ જીણા પાણખાણીયા. | નગડીયા | ,, | ૦–૪–૦ |
| ૮૨ ,, ગોકળ નરસિંહ વડુકુળ. | કુતીયાણા | ,, | ૦–૪–૦ |
| ૮૩ ,, ભાણજીભાઈ કાકરશી ટાંક. | જામજોધપુર | ,, | ૦–૪–૦ |
| (લગ્ન સમયની ખુશાલીમાં) | | | |
| ૮૪ ,, મેઘજી જુઠાભાઈ ચાંડેગરા. | માંગરોળ | ,, | ૧–૪–૦ |
| (પુત્રજન્મની ખુશાલીમાં) | | | |

ટોટલ રૂ. ૪૮૮–૧૩–૬

## દેશપરદેશની આવ–જાવ

તા. ૧–૪–૩૭ ના રોજ પોરબંદરથી નીચેના ભાઈઓ આફ્રિકાતરફ રવાના થયા જેઓની સફળ સફર ઇચ્છીએ છીએઃ—

| | | |
|---|---|---|
| ૧ શ્રી રાજાભાઈ કાના | ઓડેદરા | પોરબંદર |
| ૨ ,, લીલાભાઈ નરશી | રાવલ | ,, |
| ૩ ,, કરશનભાઈ પુંજશી | કટારીયા | રાણાવાવ |
| ૪ ,, માનજીભાઈ કાનજી | ભરડવા | ,, |
| ૫ શ્રી ભાણજીભાઈ કાકરશી | ટાંક | જામજોધપુર |
| ૬ ,, રણછોડભાઈ | પાણખાણીયા | રાવલ |
| ૭ ,, રામશી હીરા | ભરડવા | સખપુર |
| ૮ ,, મસરી વાલજી | પાણખાણીયા | લાલપુર |
| ૯ ,, નાગજી લાખા | પાણખાણીયા | — |
| ૧૦ ,, ગોકળ કલા | દેવળીયા | કુતીયાણા |
| ૧૧ ,, પ્રેમજી ગોવિંદ | કુકડીયા | જુનાગઢ |

# જ્ઞાતિ સમાચાર.

## એક આદર્શ પ્રથા

[નોંધ-દીકરીનો પૈસો લઇ તેને વેચી પોતાનું પાપી પેટ ભરનાર બંધુઓ માટે અનુકરણ કરવા યોગ્ય એક હકીકત પોરબંદરથી એક બંધુ નીચે પ્રમાણે લખી જણાવે છે. જે અત્રે પ્રગટ કરીએ છીએ. સંપાદક]

"સીદાભાઇએ પોતાની બે પુત્રીઓના લગ્ન કર્યાં (જેની નોંધ લગ્નની નોંધમાં છે). પોતાની નાની પુત્રીને કંકુને ચાંદલે (ધર્મે ધોરે) અગાઉથી ઠરાવેલ અને તે પ્રમાણે પરણાવી છે. પોતાની મોટી પુત્રીને માટે પણ તેમજ કરવાનો વિચાર હતો પણ બીજાના કહેવાથી એક દેઝ (રૂા. ૫૧ એકાવન) લેવાનું નક્કી કરેલ અને તે પ્રમાણે તેમણે દેઝ લીધેલ, પણ તુરતમાંજ તે બાઇને દેઝ લીધા બદલ રૂા. ૬૫) પાંસઠની એક કંઠી રાંદવા વચ્ચેજ અર્પણ કરેલ અને વેવાઇને પાઘડી, વેવાણને ચુંદડી અને જમાઇને આખો પોષાક વી. આપી ધામધુમથી લગ્ન કર્યાં છે."

સુત્રાપાડા-અહિંની જ્ઞાતિમાં ત્રણ વિભાગ થયા છે. જેમાં એક ભાગ લોઢવાના વાદેર ભાઇઓએ રાવલને હોદ્દો (નામ બદલી) પાયો તે આગ્રહછેડથી વાદેરોને નાત બહાર કરેલા છે. તેમાં ઉપરના દશ ઘર સુત્રાપાડાના ભળેલા છે. આ દશ ભાઇઓએ પટેલ વગર વાદેરોને નાતમાં લઇ મીષ્ટાન્ન ઉડાવ્યા, જેથી તે પણ જ્ઞાતિ બહાર થયાની ચીઠીઓ વેરાવલ. પાટણ વી. મહાલોમાં અહીંના પટેલે મોકલી છે.

## પત્તો મળ્યો છે

ગોયા (ટાંગાનીકા) થી અમોને એરમેલમાં આવેલ પત્રમાં શ્રીયુત રાજસીભાઇ નથુ ધોકીયા નીચે પ્રમાણે લખી જણાવે છેઃ-

"આપના 'પ્રજાપતિ-પ્રકાશ' ના વર્ષ ૨ જાના અંક ૨-૩ માં પૃષ્ટ ૩૫ માં 'કોઇ પત્તો આપશો?" ની બાબત પ્રગટ થયેલ. તેના જવાબમાં લખવાનું કે ટાંગાનીકા ટેરીટરીનું મોશી કરીને ગામ છે. ત્યાં કેશોદવાળા પ્રજાપતિ નાથાલાલ પ્રેમજીને અમે મળેલ હતા. તેઓ ત્યાં રહે છે અને સુતાર કામ કરે છે. તો આપ તેમના ભાઇને ખબર આપશો અગર 'પ્રકાશ'માં જાહેર કરશોજી. આ બાબતમાં તેના ભાઇઓ તરફથી અમારા ઉપર પત્ર આવશે તો અમો તેમને જવાબ લખી મોકલશું."

## "શ્રી શ્રીબાઇ" ની જગ્યા બાબત

ગામં ધ્રુસીયા (નાલાબા)થી સુનાર કાના ખીમા વી. ભાઇઓ નીચેની ફરીયાદ લખી મોકલે છેઃ-

"જુનાગઢ મુકામે આપણી જ્ઞાતિ ભેગી થઇ તે વખતે શ્રીબાઇનો ફંડ ઉઘરાવવાની ગોઠવણ થઇ ને જગ્યાનો બંદોબસ્ત થઇ જશે એમ અમોને જણાયું હતું. તેની આજ દીન સુધી અમોએ રાહ જોઇ પણ કાંઇ થયું નથી. દહાડે દહાડે જગ્યા તથા મકાનની પાયમાલી થતી થાય છે તો આ બાબતની હકીકત 'પ્રકાશ'માં જણાવી તેનો યોગ્ય બંદોબસ્ત કરવા તસ્દી લેશો".

* * * આટલા મહિનાઓ થયા છતાં લાગતાવળગતા બંધુઓ આ સંબંધી કાંઇપણ ઘટતો બંદોબસ્ત કરી શક્યા નથી એ ઘણા ખેદની વાત છે. પટેલશ્રી જેઠાભાઇને આ બાબત વેળાસર ધ્યાનપર લેવા અમો વિનંતી કરીએ છીએ.

સંપાદક

# પ્રજાપતિ પ્રકાશ

વર્ષ: ૩ જું.
અંક: ૧ લો




જુલાઈ,
સને: ૧૯૩૭

સંપાદક
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

# 'પ્રકાશ'ના બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| ગ્રા. નં. | | નામ : | સ્થળ : |
|---|---|---|---|
| ૨૬૧ | શ્રી | ગોવિંદભાઈ બાબુજી કણબીયા | કુરંગા |
| ૨૬૨ | ,, | કાળાભાઈ મકનજી ચાવડા | ભાણા |
| ૨૬૩ | ,, | ભીમાભાઈ નાથજી કંસારા | વંથલી (સોરઠ) |
| ૨૬૪ | ,, | રામજીભાઈ જેઠા કુકડીયા | વંથલી (સોરઠ) |
| ૨૬૫ | ,, | આણંદભાઈ રામા મીંગડીયા | ભુસાવળ |
| ૨૬૬ | ,, | રાઘવભાઈ કેશવ જાદવ | ભુસાવળ |
| ૨૬૭ | ,, | મોહનલાલ ઇશ્વરલાલ સ્વામી | મુંબઈ |
| ૨૬૮ | ,, | મેરામણ નથુભાઈ ગાધેર | (આફ્રીકા) કીટાલે |
| ૨૬૯ | ,, | માવજીભાઈ વિશરામ ગોહીલ | ,, |
| ૨૭૦ | બારોટ | વાલજી ભગવાન સોલંકી | વાનાવડ |
| ૨૭૧ | માસ્તર | જેઠાલાલ કાનજી ચાંડેગરા | માંગરોળ |
| ૨૭૨ | શ્રી | રાવજીભાઈ લખમણ ડાભી | અલીબાગ |
| ૨૭૩ | ,, | ગોકળભાઈ નરશી વઢુકુળ | કુતીયાણા |
| ૨૭૪ | ,, | અરજણભાઈ દેવદાસ ઘોડીયા | ,, |
| ૨૭૫ | ,, | નથુભાઈ કલ્યાણ ઘોડીયા | ,, |
| ૨૭૬ | ,, | "એક યુવક બંધુ" | રાણાવાવ |
| ૨૭૭ | ,, | ગોવિંદભાઈ કુંવરજી મહેતા | બીલીમોરા |

**: પ્રથમ વર્ષના ગ્રાહક :**

| | | | |
|---|---|---|---|
| ૨૭૧ | શ્રી | માવજીભાઈ વિશ્રામ ગોહીલ | (આફ્રિકા) કીટાલે |
| ૨૭૨ | ,, | "એક યુવક બંધુ" | રાણાવાવ |

## સાભાર સ્વિકાર

### 'પ્રકાશ' સહાયક ફંડ

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો અમોને મળી છે, જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ.

આગળનો સરવાળો : રૂ. ૪૮૮-૧૩-૬

| | | | |
|---|---|---|---|
| ૮૫ | શ્રી | ડાલાભાઈ આણંદજી ચાવડા મુંબઈ [પુત્ર જન્મની ખુશાલીમાં] | ,, ૫- ૪-૦ |
| ૮૬ | ,, | રામજી માધવજી ફટાણીયા પોરબંદર [એમના વડીલબંધુ સ્વ. શ્રી ડાલાભાઈના સ્મરણાર્થે] | ,, ૨- ૮-૦ |
| ૮૭ | ,, | રાવજીભાઈ જેરામ વઢુકુળ જુનાગઢ | ,, ૧- ૦-૦ |
| ૮૮ | ,, | એક બંધુ તરફથી અલીબાગ [સ્વ. પુત્રના સ્મરણાર્થે] | ,, ૨- ૮-૦ |

ટોટલ રૂા. ૫૦૦-૧-૬

| વ્યવસ્થાપકો :- | : કાર્યાલય : |
|---|---|
| હીરજી જેરામ વીશાવાડીયા<br>ગોવજી લખાભાઈ ચાંડેગરા | ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,<br>મુંબઈ. નં. ૪. |

# ત્રીજા વર્ષનું લવાજમ:

દેશના : એક રૂપીઓ
પરદેશના : ત્રણ શીલીંગ

## જ્ઞાતિબંધુઓ પ્રત્યે નમ્ર નિવેદન

ગયા જુલાઈ માસનો આ અંક આપના કરકમળમાં સાદર કરતાં અમોને સખેદ હર્ષ ઉત્પન્ન થાય છે. ખેદ એટલા માટે કે એ નિયમ કરતાં એ માસ મોડો બ્હાર પડે છે, અને હર્ષ એટલા માટે કે કેટલાક વિઘ્નસંતોષી ભાઇઓની મલીન ઇચ્છા વિરૂદ્ધ 'પ્રકાશ' ફરીથી ચાલુ રાખવા અમો સફળ થયા છીએ. 'પ્રકાશ'નો અંક મોડો થવાનું કારણ અમારી કેટલીક અંગત તેમજ બીન-અંગત મુશ્કેલીઓ છે, જેનું વીગતવાર વર્ણન અત્રે આપવું કેવળ બીનજરૂરી ગણાશે. આ દરમ્યાન 'પ્રકાશ'પ્રત્યે લાગણી ધરાવનારા જે જે ભાઇઓએ અમોને પત્રો લખ્યા છે તેનો જુદો જુદો જવાબ આપવાનું અમારા માટે અશક્ય હોવાથી આ તકે એમની શુભેચ્છા બદલ એમનો આભાર માનીએ છીએ. એમની આ શુભેચ્છા જોઇ અમારો ઉત્સાહ ઓર વૃદ્ધિ પામ્યો છે અને અમોને ખાત્રી છે કે 'પ્રકાશ'રૂપી આ બાળક પડશે કે આથડશે તો પણ દિનસાનુદિવસ એની શકિત વૃદ્ધિ પામતાં એ આપ મેળે ચાલતાં જરૂર શીખશે; પણ એની શકિત માટે પોષણ આપવું એ આપ ભાઈઓનાજ હાથમાં છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

### ત્રીજા વર્ષનું લવાજમ.

આ ત્રીજા વર્ષથી 'પ્રકાશ'ના કવર પેજમાં આપ ફેરફાર જોઇ શકયા હશો. ત્રીજા વર્ષનું લવાજમ વધારીને રબર કરવાની બતહેરાત અમો ગયા વર્ષની આખરમાં કરી ગયા હતા પણ એ પછીથી ઘણા ભાઇઓ તરફથી લવાજમ ન વધારવા સંબંધી પત્રો અત્યાર સુધીમાં અમોને મળેલા છે. એમની આ ઇચ્છાને માન આપી 'પ્રકાશ'નું ત્રીજા વર્ષનું લવાજમ ન વધારતાં તેનું તેજ ચાલુ રાખવાના નિર્ણય પર અમો આવ્યા છીએ.

જે ભાઇઓને અંકો અત્યાર સુધી ફ્રી મોકલાય છે તેમને આ વર્ષમાં પણ ફ્રી મોકલવાનું અમારા માટે અશકય હોવાથી તેમને લવાજમ ભરી 'પ્રકાશ'ના ગ્રાહક થઈ જવા આથી વિનંતી કરીએ છીએ.

## મુંબઇની જ્ઞાતિનો ઝઘડો.

કોઇ અદ્દશ્ય સંજોગોમાં અહિંની આપણી જ્ઞાતિમાં ચારેક વર્ષ ઉપર એક ઝઘડો ઉભો થએલો જેને પરિણામે આંહિના એક બંધુને જ્ઞાતિ બહાર થવું પડેલું. આ ઝઘડો આહિંની હાઇકોર્ટ સુધી પહોંચેલો જેનો અંત લગભગ ત્રણ વર્ષ પછી ગયા મહિનામાંજ આવી ગયો છે. આથી અમોને ઘણી ખુશાલી ઉપજે છે. આ છતાં પણ અહિંના ભાઇઓનો કુસંપ હજી પણ નાબુદ થયો નથી એ જોઇ અમોને ઘણોજ ખેદ ઉપજે છે.

લગભગ દશેક વર્ષ ઉપર આ ઝઘડાનાં કારણો ઉપસ્થિત થયેલાં. તેની સવિસ્તર હકીકત હાઇકોર્ટમાં ચાલેલા આ દાવાના કાગળ પત્રોમાં જાહેર થયેલી છે. આહિંની જ્ઞાતિમાં જે જે મતભેદો આ સમય દરમ્યાન ઉભા થએલાં તેનાં કારણો તપાસી તેનું નિવારણ કરવાનું સરળ પડે એ આશયથી એ દાવાના સર્વે કાગળપત્રોનું ગુજરાતી ભાષાંતર 'પ્રકાશ'ના અંકોમાં આપવાનું અમોએ નક્કી કર્યું છે.

આ સર્વ વીગતોથી ભરપૂર ત્રણ માસનો સામટો અંક અકટોબરની દશમી તારીખ સુધીમાં તે બ્હાર પડશે.

'પ્રકાશ' કાર્યાલય:
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ નં. ૪

લી. સેવકો,
'પ્રકાશના' કાર્યકર્તાઓ.

તારીખ: ૧ લી સપ્ટેમ્બર, ૧૯૩૭.

 # પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ 

વર્ષ : ૩ જું ]   જુલાઇ, ૧૯૩૭   [ અંક: ૧ લો

## શીખી લ્યો ને !

અરે ઓ જ્ઞાતિના જાયા,
મુકો હાં જ્ઞાતિની માયા;
સફળ કરવા મનુજ કાયા, (૧)
કંઇ મંત્રો શીખી લ્યોને !

નિડર શાણા અને શૂરા,
(૨) થઇ સહુ કાર્યમાં પુરા;
દિપાવા જ્ઞાતિના ગૌરવ,
કંઇ મંત્રો શીખી લ્યોને !

જગે તવ કીર્તિ રે' ગાજી,
પ્રભુ પરમાર્થમાં રાજી; (૩)
અરે તો જ્ઞાતિને માટે,
કંઇ મંત્રો શીખી લ્યો ને !

દુઃખે બન્ધુ કંઇ રડતાં,
(૪) વળી કંઇ દર્દથી સડતાં;
દયા, સત્ ધર્મ-દાનોનાં,
કંઇ મંત્રો શીખી લ્યો ને !

મદદ તવ જ્ઞાતિને કરવા,
રકમ કંઇ ફંડમાં ભરવા; (૫)
વિપત્તિ જ્ઞાતિની હરવા,
કંઇ મંત્રો શીખી લ્યો ને !

પોરબંદર : ]   'માસ્તર કમરીન'

# સ્વપ્નની સ્હેલગાહ

[ માણનારઃ ઉંઘણશી

તંત્રીશ્રી,

દોસ્તો! ખરેખર દુનિયામાં મિત્રવિહોણું જીવન તદ્દન નકામું છે એમ આ સેવકને પણ લાગી આવ્યું. અને મારી સ્હેલગાહમાં સાથીદાર તરીકે મી. ગપ્પીદાસ નામના એક ગૃહસ્થ સાથે ભાઇબંધાઇ જોડી દીધી. આ તકે મારા વાંચક બીરાદરોને એ ગપ્પીદાસની ટુંક ઓળખાણ આપવી હું ઉચિત ધારૂં છું.

મી. ગપ્પીદાસ આપણીજ કોમના અર્ધ-શિક્ષિત અને આનંદી સ્વભાવના એક ગૃહસ્થ હતા. ગુસ્સો કે મીજાજ તો કદી તેને થતોજ નહિં. અનેક વખતે હું ફાવે તેમ તેને કહી લઉં તોપણ તે ગણકારતા નહિં. કેટલીક વાતોમાં તેઓ પુરાણા વિચારના અને રૂઢીવાદી જેવા હતા. પૈસેટકે સાવ મુફલીસ છતાં સંતોષી ખરા. મને થયું કે તેમનું નામ ગપ્પીદાસ તેમની ફુઇબાએ પાડેલ હશે, પરંતુ નહિં! મારી એ માન્યતા ખોટી પડી. મારી માફક તેઓ પણ જ્યાં ત્યાં વાતોના તડાકા મારતા અને ખોટી સાચી ગપો ચલાવતા એટલે લોકોએ તેનું નામ ગપ્પીદાસ ઠોકી બેસાડેલ. આસ્તે આસ્તે અમો બન્ને વચ્ચે ગાઢમૈત્રી થવા લાગી તે એટલી હદે કે ક્ષણમાત્ર પણ અમો એકબીજાની ગેરહાજરી ચલાવી નજ શકીએ. હંમેશ અમો ફરવા જતા અને કોઇ એકાન્ત સ્થળમાં બેસી અગમડગમની ગપો હાંકે રાખતા.

લે કર વાત! વળી આપણી ન્યાતનું છાપું નીકળે છે હેં ઉંઘણશીભાઇ! એ સંબંધી આપ કાંઇ જાણતા હો તો સમજાવો તો ખરા કે શા માટે એ નીકળે છે? તેનાથી જનતાને શું લાભ? વળી તેના તંત્રવાહકોને ફોગટની શીરફોડી શા માટે કરવી પડતી હશે? મને તો કાંઇ તેમાં સમજ પડતી નથી.

અમો એક મેદાનમાં ફરવા જતાં વગર ભાડાના બાંકપર જમાવટ કરતાં કરતાં ઉપર મુજબ વાતની શરૂઆત ગપ્પીદાસે કરી દીધી.

સાંભળો! મી. ગપ્પીદાસ એ છાપું નીકળવાનો મૂળ હેતુ એ છે કે આજે જમાનો પવનવેગે પ્રગતિ સાધી રહ્યો છે. દરેક જ્ઞાતિઓ પોતામાં રૂઢ થઇ ગયેલા પુરાણા રીતરિવાજો અને પોતાનો સર્વ નાશ નોતરનાર રૂઢીબંધનો નષ્ટ કરી સમાજમાં પોતાનું ઉંચ સ્થાન પ્રાપ્ત કરવા તનતોડ પ્રયત્નો આરંભી રહી છે. આવા વખતે આપણે ઉંઘતા ન રહેવું જોઇએ તેવો ઉપદેશ આપી છાપું આપણને જાગૃત થવા દાંડી બજાવી રહ્યું છે. વળી તમારા જેવા કેટલાક અક્કલના ઓથમીરો બુદ્ધિનું દેવાળું ફુંકી એક બળદ જેવું જીવન ગુજારે છે તેવાઓમાં જ્ઞાન-પ્રચાર કરી એ પશુતુલ્ય જીવનનું પરિવર્તન કરાવવા તેના પ્રયાસો છે. પરમાર્થ અને પીડીતોની સેવા એ છાપાંનો પરમ ધર્મ છે, ટુંકમાં સામાજીક અત્યાચારો સામે ઝઝુંમનાર એ એક નિડર સીપાઇ છે. સમજ્યા?

સમજ્યો! ભાઇ, પણ કેટલીક વખત અમારા ગામનાં મહાજનું વાતું કરે કે આજના જમાનામાં છાપું એક જનતાનું એવું સબળ હથિયાર છે કે તે ભલભલી સત્તાઓને ધ્રુજાવી મૂકે છે. તો તેની પાસે ઉંઘણસીભાઇ એવી શું સત્તા હશે.?

સત્તા ગમે તેવીને પણ પાણી ભરાવે તેવું તેનામાં હૈવત હોય છે તે કોઇની પણ સેહમાં દબાયા વગર સત્યનો આશ્રય લઇને! જ્યારે સમાજમાં ઉચ્ચ ગણાતી વ્યક્તિઓ સ્વાર્થમાં અંધ બની પોતાથી નીચા ગણાતા જનો ઉપર પોતાની સત્તા જમાવી અસહ્ય અત્યાચારો ગુજારવામાં બાકી નથી રાખતા ત્યારે છાપું તેવા પાખંડીઓને પદભ્રષ્ટ કરવા જહેમત ઉઠાવી તેવાઓના નીચ કૃત્યો જાહેરમાં લાવે છે તેમજ બીજો કોઇ તેવા દુષ્ટ કૃત્યો કરતાં થરથર કંપે તેવી ધાક બેસાડે છે. આવાં કેટલાંક પરોપકારના કાર્યોથી છાપું જનતાનો પ્રેમ સંપાદન કરી શકે છે.

એતો ઠીક પરંતુ તે કેમ જાણે જ્ઞાતિપરૅલોનો કોઇ કટ્ટો શત્રુ હોય તેવા લખાણો અવારનવાર પ્રગટ કરી એક બહારવટીયાની ગરજ સારે છે તો શું બધા પત્રેલો એવાજ હશે? બીચારા પત્રેલબાપુઓની પોતાનીજ સ્થિતિ કેટલેક ઠેકાણે દયાજનક નથી દેખાતી? તેઓનું કાંઇ ચાલેજ નહિં તો પછી તે નાતીલાઓ પાસે શું માથું ફોડે?

સાચેજ! કેટલેક ઠેકાણે આપ કહો છો તેવી સ્થિતિ પત્રેલોની છે. વળી બધા પત્રેલો દુરાચારી પણ નહિંજ હોય. પરંતુ મારા મહેરબાન આપને પત્રેલો પ્રત્યે દયા સારી લાગે છે! કેમ?

ના! ઉંઘણસીભાઇ, એતો જગત જેનો આજે ડગલે ને પગલે ઉપયોગ કરે છે તે વિશ્વવ્યાપી હથિયારનો ઉપયોગ કરવા એતો મારું પણ જરા મન થઇ આવ્યું.

વળી એવું તે શું હથિયાર છે મિત્ર!

માખણ! સમજ્યા મારા મહેરબાન, કે જેનો ઉપયોગ કરવાથી એક અદનો માણસ મોટી પદવી પ્રાપ્ત કરી શકે છે. એક રખડતો ભીખારી તેના આશ્રયથી માલદાર બની જાય છે. એટલે આપણે તો મુશ્કેલીજેવું દેખાય ત્યાં મોટું મન રાખી મસ્કો વાપરીએ છીએ મસ્કો. તેમ તમારે સુખી થવું હોય તો તમો પણ ભક્ત બનો માખણના! હું તો સર્વને એજ ભલામણ કરું છું. વળી જો છાપાવાળા પણ તેનો છુટથી ઉપયોગ કરે તો જુઓ તેનો ચમત્કાર કેટલાં બધાં ગ્રાહકો તે વધારી શકશે.

પણ ભાઇ ગપ્પીદાસ, તમારી એ માન્યતા વ્યર્થ છે, કદાચ તાત્કાલીકમાં તેનું પરિણામ ભલે સારૂં દેખાય પણ આખરે સત્ય વસ્તુનોજ વિજય થાય છે, વળી વર્તમાનપત્રોનાં દરેક દરેક કાર્ય શુદ્ધ અને નિખાલસ હોય તેમાં કોઇની ખોટી ખુશામત નજ હોવી જોઇએ. તે એમના ધ્યેયથી વિરૂદ્ધ એકે પગલું ભરી ન શકે, સમજ્યા?

ત્યારે કહો દર માસે કેટલાં છાપાં નીકળતાં હશે? તેનો ખર્ચ કેટલો આવતો હશે?

એકનિષ્ઠ, સેવાપરાયણ, સહનશીલ અને સહકારી બને એટલે પછી તો આપણું સાધ્ય સિદ્ધ કરવું–પ્રજાપતિ કોમને પ્રગતિશીલ કરવી એ અતિ સરળ વસ્તુ છે.

(પોરબંદર) મધુકર

•

# સમાજ પ્રત્યે હમદર્દી

સર્વ મનુષ્ય માત્ર જાણે છે કે આપણે આપણી માતુશ્રીના ગર્ભમાંથી જન્મ ધરતી વખતે ઇશ્વરના દરબારમાં બંધાઇને આવેલ છીએ કે હે ઇશ્વર અમો તારૂં નામ તથા તારો ભાગ કોઇ દિવસ ભૂલશું નહિ અને અમોને તું આમાથી મુકત કર. તે પરમ કૃપાળુ પરમેશ્વર આપણા ઉપર દયા લાવીને આપણને આ ફાની દુનિયામાં ઉચ્ચ કોટીનો મનુષ્ય અવતાર આપે છે. આ દુનિયામાં આવ્યા પછી ખોટા મોહ પાછળ પડીને તેનું શુભ નામ ભૂલી ગયા છીએ એટલુંજ નહિ પણ તેનો ભાગ આપવો પણ ભૂલી ગયા છીએ. આપણે તો સાંકડા મનના અને નીષ્ઠુર છીએ પણ ઇશ્વર તો સર્વ શક્તિમાન અને એક દયાની અદ્‌ભૂત મૂર્તિ છે. તેથીજ માત્ર તે આપણને શ્વાસ લેવાને કિંમતી હવા, પીવાને સ્વાદિષ્ટ પાણી, ખાવાને ખોરાક અને પહેરવાને વસ્ત્ર આપે છે માટે દરેક મનુષ્ય-માત્રે તેવા પરમ કૃપાળુ પ્રભુને કોઈ દિવસ ભૂલવો જોઇએ નહિ. માટે [illegible] આપણી નાતના [illegible]

ધુએ પોતાની કમાણીમાંથી દસમો ભાગ અને જો ન બને તો રૂપીએ એક આનો અને જો તે પણ ન બને તો ઓછામાં ઓછો દર રૂપીએ અર્ધો આનો અવસ્ય આપવોજ જોઇએ અને તે ઇશ્વરના ભાગ કાઢવા બરાબર છે. તો તે દીનદયાળ આપણા ઉપર મહેરબાન રહેશે અને કાંઇપણ સંકટ માથે આવવા દેશે નહિ. માટે હે ઇશ્વર, તું સર્વ જ્ઞાતિબંધુને એક-બીજાને મદદ કરવાની સદ્‌બુદ્ધિ આપ. અસ્તુ.

ચોરવાડ ] દામાભાઇ નથુભાઇ ભરડવા

•

## સદુપયોગ કરો

ધનવાન હોઇએ પણ ધન વાપરતાં ન આવડે તો ધન બોજરૂપ છે

જ્ઞાની હોઇએ પણ જ્ઞાનનો સદુપયોગ કરી ન શકીએ તો તે શાપરુપ છે.

શક્તિમાન હોઇએ પણ તેનો સંચય કરી, સેવાર્થે તે ન વાપરી શકીએ તો શક્તિ કલંકરુપ છે.

પ્રાણવાન હોઇએ પણ પ્રાણને નિષ્ફળતરંગ પાછળ વેડફી નાખીએ તો પ્રાણનો ઉચ્છેદ કર્યા બરાબર છે.

બધી વસ્તુઓ સદુપયોગ માટે છે.

# ચર્ચાપત્ર

તંત્રીજી: 'પ્રજાપતિ-પ્રકાશ.'

જોગ શ્રી વાનાવડથી લી. આપના બારોટ વાલજી ભોવાનના આશિર્વાદ, વિ. કે મે-જુન ૧૯૩૭ ના પ્રજાપતિ-પ્રકાશમાં અમોએ અમારા વિરૂદ્ધ પાનેલીવાળા બારોટનો ચર્ચાલેખ વાંચ્યો. જેના જવાબમાં આપ સર્વે જ્ઞાતિભાઇઓને વિનંતી કરવાની તેમજ સદરહુ મારો જવાબ પ્રજાપતિ-પ્રકાશમાં બહાર પાડવાની અરજ છે.

મૂળ આ ગામે બારોટ વાલજી તથા સવજી તથા જીવા પ્રેમજી ત્રણે સગા ભાઇઓ હતા. જેઓમાં હાલ એકેય નથી તેમજ ઉપલા ત્રણ ભાઇઓ પૈકી કોઇનો પુત્ર પણ હૈયાત નથી. આજદિન સુધી બારોટ જીવા પ્રેમજીની વિધવા બાઇ પુતલી તે તેના દીકરા ઝીણાના ગુજરી ગયા પછી માગવાનું કામ કરતાં. હવે બાઇ પુતલીની વૃદ્ધાવસ્થાના કારણે સેવાચાકરી કરવાને અંગે અને પોતાના દીકરા ઝીણાની દીકરીઓનાં વહેવાર સાચવવા ખાતર ઝીણાની સૌથી નાનેરી દીકરી મુને પરણાવી બધો વહીવટ મુને સોંપેલ છે તેના વખતમાં મેં બાઇ પુતલીને અમુક સ્થળે ફેરવી જાત્રાઓ કરાવી ને ઉપરાંત રૂા. ૩૦૦) આશરે જેટલું ખરચ કરી મારા સસરા ઝીણાની પાછળ સપાદ પારાયણ કરી. તે ઉપરાંત મુને આગળ ઉપર મારા નેગજ . મારા પરીવાન્ને કોઇ અડચણ ન કરે તેવા હેતુથી અત્રેના કુંભાર જ્ઞાતિના મોટા પટેલ માણસો તથા આજુબાજુના પાંચ ભાઇઓ સમસ્ત બાણવડ માજીસ્ટ્રેટ કોર્ટમાં દસ્તાવેજ કરી આપેલ છે જેની ખાત્રી આ તરફના કોઇપણ આપના જ્ઞાતિભાઇઓને પૂછાવવાથી ખાત્રી થશે.

તે ઉપરાંત પાનેલીવાળા જે ભાઇ આપ જ્ઞાતિ પાસે ફરિયાદ કરે છે તેને આ માણસોનાં એટલે અમારા સસરાના કુટુંબનાં પુરાં વ્યાજબી નામ પણ આવડતાં નથી તેમ ડોસીની હૈયાતીમાં સેવાચાકરી કરી કોઇ દિવસ ડોસીને સંતોષ આપેલ નથી. તેમ વેરાવસુબાત વિગેરે આંહીની દરબારી સેતરી કરે તેરો કાંઇ પણ ભરેલ નથી. તો શીધો વારસદાર કોણ અને કેવી રીતે તે આપ જ્ઞાતિભાઇઓ જાણી શકો છો અને આજુબાજુ અત્રેના જ્ઞાતિભાઇઓનો ખુલાસો મંગાવવાથી પણ મળી રહેશે. ડોસીનું કારજ મેં આપણી જ્ઞાતિભાઇઓની રૂબરૂ કરેલ છે જેનું ખરચ મેં ભોગવેલ છે. તો મારો ખરો ખુલાસો અને હકીકત ઉપર મુજબ છે તે સર્વે જ્ઞાતિભાઇઓને વિદીત કરું છું.

હવે આ ઉપરાંત દેવડાવાળા બારોટ કાળા જુઠા (જે કાકા છે તે) નો અરધોભાગ અમારા મળેલું છે તે સિવાય કોઇનો હક નથી. કાળો બારોટ- અમારો ભાગીદાર હોઇ તેના સિવાય એકલા અમો કામકાજ કરતા નથી. જેથી કાળા બારોટ સિવાય કોઇને કાંઇ કેવા કારવવાપણું છેજ નહિં. આ બાબત ખરો ખુલાસો છે. તેમાં જેમ જ્ઞાતિભાઇઓને વાજબી લાગે તે પ્રમાણે પૂછપરછ કરી લખેલ હકીકત ખરી છે કે કેમ તે તપાસવા વિનંતી છે. લી. સેવક.

વાનાવડ: ] વાલજી ભોવાન સોલંકી

... મા ન્યુ લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રે., માંડવી, મુંબઇ નં. ૩.

# 'પ્રકાશ'ના ત્રીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં.: | નામ: | સ્થળ: |
|---|---|---|
| ૧ શેઠ | શ્રી રામજીભાઇ પેથજી ચાંડેગળા | મુંબાઇ |
| ૨ શ્રી | રામજીભાઇ માધવજી ફુલણીયા (આફ્રિકા) | નૈરોબી |
| ૩ ,, | જમનાદાસ દેવરાજ વડૂ ( ,, ) | કમેર |
| ૪ ,, | જાદવજી કાનજી ગાંગડીયા (ધી પ્રોવીઝન સ્ટોર્સ બઝાર લી.) ( ,, ) | અમરાલી |
| ૫ ,, | કુંવરજી એફ. મીસ્ત્રી | મુંબાઇ |
| ૬ ,, | મનુભાઇ તુલસીદાસ દલાલી (ગુજરાત) | કરમસદ |
| ૭ ,, | ડાહ્યાભાઇ લખમણ નેના | વડાલા |
| ૮ મેસર્સ | વલ્લભદાસ એન્ડ ગોવિંદજીભાઇ ( ,, ) | આલીગોરા |
| ૯ બાબુ | રામજીભાઇ જેરામ વડુક્રુપ | જુનાગઢ |
| ૧૦ શ્રી | ભીમસિંહ છગનભાઇ દેવગાણા (આફ્રિકા) | એલ્ડોરેટ |
| ૧૧ ,, | ભીમજીભાઇ આણંદજી ગાંગડીયા ( ,, ) | મારંડેલાસ |
| ૧૨ ,, | મેઘજીભાઇ નારણ શીંગડીયા | મુંબાઇ |
| ૧૩ ,, | ડાહ્યાભાઇ આણંદજી ચાવડા | ,, |
| ૧૪ ,, | હીરજીભાઇ જેરામ વીસાવાડીયા | ,, |
| ૧૫ ,, | મેઘજી જુઠાભાઇ ચાંડેગળા | માંગરોલ |
| ૧૬ ,, | નારણભાઇ માંડણ બારડવા (આફ્રિકા) | ટાંગોમા |
| ૧૭ ,, | નથુભાઇ માંડણ બારડવા ( ,, ) | કુદેવા |
| ૧૮ ,, | નાગજીભાઇ માંડણ બારડવા | પોરબંદર |
| ૧૯ માસ્તર | ગોંગાભાઇ રતનશી ઝાલા | નીંગલીયા |
| ૨૦ શ્રી | કાળાભાઇ પેથજી રાઠોડ | શીંગડા |
| ૨૧ ,, | કરસનભાઇ દામજી બારડવા | ચોરવાડ |
| ૨૨ ,, | ભગવાન દેવાભાઇ જેડવા | વેરાવળ |

—: વધુ નામો આવતા અંકમાં :—

## " બીજા વર્ષના ગ્રાહક "

૨૭૮ શ્રી ડાહ્યાભાઇ લખમણ નેના — વડાલા

## જ્ઞાતિ નૈયાં.

જાગો જાગો ! જ્ઞાતિ બન્ધુ, ગઇ જ્ઞાતિ ઉત્થાન. ટેક
કહાં તલક ઐસેહી રહોગે, નિરબલ ઓર અજ્ઞાન,
દંભ, ક્લેશ, છાંડો ત્યાગી, દૂર કરો અભિમાન. જાગો જાગો !
દયા–ધર્મ–સત્–દાનો કરો, ફરકાવો નિશાન,
ડુબની હય જ્ઞાતિકી નૈયા, હાથ ધરો સુકાન. જાગો જાગો !
નીતિ–નેક, ટેક ધારી બનજો, સહુ જ્ઞાતિ–સંતાન,
શીર તુમ્હી જો સુણી ન લોગે, તો 'કમરીન' જમાન. જાગો જાગો !
પોરબંદર: ]
માસ્તર ' કમરીન '

વ્યવસ્થાપકો :–
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ. નં. ૪.

# વિક્રમનું આ નવું વર્ષ સર્વે જ્ઞાતિબંધુઓને સુખદાયિ નિવડો

## જ્ઞાતિબંધુઓ પ્રતે નમ્ર નિવેદન

કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે આ અંક ૧૫મી અકટોબર સાલની પંદરમી તારીખને બદલે આજે એવા દોઢ મહીનો મોડો બહાર પડે છે એ બદલ આહુક બંધુઓની અમો ક્ષમા ચાહીયે છીએ. આ સમય દરમ્યાન અમો જોઇ શક્યા છીએ કે આપણી જ્ઞાતિના કેટલાક કુરસદીયા વિઘ્નસંતોષી ભાઇઓને 'પ્રકાશ' વીષે કંઇક ઠીક સાંચી ખોટી વાતોનો પ્રચાર કરવાને ઠીક ઠીક અવસર સાંપડ્યો છે. "પ્રકાશ" તો હવે ખતમ થયું" "અમુક ભાઇએ નોટીસ આપી બંધ કરાવી દીધું છે" "એ કાંઇ હવે પ્રગટ થાય એમ નથી" વી. વી. અનેક પ્રકારના શબ્દ પ્રયોગો અમારા કાન પર અથડાયા છે. આના જવાબમાં આ અંક પ્રગટ કરીને આવા વિઘ્નસંતોષી ભાઇઓને ફરીથી નિરાશ કરવા અમો સમર્થ થયા છીએ એ બદલ ઇશ્વરનો અમો આભાર માનીએ છીએ. ઇશ્વર આવા બંધુઓથી (!) 'પ્રકાશ'ને જરૂર બચાવે.

## મુંબઇની જ્ઞાતિનો ઝઘડો.

આપણી જ્ઞાતિના પ્રમુખ સ્વ. રાવબહાદુર ગોવીંદ કરમસનની યાદગીરીમાં તેમના પુત્રોએ જ્ઞાતિમાં કહાણા વહેંચતાં મુંબઇના જ્ઞાતિભાઇઓએ તેનો અસ્વિકાર કરેલો. મુંબઇના એક ભાઇએ તે સ્વીકારતાં તેને જ્ઞાતિબહાર થવું પડ્યું. એ માટે એણે જ્ઞાતિ સામે હાઇ કોર્ટમાં દાવો નોંધાવ્યો. કોરટે લડીને જ્ઞાતિના પૈસાની પણ ખુવારી ન કરતાં જ્ઞાતિના લાભને ખાતર ત્રણ વર્ષ બાદ આખરે બન્ને પક્ષોએ સંમતીનું હુકમનામું લીધું એ બદલ એમને ધન્યવાદ ઘટે છે. દાવા અરજમાં જણાવેલ તકરારી મુદ્દાઓનું સમાધાન થઇ ગએલ હોવાથી એ વીષય ઉપર કાંઇ પણ અભીપ્રાય આ તકે પ્રગટ કરવાનું અમોને જરૂરી લાગતું નથી; પણ આ દાવો મંડતાં અહીંની જ્ઞાતિના ઝઘડાની આગળ પાછળની જે વસ્તુઓ કેસના કાગળપત્રોથી (proceedings) બહાર આવી છે તેની વિસ્તૃત પ્રમાણમાં ચર્ચા કરવાનું સરળ બને એવા આશયથી જ તે દાવાના કાગળ

---

**ત્રીજા વર્ષનું લવાજમ:** દેશમાં એક રૂપીઓ<br>પરદેશમાં ત્રણ શીલીંગ

પત્રો વી. નું ગુજરાતી ભાષાંતર આ અંકમાં પ્રગટ કરવા અમો પ્રેરાયા છીએ.

આખા કેસની હકીકત વાંચતાં કોઈપણ જોઈ શકશે કે અહિંની સમસ્ત ગણાંતી જ્ઞાતિમાં "દેશી ભાઈઓ"નો સમાવેશ કરવો કે ન કરવો એ કારણથી આ મૂળ ઝઘડો ઉપસ્થિત થયો અને તેની શરૂઆત દશ વર્ષ પહેલાં સને ૧૯૨૭માં જ્યારે જ્ઞાતિનું બંધારણ પ્રગટ થયું ત્યારથી થઈ જણાય છે. મુંબઈના ભાઈઓ "દેશી ભાઈઓ"નો સમસ્ત જ્ઞાતિમાં સમાવેશ કરવાની તરફેણ કરતા હતા તો પછી જ્ઞાતિના આગેવાન ગણાતા ભાઈઓ શા માટે આ મતભેદનો નીકાલ આટલા વર્ષોમાં ન લાવી શકયા એ પ્રશ્ન અમોને મુંઝવી રહ્યો છે. પ્રશ્ન એ થાય છે કે અહિંની સમસ્ત ગણાતી જ્ઞાતિમાં આટલા વર્ષોના રીવાજથી 'દેશી ભાઈઓ'નો જેવી રીતનો સમાવેશ જે થતો આવતો હતો તે રદ કરવાના એવા શા કારણો તે વખતે ઉપસ્થિત થએલા? શું તેઓ માત્ર "દેશી" (અણઘડ) હોવાના કારણથી તેમને બાતલ કરવામાં આવેલા? ત્યારે પ્રશ્ન એ થાય છે કે આપણે પોતે શું "પરદેશી" છીએ? આપણા બાપદાદા દેશમાંથી આવેલા હોઈ શું "દેશી" ન હોતા? મુંબઈના જ્ઞાતિભાઈઓએ "દેશી ભાઈઓ"ના ઉઠાવેલાં આ પ્રશ્નને અમો આવકારદાયક લેખીયે છીએ. ઇચ્છીએ છીએ કે જ્ઞાતિના સમજુ ગણાતા આગેવાન ભાઈઓ પરસ્પરના મતભેદને ભૂલી આ પ્રશ્નનો વેળાસર નીવેડો લાવે. આ વિષયની વિસ્તૃત છણાવટ માટે લાગતાવળગતા બંધુઓ તરફથી અમોને લખાણ મળતાં અમો તે જરૂર પ્રગટ કરીશું.

## બીજા તથા ત્રીજા વર્ષનું લવાજમ

'પ્રકાશ'નું લવાજમ અગાઉથી વસુલ કરવામાં આવતું હોવાથી જે જે બંધુઓએ પોતાનું બીજા તથા ત્રીજા વર્ષનું લવાજમ હજી સુધી મોકલ્યું ન હોય તેમને આ અંક મળેથી તુરત મોકલાવી આપવા આથી વીનંતી કરીએ છીએ. 'પ્રકાશ'નો આવતો અંક આવતા જાન્યુઆરી માસની પંદરમી તારીખે બ્હાર પડશે અને તે પછીના દરેક અંકો દર માસની પહેલીને બદલે હવેથી પંદરમી તારીખે બ્હાર પડશે. 'અસ્તુ.'

'પ્રકાશ' કાર્યાલય:
૫૯/૬૫ દુર્ગાદેવી રોડ,
મુંબઈ. નં. ૪.

લી. સેવકો,
'પ્રકાશ'ના કાર્યકર્તાઓ

તારીખ: ૧ લી ડીસેમ્બર, ૧૯૩૭ બુધવાર.

 પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ 

વર્ષ: ૩ જું ] ઓગસ્ટથી નવેમ્બર, ૧૯૩૭ [ અંક: ૨-૩-૪-૫

# "જંગ જામ્યો."

( આશ ભર્યા તે અમે આવીઆ...એ રાહ. )

જ્ઞાનિ સંતાન તમે જાગજો,
ધરી જ્ઞાતિ પ્રતિ દિલ દાઝ રે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૧

કલેશાભિમાન એવાં રિપુઓ,
સૌ ઘુમેછ સમરે આજ રે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૨

એવા અરિ ને વિદારજો,
સજી સત્ય તણાં કંઇ સાજરે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૩

કંકાસ-અજ્ઞાનની આંધિએ,
ઘેરાયો અખિલ સમાજ રે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૪

સત્ય, નીતિ-ટેક-એકતા,
સાધી રાખો જ્ઞાતિની લાજરે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૫

શાંતિ-સામ્રાજ્ય બધે સ્થાપજો,
વિજ્ઞો! અર્જ કરે 'જીવરાજ' રે;
જ્ઞાતિક જંગ જામ્યો રે. ૬

પોરબંદર:] જીવરાજ રણમલ કેશરીય

# આપણી જ્ઞાતિમાં કેળવણીની આવશ્યકતા.

## સ્થાયિ 'વિદ્યા ફંડ'ની જરૂરીઆત.

સુજ્ઞ તંત્રી મહાશય, 'પ્રજાપતિ-પ્રકાશ.'

સપ્રેમ નમસ્તે-આપ 'પ્રકાશે' બે વર્ષ પુરા કરી ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો. બે વર્ષની ટુંક કારકીર્દીમાં જ્ઞાતિનો સારો એવો સહકાર મેળવી 'પ્રકાશ' ઠીક પ્રગતી કરી રહ્યું છે. 'પ્રકાશ'-માં જ્ઞાતિહીતને લગતા અને જુદા જુદા વિષયો ઉપર ચર્ચા થઇ રહી છે તેથી પ્રેરાઇ જ્ઞાતિહીતનો એક અમૂલ્ય પ્રશ્ન આપની સમક્ષ રજુ કરવા રજા લઉં છું. આપ તે વિચારી યોગ્ય લાગે તો આપના અભિપ્રાય સહીત પ્રસિદ્ધ કરવા કૃપા કરશો.

હરકોઇ શિષ્ટ સમાજની ઉન્નતિનું મુખ્ય કારણ કેળવણી અર્થાત શિક્ષણ છે. જગતના જુદા જુદા વિભાગોમાં પણ અત્યારે શિક્ષણની અનેકવિધ પ્રવૃતિ ચાલી રહી છે. અને બળીયાનાં બે ભાગ મુજબ શિક્ષણ પામેલો મનુષ્ય જગતમાં પોતાનું સ્થાન વધારે મજબુત બનાવે છે. આપણાં હીંદુસ્તાનમાંજ દરેક જ્ઞાતિએ પોતાની જ્ઞાતિમાં કેળવણી પ્રચાર અર્થે વિવિધ યોજનાઓ ઘડી છે. તેમની સાથે આપણી જ્ઞાતિનું કેળવણીનું પ્રમાણ સરખાવતાં પ્રજાપતિ કોમ સૌથી પછાત છે. જ્ઞાતિમાં ભાગ્યેજ દસ ટકા ભણેલ હશે અને તે પણ લખી વાંચવા પુરતુંજ.

આ સર્વ જ્ઞાતિમાં આપણે લોહાણા જ્ઞાતિનો દાખલો લઇએ. કેળવણી માટે લોહાણા જ્ઞાતિમાં અત્યારે સૌથી વધારે પ્રયાસ ચાલી રહ્યો છે. અત્યારે હાઇસ્કુલવાળું એક પણ શહેર એવું નહી હોય કે જ્યાં લોહાણા બોર્ડીંગની ગોઠવણ નહી હોય. ગરીબ તથા ઉત્સાહી વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિથી ઉત્તેજન આપી તેમનાં ઉત્સાહને વધુ અને વધુ પ્રબળ બનાવવાની મુંબઇ જેવા મોટા શહેરોમાં કોલેજનું ઉચ્ચ શિક્ષણ, મેડીકલ લાઇન, એન્જીનીયરીંગ લાઇન, વેપારને લગતું જ્ઞાન વિગેરે શિક્ષણ આપવાની તથા તેનો ખર્ચ ઉપાડવાની જ્ઞાતિની ઉત્તમોત્તમ ગોઠવણ છે. અભ્યાસ માટે વિદ્યાર્થી ઇગ્લાંડ પણ જ્ઞાતિને ખર્ચે જઇ શકે છે. જ્ઞાતિ ઉન્નતિ માટે જ્યાં આવી ઉત્તમ યોજના હોય તે જ્ઞાતિ શા માટે આગળ ન વધે?

આપણી જ્ઞાતિ નિર્ધન હોવાથી આપણે તેમની સરખામણીમાં તો ન ઉભી શકીએ. પરંતુ 'પાંશેરામાં પહેલી પુણી' માફક જો કંઇ પણ નક્કી પ્રવૃત્તિ પણ કરવામાં આવે તો સમય જતાં ભવિષ્યમાં તેનું સુંદર પરીણામ જરૂર આવે.

જ્ઞાતિમાં ઘણાં વિદ્યાર્થીઓ અંગ્રેજી સુધી ઉત્સાહથી પહોંચે છે. પરંતુ પુરતા ભંડોળના અભાવે તેમજ અભ્યાસનાં ક્ષેત્રમાં કોઇ માર્ગ-દર્શક નહી હોઇ એક બે વર્ષ પછી અભ્યાસ પડતો મુકે છે. કેટલાક બાહ્યો વધુ અભ્યાસ કરે છે તો આખરે કારકુન કે તેવી નક્કી

નોકરી પકડી સંતોષ માને છે. **સૌરાષ્ટ્ર પ્રજાપતિ જ્ઞાતિ ઘણાં મોટા પ્રમાણમાં છે. મુંબઈ તથા આફ્રીકામાં વસતા ભાઈઓ આર્થીક રીતે મદદ કરી શકે તેવ છે છતાં જ્ઞાતિહીતની કોઈ પણ જાતની પ્રવૃતિ હજુ સુધી અસ્તિત્વમાં આવી નથી તે ખરેખર શોચનીય છે.**

શિક્ષણ સંસ્કૃતિનો પાયો છે. "વિકસાવે નવજીવન કુસુમને વિદ્યાની વાડી" આ વાક્ય તો લગભગ તમામ જ્ઞાતિબંધુઓને મોઢે હશે. અને એ શિક્ષણનાં પ્રચાર અર્થે "પ્રકાશ" કોઈ જાતની પ્રવૃતિ ન કરી શકે? સૌરાષ્ટ્રનાં જ્ઞાતિનાં આગેવાનો ધારે તો આ કામ હાથમાં લઇ શકે. પરંતુ જ્ઞાતિહીતની પ્રવૃતિઓમાં તેઓનાં વિચાર સ્પષ્ટ નથી. અંદરોઅંદર વિશ્વાસ હશે કે કેમ તે શંકા છે. મનભેદથી અને વિચારશ્રેણીની અણઘડામણીથી તેમને પોતાનું મનધાર્યું કરવા સિવાય જ્ઞાતિહીતની બીજી પ્રવૃતિઓ નજરમાં ન પણ આવે.

આ કામ "પ્રકાશ" હાથ પર લે તો? પ્રથમ દરજ્જે એક "વિદ્યા ફંડ"ની શરૂઆત થાય તો ઘણું ઉત્તમ. આ ફંડમાંથી જ્ઞાતિનાં વિદ્યાર્થીઓને જોઇતાં પુસ્તકો અને શિષ્યવૃતિની મદદ કરવામાં આવે તો વિદ્યાર્થી તથા માબાપોનો ઉત્સાહ જળવાઇ રહે. રફતે રફતે વિદ્યા ફંડની શકિત પ્રમાણે તેમને ઉચ્ચ કેળવણી તથા બીજી લાઇનોમાં તાલીમ આપવાની પણ મદદ થઇ શકે. માનું છું કે "પ્રકાશ" તથા જ્ઞાતિ ભાઇઓ આ સેવા કાર્ય જરૂર વધાવી લેશે અને યથાશકિત સહકાર આપી અપનાવી લેશો એજ વિનંતી.

લી. જ્ઞાતિ સેવાભિલાષી,

જુનાગઢ: ] "બિરાદર"

# આપણી જ્ઞાતિનો ઉદય ક્યારે થશે?

પ્રિય વાચંકો,

આપને એ બોલ કહેવાની આપની પાસેથી હું રજા લઉં છું. માટે મારી વિનંતિ છે કે આપ ધ્યાન દઇ વિચાર કરીને વાંચવાની મહેરબાની કરશો.

પ્રિય વાંચકો, જમાનો જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ આપણે પાછળ પડતા જઇએ છીએ. તેનું કારણ એ છે કે જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં કજીયા, કંકાશ થતાં અટકશે નહિ ત્યાં સુધી આપણી જ્ઞાતિનો ઉદય કદિ પણ થવાનો નથી. વાંચકો, આપને મારી નમ્ર વિનંતિ છે કે આપણે કુસંપ, કજીઆને કાઢી નાખી એક સંપ કરી જ્ઞાતિ હિતનું કાર્ય હાથમાં લઇ આગળ વધીએ, આપણામાં એક કહેવત છે કે "સંપ ત્યાં જંપ." તે કહેવત સાચી છે, માટે આપણે પણ તે કહેવત પ્રમાણે વર્તવું જોઇએ. અને જો તે પ્રમાણે ચાલીએ તો જરૂર આપણી જ્ઞાતિમાં

ફેરફાર થયા વિના રહેજ નહિં.

ભાઇઓ આપણે પોતે સમજીએ છીએ કે આપણે કુંભાર છીએ, છતાં પણ જો તમે કોઇ માણસને પુછશો કે જે પોતાને મોટો માનતો હોય એટલે કે પૈસાદાર માનતો હોય, તે પોતાની જાત જરૂર છુપાવશે. આવા આપણે ઘણા દાખલાઓ જોઇ ગયા છીએ, ને જોતા પણ આવીએ છીએ. માટે ભાઇઓ એમ નહિ સમજતા કે બીજાને મોટે મોઢું બોલવાથી આપણે કુંભાર મટીને વાણીઆ કે બીજી જાતના થઇ જશું. નહિ, નહિ, આપણે કુંભાર જ રહેવાના, તે કદિ બદલાવાના નથી. પણ જો તમે ઉંચ સ્થાને આવવા માગતા હો તો આ બધા કછુઆ, કંકાસ તથા જાત છુપાવવાના રીવાજ બંધ કરો તોજ તમે ઉંચ સ્થાને આવી શકશો. નહિતર તમે કદિ ઉંચ સ્થાને આવી શકવાના નથી. અને આપણો વિજય થવાનો પણ નથી. માટે ભાઇઓ, મારી તમારી પાસે નમ્ર વિનંતિ છે કે જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે, તેમ તેમ આપણે પણ જરૂર આગળ વધવું જોઇએ. ઘણા માણસો લેખો તેમજ નિબંધો વાંચતા હશે, પણ તેની અંદરનો ભાવાર્થ શું છે તે નથી સમજી શકતા, માટે વાંચવું તો સમજીને વાંચવું અને તેની અંદરનું મહત્વ શું છે તે બરાબર સમજવું. આપણી જ્ઞાતિનો ઉદય ત્યારે થશે કે જ્યારે આપણે બધાં એક સંપથી રહેશું ત્યારે, જ્યારે આપણે એક બીજાને મદદ કરશું ત્યારે, જ્યારે આપણે આપણા રીતરિવાજમાં ફેરફાર કરશું ત્યારે, જ્યારે આપણે એક બીજાની સલાહ લેતા શીખશું ત્યારે, જ્યારે આપણે આપણા બાળકોને ભણાવી ગણાવી અને તેમને પાળીપોષીને મોટાં કરી, તેમને સારા માર્ગે દોરશું ત્યારે આપણી જ્ઞાતિનો ઉદય થશે.

જો આપણી જ્ઞાતિમાં દારૂડીઆ લફંગા, અને જુગારીઆ હશે તો આપણી જ્ઞાતિનો ઉદય થવાનો નથી, માટે તેઓની પાસે નમ્ર વિનંતિ છે કે, તેઓ પોતાના ખરાબ કૃત્યો અને પોતાની જ્ઞાતિ ઉંચ સ્થાને કેવી રીતે આવી શકે તેના ઉપાયો યોજશે. જેમ ઝાડને આપણે નાનપણથી જેમ વાળીએ છીએ ને મોટું થતાં સુધી વાળેલું રાખીએ છીએ તો વાળેલું રહે છે, તેમજ જો આપણે આપણા નાના બાળકોને નાનપણેથી સારા ગુણો શીખવાડીએ તો મોટપણે તે બાળક સારા ગુણોથી ભરપુર હોય છે, ને તે પોતાની જ્ઞાતિને ઉંચ સ્થાને કેવી રીતે આવી શકે તેવા ઉપાયો ઘડે છે. જો બધા માણસો પોતાના બાળકોને નાનપણથી સારા ગુણો શીખવે તો જરૂર મોટપણે તેઓ આપણી જ્ઞાતિને ઉંચ સ્થાને લાવશે, એમાં કંઇ શક નથી. માટે પ્રિય વાંચકો, મારી તમારી પાસે છેલ્લી વિનંતિ છે કે જો તમારે ઉંચ સ્થાને આવવું હોય તો કુસંપ, કછુઆ, અને કંકાસ જ્ઞાતિમાંથી કાઢી નાખો, અને એકબીજાને મદદ કરતા શીખો. તોજ જમાનાની સાથે આપણે પણ આગળ વધી શકશું. એવી હું પરમકૃપાળુ પરમેશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

દારેસસલામ ) ⎫ ભગવાનજી વીરજીભાઇ
ટી. ટી. આફ્રિકા.) ⎭ દેવલીઆ, [વિદ્યાર્થી.

# સામે પુરે.

મારી આપ સર્વે સોરઠીઆ પ્રજાપતિ ગૃહસ્થો સમક્ષ એક નમ્ર વિનંતી છે તે મહેરબાની કરી ધ્યાનથી વાંચશો.

આપણી જ્ઞાતિના ધારાધોરણ ઘડવા માટે આજથી લગભગ ૨૫ વરસ પહેલાં આપણી કોમના અગ્રગણ્ય ગૃહસ્થો વંથળી (સોરઠ) મુકામે જમા થયા હતા અને ઘણા ખરા ધારા ધોરણ ઘડ્યા હતા. પરંતુ અફસોસની વાત છે કે આપણી જ્ઞાતિના કોઇ પણ માણસે તેનું પાલન કર્યું નથી. ત્યારબાદ ચોરવાડ તથા માળીયા (હાટીના) વરસ વરસના આંતરે આપણી જ્ઞાતિના પટેલીયા ભેગા થયા હતા અને ત્યાં પણ ધારાધોરણ ઘડ્યા હતા. ત્યાર બાદ લગભગ દસેક વર્ષે ચોરવાડ ગામે પણ આપણી જ્ઞાતિના ગૃહસ્થો ફરીથી ભેગા થયા હતા. જ્ઞાતિના કાયદા તથા ધારાધોરણ ઘડી અને તેમના ઉપર તેઓએ સહી કરી હતી.

દરેક બાબ તે પ્રમાણે કરવા બંધાયેલ પણ તે પ્રમાણે કરે ઉજ કોણ? એ કાયદા તો પોથીમાંના રીંગણા ખરાં ને! જ્ઞાતિના પટેલીયાઓએ તો તે પ્રમાણે કરી બતાવી જ્ઞાતિમાં દાખલો બેસાડવો જોઇએ. અને આપણા ઉત્સાહી યુવકોએ તે બાબત ગોગ ચળવળ ઉપાડી લેવા અરજ કરવામાં આવે છે.

માટે આપણા યુવકોએ આપણી જ્ઞાતિ કે જે અજ્ઞાનતારૂપી અંધારા કુવામાં પડેલી છે તેને જ્ઞાનરૂપી દોરડાથી બહાર કાઢી કેળવણી તથા ઉંચા સંસ્કાર આપી બીજી આગળ વધેલી કોમોની હરીફાઇ કરે તેવી બનાવવી જોઇએ.

ચોરવાડ ] કરસનદાસ દામાભાઇ ભરડવા.

●

# પ્રજાપતિ-મરદ બનો.

(વિસરૂં નહિ પ્રભુ નામ-એ રાગ)

મરદ બનો હોશિયાર,
પ્રજાપતિ-મરદ બનો હોશિયાર. (૧)

કુસંપ કહાડી, એકતા સાધો,
રાખો નહિ દ્વેષ લગાર. પ્રજાપતિ (૨)

નાનાં મોટાં સંમેલનો સ્થાપો,
કરો કંઇક ઉધ્ધાર. પ્રજાપતિ (૩)

જ્ઞાતિ પટેલોને નમનું નાંખો,
તોજ થશે ઉધ્ધાર. પ્રજાપતિ (૪)

બાળ-લગ્ન બંધ કરવાને,
કરો અનેક ઉપાય. પ્રજાપતિ (૫)

પ્રેત ભોજન બંધ કરીને,
કરોને પ્રીતિ ભોજન. પ્રજાપતિ (૬)

કન્યા વિક્રય બંધ કરવાને,
કહે છે દેવશીભાઇ. પ્રજાપતિ (૭)

લીંબુડા:] દેવશી રાજાભાઇ ગોલા

---

### એક વિનંતી

પ્રકાશના કાર્યની સરળતા માટે આપનું બીજા વર્ષનું લવાજમ આપ તુરત મોકલી આપશો તો મહેરબાની થશે. વ્યવસ્થાપકો.





સ્વ. રાજાભાઈ જીવાભાઈ રાઠોડ
કોનગામ-કલ્યાણ [ જી. થાણા ]







# :એક અવસાન:

કોનગામ (કલ્યાણ)ના રહીશ સ્વ. જ્ઞાતિબંધુ શ્રી. રાજાભાઇ જીવાભાઇ સાકોડનું ગઈ તા. ૨૨-૧૧-૩૭ ને રવિવારના દીને મૃત્યુ થયું જેની અત્રે નોંધ લેતાં અમોને અત્યંત ખેદ થાય છે. મર્હુમ છેલ્લા ત્રણેક વર્ષથી મીઠી પીસંબના દર્દથી પીડાતા હોઇ કેટલોક વખતથી હવાફેર માટે પુનામાં રહેતા હતા. અંદરની નાની છીસ કપાવતાં કહે છે કે મગજમાં સડો લાગુ પડ્યો, જેને લીધે મુંબઇની એક ઇસ્પિતાલમાં ઓપરેશન માટે તાબડતોબ તેમને લાવવા પડયા; પણ એમની જીવનદોરી તુટેલી એટલે છઠે દીવસે એમનું મૃત્યુ થયું.

સ્વ. રાજાભાઇ ધનવાન હોઇ કલ્યાણમાં J. N. K. માર્કાની પેટન્ટ ઇંટો બનાવવાનું કારખાનું એમના બીજા બે બંધુઓ સાથે રહી ચલાવતા હતા. મર્હુમ પોતાની પાછળ એક વિધવા, બે પુત્રો, બે પુત્રીઓ તથા એક વિધવા પુત્ર વધુ (સ્વ. જેરામભાઇની પત્નિ) તેમજ તેમના બે ભાઈઓના કુટુંબકબીલા મળી એક બહોળું કુટુંબ પાછળ મુકતા ગયા છે. મર્હુમના બે બંધુઓ શ્રી. રામજીભાઇ તથા શ્રી. રાઘાભાઇ સમજુ છે તો ઇચ્છીએ છીએ કે સ્વ. રાજાભાઈના મૃત્યુની ખોટ એમની વિધવા પત્નિ તેમજ બાળબચ્ચાંઓને જણાવા દેશે નહિ. મર્હુમના મૃત્યુથી એમના કુટુંબને લાગેલા આઘાત પ્રત્યે અમારી દીલસોજી જતાવીએ છીએ. ઇશ્વર સ્વ. ના આત્માને ચિરઃ શાન્તી અર્પો. અસ્તુ.



# મુંબઈની ન્યાયાધિકારી વડી અદાલત મધ્યે

## સાધારણ અસલ દીવાની હકુમત

## મુકદ્દમો નં. ૯૨૬ સને ૧૯૩૪ નો

## વાદીનું ફરીયાદનામું.

કરસન ગોવિંદ...........................વાદી.

વિરૂદ્ધ

૧ અરસી વેલા પાણખાણીઆ
૨ નારણ મેરામણ ધેડીઆ
૪ પુરસોતમ મુલજી પાણખાણીઆ
૪ લક્ષ્મણ નથુ મારૂ
૫ માંડણ હમીર
૬ ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
૭ દામોદર જેઠા
૮ માવજી મેઘજી દેવસીઆ
૯ મુલજી રાજા દેવસીઆ
૧૦ અરસી પરમાણંદ
૧૧ ગોપાલદાસ વાલજી દેવસીઆ
૧૨ હીરજી પરમાણંદ દેવસીઆ
૧૩ હીરજી જેરામ વીસાવાડીઆ
વ્યકતીગત તથા શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના બીજા સભ્યો વતીથી.

} પ્રતિવાદીઓ

ઉપર જણાવેલ વાદી નીચે મુજબ જણાવે છેઃ—

(૧) વાદી છે. અને દાવો કરે છે કે તે શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિનો એક સભ્ય છે, મજકુર જ્ઞાતિ આસરે ૪૦૦ થી ૫૦૦ કુટુંબોની બનેલી, મુંબઇ અને બીજી ૨૬ જગ્યાએ (જેનું લીસ્ટ "A" આ સાથે જોડેલું છે) રહે છે.

(૨) મજકુર જ્ઞાતિએ પોતાનું બંધારણ તથા ધારાધોરણ સને ૧૯૨૬ માં કે તેની આસપાસ ઘડેલું છે.

(૩) મજકુર જ્ઞાતીએ તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ની મીટીંગમાં એક કમીટી નીમેલ છે. પ્રતીવાદીઓ મજકુર જ્ઞાતીના આગેવાન સભ્યો છે. અને ઘણા ખરા આ કમીટીના પણ સભ્યો છે. પ્રતીવાદીઓ સામે આ ફરીયાદ કરવામાં આવી છે. તે તેમની વ્યકતીગત, તેમજ (વાદી સીવાયના) મજકુર જ્ઞાતીના બીજા સભ્યો વતીથી છે. પ્રતીવાદી નં. ૧ કાનુનસર નીમાયેલો જ્ઞાતીનો કોટવાલ છે.

(૪) મજકુર જ્ઞાતીના બંધારણના કાનુન (૬) મુજબ "દેશીઓને" જ્ઞાતીમાં સામેલ કરવામાં આવ્યા નથી. "દેશીઓ" કુંભારો છે, અને ઘણે ભાગે અંગ મજુરી કરે છે અને ધારાવી, વાડી, અને માટુંગામાં રહે છે. અને તેઓ પોતાની જ્ઞાતીનું જુદુ બંધારણ ધરાવે છે.

(૫) રા. સા. ગોવીંદ કરસન રામજી સને ૧૯૩૩ માં તેમનું અવસાન થયું તે પહેલાં મજકુર જ્ઞાતીના પ્રમુખ હતા. મજકુર રા. સા. ગોવીંદ કરસન રામજીના અવસાન વખતે

તેમના દીકરાએ કાનજી ગોવીંદ અને બીજાએ, પોતાના માનનીય પીતાની યાદમાં પીતળના બે વાસણોના લ્હાણા મજકુર જ્ઞાતીના દરેક સભ્યને આપવા ઇચ્છા કરેલ. મજકુર લ્હાણાઓનો મુંબઇના પરાંમા તેમજ બ્હાર રહેતા ઘણા સભ્યોએ સ્વીકાર કરેલ છે.

(૬) તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ના મુંબઇમાં રહેતા મજકૂર જ્ઞાતીના કેટલાક સભ્યોએ મજકૂર જ્ઞાતીના નામે અમૂક ઠરાવ પ્રસાર કરેલ. મજકુર ઠરાવોથી તેઓએ નકી કરેલ કે જ્યાં સુધી મજકુર કાનજી ગોવીંદજી તરફથી વહેંચાતા લ્હાણા "દેશીઓને" (કે જેઓ ઉપર જણાવ્યા મુજબ મજકૂર જ્ઞાતીના બંધારણમાં સામેલ કરવામાં આવ્યા નથી.) પણ વેંચવામાં ન આવે ત્યાં સુધી મુંબઇમાં કોઇ પણ સભ્યસે સ્વીકારવા નહી;

(૭) વાદી કહે છે કે મજકુર મીટીંગ મજકુર જ્ઞાતીની કાયદેસર ભરાયલી મીટીંગ ન હોતી. અને તેથી મજકુર ઠરાવો વાદી તેમજ મજકુર જ્ઞાતીના કોઇપણ સભ્યને બંધન કર્તા નથી. મજકુર મીટીંગ બોલાવવા અંગેની કોઇપણ સુચના દરેક સભ્યને મોકલવામાં આવી નથી. મજકુર મીટીંગ કાનુનમાં જણાવ્યા મુજબ પ્રમુખ તરફથી બોલાવવામાં આવી નહોતી. મજકુર મીટીંગનો કાર્યક્રમ આગાઉથી બધાં સભ્યોને જણાવવામાં આવ્યો નહોતો અને ખાસ કરીને મજકુર ગોવીંદ કરસનના લ્હાણા બાબતનો ધારેલ ઠરાવ ઉપરે મજકુર મીટીંગમાં ચર્ચા થશે એવી સુચના સભ્યોને આપવામાં આવીજ નથી. માટે વાદી અરજ કરે છે કે મજકુર લ્હાણા બાબતનો ઠરાવ કાયદેસરનો મજકુર જ્ઞાતીનો ઠરાવ નથી. અને કહેવાતો ઠરાવ દ્વેષ ભાવે થોડાક માણસો કે જેઓને મજકુર રા. સા. ગોવીંદ કરસન રામજીના કુટુંબ સાથે સારા સારી નથી તેઓ તરફથી લાવવામાં આવેલ છે. વાદી વધુમાં અરજ કરે છે કે લ્હાણાની બાબત માટે "દેશીઓને" સામેલ કરવાનું સદંતર અજુગતું અને મજકુર જ્ઞાતીના બંધારણ કાયદા, રીત, રીવાજ અને રશમથી વીરૂધનું છે. વાદી વધારેમાં જણાવે છે જે મજકુર રા. સા. ગોવીંદ કરસન રામજીના દીકરાઓ તરફથી વહેંચાતું લ્હાણું સ્વીકારવાની મનાઇ કરતો એવો મજકુર જ્ઞાતીનો કાયદેસરનો ઠરાવ કોઇ હતો જ નહી. વાદી વધુમાં કહે છે કે મજકુર કહેવાતા લ્હાણા બાબતના ઠરાવની ખબર પાછળથી પણ વાદીને અને જ્ઞાતીના દરેક સભ્યને આપવામાં આવીજ નથી.

(૮) વાદી મજકુર કાનજી ગોવિંદનો સાઢુ થાય છે. વાદી અને મજકુર કાનજી ગોવિંદ બે બ્હેનોને પરણેલા છે. તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ના અગર તેની આસપાસ વાદીએ મજકુર કાનજી ગોવિંદ તરફથી વહેંચાતા લ્હાણાનો સ્વીકાર કરેલ છે. મજકુર જ્ઞાતિએ તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ના ઠરાવથી વાદી ઉપરે વાદીએ લ્હાણું સ્વીકારી જ્ઞાતિ વીરૂધનું કાર્ય કર્યા બદલ ગુન્હેગાર છે એવો આક્ષેપ મુકી જ્ઞાતિબહાર કરેલ છે.

(૯) વાદી કહે છે કે મજકુર જ્ઞાતિ બહાર મુકવાનું કામ ગેરકાયદે છે અને જ્યાંસુધી મજકુર લ્હાણું સ્વીકારવાની બંધી કરતો યોગ્ય

કાયદો થયો ન હોય ત્યાંસુધી અસરકર્તા નથી. ઉપરોક્ત વિવાદ (માન્યતા) ને હરકત પહોંચાડયા વગર વાદી કહે છે. જે મજકુર ઠરાવ જેટલા પ્રમાણમાં તહોમતને લગતી નોટીસ વાદીને તેમજ જ્ઞાતિના સભ્યોને આપવામાં આવી ન હોય તથા ગુન્હા પુરવાર થયેલા ગણ્યાંના. તે બદલની કોઇ સજા પણ જણાવવામાં આવી ન હોય તેટલા પ્રમાણમાં પણ બીન અસરકર્તા છે. મજકુર મીટીંગ બોલાવવાની ખબર જ્ઞાતિના દરેક સભ્યને આપવામાં આવી નથી. અને ન તો મીટીંગને લગતા કાયદા પ્રમાણેની મજકુર મીટીંગ હતી. વાદી વધુમાં કહે છે જે મજકુર કાયદા પ્રમાણે જ્ઞાતિના કોઇપણ સભ્ય.તરફથી ફરીયાદ કરવામાં આવી નથી અને ન તો એવી કોઇ ફરીયાદની સુચના વાદીને આપવામાં.આવી છે વાદીને જ્ઞાતિ બહાર મુકયા પહેલા તેને બોલવા-કહેવાની કોઇપણ તક આપવામાં આવી નથી. અને વાદી અરજ કરે છે જે મજકુર ઠરાવ બીજી રીતે પણ પાસ થયો હોય તોપણ બીન અસર કર્તા છે. જેટલે સુધી તે જ્ઞાતિ કાયદાથી વીરૂદ્ધ અને પસાર કરવાની રીતભાત પણ. જ્ઞાતિના ધારાધોરણથી વીરૂદ્ધની હોઇ સાથે સાથે કુદરતી (નીતીક) ન્યાયના કાયદાને પણ ઉલ્લંઘન કરના છે.

(૧૦) વાદી કહે છે કે જ્ઞાતીના કેટલાક સભ્યો કહેવાતી તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ની જ્ઞાતીની મીટીંગમાં તેને લઇ જવા આવ્યા હતા. અને જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે એને કહેવામાં આવ્યું જે તેણે ન્હાણા સ્વીકાર્યો તે બદલ તેને જ્ઞાતી બહાર મુકવા આવેલ છે. વધુમાં વાદી માને છે કે હજી સુધી તે મજકુર જ્ઞાતીના સભ્ય તરીકે ચાલુ હોઇ તે તેજ દરજ્જા પ્રમાણેના તમામ . હકો અને છુટછાટો માટે હકદાર છે.

(૧૧) મજકુર જ્ઞાતી મુંબાઇમાં સ્થાવર તથા જંગમ મીલકતો ધરાવે છે. અને મજકુર ઠરાવને પરીણામે વાદીને મજકુર મીલકતોનો ઉપયોગ અને છુટછાટોથી વંચીત કરવામાં આવ્યો છે. મજકુર કહેવાતા જ્ઞાતી બહાર મુકવાના કામના પરીણામે અને તેની જાહેરાતથી વાદીની નાલેસી થઇ છે અને સાથે સાથે માનસીક, શારીરીક; અને આર્થીક રીતે આબરૂની હાની થઇ છે. અને વાદી ફરીયાદ કરે છે કે મજકુર ઠરાવને પસાર કરવામાં અને જાહેરાત; આપવામાં ભાગ લેનાર જ્ઞાતીના મજકુર સભ્યો નીખાલસનાથી વર્ત્યા નથી, પણ અદાવતથી અને સ્વછંદપણે વર્ત્યા છે.: વાદી કહે છે. કે એથી એને નુકસાન પહોંચ્યું છે જેનો અડસટ્ટો રૂ ૫૦૦૦ નો છે.

(૧૨) મજકુર ઠરાવ પસાર થઇ ગયા બાદમાં વાદીએ જ્ઞાતીના કેટલાક આગેવાન સભ્યો ઉપરે તા. ૨૭. સપટેમ્બર ૧૯૩૩ ના એક પત્ર લખેલ જેમાં મજકુર ઠરાવ રદ કરાવવા માટે અરજ કરેલ. પણ તેઓએ તેમ કરવાની તેમના વકીલોના તા. ૨૭ મી સપટેમ્બર ૧૯૩૩ ના પત્રમાં ના પાડી છે.

( ૧૩ ) પ્રતીવાદીઓ મુંબઇમાં રહે છે. જ્ઞાતીની સ્થાવર તેમજ જંગમ મીલકતો પણ મુંબઇમાં છે અને ફરીયાદનું કારણ આખું નહી

તો પણ એક ભાગ મુંબઇમાંજ ઉત્પન થયું છે અને એ બધું જોતાં જ્ઞાતીના કેટલાક સભ્યો મુંબઇથી બહાર રેહે છે તે બદલ 'લેટર્સ પેટન્ટ"ની કલમ ૧૨ મુજબ રજા આપવા અરજ ગુજારે છે.

(૧૪) વાદી આ સાથે જોડવામાં આવેલ દસ્તાવેજોની યાદી ઉપરે ભરોસો રાખે છે.

માટે વાદી અરજ ગુજારે છે કે:—

(A) જે ઠરાવ કહેવાની સોરઠીયા પ્રજાપતી જ્ઞાતિ તરફથી કરવામાં આવેલ છે કે જેથી વાદીને મજકુર જ્ઞાતિબહાર મુકવામાં આવેલ છે તે ગેર કાયદેસરનો અને બીન અસર કર્તા જાહેર કરવો.

(B) એવી જાહેરાત કરવી જે વાદી મજકુર જ્ઞાતિના સભ્ય તરીકે ચાલુ હોઇ તે દરેજાને સબંધ ધરાવતા હકો અને છુટ છારો ભોગવવા હકદાર છે. અને મજકુર જ્ઞાતિની તમામ મીલકતો અને ખાસ કરીને મુંબઇમાં આવેલી મીલકતોમાં હકો અને છૂટછારો ધરાવે છે.

(C) પ્રતિવાદીઓ ઉપરે—નામદાર કોર્ટ—તરફથી હુકમ અને તાકીદ કરી અટકાવત મુકવી જોઇએ—કે જેથી તેઓ વાદીને મજકુર જ્ઞાતિના કાયદેસરના સભ્ય તરીકેના હકો અને છુટછારોનો ઉપયોગ લેતાં તથા જ્ઞાતિની મીલકતોનો ઉપયોગ કે લાભ મજકુર જ્ઞાતિનો દરેક સભ્ય જેટલા પ્રમાણમાં મેળવે છે. તેટલાંજ પ્રમાણમાં મેળવતો અટકાવી શકે નહીં.

(D) પ્રતિવાદીઓ અગર તેમાનાં ચમુકો સામે ઉપર ફરીયાદ નામાની બાબત (૧૧) માં જણાવ્યા મુજબ નુકસાનીના (રૂ. ૫૦૦૦) વાદીને આપવાનો હુકમ કરવો.

(E) તથા બીજી જુદી જુદી રાહતો માટે.

(સહી) કરસન ગોવીંદ

ફરીયાદનામું ઘડનાર:
બી. જે. દેશાઇ એસકવાયર,
એડવોકેટ.

(સહી) હરીદાસ એન્ડ કુંપની
વાદીના વકીલો.

મુંબઇથી જાહેર કર્યું
તા. ૨૮ મી જુન, ૧૯૩૪.

હું કરસન ગોવિંદ મુંબઇનો હીંદુ રહેવાસી તે ઉપરોકત દાવાનો વાદી કોટ બહાર કુંભારવાડા ચોથી ગલીમાં રહું છું અને આથી સોગનપૂર્વક જાહેર કરૂં છું કે ઉપરોકત ફરીયાદનામામાં જે જણાવેલું છે તે મારી જાણ મુજબ સાચું છે.

(સહી) કરસન ગોવીંદ

## વાદીનું સંક્ષિપ્ત નિવેદન

વાદી અરજ કરે છે કે વાદીને જ્ઞાતી બહાર મુકવાને લગતું—મજકુર સોરઠીઆ જ્ઞાતી તરફથી પસાર કરવામાં આવેલો કહેવાતો ઠરાવ રદ અને બીન અસરકર્તા છે એમ જાહેર કરવું. વાદી મજકુર જ્ઞાતીના સભ્ય તરીકે હજી સુધી ચાલુ હોઈ. તે દરજ્જાને લગતા તમામ હક અને છુટછાટોને ઉપરાંતમાં મજકુર જ્ઞાતીની તમામ મીલકતો અને ખાસ કરીને મુંબઈ મધે જે આવેલી છે તેને લગતા હકો અને ઉપયોગ માટે અધીકાર ધરાવે છે એમ જાહેર કરવું. પ્રતીવાદીઓને આ નામદાર કોર્ટ તરફથી તાકીદનો હુકમ કરવો, જે વાદીને મજકુર જ્ઞાતીના એક સભ્ય તરીકેના હકો અને છુટછાટો ભોગવતાં તથા મજકુર જ્ઞાતીની મીલકતોનો વપરાશ કે લાભ જે પ્રમાણમાં બીજા દરેક સભ્યને ભોગવવા અધીકાર છે. તેવાજ પ્રમાણમાં ભોગવતો કરતો અટકાવે નહીં. પ્રતીવાદીઓ અગર તો તેમના અમુક સામે વાદીને ફરીયાદનામાની બાબત ૧૧ માં જણાવ્યા મુજબ નુકસાની બદલ રૂ ૫૦૦૦ આપવા હુકમ કરવો એ સીવાય બીજી અને વધુ રાહત.

## પુરાવા દસ્તાવેજ A.

### શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતીના વસવાટના ગામોનું લીસ્ટ

| | | | |
|---|---|---|---|
| ૧ મુંબઈ | ૯ માટુંગા | ૧૭ ઉરણ | ૨૫ નેરલ |
| ૨ એલ્ફીન્સ્ટન રોડ | ૧૦ ધારાની | ૧૮ અલીબાગ | ૨૬ ચેમ્બુર. |
| ૩ માહીમ | ૧૧ કુરલા | ૧૯ રેવસ | ૨૭ માવલ |
| ૪ ખાર રોડ (વાંદરા) | ૧૨ ઘાટકોપર | ૨૦ નાસીક | ૨૮ ચાલીસગામ |
| ૫ સાંતાક્રુઝ | ૧૩ થાણા | ૨૧ પાંચોરા | ૨૯ મનમાડ |
| ૬ અંધેરી | ૧૪ કલ્યાણ | ૨૨ ધુલીઆ | ૩૦ તળાજા |
| ૭ વીલાપારલા | ૧૫ ભીંવડી | ૨૩ માલેગાંવ | — |
| ૮ દાદર | ૧૬ પનવેલ | ૨૪ ભુસાવલ | — |

## વાદીના દસ્તાવેજોની યાદી.

(૧) શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતીના ધારા અને ધોરણોની છાપેલી નકલ.

(૨) વાદીને જ્ઞાતી બહાર મુકવાની જાહેરાતને લગતો તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૬ નો પસાર કરવામાં આવેલ ઠરાવ જે પ્રતીવાદીઓના કબજામાં છે.

(૩) દાવો દાખલ કર્યા પહેલાંનો પત્રવ્યવહાર.

# મુંબઈની ન્યાયાધિકારી વડી અદાલત મધ્યે

## સાધારણ અસલ દીવાની હકુમત

## મુકદમો નં. ૯૨૬ સને ૧૯૩૪ નો

કરસન ગોવિંદ... .... .... .... .... .... ...વાદી.

વિરૂદ્ધ

અરસી વેલા પાણખાણીઆ અને બીજાઓ .... .... .... ....પ્રતીવાદીઓ

## પ્રતિવાદીઓનું બચાવનામું (લેખીત નીવેદન)

(૧) ફરીયાદનામાની કલમ ૧. સંબંધમાં વાદી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિનો હાલ સભ્ય હોવાનું પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે.

(૨) ફરીયાદનામાની કલમ-૧ સબંધી વધુમાં પ્રતીવાદીઓ નીચે મુજબ ખરી હકીકત જણાવે છે:—

પ્રતીવાદીઓ જણાવે છે. જે મુંબઈની શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિ (જે હવે પછી મજકુર જ્ઞાતિ તરીકે ઓળખાશે) બે પેટા વીભાગોની બનેલી, જેમાંનો એક વીભાગ "દેશી" કહેવાય છે. મજકુર જ્ઞાતિનું મુખ્ય સ્થળ મુંબઈમાં છે, અને જ્ઞાતિની મીલ્કતો પણ મુંબઈમાંજ છે અને જે મુંબઈમાંજ રહેતા મજકુર જ્ઞાતિના સભ્યો તરફથી ભરવામાં આવેલ ફાળામાંથી બાંધવામાં આવી છે.

(૩) સને ૧૯૨૬ માં અગર તેની આસપાસ જ્ઞાતિના અમુક તડો વચ્ચે તકરારો ચાલતી હતી. તેવા તડોમાંના એક તડને કલ્યાણના રહેવાસી શા. મા. ગોવિંદ કરસન રાખી દોરવતા હતા. અને તે એક જ્ઞાતિના તવંગર સભ્ય હતા. મજકુર વરસમાં ગોવિંદ કરસને મીટીંગ ભરી જેમાં બીજા તડોના સભ્યો હાજર નહોતા-અને પોતાનાં તડ પાસેથી જ્ઞાતિના પ્રમુખ તરીકેની પોતાની ચુંટણી કરાવી લીધી.

(૪) દેશી નામે ઓળખાતા પેટા વીભાગના સભ્યો મજકુર શા. મા. ગોવિંદ કરસનની વીરૂદ્ધમાં હોવાથી મજકુર ગોવિંદ કરસને ૧૧ મી એપ્રીલ ૧૯૨૬ આસપાસ મજકુર જ્ઞાતિના બંધારણ અને કાયદાઓ ઘડી-મજકુર જ્ઞાતિની મંજુરી વગર અને જાણ બહાર છપાવી લીધા.

(૫) મજકુર બંધારણ અને ધારાઓમાં મજકુર ગોવિંદ કરસને પહેલો ધારો નીચે મુજબ ઘડ્યો.—

સ્થાનીક સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિબંધુઓની ઐક્ય સંસ્થા તે શ્રી સમસ્ત સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના નામથી ઓળખાશે

(જેમાં દેશીઓનો સમાવેશ થતો નથી)

(૬) મજકુર ધારો મજકુર ગોવિંદ કરસને

એવી રીતે ઘડયો છે કે જાણે તે દેશીઓના મોટા વિભાગ સાથે દુશ્મનાવટ ધરાવતો હતો. ૨૩ મી જાનેવારી ૧૯૨૭ અગર તેની આસપાસ મજકુર ગોવિંદ કરસને જ્ઞાતિની સભામાં મજકુર છાપેલી ચોપડી મંજુર કરવા રજુ કરી, પણ મજકુર બંધારણ અને ધારાઓને મંજુરી આપવામાં સભાએ વાંધો ઉઠાવ્યો. વળતી જ્ઞાતિની સભા તા ૨૭ મી જાનેવારી ૧૯૨૭ના ભરવામાં આવી. જેમાં મજકુર છાપેલી ચોપડીના બંધારણ અને ધારાઓનો જ્ઞાતિના બંધારણ અને ધારાઓ તરીકે સ્વીકારવા જ્ઞાતિ નાકબુલ થઇ અને છાપેલી તમામ ચોપડીઓનો કબજો કમીટીએ લઇ લીધો. જેથી પ્રતિવાદીઓ મજકુર બંધારણ તથા ધારાઓ મજકુર જ્ઞાતિના સને ૧૯૨૬ માં કે કોઇપણ વખતે ઘડાયલા હોવાનો ઇન્કાર કરે છે. પ્રતિવાદીઓ કહે છે. જે દરેક બાબને દેશીઓ મજકુર જ્ઞાતિનાજ સભ્યો રહ્યા છે.

(૭) ફરીઆદ નામાની કલમ ૩ બાબતમાં કરેલું નીવેદન વાસ્તવિકપણે બરાબર છે સીવાય કે પહેલો પ્રતિવાદી જ્ઞાતિનો વંશપરંપરાનો કોટવાલ છે. અને નહીં કે મજકુર કલમમાં જણાવ્યા મુજબ ધારાના અંગે નીમાયેલો કોટવાલ છે.

(૮) ફરીયાદ નામાની કલમ ૪ બાબતમાં પ્રતિવાદીઓ ઇન્કાર કરે છે. કે મજકુર ધારાઓમાં જ્ઞાતિનું બંધારણ સમાઇ જાય છે અથવા તો દેશીઓ જુદી જ્ઞાતિ છે.

(૯) ફરીયાદ નામાની કલમ ૫ અને ૬ બાબતમાં ખરી હકીકત નીચે મુજબ છેઃ—

મજકુર રા. સા. ગોવિંદ કરસનના અવસાન વખતે સને ૧૯૩૩ ના મે મહીનામાં અગર તો તેની આસપાસ તેના દીકરા કાનજી ગોવિંદે પહેલા તથા બીજા પ્રતિવાદીને બોલાવ્યા અને કોટવાલ તરીકે પહેલા પ્રતિવાદીને કહ્યું કે દેશીઓ સીવાયના અન્ય જ્ઞાતિબંધુઓને જ્ઞાતિ જમણ માટે આમંત્રણ આપવું. પહેલા અને બીજા પ્રતિવાદીએ મજકુર કાનજીના કહેવા મુજબ મજકુર દેશીઓને બાકાત રાખવા ઇન્કાર કર્યો જેને પરીણામે મજકુર કાનજીને મજકુર જ્ઞાતિને જમણ આપવાની વાત પડતી મુકવી પડી.

(૧૦) સને ૧૯૩૩ ના આગસ્ટ મહીનામાં કે તેની આસપાસ મજકુર ગોવિંદ કરસનના દીકરાઓમાંના એક-કબાએ મુંબઇમાં જ્ઞાતિબંધુઓને લ્હાણા વ્હેંચવાની માંગણી કરી. જ્ઞાતિના આગેવાન સભ્યોમાંના કેટલાક એને ચેતાવ્યો કે મુંબઇમાંના જ્ઞાતિ ભાઇઓ લ્હાણા સ્વીકારશે નહીં કારણ કે ગોવિંદ કરસનના અવસાન નીમીતે રીવાજ મુજબ જ્ઞાતિ જમણ આપવામાં આવ્યું નથી. અને દેશીઓને બાકાત રાખી શકાશે નહીં.

(૧૧) મજકુર કબાના કહેવાથી પહેલા પ્રતિવાદીએ દેશીઓ સીવાયના વીભાગના જ્ઞાતિ ભાઇઓની તેમની આ બાબતમાં ઇચ્છા શું છે તે જાણવા મીટીંગ બોલાવી. મજકુર મીટીંગ જે ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ના ભરાઇ હતી. તેમાં પસાર થએલ ઠરાવનો અંગ્રેજી તરજુમો ના. ૧ તરીકે આ સાથે જોડયો છે.

(૧૨) મજકુર ઠરાવ હોવા છતાં મજકુર

દયા ગોવિંદે દેશી સીવાયના બીજા જ્ઞાતિ ભાઇઓને લ્હાણા વ્હેંચવાની કોશીસ કરી. મજકુર ઠરાવના અંગે વાદી સીવાયના બીજા બધા સભ્યોએ મજકુર લ્હાણાનો અસ્વીકાર કર્યો.

(૧૩) જ્યારે વાદીને મજકુર ઠરાવોની ખબર આપવામાં આવેલી હોવા છતાં, જ્ઞાતિના હુકમોનો ભંગ કર્યો એટલે જ્ઞાતિ ભાઇઓની એક મીટીંગ તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ના બોલાવવામાં આવી. જ્યારે મીટીંગ તરફથી જવાબ આપવા એને બોલાવવામાં આવ્યો ત્યારે વાદીએ દેખાવો કર્યા અને કેટલાક આગેવાન જ્ઞાતિ ભાઇઓનું અપમાન કર્યું અને વધુમાં મજકુર લ્હાણું રાખશેજ એવો નીશ્ચય જણાવી જ્ઞાતિથી જે થાય તે કરી લેવા સામનો કર્યો. જે ઉપરથી વાદીને જ્ઞાતિ બહાર મુકવામાં આવ્યો. જેના ઠરાવનો અંગ્રેજી તરજુમો નંબર ૨ તરીકે આ સાથે જોડેલો છે.

(૧૪) ફરીયાદનામાની કલમ ૭ બાબતમાં જે મજકુર તા. ૨૫મી ઓગસ્ટ ૧૯૩૩ ની બોલાવેલી મીટીંગ કાયદાસરની જ્ઞાતીની મીટીંગ ન હતી અને તેમાં પસાર થયેલા ઠરાવો વાદી તેમજ બીજા જ્ઞાતીભાઇઓને બંધનકર્તા નહોતા—તેનો પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. જે મજકુર મીટીંગ બોલાવવાની નોટીસો દરેક સભ્યને પહોંચાડવામાં આવી નહોતી. તેનો પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. પ્રતીવાદીઓ કહે છે જે મજકુર મીટીંગમાં પસાર થયેલા ઠરાવો જ્ઞાતીને—બંધનકર્તા હતા—અને જેમ કહેવામાં આવ્યું છે તેમ તે મીટીંગ કાયદેસરની બોલાવેલી જ્ઞાતીની મીટીંગ નહોતી તેનો ઇન્કાર કરે છે. પ્રતીવાદીઓ કહે છે જે હંમેશના ચાલુ રીવાજ પ્રમાણે પહેલા પ્રતીવાદીની કોટવાલ તરીકે બોલાવેલી જ્ઞાતીની મીટીંગ હતી. આ પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે કે તે બાબતની ખબર જ્ઞાતીના સભ્યોને આપવામાં આવી નહોતી અથવા તો જ્ઞાતીના રીવાજ મુજબ તેમ કરવાની રીત કે જરૂરીઆત હતી.

(૧૫) પ્રતીવાદીઓ વધુમાં ઇન્કાર કરે છે. જે મજકુર લ્હાણા બાબતનો ઠરાવ કાયદેસર નહોતો. અગર તો તે ઠરાવ દ્વેષભાવે મજકુર ગોવીંદ કરસન રામજીના થોડાક દુશ્મનો તરફથી લાવવામાં આવ્યો હતો—પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. જે દેશીઓને લ્હાણાની બાબતમાં સામેલ કરવાનું અકારણ અગર તો મજકુર જ્ઞાતીના બંધારણદ્વારા, રીત, રીવાજ કે રસમથી વીરૂધતું હતું—પ્રતીવાદીઓ વધુમાં ઇન્કાર કરે છે કે મજકુર ગોવીંદ કરસનના દીકરાઓ તરફથી વ્હેંચાતુ લ્હાણું સ્વીકારવાની મનાઇ કરતો કાયદેસરનો મજકુર જ્ઞાતીનો ઠરાવ નહોતો—મજકુર ઠરાવને લગતી ખબર વાદીને અથવા તો દરેક જ્ઞાતીભાઇને આપવામાં આવી નહોતી તેનો પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે.

(૧૬) ફરીયાદનામાની કલમ ૮ બાબતમાં કહેવાનું જે વાદીને જ્ઞાતીબહાર કર્યાનું કામ બરોબર અને ન્યાયસર હતું.

(૧૭) ફરીયાદનામાની કલમ ૯ બાબતમાં જેમાં જ્ઞાતીબહાર મુકવાનું કામ ગેરકાયદેસર અને બીન અસરકર્તા હોવાનો આ પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. મજકુર લ્હાણા લેવાની મનાઈ

કરતો જ્ઞાતીનો કાયદેસરનો ઠરાવ ત્યાં હતોજ નહીં-તેનો આ પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. મજકુર ઠરાવ ગેરકાયદેસર છે અથવા તો કહેવાય છે તેમ તેની ખબર વાદીને તેમજ જ્ઞાતીના સભ્યોને આપવામાં આવી નહોતી તેનો પણ આ પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. વાદી જાણે છે અને જાણવુંજ જોઇએ કે જ્ઞાતીના ઠરાવોનો અમલ કરવામાં જે કોઇ નીષ્ફળ જાય તેને મજા કરવાનો જ્ઞાતીને અધીકાર હોય છે. મજકુર મીટીંગ બોલાવવાને લગતી ખબર જ્ઞાતીભાઇઓને આપવામાં આવી નહોતી અગર તો મજકુર મીટીંગ ચાલુ રીવાજ અને રસમ મુજબની નહોતી. તેનો પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે.

(૧૮) પ્રતીવાદીઓ મજકુર છાપેલા ધારાઓ જ્ઞાતી તરફથી મંજુર થયલા હોવાનો ઇન્કાર કરે છે. પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે કે વાદીને ફરીયાદ થયાની ખબર નહોતી અથવા તો વાદીને જ્ઞાતી બહાર કર્યા પહેલા બોલવાની તક આપવામાં આવી નહોતી. પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. જે મજકુર ઠરાવ ગેરકાયદે છે અને જ્ઞાતીના કાયદાઓથી -વીરૂધનું છે. અગર તો મજકુર કાયદાઓનો તથા 'કુદરતી ન્યાયના કાયદાઓનો ભંગ કરી' પસાર કરવામાં આવ્યો છે.

(૧૯) ફરીયાદનામાની કલમ ૧૦ બાબતમાં પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે. જે જ્ઞાતીએ વાદી જ્ઞાતીની મીટીંગમાં પહોંચ્યો તે પહેલાંજ એને જ્ઞાતી બહાર મુકવાનો ઠરાવ પસાર કરી લીધો હતો. પ્રતીવાદીઓ આ ઇન્કાર કરે છે જે વાદી મજકુર જ્ઞાતીના સભ્ય તરીકે ચાલુ છે અને તે દરજ્જાના હક તથા છુટછાટો ધરાવવાનો તેને અધીકાર છે.

(૨૦) ફરીયાદનામાની કલમ ૧૧ બાબતમાં આ પ્રતીવાદીઓ કહે છે કે વાદીને કાયદેસર રીતેજ મજકુર જ્ઞાતી તરફથી જ્ઞાતી બહાર મુકવામાં આવ્યો હતો. પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે જે મજકુર જ્ઞાતીના જે સભ્યોએ એમાં ભાગ લીધો હતો તેમનો વર્તાવ નીખાલસ નહોતો અગર તો અદાવત અને દુશ્મનાવટ ભરેલો હતો. પ્રતીવાદીઓ ઇન્કાર કરે છે જે વાદીને કોઇ નુકશાની ભોગવવી પડી છે અગર તો એવી કોઇ નુકશાની ભરવા તેઓ જવાબદાર છે.

(૨૧) ફરીયાદનામાની કલમ ૧૨ માં જણાવ્યા મુજબનો પત્રવ્યવહાર કબુલ રાખવામાં આવે છે.

(૨૨) મજકુર સંજોગોની અંદર પ્રતીવાદીઓ અરજ ગુજારે છે કે દાવો ખોટો છે, હેરાન કરતા છે, માટે ખરચ સહીત કાઢી નાંખવો.

(૨૩) પ્રતીવાદીઓ આ સાથે જોડેલી યાદી મુજબના દસ્તાવેજો ઉપરે આધાર રાખે છે.

(સહી)

અરસી વેલા.

નારણ મેરામણ

પરસોતમ મુલજી

બચાવનામું ઘડનાર:
કે. એમ. મુનશી,
એડવોકેટ.

ક્રુફ્લાં એન્ડ ક્રુફ્લાં,
પ્રતીવાદીઓના વકીલો.

...રી સમક્ષ:
(સહી) જે. એમ. મજુમદાર
બીજા અસિસ્ટન્ટ માસ્તર

લખમણ નથુ મારૂ
માંડણ હમીર
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
દામોદર જેઠા રાવત
માવજી મેઘજી દેવલીયા
મુલજી રાજા દેવલીયા
અરસી પરમાણંદ
ગોપાલદાસ વાલજી
હીરજી પરમાણંદ દેવલીયા
હીરજી જેરામ

હું ડાહ્યાભાઇ આણંદજી ચાવડા, મુંબઇનો હીન્દુ રહેવાસી, મુંબઇની વીમા દલાલોની એસોસીએશનનો હેડ કલાર્ક ને ઉપરોકત દાવાનો ત્રીજો પ્રતીવાદી કોટ બહાર દુર્ગાદેવી સ્ટ્રીટમાં રહું છું અને આથી સોગન પૂર્વક જણાવું છું કે ઉપરોકત બચાવનામાના પેરેગ્રાફ ૧–૨ (ભાગ) ૩ (ભાગ) ૭-૧૧-૧૩-૧૪ (ભાગ) ૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧ અને ૨૩ માં જે જણાવેલું છે તે મારી પોતાની જાણ મુજબ ખરૂં છે અને બાકીના પેરેગ્રાફ ૨ (ભાગ) ૩ (ભાગ) ૪ થી ૬-૮ થી ૧૦-૧૨-૧૪ (ભાગ) અને ૨૨ માં જે જણાવેલું છે તે માહીતી તેમજ માન્યતાને આધારે છે અને તેને ખરૂં હોવાનું હું માનું છું.

સોગન પૂર્વક મુંબઇથી જાહેર કર્યું.
તા. ૨૯ મી. સપ્ટેમ્બર, ૧૯૩૪ } (સહી) ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

## વાદીના ખત પત્રોનું સોગંદ નામું.

હું કરસન ગોવીંદ મુંબઇનો હીંદુ રહેવાસી તે ઉપર જણાવેલ વાદી કોટ બહાર કુંભારવાડામાં રહું છું. તે સોગંદ પુર્વક અને ખાત્રીથી નીચે મુજબ જણાવું છું:-

(૧) આ દાવાને લગતી બાબતના દસ્તાવેજો આ સાથે મુકવામાં આવેલ નોંધ ભાગ ૧ અને ૨ માં જણાવ્યા મુજબના મારા કબજામાં અગર તો સતામાં છે.

(૨) હું મજકૂર દસ્તાવેજો જે મજકુર નોંધના બીજા ભાગમાં જણાવવામાં આવેલ છે. તે રજુ કરવા સામે વાંધો લઉં છું કારણ કે તેઓ તેમના પ્રકારેજ છુટકાર ધરાવે છે.

(૩) મારી સારામા સારી જાણુ-ખબર અને માન્યતા મુજબ મારી પાસે, કબજામાં અગર સતામાં અથવા તો મારા વકીલ કે વકીલો પાસે, કબજામાં અગર તેમની સતામાં અગર તો મારા વતીથી કોઇ આસામી કે આસામીઓ પાસે, કબજામાં અગર તેમની સતામાં કોઇ ખત, ખાતું, ખાતા બુક, ચોપડીયું, પહોંચ, પત્ર વાદીપત્ર કાગળ કે લખાણુ અગર કોઇ નકલ, કે એવા કોઇ દસ્તાવેજનો વીભાગ મજકુર દાવાની બાબતને કોઇ પણ રીતે લાગતો વળગતો, અગર તેમાંનો કોઇ પણ જેમાં મજકુર બાબતને લગતી કાંઇ નોંધ થઇ હોય તેવો કોઇ પણ સીવાય કે મજકુર મુકવામાં આવેલી પરીશીષ્ટમાં જણાવ્યા છે તે સીવાયના નથી.

સોગન ઉપર મુંબાઇમાં ઉપર મુજબ કહેવામાં આવ્યું.
તા. ૧૨ મી ઓક્ટોબર, ૧૯૩૪

(સહી) કરસન ગોવિંદ

## પરિશિષ્ઠ

### ભાગ ૧

(૧) તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૩૩ ના વાદીના વકીલો તરફથી પ્રતીવાદીઓને પોતાને લખવામાં આવેલ પત્રની નકલ

(૨) ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના પ્રતિવાદીઓના વકીલો તરફથી વાદીના વકીલોને લખવામાં આવેલ પત્ર.

(૩) તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના વાદીના વકીલો તરફથી પ્રતિવાદીઓના વકીલોને લખવામાં આવેલ પત્રની નકલ.

(૪) તા. ૧૮ મી અક્ટોબર ૧૯૩૩ ના વાદીના વકીલો તરફથી પ્રતીવાદીઓના વકીલોને લખવામાં આવેલ પત્રની નકલ.

(૫) તા. ૧૦ મી અક્ટોબર ૧૯૩૩ ના પ્રતીવાદીઓના વકીલો તરફથી વાદીના વકીલોને લખવામાં આવેલ—પત્ર.

(૬) સને ૧૯૨૧ માં શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના ઘડવામાં આવેલા ધારાધોરણોની એક છાપેલી નકલ.

### ભાગ ૨

ફરીયાદનામું બનાવવા માટે આપેલી સુચનાઓ અને બીજા—કાગળીયાઓ અને કામ ચલાવવાના કાગળો વગેરે, વગેરે.

# પ્રતિવાદીઓના ખત પત્રોનું સોગંદ નામું.

અમો, અરસી વેલા પાણુખાણીઆ નારાણ મેરામણ ધેડીઆ પરશોતમ મુલજી પાખાણીઆ, અને લખમણ નથુ મારૂ બધા મુંબાઇના રહેવાસીઓ. તે ઉપલા મુકદમાના પ્રતીવાદીના ૧ થી ૪ અને દામોદર જેઠા રાવત, માવજી મેઘજી દેવલીઆ, મુલજી રાજા દેવલીયા, અરસી પરમાણંદ સીંગડીયા, ગોપાલદાસ વાલજી દેવલીયા, હીરજી પરમાણંદ દેવલીયા, અને હીરજી જેરામ વીસાવડીયા, પ્રતીવાદીઓના ૭ થી ૧૩ કોટ બહાર કુંભારવાડાના રહેવાસી અને માંડણ હમીર મુંબાઇનો હિંદુ રહેવાસી, કોટ બહાર નોર્થ બ્રુક ગારડન આગળ રહે છે તે ઉપરના દાવાનો પ્રતીવાદી નાં. ૫ સૌથે સોગંદ ઉપરે ખાત્રીથી નીચે મુજબ જણાવીએ છીએ

૧ આ દાવાને લગતી બાબતના દસ્તાવેજો આ સાથેની મુકવામાં આવેલ નોંધ પત્ર ભાગ ૧ તથા ભાગ ૨ માં જણાવ્યા મુજબના અમારા કબજામાં જણાવેલ અગર તો સત્તામાં છે.

૨ અમો મજકુર નોંધ પત્રના બીજા ભાગમાં જણાવેલા દસ્તાવેજો રજુ કરવા સામે વાંધો લઇએ છીએ સબબકે તે તેમના પ્રકાર જોતાં વાદીની તપાસ સામે છુટછાટ ધરાવે છે.

૩ અમારી જાણમાં સારી જાણ ખબર અને માન્યતા મુજબ અમારી પાસે કબજામાં કે સત્તામાં અથવા તો કોઇ વડીલો કે આડતીયા પાસે કબજામાં કે સત્તામાં અગર તો અમારા વતીથી કોઇ આસામી કે આસામીઓના કબજામાં કોઇ ખત, ખાતું, ખાતાની બુક, ઓચરીયું, રસીદ, પત્ર, યાદીપત્ર, કાગલ કે લખાણ કે એવા કોઇ દસ્તાવેજ કે બીજો કોઇ દસ્તાવેજની નકલ કે વીભાગ કોઇપણ રીતે આ દાવાને સબંધ ધરાવતી બાબતમાં કે તેમાંની કોઇ સાથે–સીવાય આ સાથેના પરિશિષ્ઠ ભાગ ૧ અને ભાગ ૨ માં જણાવેલ છે તે સીવાયના નથી.

ઉપર મુજબ સોગંદ ઉપરે મુંબઇમાં કહેવામાં આવ્યું.
તા. ૧૩ મી ડીસેમ્બર ૧૯૩૪
મારી સમક્ષ
સહી. જે એસ. મજમુમદાર.
બીજા અસિસ્ટન્ટ માસ્તર.
પ્રતીવાદીના ૧ થી ૪, ૮–૧૦–૧૧ અને ૬ ના ઇન્ટરપ્રેટર
(સહી) પી એચ. શુકલા.

(સહી.)

૧ અરસી વેલા
૨ નારણ મેરામણ
૩ પરસોતમ મુલજી
૪ લખમણ નથુ મારૂ.
૫ દામોદર જેઠા રાવત.
૬ માવજી મેઘજી દેવલીયા
૭ મુલજી રાજા દેવલીયા
૮ અરસી પરમાણંદ
૯ ગોપાલદાસ વાલજી
૧૦ હીરજી પરમાણંદ દેવલીયા
૧૧ હીરજી જેરામ વીસાવડીઆ
૧૨ માંડણ હમીર

# પરિશિષ્ટ

## ભાગ ૧ લો

૧ તા. ૨૩ જાનેવારી ૧૯૨૭ ની બીજા પ્રતીવાદીના હસ્તાક્ષરોમાં શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના પંચ જોગ મીટીંગ માટે અરજીના સ્વરૂપમાં લખેલી અને જે મીટીંગ તેજ દીવસે ભરાઇ હતી, તેના કાર્યક્રમ (એજન્ડા)ની નકલ

૨ મુંબાઇની શ્રી સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિની તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ના ભરાયલી સભાની હાજર રહેલા શખસોની સહી સાથેની મીનીટસ.

૩ તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ના મુંબાઇની શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિની ભરાયલી મીટીંગની મીનીટસ

૪ તા. ૧૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મુંબઇની શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિની ભરાયલી મીટીંગની મીનીટસ. મજકુર મીનીટસમાં સબંધ ધરાવતા નીવેદન સાથે તથા મીટીંગમાં હાજર રહેલા જ્ઞાતિના સભ્યોની સહીઓ સાથે જોડવામાં આવેલ છે.

૫ તા. ૧૬ મી ફેબરૂઆરી ૧૯૩૪ ના મુંબઇની શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિની ભરાયલી સભાની મીનીટસ

૬ તા. ૧૯ મી ઓગસ્ટ ૧૯૩૪ ના મુંબઇની સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિની ભરાયલી સભાની હાજર રહેલા સભ્યોની સહીઓ સાથેની મીનીટસ

૭ પ્રતીવાદી ૧ અને ૨ પાસે પડી રહેલી શ્રી સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિના કહેવાતા બંધારણ અને ધારાઓની છાપેલી નકલો ૮૫.

૮ તા. ૧ લી સપટેમ્બર ૧૯૩૩ નો પત્ર મેસર્સ હરીદાસ એન્ડ કું. તરફથી કાનજી ગોવીંદ વતીથી લખેલ પ્રતીવાદીઓ નં. ૧ અને ૨ ઉપરનો પત્ર.

૯ પત્રની નકલ તા. ૪ થી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મે. મુલ્લા એન્ડ મુલ્લા તરફથી જવાબમાં મે. હરીદાસ એન્ડ કું. ને લખેલ

૧૦ પત્ર તા. ૧૪ મી સપટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ હરીદાસ એન્ડ કું. તરફથી મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા ઉપરનો.

૧૧ પત્રની નકલ તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા તરફથી મેસર્સ હરીદાસ એન્ડ કું. ઉપરનો

૧૨ પત્રની વધુ નકલ તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ મુલ્લા અને મુલ્લા તરફથી અરસી વેલાની વતીથી મેસર્સ હરીદાસ એન્ડ કું. ઉપરનો

૧૩ પત્રની નકલ તા. ૨૧ મી સપટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા તરફથી મેસર્સ હરીદાસ એન્ડ કું ઉપરનો

૧૪ પત્ર તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૩૩નો મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી તરફનો હમણાના વાદીની વતીથી લખેલ અને પરસોતમ મુલજી, લખમણ નથુ, માંડણ હમીર અને બીજાઓ ઉપરનો

૧૫ પત્રની નકલ તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા તરફથી મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી ઉપરનો

૧૬ પત્ર તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ના મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી તરફથી મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા ઉપરનો

૧૭ પત્ર તા. ૮ મી અક્ટોબર ૧૯૩૩ નો મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી તરફથી મેસર્સ મુલ્લા એન્ડ મુલ્લા ઉપરનો

૧૮ પત્રની નકલ તા. ૧૦ મી અક્ટોબર ૧૯૩૩ ના મેસર્સ મુલ્લાં એન્ડ મુલ્લાં તરફથી મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી ઉપરનો

૧૯ પત્રવ્યવહાર દાવા પછીનો વાદી અને પ્રતીવાદીઓના વકીલો વચ્ચેનો.

ભાગ ૨

આ દાવાના કારણે બનાવેલા તથા મેળવેલા કાગળો તથા વકીલને કામ આગળ ચલાવવા માટેનો ખરડો તથા સગવડ પડતી સુચનાઓ વગેરે રક્ષણ ધરાવતા કાગળો.

## વાદી તથા પ્રતિવાદીઓના સોલીસીટરો વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર.

[ ૧ ]

મુંબઈ તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૩૩

| | |
|---|---|
| મેસર્સ પરસોત્તમ મુલજી | લખમણ નથુ |
| માંડણ હમીર | ડાયા આણંદ |
| અરસી વેલા | નારાયણ મેગમણ |
| માવજી મેઘજી | મુલજી માવજી |
| દાગા જેઠા | ગોપાલ વાલા |
| હીરા પમા | બીખા અરસી |

વ્હાલા સાહેબો,

અમારા અસીલ મી. કરસન ગોવીંદ મારુની સુચનાથી અમો તમને નીચે મુજબ જણાવીએ છીએઃ—

કે તમો અને અમારો અસીલ શ્રી સમસ્ત સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના છો. તમો અરસી વેલા કોટવાલ છો અને તમો અને બીજાઓ જ્ઞાતિને લગતી બાબતોમાં સક્રીય ભાગ લો છો.

અમારો અસીલ ધારે છે કે તમો અને બીજાઓએ એક મી. કાનજી ગોવીંદને એક સરખી રીતે જ્ઞાતિ ભાઈઓ વચ્ચે (મુંબઈમાં રહેના ભાઈઓ સમેત) લ્હાણું વ્હેંચતાં અટકાવવાનું તર્કટ રચ્યું હતું. તમે અને બીજાઓએ મજકુર કાનજી ગોવીંદ કરસન-તેના પીના સદગત રા. રા. ગોવીંદ કરસનની યાદમાં જ્યારે લ્હાણા વ્હેંચવાના હતા ત્યારે મજકુર લ્હાણાને અટકાવવાની યોજના ઉભી કરી હતી, અમારા અસીલે જ્ઞાતિના ભાઈઓના હમેશના

રીવાજ મુજબ જેમ બને છે તેમ તા. ૨૭મી (ગયા માસની) કે તેની આસપાસ લ્હાણું સ્વીકાર્યું છે.

અમને જણાવવાની સૂચના મળી છે કે તમે અને બીજાઓ અમારા અસીલ તરફથી આ લ્હાણાનો સ્વીકાર થયો જેથી સંતાપ પામ્યા છો. અને અમારા અસીલ સામે સખત પગલાં લેવાનો વીચાર કર્યો છે. મજકુર કાર્ય સાધવા માટે તમો અને બીજાઓએ મુંબઇમાં જ્ઞાતી ભાઇઓની મીટીંગ ભેગી કરવાનો મનસુબો કર્યો. અને તે મીટીંગમાં તમોએ સખ્તાઇથી અને ગેરકાયદેસર બીજાઓ ઉપરે અમારા અસીલને મજકુર લ્હાણાના સ્વીકાર બદલ !! કહેવાતા ગુન્હા માટે જ્ઞાતી બહાર કરવાનો ઠરાવ પાસ કરવા દબાણ કર્યું છે.

અમે કહીયે છીએ કે મજકુર કહેવાતી મીટીંગ મુંબઇના જ્ઞાતી ભાઇઓની મીટીંગ કહેવામાં આવે છે તેમાં અમારા અસીલને હાજર થવા બોલાવવામાં આવ્યો હતો તે તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૭ ના થઇ હતી જ્યારે થોડાક સભ્યો ભેગા થયા હતા. અને જ્ઞાતીના નામે અમારા અસીલે ગુન્હો કે જ્ઞાતી ધારાનો ભંગ ન કરેલ હોવા છતાં એને ખોટી રીતે જ્ઞાતી બહાર કરવાનો ઠરાવ પાસ કર્યો.

અમને વધુમાં કહેવાની સુચના મળી છે કે મજકુર મીટીંગમાં અમારા અસીલે તમને, સચોટ દાખલા દલીલોથી જણાવ્યું કે તમને જ્ઞાતીની મીટીંગ ભરવાનો અધીકારજ નથી અને તેમાં વળી કોઇ જ્ઞાતી ભાઇને જ્ઞાતી બહાર મુકવાનો અધીકાર તો મુદલે નથી. અમારા અસીલે ત્યાં ભેગા થયલાઓને કહયું હતું કે લ્હાણા જ્યારે પહોંચતા છે ત્યારે હમેશાં સભ્યો સ્વીકારી લે છે. માટે એ લ્હાણાનો સ્વીકાર કર્યો તેમાં મેં કશોએ ગુન્હો કર્યો નથી. અમારા અસીલે એ જ્ઞાતી બહાર મુકવા ત્યાં ભેગા થએલા શખસોના અધીકાર બાબત પણ તકરાર લીધી હતી.

તમોએ આ બધા કારણો હોવા છતાં અને અમારા અસીલની માન્યતા મુજબ દ્વેષ અને કીન્ના ભરેલા આશયથી અમારા અસીલને જ્ઞાતી બહાર મુકવાનો ઠરાવ પાસ કર્યો છે અને તેનો મુંબઇમાં રહેતા જ્ઞાતી ભાઇઓ વચ્ચે કેપટવાલ મારફતે ફેલાવો કર્યો છે. અમારો અસીલ કહે છે કે તે કાર્ય અન્યાયી, ગેરકાયદેસર અને બહુજ વાંધા ભરેલું છે. આ જ્ઞાતિ બહાર મુકવાના કામે તેને જ્ઞાતીની નજરે હલકો પાડયો છે. અને એને માનસીક અને શારીરીક, માન આબરૂ અને ધંધામાં નુકશાન પહોંચાડયું છે.

(એ.) અમારો અસીલ કહે છે કે મજકુર કહેવાતી મીટીંગ ધોરણસર બોલાવેલી જ્ઞાતીની મીટીંગ નહોતી.

(બી.) તેમાં પસાર કરવામાં આવેલ કોઇ પણ ઠરાવ બહુજ વાંધાજનક અને ગેરકાયદે છે અને અમારા અસીલને બંધનકર્તા નથી.

(સી.) અમારા અસીલને જ્ઞાતી બહાર કરતો ઠરાવ કોઇ પણ અપરાધસર અગર જ્ઞાતીના પ્રચલીત રીવાજ કે ધારાઓનો ભંગ થયાનું

એની સામે તહોમત લાગ્યા વગર કરવામાં આવ્યો છે.

(ડી.) અમારા અસીલને સ્વાભાવીક ન્યાય પણ મળ્યો નથી.

(ઇ.) અને બીજા કારણોસર પણ મજકુર જ્ઞાતી બહાર મૂકવાનું કામ ખોટાઇથી ભરેલું, બળજબરી કર્તા છે અને બંધનકર્તા નથી.

આ સંજોગોસર તમને આ નોટીસ આપવાની અમને સુચના થઇ છે કે આ પત્ર તમને પહોંચેથી ૪૮ કલાકની અંદર કહેવાનો ઠરાવ રદ કરી અને અમારા અસીલને યોગ્ય લાગે તેવી અમારા અસીલની બીનશરતી માફી માંગો. નહીં તો અમારો અસીલ આ બાબતમાં જેમ એને સલાહ મળશે તે પ્રમાણે તદન તમારા હીસાબે અને જોખમે આગળ પગલાં લેશે. ઉપરાંત તમોએ અને બીજાઓએ અમારા અસીલને જે નાલેશી પહોંચાડી છે અને મજકુર જ્ઞાતી બહાર મુકયાના કામથી જે હાની પહોંચી છે. તે બાબતમાં દીવાની તેમજ ફોજદારી રીતે પણ તમને જવાબદાર ઠરાવે છે. તમારા સાચા,

કર્ણીક એન્ડ બહાદુરજી
સોલીસીટર્સ. હાઇકોર્ટ.

[ ૨ ]

તા૦ ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૩૩

મેસર્સ કર્ણીક એન્ડ બહાદુરજી.

વ્હાલા સાહેબો,

અમારા અસીલો, મેસર્સ પરસોત્તમ મુલજી લક્ષમણ નથુ, ડાહાભાઇ આણંદજી, અરસી વેલા; નારાયણ મેરામણ; માવજી મેઘજી, મુંલજી રાજા, દામા જેઠા, ગોપાલ વાલા, હીરા પમા અને અરસી પરમાણંદ (ભીખા અરસી ખોટી રીતે લખેલ છે). બીજા એક માંડણ હમીર સાથે સંબોધીને તેમને તમારા તરફથી, તમારા ઉપર જણાવેલ અસીલની વતીથી તા. ૨ જી સપ્ટેમ્બરનો લખેલ કાગળ બાબતમાં જવાબ આપવા માટે સુચનાઓ સાથે અમારા હાથમાં મુકયો છે.

તમારો કાગળ ઉપર જણાવેલા જુદા જુદા અસીલોને જુદી જુદી તારીખોએ મળ્યો હતો—તેમાંનો આખરી કાગળ કોટવાલ મી: અરસી વેલાને તા. ૨૨ મીની સાંજે મળ્યો હતો.

તમારા કાગળની કલમ ૨ જી કબુલ કરવામાં આવે છે. તમારો અસીલ પણ સારી રીતે જાણે છે કે અમારા અસીલો કમીટીના સભ્યો છે—કે જે તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ની મુંબઇના જ્ઞાતીભાઇઓની સભામાં નીમવામાં આવી હતી. કે જ્યારે સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો હતો કે મી. કાનજી ગોવિંદ તરફથી આપવામાં આવતા લ્હાણા જ્ઞાતીભાઇઓએ રાખવા નહીં. કારણ કે મી. કાનજી ગોવિંદ, "દેશીઓને?" લ્હાણા વ્હેંચવા માંગતો નથી કે જેઓ અમારા અસીલો મુજબ જ્ઞાતીનાજ સભ્યો છે.

તમારા કાગળની કલમ ૩ બાબતમાં અમો ઉપર કહી ચુકયા છીએ કે તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ની સભા તથા તે સભામાં

ઉપર કહ્યા મુજબ થયલો ઠરાવ કાયદેસરનો અને સર્વાનુમતે હતો. જેથી તમો આ કલમમાં કહો છો તેમ લ્હાણાનો સ્વીકાર થતા અટકાવવા માટે અમારા અસીલોએ તર્કટ રચ્યું હતું કે લ્હાણાનો સ્વીકાર થતો અટકાવવાની ચળવળ ઉભી કરી હતી—તે સવાલ ઉભો થતોજ નથી. તમારા અસીલને કોટવાલ તરફથી તા. ૨૫ ઓગસ્ટના ઠરાવની જાતે ખબર આપવામાં આવી હતી. અને તમારા અસીલે કાયદેસરના જ્ઞાતીના ઠરાવની વીરૂધ જઇ લ્હાણું સ્વીકાર્યું હતું.

તમારા કાગળની કલમ ૪ થી ૬ બાબતમાં જણાવવાનું કે, તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ની સભામાં પસાર થયલા ઠરાવનો તમારા અસીલે ભંગ કરવાથી મુંબઇના જ્ઞાતીભાઇઓની બીજી સભા તમારા અસીલના આવી રીતે તા. ૨૫ મી ઓગસ્ટના જ્ઞાતીના ઠરાવનો ભંગ કરવાના કૃત્ય ઉપર વીચાર ચલાવવા કાયદેસરની રીતે તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ના દીને ભરવામાં આવી હતી. અને સભાને લગતી ખબર પણ તમારા અસીલને આપવામાં આવી હતી. જે તમો આ કલમોમાં કબુલ કરો છો, અને તે સબબથીજ તમારો અસીલ તે સભામાં હાજર થયો હતો. તમારા અસીલને અમારા અસીલોમાંના કેટલાક તા. ૨૫ મી ઓગસ્ટના જ્ઞાતીના ઠરાવથી વીરૂધ જઇ લ્હાણું સ્વીકારવા બદલ તેનો ખુલાસો માગ્યો ત્યારે અમને મળેલી સુચના મુજબ તમારા અસીલે અમારા કેટલાક અસીલોને તથા જ્ઞાતીના બીજા ભાઇઓને નમોશીભરેલી રીતે અને ગંદી અને અઘટીત ભાષામાં ગાળો દીધી અને કહ્યું કે તા. ૨૫ મી ઓગસ્ટે કરવામાં આવેલા કોઇપણ ઠરાવથી એ બંધાયલો નથી તેમજ એણે લીધેલું લ્હાણું પાછું ફેરવવા પણ એ તૈયાર નથી. અને અમારા અસીલો અને બીજા જ્ઞાતીભાઇઓ તેઓની મરજીમાં આવે તેમ કરી શકે છે. તમારા અસીલના જવાબોની તા. ૨૭ મી ઓગસ્ટની મીનીટસમાં અસભ્ય અને ગંદી ગાળો તમારો અસીલ બોલી ગયો છે જે જરૂર મુકી દઇને બાકીની નોંધ લીધી છે. અમને વધુ સુચના મળી છે કે તમારો અસીલ મજકુર સભા વખતે નશામાં હતો. અને અસંભ્ય અને દુલ્લકાઇભરી રીતે વર્ત્યો હતો.

તમારા અસીલની વર્તણુંક અને હાવભાવ અને બાબત ઉપરે વીચાર કરી અમારા અસીલો અમે જ્ઞાતીના તથા સભામાં ભેગા થયલા બીજા ભાઇઓએ ઉપર કહ્યું છે તેમ કાયદેસર રીતે તમારા અસીલને જ્ઞાતી બહાર મુકયાનો ઠરાવ પસાર કર્યો છે. અને અમારા અસીલોએજ માત્ર મજકુર ઠરાવ પસાર કર્યો છે એમ કહેવું સાચું નથી.

તમારા કાગળની કલમ ૭ માં જે અમારાં અસીલો સામે અદાવત અને દુસ્મનીના આક્ષેપ મુકવામાં આવે છે તે ન લખતે તોજ સારૂં થતે. અમારા અસીલો ઉપર જણાવ્યું છે તેની વીરૂધના જે કાંઇ આક્ષેપો તમારા કાગળમાં તમોએ કર્યા તે નાકબુલ કરે છે. તેઓ અદાવત કે દુસ્મનીથી વર્ત્યા છે અગર તો અન્યાયી ગેરકાયદેસર કે વીરોધીપણે અગર સ્વભાવી,

અને તે રીતે કરીને જ્ઞાતિભાઇની નજરે અમારા અસીલની આબરૂને હલકી પાડી મજકુર લ્હાણું ન સ્વીકારવા જ્ઞાતિના બીજા ભાઇઓને સમજાવવાની કોશીસ કરતાં, તમોએ અમારા અસીલની તથા તેના સદ્‌ગત્ પીતાની નાલેશી કરતા નીવેદનો કર્યા અને તે રીતે કરીને તેમની આબરૂને હાની કરી.

અમને વધુ જણાવવાની સુચના મળી છે. કે તમે એટલેથી ન અટકતાં, મુંબઇના માણસોની સભા બોલાવી મુંબઇની જ્ઞાતિની સભાનો દેખાવ કર્યો. અને મુંબઇમાં કોઇએ મજકુર લ્હાણું લેવું નહીં. એવા આશયથી ઠરાવ પાસ કરાવ્યો અને તેથી કરીને અમારા અસીલની આબરૂને હાની પહોંચાડવા કોશીસ કરી. તમે સારી રીતે જાણતા હતા કે જ્ઞાતિની સભા બોલાવવાનો તમને અધીકારજ નથી કે ન તો તેમ કરવાનું તમારી સત્તામાં હતું.

અમને વધુ કહેવાની સુચના મળી છે કે મજકુર મુંબાઇ પ્રજાપતી જ્ઞાતીની સભા તરીકે ખોટી રીતે બોલાવેલી સભામાં આ કહેવાતા પાસ થયલા ઠરાવના કારણે લ્હાણાનો સ્વીકાર થયો ન્હતો. અને અમારો અસીલ જ્ઞાતીના ભાઇઓમાં લ્હાણું વ્હેંચી શકયો નહીં. અને તે પાછું લઇ જવું પડયું અને તેથી કરીને ખરીદેલા વાસણો વ્હેંચાયા વગર પડી રહ્યા અને તે રીતે કરીને તમોએ અમારા અસીલને આર્થીક હાની પહોંચાડી.

અમને કહેવાની સુચના મળી છે કે મુંબઇમાં થોડા અપવાદ સીવાય જ્ઞાતીના દરેક સભ્ય પાસેથી લ્હાણાનો અસ્વીકાર કરાવી અમારા અસીલને આર્થીક હાની પહોંચાડવાની ચળવળ ચલાવવાની પાછળ તમારો હાથ હતો. અમારા અસીલ : તેઓમાંના ઘણાઓ આગળ ગયો અને વીનંતી કરી. તેઓ સ્વીકારવાના હતા પણ તમારી કહેવાતી આપવામાં આવેલી ધમકીઓ તેઓને આડે આવતી હતી.

અમને વધુ કહેવાની સુચના મળી છે કે અમારા અસીલ સામે અદાવતથી અને દ્વેષભાવે કરી, આ આખી બાજી ગોઠવવામાં આવી હતી જ્ઞાતીભાઇઓની નજરમાં અમારા અસીલની આબરૂ હલકી પાડવા તથા એને આર્થીક હાની પહોંચાડવાના ઇરાદાપુર્વક આ આખી બાજી ગોઠવવામાં આવી હતી તેના લીધે અમારા અસીલને માનસીક, આર્થીક અને આબરૂને બહુજ ખમવું પડયું છે.

અમારે તાત્કાલીક તમારી નજરે લાવવું જોઇએ કે આમ કરવાનું તમારૂં કાર્ય, અન્યાયપુર્વકનું અને ગેરકાયદેસરનું છે. અને મર્હુમની યાદગીરીને હાની પહોંચાડવા અને જ્ઞાતીની બાબતમાં વફાદાર પુત્ર તરીકેની મર્હુમ તરફની પોતાની ફરજો અદા કરવામાં તેના પુત્રની ફજેતી કરવાની કોશીષને લગતી તમારી વર્તણુંક બહુજ દોષપાત્ર છે.

એવા કારણોને અંગે અમને સુચના મળી છે કે આ તમને પહોંચેથી ૪૮ કલાકની અંદર, મજકુર ઠરાવ મીનીટમાંથી રદ કરી અમારા અસીલને માફક આવે તેવી રીતની

બીનશરતી માફી માગો. નહીં તો અમારે અસીલ, દીવાની અને ફોજદારી અગર બંને રીતે ઉપર જણાવ્યા મુજબ તમોએ કરેલી એની નાલેશી બદલ તથા એને જે હાની ખમવી પડી; તે-માટે તમને જવાબદાર ગણશે.

તમારા સાચા,
(સહી) હરીદાસ એન્ડ કું.

[ ૨ ]

તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૯૩૩

મેસર્સ હરીદાસ એન્ડ કું.
મી. કાનજી ગોવીંદના વકીલો.

અમારા અસીલ મી. નારણ મેરામણ તરફથી તમારો કાગળ તા૦ ૧ લી નો લખેલ અને એને તા૦ ૨ જી ના મળેલ તેનો તમને જવાબ આપવાની સુચનાઓ સાથે અમારા હાથમાં મુકવામાં આવ્યો છે. અમને સુચના મળી છે કે મી. અરસી વેલા કે જેને પણ તે કાગળ લખાયલો છે તે હાલ મુંબઈમાં નથી.

તમારા કાગળની કલમ ૨ બાબતમાં અમને સુચના મળી છે કે અમારો અસીલ ઝાતિની મુંબઇમાં આવેલી માલમીલ્કતોનો ખજાનચી અને વહીવટદાર છે. તમારો અસીલ સારી રીતે જાણે છે કે મુંબઇમાં અને બીજી જગોએ આ ઝાતી દેશીઓને ભેળવે છે અને તે યોગ્ય વખતે અમારો અસીલ પુરવાર કરશે.

તમારા કાગળની કલમ ૩ બાબતમાં તમારા અસીલના પીતા ઝાતીના પ્રમુખ હતા અને ગયા બે મહીનામાં અવસાન પામ્યા છે. તે ખરૂં છે. તેમને પ્રમુખ તરીકે પાંચ વર્ષની મુદત માટે સંવત ૧૯૮૨ માં નીમવામાં આવ્યા હતા. પણ મજકુર પાંચ વર્ષની મુદત પુરી થયા બાદ તેમને ફરીથી નીમવામાં આવ્યા નહોતા.

આ મુદત દરમ્યાન દેશીઓને સામેલ કરવા બાબતની તકરારો, અને 'ધારાપોથી' જે તમારા અસીલના પીતાએ જાહેર કરવાની કોશીસ કરી હતી. તેમાં જે ધારાઓ હતા તેમાંના થોડાક ઝાતીના ભાઇઓ સ્વીકારવા તૈયાર નહોતા. તેને લગતી તકરારોના કારણે ઝાતીનું કામ ચલાવવામાં આવતું નહોતું.

તમારા કાગળની કલમ ૪ અને ૫ બાબતમા તમારા અસીલના પીતાના મરણ બાદ હંમેશા બને છે તેમ ઝાતી જમણ માટે તમારા અસીલ તરફથી નોતરા કરવામાં આવ્યા નહોતા. અને મુંબઇમાં ઝાતી ભાઇઓ તરફથી લ્હાણું ન સ્વીકારવાના કારણોમાં તે પણ એક મુખ્ય કારણ હતું. બીજુ મુખ્ય કારણ એ હતું કે ઝાતીના ભાઇઓને લાગ્યું કે જો લ્હાણું વ્હેંચવામાં આવે તો તેમાં દેશીઓને પણ સામેલ કરવા જોઇએ.

અમને વધું સુચના મળી છે કે ગઇ તા. ૨૫ મી ઓગસ્ટે, તમારા અસીલના ભાઇ કથા ગોવીંદે અમારા અસીલની અને કોટવાલ મી૦ અરસી વેલા સહીત બીજા થોડાક ઝાતીના ભાઇઓની મુલાકાત લીધી હતી, અને તમારા અસીલનો લ્હાણા કરવાનો ઇરાદો જણાવ્યો હતો. તે ઉપરથી તમારા અસીલના ભાઇને કોટવાલે જણાવ્યું કે તમારો અસીલ

જ્યારે, દેશીઓને જ્ઞાતીમાં સામેલ કરવાથી વીરુધ હતો અને તે કારણને અંગે કદાચ થોડા લોકો લ્હાણું ન પણ સ્વીકારે, માટે તે તેજ રાત્રે મુંબઇના ભાઇઓની સભા બોલાવશે અને જ્ઞાતીનો વીચાર તમારા અસીલના ભાઇને બીજે દીવસે જણાવશે. તમારા અસીલ તરફથી લ્હાણાં દેશીઓને આપવાના ન્હોતા જેથી કોટવાલે દેશીઓને જ્ઞાતીની સભામાં બોલાવ્યા ન્હોતા, અને આ બાબત ઉપર તેમના વીચારો બધા સારી રીતે જાણતાં હતા.

અમને વધુ સુચના મળી છે કે, તા. ૨૫ મીએ જ્ઞાતીની સભા જ્ઞાતીના મંદીરમાં બોલાવવામાં આવી હતી અને કેટલાક ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યા હતા જેની અમારી સહી સાથેની નકલ અમે આ સાથે મોકલીએ છીએ. તે ઠરાવો તમારા અસીલના ભાઇને જ્ઞાતીના કેટલાક ભાઇઓની હાજરીમાં તા. ૨૭ મીએ જણાવવામાં આવ્યો હતો. અને તમારા અસીલના ભાઇને જણાવવામાં આવ્યું હતું કે તે ઠરાવને કારણે તે લ્હાણા કોઇથી સ્વીકારી શકાશે નહીં.

અમને સુચના મળી છે કે આ ખબર તમારા અસીલના ભાઇને આપ્યા છતાં, તે લ્હાણા વહેંચવાની કોશીસ કરવામાં આવી હતી. અને તે એક માણસ...કે જે તમારા અસીલનો નજદીકનો સગો થાય છે તે રીવાજના જ્ઞાતીના ભાઇઓએ તેનો સ્વીકાર કર્યો ન્હોતો.

અમારા અસીલે તમારા અસીલની નાલેશી કરી છે અગર તો લ્હાણું ન સ્વીકારવા માટે જ્ઞાતીના ભાઇઓ ઉપરે શેરવાજબી દબાણ વાપરી છે, અગર તો તમારા અસીલની આબરૂને હલકી પાડી છે અગર તો તમારા અસીલના સદ્દગત પીતાની નાલેશી કરતાં નીવેદનો કર્યાં છે, અગર બીજાઓ સાથે ઘરોઘર જઇ લ્હાણું સ્વીકારના જ્ઞાતીના ભાઇઓ ઉપરે બળજબરી કરી છે અગર તો અદાવતભરી રીતે વર્ત્યા છે અથવા તમારા અસીલ તરફથી ઉપર જણાવવામાં આવતી રીતોમાંથી કોઇ પણ રીતે તમારા અસીલનું કંઇપણ ખોટુ કર્યું હોવાનો ઇન્કાર કરે છે. તમારા કાગળમાં કરવામાં આવેલા નીવેદનોમાંથી કોઇ એક પણ સાચું હોવાનો આ કાગળથી સામાન્ય ઇન્કાર કરવામાં આવે છે તેની આપ મહેરબાની કરી નોંધ લેશો.

અમને વધુ સુચના મળી છે કે, તમારા અસીલ (એના પહેલાં એના સદ્દગત પીતા)ના હાથમાં જ્ઞાતીના સંબંધોની માલકીના અને ખાસ કરીને મુંબઇ બહારના મોટા ફંડો પડ્યા કે જેનો હીસાબ આજ સુધી તમારા અસીલ કે એના સદ્દગત પીતા તરફથી આપવામાં આવ્યો નથી. તમારા અસીલના પીતા જ્ઞાતીના પ્રમુખ તરીકે આ ફંડો રાખતા હતા. અને તે દરજ્જાના કારણે તે ફંડો તેમની પાસેજ રહ્યા. અને તેમના અવસાન બાદ તે તમારા અસીલને મળ્યા છે. મુંબઇ બહારના ફંડોના હીસાબો માટે અમારા અસીલ મી. નારણ મેરામણને જ્ઞાતીના કેટલાક ભાઇઓ તરફથી નોટીસ આપવામાં આવેલ અને

વળતાં તા ૨૪ અસીલ પાસેથી તા. ૨૯ મી ઑગસ્ટે મોકલાવેલ મેળવેલ હીસાબોની માંગણી કરતી નોટીસ મોકલી છે. તમારા અસીલને બેશક આ હીસાબો આપવા અગત્યજરૂર લાગતા હશે અને તે જવાબ પહેલાં તમારી નોટીસ સંબંધીત છે કે પેલી અગાઉ પડેલી પૂછપરછોનું પરીણામ હશે. અમારો અસીલ ભરોસો રાખે છે કે જ્ઞાતીના સભ્યોની માલેકીના ફંડો જે એના હાથમાં છે તેનો હીસાબ તમારો અસીલ આપશે. નહીં તો અમારા અસીલને તે બાબતમાં આગળ વધવાની ફરજ પડશે.

તમારા સાચા,

(સહી) મુલ્લાં એન્ડ મુલ્લાં.

[૩]

૧૪ મી સપ્ટેમ્બર, ૧૯૩૩

મેસર્સ મુલ્લાં એન્ડ મુલ્લાં

વ્હાલા સાહેબો,

તમારા તા. ૪ થીના કાગળ બાબતમાં અમો અમારા અસીલને મળ્યા છીએ. અને જવાબમાં નીચે મુજબ જણાવવાની સુચના થઇ છે:

તમારા અસીલે તમારા મજકુર કાગળમાં મુખ્ય બાબતને બહારની બાબતો સાથે જોડી દીધી છે, સંભવીત છે કે કોઇ અગાઉથી ધારેલ કારણોસર અમારા અસીલને ભય બતાવવાના ઇરાદેથી તે હશે. જે મુખ્ય બાબત ઉપર અમે તમને લખ્યું છે તે બાબતને હીસાબોને લગતી બાબત સાથે કાંઇ પણ સંબંધ નથી. તેના માટેનો અમારો જવાબ મહેરબાની કરી ઉક્લી કલમોમાં શોધી લેશો.

કલમ ૧ ની બાબતમાં અમારો અસીલ જણાવે છે કે તમારા અસીલને બીજા એક અરેસી વેશ સાથે જ્ઞાતિની મુંબઇમાં આવેલી મિલ્કતોના ભાડા ઉઘરાવવા તથા તેને લગતું લેણું પતાવવા માટે નીમવામાં આવ્યા હતા. તમારો અસીલ તે જ્ઞાતિનો ખજાનચી કે વહીવટદાર છે એમ કહેવામાં વ્યાજબી નથી: અમારો અસીલ જ્ઞાતિમાં દેશીઓ કોઇપણ વખતે સામેલ હોવાનું ભારપુર્વ ઇન્કાર કરે છે અને અમારો અસીલ આગળ ઉપર દસ્તાવેજી પુરાવાઓથી યોગ્ય સમયે અને જગાએ તે બાબત પુરવાર કરશે. તમારો અસીલ સારી રીતે જાણે છે કે કહેવાતી સ્ત્રી સમસ્ત મોચડીઓ પ્રજાપતિ જ્ઞાતિમાં દેશીઓને કોઇપણ વખતે સામેલ કરવામાં આવ્યા નથી. મજકુર સામેલગીરી, ખુલ્લી રીતે અમારા અસીલ તરફથી લેવાતા પગલાંનાં સ્વીકારે સામે વાંધો ઉભો કરવા માટે આગળ મુકવામાં આવી છે.

કલમ ૨ ની બાબતમાં અમારો અસીલ નોંધ લે છે કે તમારો અસીલ અમારા અસીલના પીતા જ્ઞાતીના પ્રમુખ હોવાનું કબુલ રાખે છે. પણ તેણે વધુ નોંધ લેવી જોઇએ કે મજકુર મુદત પુરી થયા બાદમાં પણ તેમનું પ્રમુખ તરીકેનું કામ અટક્યું નથી.

કલમ ૩ ની બાબતમાં જણાવેલા આક્ષેપો સચ્ચાઇથી તદ્દન વેગળા છે અને તમારા અસીલે ખાસ ઇરાદાથી ઉભા કર્યા છે. તે પ્રકાશનમાં આવેલા ધારાઓ, તમારા અસીલે

સમેત જ્ઞાતીએ મંજુર કર્યા હતા.

કલમ ૪ ની બાબતમાં જ્ઞાતીના ચાલુ રીવાજ અને રસમ મુજબ સમસ્ત સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતીને અમારા અસીલ તરફથી સામાન્ય (બધાને લાગુ પડતુ) આમંત્રણ આપવામાં આવ્યું હતું અને તેથી મુંબઇના ઘણા સભ્યો જમણમાં જોડાયા હતા. જમણની બાબતમાં મજકુર રીવાજ મુજબના આમંત્રણ ઉપરાંત મજકુર જ્ઞાતીના કોટવાલ અરસી વેલાને "આંટા" માટે સુચના કરવા અમારા અસીલે કહેવરાવ્યું હતું. અમારા અસીલની નીખાલસતાની સાક્ષી માટે, તમારા અસીલને પણ કોટવાલ સાથે આવવા આમંત્રણ કર્યું હતું. તેને લઇને તમારો અસીલ આવ્યો હતો અને અમારા અસીલે કોટવાલને "આંટા" માટે સુચના કરી હતી. પણ તે તમારા અસીલની શીખવણીથી ચાલતા રીવાજનો ભંગ કરી "આંટો" આપવા નાકબુલ થયો. એવું કારણ જણાવીને કે અમારા અસીલે દેશીઓને પણ સાથે સામેલ કરવા. જ્ઞાતીના બંધારણને જોતાં, અમારો અસીલ તમારા અસીલ સાથે, અથવા તો મજકુર કોટવાલની ફાલતુ વીરૂધની ઈચ્છાઓ કે જે તેઓ અમારા અસીલ ઉપર ઠસાવવા માંગતા હતા તેથી સહમત થઇ શકે તેમ નહોતો.

નોંધ લેવાની જરૂર નથી કે આ તેમના તરફનો વાંધો, ઘણા લ્હાણાની વ્હેંચણી વખતે પણ આગળ લાવવામાં આવે છે. કોટવાલે અમારા અસીલના પીતાના અવસાન પાછળ આંટો આપ્યો હતો. આ બધી બાબતો જોતાં તમારો અસીલ અમારા અસીલની આબરૂને જ્ઞાતીની નજરમાં હલકી પાડવાના ખાસ ઈરાદાથી બૂરી દાનત ધરાવે છે તે ખુલ્લું અને સાફ દેખાઈ આવે છે.

અમને જણાવવાને સુચનાં મળી છે કે લ્હાણું વ્હેંચ્યા પહેલા તમારા અસીલ અને બીજાઓની મદદ માંગવામાં આવી હતી. પણ તમારા અસીલે અમારા અસીલને મદદ આપવાને બદલે દેશીઓને સામેલ લેવાની જીદ કરી. તે બ્હાના નીચે તે લ્હાણું મુંબઇમાં જ્ઞાતીભાઈઓ સ્વીકારી ન શકે તેમ કરવાને તૈયાર થયા. મજકુર અદાવત ભરી મતબલ પાર પાડવા સારૂ તમારા અસીલની ઉશ્કેરણીથી તે કોટવાલે બીજાઓ સાથે મળી કાવત્રું રચવા મુંબઇમાં રહેતા જ્ઞાતીભાઈઓની સભા બોલાવવા વીચાર કર્યો કે જે માટે તમારા અસીલને કે મજકુર કોટવાલને સત્તા નથી. કોઈ પણ ઠરાવ જ્ઞાતિના નામે આવી બીનસત્તાવાર સભામાં થયો હોય તો તે બહુજ વાંધાભર્યો અને ખોટો હતો. તમારા અસીલે જ્ઞાતિના ઠરાવને નામે મુંબઇમાં રહેતા જ્ઞાતિના ભાઇઓને તે લ્હાણું લેતાં અટકાવવાની પોતાની મતલબ પુરી કરી. અને તેમ કરીને અમારા અસીલની આબરૂને જ્ઞાતિની નજરમાં હલકી પાડી. બીનસત્તાવાર મીટીંગ બોલાવવાની ખાસ મતલબ એજ હતી કે તેઓને માફક આવે તેવો ઠરાવ પસાર કરાવી લેવો, અને જે જ્ઞાતીભાઇઓ લ્હાણું સ્વીકારવા મરજી કરે તેમની સામે હાથીવારનું કામ કરે.

કલમ નં. ૬ ની બાબતમાં લખવાનું કે કહેવાતી જ્ઞાતીની સભાની મીનીટની તુરતમાં

તપાસ આપશો તો તમારો આભાર માનશું. તમારા અસીલ અને અમારા અસીલ વચ્ચેના કહેવાતા સંદેશાઓ બાબતમાં કહેવાનું કે અમારો અસીલ તેની કોઇપણ નોંધ લેવાને બંધાયલો નહતો સબબ કે બીન સત્તાવાર સખસોની બોલાવેલી બીન સત્તાવાર સભામાં પાસ થયલા ઠરાવો ગેરકાયદેસરના હતા.

કલમ ના. ૭ બાબતમાં અમારા અસીલે જ્ઞાતી રીવાજને તાબે થઇને, મુંબઇના જ્ઞાતી ભાઇઓમાં લ્હાણું કરવા માંગણી કરી, જેમાનાં ઘણા તૈયાર હતા અને સ્વીકારવા રાજી હતા પણ તમારા અસીલોએ અડચણ ઉભી કરી. તમારા અસીલોની વર્તણુંક અમારા અસીલ પ્રત્યે બહુજ બળજબરી અને વાંધા ભરી હતી.

કલમ ના. ૮ બાબતમાં અમને જણાવવાની સુચના મળી છે કે અમારો અસીલ અમારા છેલ્લા કાગળમાં કરેલા નીવેદનોને યોગ્ય સમયે અને જગ્યાએ પુરવાર કરશે. મજકુર નીવેદનોનો ઇન્કાર કરવો તમારા અસીલને સ્વાભાવીક બંધ બેસતું છે.

કલમ ના. ૯ બાબતમાં તમારા અસીલે યાદ રાખવું જોઇએ કે જ્ઞાતીના ચાલુ રીવાજ મુજબ, હીસાબો માટે અગર અમારા અસીલના મજકુર ફંડ ખાસ કરી મુંબઇથી બહારના બાબતમાં એના અંગીકાર વીશે, પુછવાની એને કાંઇ પણ સત્તા નથી. એવા સંજોગોની અંદર અમારો અસીલ આ જવાબ હેઠળની કલમમાં કરવામાં આવેલા આક્ષેપો વીશે વધુ કાંઇપણ કહેવા માંગતો નથી.

જો તમારો અસીલ, અમારી આગલી નોટીસમાં કરવામાં આવેલી માંગણી કબુલ કરવામાં નીષ્ફળ જશે તો અમારા અસીલને તમારા અસીલ સામે દીવાની અને ફોજદારી અગર તો બંન્ને રીતે જેમ એને આ બાબતમાં સલાહ મળશે તે રીતે આગળ વધવાની નાખુશી ભરી ફરજ આવી પડશે અને તેના ખરચ અને પરીણામ માટે તમારા અસીલને જવાબદાર ગણશે તેની નોંધ લેશો.

તમારા સાચા,

(સહી) હરીદાસ એન્ડ કાં.

[ ૪ ]

તા. ૧૮ મી સપટેમ્બર, ૧૯૩૭

મેસર્સ હરીદાસ એન્ડ કાં.

વ્હાલા સાહેબો,

તમારો તા. ૧૪ મી નો કાગળ અમને મળ્યો છે અને તે બાબતમાં અમો અમારા અસીલને મળ્યા છીએ.

આપણા અસીલો વચ્ચે આમ તકરારી બાબતમાં કલમવાર ચર્ચા કરવાથી કાંઇપણ મતલબ પાર પડે તેવું અમારા અસીલને લાગતું નથી. અમારો અસીલ અમારા ના. ૪ થી ના તમારા ઉપરના કાગળમાં જ્યારે તમારા અસીલ તરફથી લ્હાણું વ્હેંચવાની ઇચ્છા બતાવવામાં આવી તે વખતે જે કાંઇ બન્યું હતું તેનું ખરૂં વર્ણન જણાવ્યું છે તેને વળગી રહે છે, અને એવું કાંઇ પણ કરવામાં આવ્યું નથી કે જે માટે અમારો અસીલ જવાબદાર ગણાય.

અમને વધુ સુચના મળી છે કે કલમ ૭,

વર્ષો પસાર થતાં જ્યારે દેશીઓને જ્ઞાતિમાંથી સાગેલગીરી કરવા બાબતની આ તકરાર તમારા અસીલના પીતા તરફથી પ્રથમ શરૂ કરવામાં આવી. તે પહેલાં દેશીઓ હમેશાં જ્ઞાતિના જમણોમાં અને સભાઓમાં સામેલ રહ્યા છે. તમારા અસીલના પીતાએ છાની રીતે અને જ્ઞાતિની મરજી વીરૂધ દેશીઓને બાતલ રાખવાની કોશીસ મજકુર કહેવાતી "ધારાપોથી" બહાર પાડીને કરી પણ તેનો અમારા અસીલ તથા બીજા જ્ઞાતિભાઈઓ હમેશાં વીરોધ કરતા આવ્યા છે.

તમારા કાગળની કલમ ૬ બાબતમાં અમને સુચના મળી છે કે તમારા અસીલના પીતાના મરણ બાદ, તમારા અસીલની અરજથી અમારા અસીલ અને કોટવાલ તમારા અસીલને કલ્યાણ મળવા ગયા અને તેઓએ જણાવ્યું કે જો તમારો અસીલ જ્ઞાતિમાં આંટો અપાવવા માંગતો હોય તો આંટામાં દેશીઓ પણ સામેલ રહેશે, પણ તેમ કરવાને તમારો અસીલ તૈયાર નહોતો, જેથી આંટો અથવા આમંત્રણ આપવામાં આવ્યો નહોતો. મજકુર કહેવાનું જમણ કે જે તમારો અસીલ કલમ ૬ માં જણાવે છે તેમાં થોડા સગો કે જેઓ તમારા અસીલનાં સગાં થતા હતા તેઓજ હાજર હતા અને નહીં કે આખી જ્ઞાતિ.

તમારા કાગળની કલમ ૭ બાબતમાં જણાવવાનું કે તમારા અસીલના પીતાના અવસાન પછી કોટવાલ તરફથી જે આંટો આપવામાં આવ્યો હતો તે તો રીવાજ મુજબનો તમારા અસીલના પીતાના અવસાનની જ્ઞાતિભાઈઓને ખબર આપવા પુરતો હતો. અને એ ખરૂં નથી કે હલાણાની વહેંચણી વગેરે ફક્ત આંટો આપવામાં વાંધો લેવામાં આવ્યો હતો.

તમારા કાગળની કલમ ૮ અને બાકીની બીજી કલમો બાબતમાં અમો તમને અમારો તા. ૪ થી નો કાગળ જોઈ જવા જણાવીશું કારણ કે અમારા અસીલને તેમાં કાંઈ પણ ઉમેરો કરવો નથી. તમારા અસીલની માન્યતા મુજબ તા. ૨૫ મી ઓગસ્ટની સભા બીનસત્તાવાર હતી પણ અમને સુચના મળી છે કે જ્ઞાતિના રીવાજ મુજબ જો જ્ઞાતિભાઈઓ અરજ કરે તો જ્ઞાતિની સભા બોલાવવાનો કોટવાલને પુર્ણ અધીકાર છે અને તમારા અસીલના ભાઈઓ કોટવાલને સુચના કરી કે જ્ઞાતિભાઈઓની સભા બોલાવી અને તમારા અસીલના હલાણાં બાબતમાં તેઓ શું જવાબ આપે છે તે તેને જણાવવું.

જો તમે ગઈ તારીખ ૨૫ મી ઓગસ્ટની રાત્રે મળેલી સભાની મીનીટો તપાસવા માંગતા હો, તો તમો તે માટે આવતા ગુરૂવાર તા. ૨૧ મી ના દીને બપોરે ૨ વાગે અમારી ઓફીસે આવશો."

તમારા કાગળની કલમ બાર બાબતમાં અમારા અસીલનો તમારા અસીલ તરફથી રાખવામાં આવતા હીસાબોની તપાસ માંગવાના અધીકારનો તમારા અસીલે કરેલો ઈન્કાર બહુજ તાજુબી ભર્યો કહેવાય. તમારા અસીલ પોતાને તેમજ બીજા બધા જ્ઞાતિભાઈઓને

અમારા અસીલના વડીલના જાપેલા હીસાબો દર વરસે આપવામાં આવે છે. અને તમારા અસીલને હીસાબો આપવાનો વખત આવે છે ત્યારે તે રીવાજથી ઉલટી દલીલ કરે છે. કહેવું જોઇએ કે તમારા અસીલનું વર્તણ બહુજ હાંસીપાત્ર છે. જો તમારો અસીલ હીસાબો આપવામાં નીષ્ફળ જશે તો તેના પરીણામો માટે એને જવાબદાર ગણવામાં આવશે તેની નોંધ લેવા મહેરબાની કરશો.

તમારા સાચા,

(સહી) મુલ્લાં એન્ડ મુલ્લાં.

[૫]

તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૩૩

મેસર્સ હરીદાસ એન્ડ કું

કાનજી ગોવીંદના વકીલો.

વ્હાલા સાહેબો,

અમારા અસીલ મી. ખરસી વેલા તરફથી તમારો કાગળ તા. ૨ જીનો એને તથા બીજા મી. નારાણ મેગજીને જોડાજોડ તમારો લખેલો તે બાબતમાં જવાબ આપવા માટે સુચના સાથે અમારા હાથમાં મુકવામાં આવ્યો છે. અમારો અસીલ મુંબઇ બહાર ગયો હતો. અને તેને તમારા કાગળની એક નકલ તા. ૧૪ મી એ મળી હતી. અને બીજી નકલ રજીસ્ટર્ડ પોસ્ટથી મોકલવામાં આવી હતી જે તેને તા. ૧૫ મી એ મળી હતી.

તમારા મજકુર કાગળ બાબતમાં શ્રી. નારણ મેઘજી (કે જેને તમારો કાગળ જોડે જોડે લખવામાં આવેલ) ની વતીથી તા. ૪ થી એ તમને જવાબમાં લખવામાં આવેલ. અમારા એ કાગળની બાબતોને અમારો અસીલ મંજુર રાખે છે. માટે તમો મહેરબાની કરીને મજકુર જવાબને સાથે સાથે મી. ખરસી વેલાના વતીનો જવાબ પણ ગણી લેશો.

અમને વધુ જણાવવાની સુચના મળી છે કે દેશીઓ જ્ઞાતીમાં સામેલ હતા કે નહીં તેનો સવાલ ૭ વર્ષ પહેલાં તમારા અસીલના પીતાએ પોતેજ આપેલા જમણોમાં દેશીઓ સામેલ કરવામાં આવેલ હતા. અમને સુચના મળી છે કે છેલ્લા ૭ વર્ષો દરમ્યાન પણ જ્ઞાતીના જમણોમાં અને સભાઓમાં દેશીઓને આમંત્રણ આપવામાં આવ્યા છે, અને તેઓ હાજર રહ્યા છે. માટે કરીને તમારા અસીલના ભાઇને તા. ૨૫ મી ઓગસ્ટે અમારા અસીલે કહ્યું કે તે મુંબઇની આખી જ્ઞાતીની સભા બોલાવશે અને તેમાં તમારા અસીલ તરફથી હવાણું કરવાની જે માંગણી થઇ છે તેના સ્વીકાર માટે વીચાર કરવામાં આવશે. તે ફક્ત જ્ઞાતીનાજ હીતને માટે કર્યું છે. અમને ભારપૂર્વક કહેવાની જરૂર છે કે જ્ઞાતીની રસમ પ્રમાણે અમારા અસીલને કોટવાલ તરીકે જો જ્ઞાતીના ભાઇઓ તરફથી માંગણી થાય તો જ્ઞાતીની સભા બોલાવવાનો પૂર્ણ અધીકાર છે. વધુમાં તમારા અસીલના ભાઇએ પોતેજ અમારા અસીલને મુંબઇની જ્ઞાતીની સભા બોલાવવા, અને તમારા અસીલના હવાણા બાબતમાં તેમનો અભીપ્રાય જાણવા, અને તેઓનો જવાબ પોતાને (કાના ગોવીંદને) જણાવવા વીનંતી કરી હતી.

'અમને વધુ સુચના મળી છે કે તમારા અસીલના પીતાના અવસાન પાછળ જ્યારે જ્ઞાતીના રીવાજ મુજબ જમણ આપવું હતું ત્યારે તમારા અસીલે જે કલ્યાણ ખાતે રહે છે. તેણે મી. અરસી વેલા અને મી. નારણ મેરામણને તેડું કર્યું, અને તમારા અસીલે મી. અરસી વેલાને જમણ માટે આંટા કરવા સુચના આપી ત્યારે આ બેઉ ગૃહસ્થોએ તમારા અસીલને જણાવ્યું કે આજ સુધી જમણોમાં દેશીઓને સામેલ રાખવાનો રીવાજ ચાલ્યો આવે છે જ્યારે તમારા અસીલને દેશીઓને બાતલ રાખવાનો ઇરાદો હોય તો કોટવાલ આંટા આપી શકશે નહિ. ઉપર જણાવ્યા મુજબ અમારો અસીલ તા. ૪ થી એ મી. નારણ મેરામણ તરફથી આપવામાં આવેલ જવાબ કબુલ રાખે છે, અને માને છે કે તે તમારા અસીલને કોઇબી રીતે કોઇપણ રહે જવાબદાર નથી.

તમારા સાચા,
(સહી) મુલ્લાં એન્ડ મુલ્લાં

[૬]

તા. ૨૧ મી સપ્ટેમ્બર, ૧૯૩૩

મેસર્સ હરીદાસ એન્ડ કું.

બહુ ધા સાહેબો,

અમે નોંધ ઉપર રાખવાની માંગણી કરીએ છીએ. કે અમારા તરફથી ના. ૧૮ મી એ તમને આપવામાં આવેલી નેમણુંક મુજબ તમારા મેનેજીંગ કલાર્ક મી. ગોરધનદાસ એન્જીનીયર તમારા અસીલના એજન્ટ સાથે આજે ૧ વાગે અમારી ઓફીસે આવ્યા હતા. અને ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩ ની સભાની મીનીટોની નકતર રહીત અને સંપુર્ણ તપાસ લઇ ગયા છે. સાથે તેની શબ્દેશબ્દની નકલ કરી ગયા છે તે જાણુસોછ.

તમારા સાચા,
(સહી) મુલ્લાં એન્ડ મુલ્લાં

## બચાવનામામાં જણાવેલ પરિશિષ્ટ (Exhibit) નં. ૧

મુંબઇ તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૩

શ્રી સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતીના મુંબઇમાં વસતા સરવે જ્ઞાતી ભાઇઓની એક સભા આજ રોજ જ્ઞાતીના મંદીરમાં રાત્રે દસ વાગે મળી હતી. જે વખતે નીચલા ભાઇઓ હાજર થયા હતા.

શરૂઆતમાં જ્ઞાતીના કોટવાલ અરસી વેલાએ જણાવ્યું કે કલ્યાણવાલા ગોવિંદ કરશન જ્યાં ગુજરી ગયા, તે પછી તેમના પુત્ર ભાઇ કાનજીએ મને તેમને ત્યાં બોલાવી સમસ્ત જ્ઞાતીના નામે મુંબઇમાં આંટા દેવા જણાવ્યું હતું. આ ઉપરથી મે તેમને જણાવ્યું હતું કે સમસ્ત જ્ઞાતીના નામે જો તમો આંટા દેવરાવવા માંગતા હો તો જ્ઞાતીરીવાજ મુજબ

મને કોટવાલીનાં રૂ. ૩) અંકે રૂપીઆ ત્રણ માગવા જોઇએ. સમસ્ત જ્ઞાતીમાં આપણા દેશી ભાઇઓનો પણ સમાવેશ થાય છે અને જો તે મુજબ તમો આંટો ફેરવવા માગતા હો તોજ મુંબઇમાં કોટવાલ આંટો દઇ શકે. આ પછીથી તે બાબત આજ સુધી તેમના તરફથી કંઇપણ ખુલાસો કરવામાં આવ્યો નહતો. આજે તેમના ભાઇ કુબાભાઇએ મને જણાવ્યું કે અમારે મુંબઇની જ્ઞાતિમાં લ્હાણું કરવા છે તો તમો તે કામમાં મદદ આપો. આ ઉપરથી મેં તેમને જણાવ્યું કે અત્યારે જ્ઞાતીમાં પંચોનું કંઇ ઠેકાણું ન હોવાથી મુંબઇના જ્ઞાતી ભાઇઓને બોલાવી આ બાબતમાં તેમનો ખુલાસો મેળવવો જોઇએ તે વગર હું કાંઇ કરી શકું નહિં.

આ બાબતમાં સર્વે ભાઇઓમાં સંપાણ-પૂર્વક ચર્ચા ચાલતાં નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા:—

૧ મુંબઇમાં વસતા સોરઠીઆ પ્રજાપતી જ્ઞાતિના રહીશ ભાઇઓની આ સભા સર્વાનુમતે ઠરાવે છે કે સમસ્ત જ્ઞાતીની અંદર દેશીભાઇઓનો સમાવેશ થાય છે.

૨ કલ્યાણવાળા શેઠ ગોવીંદ કરસન ઘાંયા ગુજરવા બાદ તેમની મરણક્રીયા માટે તેમના પુત્ર કાનજીભાઇએ આપણી જ્ઞાતીના ચાલતા આવેલા રીવાજને માન ન આપી મુંબઇમાં કોટવાલ ફેરવ્યો નહી તે બાબતની ખેદપૂર્વક નોંધ લે છે અને આથી એ બાબતમાં ઠરાવે છે કે જો તેઓ અહીંની મુંબઇની જ્ઞાતીમાં લ્હાણુ પ્હોંચવા આવે તો અહીંના કોઇ પણ ભાઇએ તે લ્હાણુ સ્વીકારવા નહી.

૩ વીશેષમાં આ બાબતમાં ઠરાવે છે કે જો તેઓ સમસ્ત જ્ઞાતિના નીયમને અનુસરી અહીંના દેશી ભાઇઓમાં લ્હાણું પ્હોંચે તોજ મુંબઇના સર્વે ભાઇઓએ લ્હાણું સ્વીકારવાં.

ઉપરના ઠરાવોને અનુસરીને ફડચો લાવવા માટે નીચે જણાવેલા ૧૨ (બાર) જ્ઞાતિભાઇ-ઓને સત્તા આપે છે:—

૧ ગોપાલદાસ વાલજી દેવળીઆ
૨ ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
૩ અરસી પરમાણંદ શીંગડીયા
૪ લક્ષ્મણ નથુ મારૂ.
૫ માવજી મેઘજી દેવળીઆ
૬ દામોદર જેઠા રાવત
૭ મુલજી રાજા દેવળીઆ
૮ હીરજી પરમાણંદ દેવળીઆ
૯ હીરજી જેરામ વીસાવાડીયા
૧૦ નારણ મેરામણ ચેડીયા
૧૧ અરસી વેલા પાંણુખાણીયા
૧૨ પરશોત્તમ મુલજી પાંણુખાણીયા.

[ ૨૩૫ જ્ઞાતિભાઇઓની સહીઓ. ]

એક વિનંતી:—છેલ્લા બે વર્ષથી જ્ઞાતિની સેવા બજાવતા જ્ઞાતિના આ માસિક પત્ર 'પ્રકાશ' ના ગ્રાહક આપ હજી સુધી થયા નથી? આઠ મહીને એક રૂપીઓ લવાજમ શું ભારે પડે એમ છે? આપ ગ્રાહક થશો?

# સ્વપ્નની સ્હેલગાહ

[ માણનારઃ-ઉંઘણસી

ભાઇ ગપ્પીદાસ, ઇશ્વર બચાવે, આજકાલ દુનીઆભરમાં અજીર્ણ અપચાનો રોગ એટલી હદે ફાટી નીકળ્યો છે કે ન પુછો વાત. એવો કોઇ ખોરાક ખાવાથી માણસોને અપચો થઇ આવે છે. તે તો ઠીક પરંતુ આતો સાધારણ વાતચીતો કે ઉપદેશોથી પણ માણસને અપચો થઇ આવે છે. આ બુદ્ધિવાદના જમાનામાં ભલે કોઇ સાચેસાચું કહે તોપણ મનુષ્યો તે ગ્રહણ કરવાને બદલે તેવી વાતોને વખોડી કાઢવામાંજ તેવા બંડખોરો પોતાની બહાદુરી માની લે છે, એ કેટલી શોચનીય બીના છે!

એમાં શું? મીત્ર, દાખલા તરીકે વૈદ્ય અને ડાકટરો દરદીને કડવી દવાઓનો ઉપચાર કરે છે શા માટે? દરદીઓનો રોગ મટાડવા માટેજ. તેમાં પોતાનો સ્વાર્થ ઘણો ઓછોજ હોય છે છતાં એ દવા પીતી વખત ખરેખર રોગીનો ગીજાશ કેટલીક વખત તીવ્ર બને છે. અને મનમાં ફાવે તેમ ગાળો પણ ભાંડે છે, તેનાથી કંટાળીને કોઇ વૈદ્ય કે ડોકટરોએ પોતાનો ધંધો શું બંધ કરવો? હરગીઝ નહી. એ તો એમ ઘટીયાળ ચાલ્યાજ કરે. આપણે તો રહ્યા પ્રજાસેવક એટલે આપણા ધ્યેય અનુસાર આપણી પીપોડી તો આપણે બજાવવીજ રહી, પછી ભલે તે કોઇ સાંભળો કે ન સાંભળો તેની આપણને થોડીજ પડી છે.

ભલા માણસ આ જમાનામાં માનવીઓ મહાનથી એ મોટાં અને મોટાંથી એ મહાન થવા તલપાપડ થઇ રહ્યા છે. પોતાની જાતને, પોતાના માર્ગને મહાન કહેવડાવવાની મહેચ્છાતો સર્વ કોઇને હોયજ, પરંતુ કોઇ દાંભીકતાથી નહીં પણ સજ્જનતા પરમાર્થ, અને નમ્રભાવથી માનવીની એ ઇચ્છા ફળીભુત બને છે પરંતુ કેટલીક વખત એક ખાબોચીઆનું જળ બીજા ખાબોચીઆનાં જળને કહે કે હું સમુદ્ર છું, તમો મારા સાથે ભળી જાવ, અમારામાં સમાઇ જાવ તો તમારો ઉદ્ધાર થશે. એ કેટલી વિચિત્રતા! આ વીસમી સદીનાં માનવીઓ પણ ખરેખર પક્કાં છે હો. તે કોઇના ખોટા ભરમાવવાથી ભરમાઇ જાય તેવાં નથી કારણ કે પ્રત્યેક માનવી પોતાને ફાવે તે રીતે વર્તવા સ્વતંત્ર છે. આપણી કેટલીક જ્ઞાતિ સંસ્થાઓનું પણ એમજ છે. ખાબોચીઆંના જળની માફક ભિન્ન ભિન્ન માર્ગે રૂઢીદેવીનો પરાજય કરાવવા સર્વ કોઇ યુધ્ધ ખેલી રહ્યા છે. તે કરતાં સીધ્ધો રાહ તો એજ ગણાય કે દરેક ખાબોચીઆંઓએ મળી પોતામાંથી એક સમુદ્ર ઉપજાવવો જોઇએ અને એ રીતે ઐક્યતા સાધી રૂઢીદેવીનો સામનો કરવો જોઇએ. તો અવશ્ય તેમાં સફળતા મેળવી શકાય. પરંતુ એ દીન કહાં? ઇશ્વર જ્ઞાતિના બુધ્ધિશાળી માણસોને એ માર્ગ સુઝાડે તો કેવું સારૂં થાય?

( ઇતિશ્રી તૃતિય સ્વપ્ન સમાપ્તઃ )

## સાભાર સ્વિકાર

નીચે જણાવેલા વધુ બાઇબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએઃ—

| | | | |
|---|---|---|---|
| (૫૩) | " કુમાર " | ( માસિક ) | સુરત |
| (૫૪) | " ક્ષત્રિમિત્ર " | ( ,, ) | ભાવનગર |
| (૫૫) | " મહિલા સુબંધુ " | ( ,, ) | અલ્હાબાદ |
| (૫૬) | શ્રી નાગરી પ્રચારિણી પત્રિકા | ( ,, ) | કાશી |
| (૫૭) | " કલાકાર " | ( ,, ) | ભાવનગર |
| (૫૮) | " ઉદેવાળ બંધુ " (રજત મહોત્સવાંક) | ( ,, ) | સુરત |
| (૫૯) | " સુધર્મ " વ્યવસ્થાપક : બ્રહ્મચારી શ્રી કૃષ્ણાનંદજી | ( પુસ્તિકા ) | નડીઆદ |
| (૬૦) | " પ્રીતમસંદેશ " પ્રકાશક : કે. ક. ઓ. ' પ્રકાશ નગિનિ ' | | મુંબઇ |

## સાભાર સ્વિકાર.

### ' પ્રકાશ ' સહાયક ફંડ.

ગયા અંકમાં જણાવી ગયા બાદ મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમ અમોને મળી છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએઃ—

| ર. નં. | | |
|---|---|---|
| | આગળનો સરવાળો રૂ. | ૫૮૦–૧–૬ |
| ૮૯ | શ્રી આણંદજી રતનભાઇ દેવગીરા મુંબઇ | ૧–૪–૦ |
| ૯૦ | ,, મુળજી રતનભાઈ દેવગીરા મુંબઇ ,, [ પુત્ર જન્મની ખુશાલીમાં ] | ૧–૪–૦ |
| | ટોટલ રૂ. | ૫૮૨–૯–૬ |

## જ્ઞાતિ સમાચાર.

જુનાગઢનું બંધારણ–જુનાગઢના એક જ્ઞાતિબંધુ લખે છે કે જુનાગઢના મહાશયોની જ્ઞાતિઓનું એક બંધારણ બહાર પડી ચુક્યું તેને આજ છએક મહિના જેટલો સમય વીતિ ગયો પરંતુ "મહાજન મંડળની નીમણુંક બાદ મહાશયની મોટી જ્ઞાતિની મીટીંગમાં થશે." એવું જે બંધારણમાં દર્શાવ્યું છે તો ત્યારે એ પ્રમાણે જ્ઞાતિ ભેગી થઇ મહાજન મંડળ ન નીમાય ત્યાં સુધીની શી સ્થિતિ સમજવી ? માટે તે બાબતનો નિર્ણય થઇ 'મહાજન મંડળ' ની નીમણુંક થવી જોઇએ કે જેથી બંધારણની વ્યવસ્થા રૂડે પ્રકારે અમલમાં મુકી શકાય.

અમે જુનાગઢના પટેલોને આ વસ્તુ પ્રત્યે વેળાસર લક્ષ આપવા વિનંતી કરીએ છીએ. સંપાદક

# પ્રજાપતિ પ્રકાશ

: વર્ષ :
૩ જું
: અંક :
૬-૭

ડીસેમ્બર
૧૯૩૭
જાન્યુઆરી
૧૯૩૮

SUDAN
ADEN
ABYSSINIA
KENYA
MOMBASA
ZANZIBAR
KARACHI
SIND
HYDERABAD
RAJ
JODHPUR
CUTCH
KATHIAWAR
PORBANDAR
BARODA
VERAVAL
BOMBAY

સંપાદક
કાશીભાઈ આણંદજી ચાવડા

# માત્ર ૫૦ ગ્રાહકોને ભેટ

## "મહાસભાનો સંદેશ"

આ નાણાના દેશસેવા ખાનાના એક પચાસ ઉપયોગી પુસ્તકની ફક્ત ૫૦ નકલો 'પ્રકાશ'ના ગ્રાહક બંધુઓને ભેટ આપવા માટે આફ્રિકાના એક સેવાભાવિ બંધુ તરફથી અમોને મળી છે. તે નકલો નીચે મુજબની રીતને તથા શરતે અમોએ વહેંચવા પ્રબંધ કર્યો છે:—

નકલ: ૨૫ કાઠીઆવાડના ગ્રાહકોને

,, : ૧૫ આફ્રિકાના ગ્રાહકોને

,, : ૧૦ સ્થાનિક (મુંબઇ તથા ગુજરાત) ગ્રાહકોને

શરત:—(૧) જે ગ્રાહક બંધુ પોતાનું બીજા વર્ષનું લવાજમ તા. ૩૧-૧-૩૮ સુધીમાં મનીઓર્ડરથી અગર એક પૈસાવાળી ટપાલની ટીકીટોથી અમોને મોકલી આપશે તેને આ પુસ્તક ભેટ તરીકે પહોંચાડવામાં આવશે.

(૨) આફ્રિકાના ગ્રાહક બંધુઓએ પોતાનું લવાજમ તા. ૨૮-૨-૩૮ સુધીમાં મોકલી શકશે.

(૩) ટપાલ ખર્ચ માટે ગ્રાહકોએ પોતાના લવાજમ સાથે બે આના વધુ મોકલવા. આફ્રિકાના ગ્રાહકોએ ચાર આના વધુ મોકલવા.

(૪) પુસ્તક શીલકમાં હશે ત્યાંસુધી આવેલ લવાજમોના અનુક્રમ પ્રમાણે તે મોકલાશે. માટે "વહેલા તે પહેલા."

વ્યવસ્થાપકો

# 'પ્રકાશ'ના નિયમો

૧ 'પ્રકાશ' દર માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે. તેનું વર્ષ જુલાઇથી જુન સુધીનું છે.

૨ તેનું વાર્ષિક લવાજમ દેશને માટે રૂ. ૧। એક તથા પરદેશ માટે રૂ. ૨। બે અથવા ત્રણ શીલીંગ છે અને તે અગાઉથીજ વસુલ લેવામાં આવે છે.

૩ લેખકોએ પોતાના લેખો ફુલસ્કેપ કાગળ પર હાંસીઓ પાડી બનતાં સુધી શાહીથી ફક્ત એક બાજુપરજ લખી મોકલવા.

૪ લેખકો તથા ચર્ચાપત્રીઓએ પોતાનું નામ તથા શીરનામું અમારી જાણ માટે તો જણાવવુંજ પડશે, પોતાનું નામ તથા ઠેકાણું જાહેર ન કરવું હોય તો તેવી રીતનું અમોને લખી જણાવવું.

૫ જ્ઞાતિને લગતા સમાચાર વી. મોડામાં મોડા દર માસની તા. ૧૦મીની અંદર અમોને લખી મોકલવાથી તેજ અંકમાં પ્રગટ થઇ શકશે.

૬ આ નિયમને અનુસરીને આવેલા લેખો પરત્વે તેની યોગ્યતા મુજબ તેનો અમલ થશે.

૭ કોઇપણ બાબતમાં ખાસ તથા તાકીદે જવાબ મંગાવનારે જરૂર પુરતી ટપાલની ટીકીટો બીડવી.

સંપાદક.

 પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ 

વર્ષ: ૩ જું ] ડીસેમ્બર, ૧૯૩૭-જાન્યુઆરી, ૧૯૩૮. [ અંક: ૬-૭

# "પ્રભુને અંજલિ"

[ નઇ-કવ્વાલી ]

અચેતન આ દિસે જ્ઞાતિ, વિભો! ચેતન જગાવિજા;
રડે છે બાળ સૌ એનાં. ખરે ! પલભર હસાવિજા.
અચેતન-

કંઇ ઇર્ષક બની ફરતાં,
કંઇ ભાવો અહં ધરતાં;
રચી ઇન્સાફની દોરી, વિભો! તેને નમાવિજા.
અચેતન-

વિભુજી ! જ્ઞાતિની બંસી,
બજે છે બે સુરી આજે;
લગાવી ઐકયના તારો, ગજબ સંગીત ગજાવિજા.
અચેતન-

ધરી લઇ "અર્જ" આ ધ્યાને,
વિભો ! "કમરીન" ના હરદમ;
વસે છે દિલમાં એવી, પ્રતીતિ તું કરાવિજા."
અચેતન-

"ઇ ત્યો મ્"

પોરબંદર: ] "કમંગીન"

: કાર્યાલય : પ૯/૬પ; દુર્ગાદેવી રોડ, મુંબઇ: નં. ૪.

: વ્યવસ્થાપકો : હીરજી જેરામ ચીસાવાડીયા, મેઘજી ભુલાભાઇ ચાંડગથાં

: વાર્ષિક લવાજમ : દેશમાં : એક રૂપીઓ, પરદેશમાં : ત્રણ શીલીંગ

# — એ માર્ગની ભયંકરતા —

ક્રોધાગ્નિ માણસને કેટલો મૂર્ખ અને નાદાન બનાવી મુકે છે. તેનો દાખલો કાઠીયાવાડના આપણા જ્ઞાતિ મંડળોમાં કેટલાક સ્થળોએ અખત્યાર કરેલી દુષ્ટ નિતિથી સાબીત થાય છે. દ્વેષિ માણસ પારકા દોષો જોવામાં અને વગોવણી કરવામાંજ શૌર્યતા દાખવે છે. સારાસારનું ભાન તેને હોતું નથી, પોતાના અવિચારી પગલાંઓથી બીજાઓને ગમે તેટલું નુકશાન થાય તેની પરવા તે કરતો નથી. કેટલીક વખત આવા માણસો પોતે હળાહળનું જુઠાણું આચરવા છતાં પોતાને ધર્માત્માનો અવતાર મનાવવાની સીફારસ કરવા કુદી પડે છે. અને પોતાની હલકટ મુરાદો બર લાવવા તેમજ પોતાનો કક્કો સાચો ઠરાવવા બેશરમ બનેલી જોહુકમી જમાત જ્ઞાતિમાં કેવો ખળભળાટ મચાવી મુકે છે તે આ તરફની જ્ઞાતિની દુર્દશાનો જાણકાર કોઇ પણ ભાઇ કહી શકશેજ.

આજે સોરઠ પ્રાંતની આપણી જ્ઞાતિના મુખ્ય ગણાતા મહાલોમાં તડાં ભેદોનો કનીષ્ટ ઉપદ્રવ ઠેરઠેર ફાટી નીકળ્યો છે. પક્ષપાત નીતી અને દંભોની પરંપરામાં એ તરફનું જ્ઞાતિતંત્ર પતિક્ષણે કલુષિત બનતું જાય છે. તડાં ભેદોની ગંદી માન્યતાએ અજુગ ઉલ્કાપાત મચાવી દીધો છે. અને એ તરફની જ્ઞાતિમાં જે અગની વર્ષી રહ્યો છે તે કઇ પળે શું કરશે? તે કળી શકાતું નથી. કેટલાક સ્થળોએ તો માનવતાની હદ ઓળંગી શયતાનીયતને પણ શરમાવે તેવા દુષ્ટ પ્રતિબંધો અસ્તીત્વ ધરાવે છે કે એક પક્ષવાળાએ બીજા પક્ષ સાથે આભડવા વહેવાર પણ ન રાખવો. કેવી નીચ મનોદશા! એટલી હદે દુરાગ્રહી બનવામાં કઇ માનવધર્મની મહત્તા સમાએલી હશે? એવી દીવાલો ચણવામાંજ શું તેઓ પોતાનું અને જ્ઞાતિનું શ્રેય નિહાળતા હશે! શું ભાવી દુર્દશાની ગંધ તેમાં તેઓને સ્પર્શ નહીં કરી શકતી હોય! સત્તાની ખુમારીમાં ભલે કદાચ તેઓ આજે અનીષ્ટોનું માપ કાઢી શકતા ન હો, છતાં આજે નહીં તો આવતી કાલે પણ તેઓએ માનવું પડશેજ કે એ માર્ગ માનવધર્મથી વિખુટો, નિતિભ્રષ્ટ અને સત્યાનાશી નોતરનારો છે એ વાત સર્વ કોઇ ન ભુલે.

આ તડાંભેદો ઉપસ્થિત કરવામાં કોણ કોણ વ્યકિત પોતાનો ગુપ્ત મનોરથ સાધવા આ ચાલબાજી ખેલી રહી છે તે કહેવાની જરૂર નથી. પરંતુ અમો સ્પષ્ટ કહેવા માંગીએ છીએ કે આ સ્થિતિ ઉભી કરવામાં ત્યાંના સ્થાનિક આગેવાનો મુખ્ય જવાબદાર છે. જ્યારે કોઇ કમઅક્કલ અને ગર્વિષ્ઠ માણસોને જ્ઞાતિ તંત્ર સુપ્રત કરવામાં આવે છે ત્યારે તેઓને જરાજેટલું પણ મહત્વ મળતાં સત્તાની ખુમારીમાં અંધ બની, દાંભીકતા અને જુલ્મનીતી અખત્યાર કરી, કેટલીક વખત ન કરવાનાં નીચ કૃત્યો તે કરી બેસે છે, અને તેનો ભોગ બીજા નિર્દોષ જ્ઞાતિભાઇઓ બની જાય છે. કેટલાક સ્થળોએ એવું પણ બને છે કે કોઇ

એક વગદાર માણસનું મનમાન્યુ જ્ઞાતિમાં ન થાય. એટલે બસ! ઈર્ષાનું ઝેર તેને સર્વત્ર વ્યાપ્ત થાય છે, વેરવૃતિ તેનામાં જન્મે છે, અને તેના સગાવ્હાલા અને આશ્રિતોનો સમુદ મળી પોતાનો એક અલાયદો પક્ષ ખડો કરે છે. સમય જતાં આ વિખવાદ ઉગ્ર સ્વરૂપલે છે. અને પરસ્પર વેરઝેર વર્તાવતા ઉભય પક્ષો વચ્ચે શત્રુતાની ભાવના સુદ્રઢ બને છે. પરીણામે ભાવિની પ્રજામાં પણ તેની ખરાબ અસર થાય છે અને ઉત્તરોત્તર કુસંપોનો દાવાનળ ધીખતો રહી જ્ઞાતિને વિભક્ત સ્થિતિમાં મુકી દે છે.

કેટલાએક સ્વાર્થલંપટ, વિઘ્નસંતોષી, ખટપટીઆઓ પોતાની ક્ષુદ્ર મુરાદો બર લાવવા માટે જ્ઞાતિમાં એ સ્થિતિ નભાવી રાખવામાં ભલે ખુશ રહેતા હો! પરંતુ અમો માનીએ છીએ અને કોઈપણ સમજદાર બંધુ માનવાને તૈયાર થશેજ કે એ માર્ગ ભયંકર છે. સજ્જનને લાને શરમાવે તેવી એ તડાંઓની કીલ્લેબંધી સત્વરે નાબુદ થવી જોઈએજ. સવેળા જાગ્રત બની વીખવાદનાં એ ગોઝારાં વાંદળાંઓને વીખેરી નાખવા જ્ઞાતિનો શિષ્ટવર્ગ તત્પર નહીં બને તો તેમાંથી કેવાં અને કેટલાં ઉપદ્રવો ફાટી નીકળશે તે કહી શકાતું નથી. ઇચ્છું છું કે આ વસ્તુ સાથે સબંધ ધરાવનાર જ્ઞાતિના લાગતા વળગતા બંધુઓ તડાંબંદીની એ કાળી દિવાલો જમીનદોસ્ત કરી જ્ઞાતિમાં સુવ્યવસ્થા અને ભ્રાતૃભાવ પ્રદિપ્ત કરવા પોતાના સમય અને સાધનનો ઉપયોગ કરે અને એ માર્ગની સફળતા માટે ઇશ્વર શકિત અને સહાય અર્પે એજ અભ્યર્થના.

માંગરોલઃ] મેઘજી જુઠાભાઇ ચાંડેગરા

•

# યુ વા નો ને

યુગનું પ્રધાન અંગ આજે યુવકો આજના યુગને ઓળખવા મથે છે. એ જરૂર પડે ત્યાં સળગાવે છે, બુઝાવે છે, પ્રકાશ લાવે છે, અંધકારમાં ગોથાં ખાય છે. કાળાપાણીમાં ઝંપલાવે છે. અને ગગન વિહાર પણ આદરે છે.

આજના યુવાનને જંપ નથી. કેમ કરીને હોઇ શકે? સમાજની આવી વિરાટ આકૃતિ સામે પોતે બટુક બનીને ઉભો રહેતા કેમ ન લાજે? એના મનોરથો જો જમાનાના હૃદને ન માપી શકે તો એ પોતાનો આખો વિરલ જન્મારો હારી ગયો લેખાશે.

યુવાનોજ પોતાના સુકાર્યોથી જ્ઞાતિથી મુક્તિના આદર્શનો, પ્રગતિનો માર્ગ ખુલ્લો કરશે; અને ઉન્નતિના માર્ગે પ્રયાણ કરીને જ્ઞાતિનું પુનઃસર્જન કરી શકશે.

બંધુઓ! આપણી કદમ કુચમાં અન્યોન્ય સંકટ આવે, નિરાશાઓ સાંપડે અથવા તો નિંદાઓ થાય છતાં એક ઘડી પણ આપણે આપણી કર્તવ્ય શકિતને વેગળી ન મુકતાં બલ્કે વધારે મમતા દાખવવી જોઇએ.

આપણે કોઇ કાર્યમાં પહેલ કરીએ તો જુની રૂઢિચૂસ્તી સંચાલકોની નજરે ચડીએ એમ આપણા ઘણા બંધુઓ માને છે; પણ કર્તવ્ય એકનિષ્ઠ, સત્યતાથી કાર્ય કરનાર તો એવા નિંદાખોર અને કુથલી કરનારાઓની પરવા કરતો નથી, તેતો ધૂળ ધોનારાઓને ધૂળ ધોવા દે છે અને પોતાના કાર્યમાં ઉલટથી પ્રબળ પુરૂષાર્થ ધારણ કરે છે.

આપણે આપણા હૃદયના ઉંડાણમાંથી જન્મેલી આશાથી નિરાશાને ત્યજી દઇને, જ્ઞાતિનું પુનર્વિધાન કરવાનું છે. જ્ઞાતિની ઇમારતના ચણતરમાં પત્થરની જેમ ઉપયોગી થવાનું છે. અને કોમોદ્ધારના કાર્યમાં યોગ્ય ફાળો આપવાનો છે.

જો જ્ઞાતિના આદર્શ અને ગૌરવશીલ યુવક તરીકે જ્ઞાતિના ઇતિહાસમાં અમર થવું હોય તો સેવાર્થી બનો અગર કાર્ય કરનારના મદદગાર અને ઉત્તેજક બનો! એમાંજ આપણું તથા આપણી જ્ઞાતિનું હિત સમાએલું છે. એમાંજ આપણી મહત્તા રહેલી છે.

આજે પ્રત્યેક યુવક પોતાના યુગના એ પ્રતાપની હુંફ અનુભવે છે. પોતાની ક્ષુદ્રતાને એ હવે સહન કરવા ના પાડે છે.

નવયુગના એ અભિલાષોમાં આજે પ્રજાપતિ યુવાનનું સ્થાન ક્યાં છે?

પોરબંદર:
દાર એસ્સલામ (આફ્રિકા.) "મધુકર."

# કન્યા વિક્રય — એક દુષ્ટ રિવાજ

આર્યગૃહ સંસારના સામ્રાજ્યમાં, ઉત્તમ મકાનમાં, ગુંડલે અને ગુપડે જે અધમ દુર્ગંધ ફેલાય છે, કન્યાઓના નષ્ટપ્રાય વેપાર ચાલે છે. ૭ વર્ષની પુત્રીને સાઠ વર્ષના, બાર વર્ષની પુત્રીને સીત્તેર વર્ષના અગર આઠ વર્ષની પુત્રીને એંશી વર્ષના, મરણ પથારીયે સુતેલા કાન્ત સાથે પરણાવી નીંદનીય વર્તન ચલાવી, શરમના સાગરમાં ડુબાડનારા માબાપો પુત્રીના કટ્ટા દુશ્મન છે. આવા કાર્યના પરિણામમાંથી ઉદ્ભવતા અગણીત, અબળાઓના અભિશાપો—પોકારો—જે કર્ણપટને ઇંદન ભેદન કરી નાંખી, અશ્રુપાન કરાવે છે. કુપ પતન, વિષપાન, અપમૃત્યુ આદીના ઉદાહરણો નજરે પડે છે. તે કોના પાપે? એ રૂઢીના બંધનના પાપે! કન્યાઓના કાળરૂપ કંટક પુરૂષો, કે જેઓ ઘાતકીપણે કન્યાઓની કાંધ પર કુહાડો મારી, કમર કસી કલદારની સેવા માટે દીકરીને દોકડે વેંચવા તૈયાર થાય છે.

એવા મૂર્ખ માબાપોના હૃદયમંદીરમાં, જ્યાં સુધી મૂર્ખ તત્વની પ્રતિમા પુજાતી હશે, ત્યાંસુધી આ રૂઢી રીવાજ બંધ કરવો બહુ મુશ્કેલ છે. જ્યાંસુધી આર્યાવર્તના આર્ય તનુજો દુ:ખનો ડુંગર તોડનાર નહિં બને, ક્રુર ઘાતકી રિવાજની જંજીરી સાંકળ તોડનાર નહિ જાગે,

કન્યા વિક્રયના કોપને કાપનાર નહિં પાકે, અધમ વ્યાપારને અટકાવનાર નહિં ઉગે, જુલ્મગારના જુલાફી દોરને છેદનાર નહિં જાગે, કન્યા વિક્રયના વેંચાણને ધિક્કારનાર અને જેના પૈસા વડે મોજશોખ માણી, મફતના મલીદા ખાનાર માબાપો, પ્રત્યે તિરસ્કાર વરસાવનારા અરે! તેના પર થુંકનાર, ક્રુર હૃદયના માત પીતાના હાથે થતી ઘાત બચાવનાર, સંતાનનું સત્યાનાશ વાળનાર, અને સ્વદેશનું શૌર્યધન ગુમાવનાર પ્રત્યે, તન મન, ધનનો વીનીયોગ કરનાર સ્વદેશ પ્રેમી, શાક્ષર મહાશયો જ્યાં સુધી આંખો નહિં ઉઘાડે ત્યાં સુધી આર્ય પ્રતની માથે, સંકટનાં વાદળાં ગરીબ દીકરીની ગાય જેવી ચીસો, ધ્રુસ્તી મુકશે અને આખરે આર્ય પ્રજાને શોચવું પડશે,-અરે! પડે છે. આર્ય શાસ્ત્રોમાં કન્યા વિક્રય સબંધે કાંઇ પણ લખાએલું છેજ નહિં પણ જ્યાં બોધ કરનારા ધર્માચાર્યો અને મફતના માલમલીદા ખાનારાને કુળ ભુલાવનારા મહારાજો! શરમને અને નીતીને નવરાવી લાકડે માકડું વળગાડી, "વર મરો, કન્યા મરો, પણ ગોરનું ભાણું ભરો" એવા જ્યાં ભામટા ભેગા થયા હોય ત્યાં બીજાનું શું ચાલે?

જ્યારે આપણે વેદનો સોનેરી કીરણોથી શોભતો કાળ જોઇએ છીએ ત્યારે ભરતખંડના ભુષણરૂપ બ્રાહ્મણ જ્ઞાતીને:શોભાવનાર ભુદેવો, પરદેશ વેઠી, પેટે પાટા બાંધી, પરાકાષ્ટાએ કન્યાદાનમાં યથાશક્તિ જે કાંઇ આપી, પોતાના માથા 'પરની ફરજ બજાવતા, ઋણ ફેડતા જાણતા હતા.' જે ભુદેવો દીકરીનો દોકડો લેવા શરમાતાં એટલું જ નહિં પણ દીકરીના ઘરનો શેખાનો દાણો શુદ્ધાં પણ વાપરતા ન હતાં તે આજે કન્યાવિક્રય કરી, કન્યાના કપાળમાં કાળાખડી ચોડી, ક્રીયાહીન, કર્મહીન ધર્મહીન, ધ્યાનહીન, આચારહીન, વીચારહીન અને વિદ્યાહીન જોવામાં આવે છે. ઓ પ્રભુ! ક્યાં; ક્યાં અમારૂં પ્રાચીન સુવર્ણ આર્યાવ્રત અને ક્યાં આજનું હીંદુસ્તાન? અગાઉ આફ્રીકામાં મનુષ્ય વિક્રય (ગુલામગીરી) નો વેપાર ચાલતો, પણ તે બંધ પડયો. જંગલી લોકો પરાયા મનુષ્યોના બાલબચ્ચા લઇ વેચતાં, પણ આજે અમારા દેશમાં માબાપોજ જ્યાં પોતાનાં છોકરાં વેચે છે ત્યાં એ ગુલામબારો વધે કે આર્યવર્તનો ધર્મ ચાલે! અમારી આર્ય-કન્યાનાં આજે ગાય ઘોડાની સમાન સાટાંપાટાં થાય છે. અને તેના મુખ્ય અંકાય છે અને દલાલો આ લાકડાં બેસાડે છે.

જ્યારે અમારા ધર્મના થાંભલાના હાથેજ આ કાર્ય થાય છે ત્યાં દોષ કોને દેવો! પોતાનો સ્વાર્થ સાધવા માટે, નિતીશાસ્ત્રનો માર્ગ મુકી દઇ કેવળ અર્થશાસ્ત્રોના નિગમને અનુસરી, માબાપોજ જ્યાં છોકરાંનું વેંચાણ કરે, ત્યાં લગ્નનો હેતુ અને ધર્મ ક્યાં રહ્યાં!

* * *

આવા એક લોભીલાલને એકની એક પુત્રી હતી. તેનું નામ હતું શાન્તા. લોભીલાલે લક્ષ્મીની લાલસથી શાન્તાને મોટી ઉમ્મર સુધી ન પરણાવી. તેને નહોતો જોવો ગરીબ સ્વભાવનો ગુણવાન, કે કુળવાન, ભલો કે ભણેલો વર. માત્ર તેને તો લક્ષ્મીથી ભરપુર, પછી ભલે હોય મુર્ખ, બહેરો,

આંધળો કે કાણો, તેની તેને પરવા ન હતી.

* * *

શાંતા:-પિતાજી, કસાઇખાનામાં નાંખતાં પહેલાં તમારી દીકરીના કમનસીબનો વીચાર કરો, કન્યાવિક્રય કરી. કૃપણતા વ્હોરી કન્યાની કેડ ન કચરો, પિતાજી, પૈસા વાસ્તે. પોતાની પ્યારી પુત્રીને કુવામાં ન નાંખો. આંખે પાટા બાંધી, લક્ષ્મીની લાલચે, નાલાયકના હાથમાં રાંક ગાય સોંપવાને સખ્ત હત્યાના ના થાવ, પિતાજી, દયા દર્શાવો, કસાઇવાડે કન્યાને કાઢતાં પહેલાં વિચાર કરો.

શોભીલાલ:-મને સમજાવનાર કે ડરાવનાર છોકરી તું કોણ? ત્હારા કરતાં મ્હેં ઘણા ચોમાસાં જોયાં છે. અને અનુભવો લીધા છે. પૈસાથી તો દુનીયા ચાલે છે. પૈસાજ આજે પ્રથમ પાટલે પુજાઇ છે. મરવાની બીક બતાવનારી છોકરી! ત્હારી ગમે તેવી ધમકીને હું પાણીમાં ઘોળીને પી જાઉં છું. હું ત્હારા કરતાં વધારે સમજું છું! હું તારો પિતા છું માટે હું કહું તેમ કરવું પડશે તે ત્હારે તે બુઢ્ઢા ત્યાં લક્ષ્મીવાન સાથે પરણવુંજ પડશે! ચાલ તને ચાર દિવસ વિચારવાના આપું છું. તેમાં તું સમજી જજે.

* * *

—અને આખરે શાંતા ત્રીજે દિવસે કુવામાં પડી. આ દુનીયામાંથી ઉડી ગઇ અને પીતાને શ્રાપો વરસાવતી ગઇ. આવી રીતે ભારતમાતાનું એક અણુખીલ્યું ફુલ ચીમળાઇ ગયું.

* * *

ઓ પ્રભુ! આવા એક નહિં પણ અનેક બનાવો બને છે છતાં અમારા આર્ય ભાઇઓ ક્યાં સમજે છે! બિચારા લોકો રૂઢીની પરંપરાની રીતી ઝાલી રહ્યા છે. અહાહા! ચોરી બાંધી દીકરીના ચોરી કરાવી! વિવાહનું વગોણું કરવું! વરરાજાને યમરાજાને સ્વાધીન કરવા, લગ્નહોમને બળબળતા અગ્નિકુંડમાં હોમી દેવો? પૈસા લેવાના પાપી, આપમતીક મોહેથી, કે કુળાંગારના કહેવાથી, કપુત્રોના વર્તનથી, કન્યા વિક્રય કરીને, કન્યેકું કરીને કન્યાનું બળીદાન ભવિષ્યના પ્રથમ પાયે આપેલું હોય છે! આવી ખોટી ધર્મક્રીયામાં કે કન્યા વેચી, તેમના લોહી માંસનું આ આર્યદેશના ઘણા વેંચાણને પૈસે, વિવાહ મહાલે છે. અને નાતજાતને મીષ્ટાન્ન જમાડે છે.

અહા! લગ્નને ધર્મની પવિત્ર ક્રિયા માનવામાં આવે છે અને છે પણ તેમજ, છતાં પણ અમારા દેશના ભામટા થઇ ફરતા ગોર મહારાજો, પોતાનું ભુંગળ ભરીયું શાસ્ત્ર ગડબડીયું ગાણું હાંકી, ખરેખરી લગ્નમાં ચોરી કરાવી ધર્મનું તત્વ બતાવે છે. અરે! મુસલમાનોના કાજીઓ, મોલવીઓ, નીકાહ વખતે તેમના ધર્મ કાનુનો બરાબર લક્ષમાં લઇને, ખાત્રી કરીને નિકાહ પઢાવે છે. ત્યારે અમારા ભુદેવો, શાસ્ત્રો જાણવાનું ઘમંડ રાખનારાઓએ કન્યા વિક્રય અને કન્યેકાં બાબત કોઇ દિવસ વાંચી લીધો હોય, એવું ક્યાંય અમારા સાંભળ્યા કે જાણવામાં આવેલું નથી.

શરમ છે એવા રિવાજોને, અને ધિક્કાર છે એવા દલાલીયા બ્રાહ્મણોને! ધર્મને નામે ધતીંગ ઉભાં કર્યાં, એથી ગારડી વિધાનો

# જ્ઞાતિ યુવાનોને બે બોલ

શ્રી સોરઠીઆ પ્રજાપતિ જ્ઞાતિબંધુઓ, મારે બે બોલ લખવાનો વિચાર થયા છે. હાલના જમાનામાં આપણું ગૌરવ શેમાં સમાએલું છે અને આપણી જ્ઞાતિ આટલી બધી શાથી પછાત છે તે વિષે મારે બે બોલ લખવાની ઇચ્છા થઇ છે. તો સર્વ જ્ઞાતિ બંધુઓ લક્ષમાં લેશે.

હાલમાં આપણી જ્ઞાતિના ધારાધોરણ તથા બંધારણ છપાયા છે. તે વિષેની એક પત્રિકા કોઇ પણ સારે સ્થળે ભરવાની ખાસ આવશ્યકતા છે. અને તે વિષેનું એક ફંડ પણ ચાલુ કરવાનું અવશ્યનું છે. તે ફંડમાં દરેક જ્ઞાતિ બંધુઓએ અવશ્ય મદદ કરવીજ જોઇએ.

આપણી જ્ઞાતિમાં બાળલગ્ન, કન્યાવિક્રય અને પ્રેતભોજનના એટલા બધા કદંગા રિવાજો જોવામાં આવે છે કે તેમાં સુધારો કરવાની ખાસ આવશ્યકતા છે. તે નહિ થાય ત્યાં સુધી આપણી ઉન્નતિ થવાની નથી.

લગ્ન પ્રસંગે ગજા ઉપરાંત ખર્ચ કરવામાં આવે છે. તેથી આપણી પાયમાલી થાય છે. લગ્ન જેવે આનંદને વખતે શક્તિ પ્રમાણે ખર્ચ કરવા કોઇ ના કહેતું નથી પરંતુ શક્તિ ન હોય છતાં પૈસા વ્યાજે કાઢી ગજા ઉપરાંત ખર્ચ કરવું એ વ્યાજબી જણાતું નથી.

કન્યાવિક્રય આપણી જ્ઞાતિમાં બધે ઠેકાણે જોવામાં આવે છે. તે રિવાજ હાલના સુધરેલા યુવકોએ બંધ કરાવવો જોઇએ. તેમાંજ આપણું તથા આપણી ભાવિ પ્રજાનું શ્રેય છે.

પ્રેતભોજન આપણી જ્ઞાતિમાં બધે ઠેકાણે પ્રચલીત છે તો તેને બદલે સ્નેહ સંમેલનો ગોઠવી પ્રીતિભોજન કરાવવું જોઇએ.

જ્ઞાતિ સુધારકો, આમાંથી તમને કંઇ જાણવાનું મળે અને જો એ સત્ય લાગે તો તેનું પાલન કરી જ્ઞાતિમાં ચાલી રહેલા કુરિવાજોને બંધ કરી જ્ઞાતિ સુધારા તરફ લક્ષ આપશો તો મારું લખ્યું અને તમારું વાંચ્યું સાર્થક ગણીશ. એજ.

| | |
|---|---|
| સીંધુડા. | લી. જ્ઞાતિ સેવક, |
| (ગોંડલ.) | દેવશી રામજીભાઇ ગોલા. |

ડગ વ્યાપાર શરૂ થયો. અને 'સગરત જન સમાજને નુકશાન કરી, પાયમાલ બનાવી દીધો છે. અહા! આજે પ્રેમ પૈસે મળે છે. હૃદયનાં દાન હોડે દેવાય છે. ખરેખર, હવે આર્યાવર્તનું પતન, અધઃપાત થઇ રહ્યો છે.

બચાવ, પ્રભુ બચાવ, તારાં ગરીબ આર્ય પુત્રોને!

| | |
|---|---|
| બેરાજા:] | દેવજીભાઇ જીણા ચાવડા |

## જોઇએ છે : ખબરપત્રીઓ

દેશપરદેશના પોતાના ગામના આપણી જ્ઞાતિને લગતા સાચા સમાચાર તથા જ્ઞાતિની મુશ્કેલીઓ 'પ્રકાશ' ને માટે લખી મોકલે તેવા સેવાભાવિ જ્ઞાતિબંધુઓ.

ખબરપત્રી તરીકે નામ નોંધાવનાર બંધુને 'પ્રકાશ' ની એક નકલ દર માસે ફ્રી મોકલાશે.

લખોઃ સંપાદકઃ 'પ્રજાપતિ–પ્રકાશ'

# જ્ઞાતિ ઉન્નતિનો ઉપાય

સોરઠી જ્ઞાતીના યુવક તથા વૃધ્ધ એવા દરેક ભાઇ તથા બહેનોને વિનંતી સાથ કહુ છું કે જ્ઞાતી બંધુઓ તમો ઉઠોને જલ્દી આગળ થાઓ અને આજે જમાનો જેમ જેમ આગળ વધે છે તેમ આપણે પણ આગળ નહિ વધીએ ને પોતપોતાના કાર્યમાં અટવાયેલા રહેશું તો દુનિયામાં આપણી જ્ઞાતિની પાયમાલી થની જશે ને થાય છે તેના કરતાં પણ વધારે થશે માટે આપણે સંઘળા જાગૃત થઇને આપણા જુના રીત રીવાજ તથા જ્ઞાતીબંધનો છે તેને જડમુળથી ઉખેડીને બહાર પડો. મારૂં એમ કહેવાનું નથી કે જુનાબંધનો દરેક તોડી પાડો પરંતુ આપણા જુનાંબંધનો જે ખરાબ હોય તેનેજ તોડી પાડો ને યુવકો તમો ઉઠોને ને, વૃધ્ધો તમો યુવકકાર્યને મદદ આપો ને પછી જોઇ લ્યો કે જગતમાં એવી કઇ શકિત છે કે આપણી જ્ઞાતીની ઉન્નતીના રસ્તામાં આડે આવે તેમ છે. પરંતુ આપણે દરેક ભાઇઓએ સંપ કરી આપણા દરેક દરેક રિત-રીવાજમાં જમાનાને અનુસરીને ફેરફાર કરવાની ખાસ આવશ્યકતા છે અને ભાઇઓ આપણી જ્ઞાતીમાં એક કહેવત છે કે દેશ બદલીએ પરંતુ વેશ ન ફેરવવો. તો ભાઇઓ તેનો હું તમોને અર્થ કરી બતાવું છું કે આપણે આપણા દેશનો માલ વાપરવો જોઇએ જેમકે આપણે અત્યારે કોટ, પાટલુન, ને ટોપી પહેરીએ છીએ ને આપણા બાપદાદા જુનો પહેરવેશ કરીયાં તથા ચોરણા પહેરતા પરંતુ તે આપણા બાપદાદાનો પહેરવેશ હતો તેનું મુખ્ય કારણ કે તે જમાનામાં મશીનથી કાપડ થતું નહિ ને રેલ્વે ગાડી પણ હતી નહિ. ને માણસોને મુસાફરી કરવી બહુજ ભારે પડતી તો તે જમાનો અત્યારે છે નહિ. અત્યારે એક જગ્યાએથી હજારો ગાઉ જવું હોય તો ઘડીના છઠ્ઠા ભાગમાં આપણને સાધનો વતી પોચાડી શકે છે ને ભાઇઓ, આપણે જુના ધારાધોરણ રીત રીવાજ નહિ છોડીએ તો આપણી અધો-ગતી છે તેનાથી વીશેષ થશે અને આપણી જ્ઞાતીના ઘણા ઘણા યુવકો ખરાબ લાઇન ઉપર જઇને પાયમાલ થતા જાય છે તો તેવા બંધુઓને ખાસ વિનંતી સાથ કહેવાની રજા લઉ છું કે બંધુઓ, જમાનામાં આપણે દરેક યુવકોએ આપણી જ્ઞાતીને જાગૃત કરવાની છે તેને બદલે આપણે પોતેજ એટલે આપણા યુવક ભાઇઓ અમુક અમુક કાર્યમાં જમાના પ્રમાણે વર્તવાનાં દરેક ભાઇઓ પાસે બણગાં કુંકયા કરીએ ને. પાછા આપણે ખરાબ લાઇન ઉપર જઇ શું શું કાર્ય કરીએ છીએ તેની ખબર રહેતી નથી માટે વિચાર કરવાનો હજી પણ ટાઇમ છે. નહિ તો આપણી અધોગતી થઇ ગઇ છે તેનાથી પણ વધારે થશે અને સમાજમાં આપણું સ્થાન હલકું ગણાય છે તેનાથી હલકું ગણાશે ને તેવા આપણા યુવકો ગામડા કરતાં શહેરમાં વધારે ખરાબ વ્યસનોમાં રચેલા પચેલા રાત્રી દીવસ રહેનારા પણ ઘણા યુવકો છે તે આપણે દીઠુંઓ છીએ ને ઇશ્વરે

આપણને મનુષ્ય જન્મ આપ્યો છે. તો આપણે દરેકનું ભલું કરવું જોઇએ અને આપણા ભાઇઓની પાયમાલી થઇ છે તેનાથી વીશેષ થવાની છે ને ભાઇઓ દારૂ તે આપણને સ્પર્શ કરે તો પણ આપણે અભડાઇએ તો યુવકોને ખેસેંજ સાથે કહું છું કે આપણા યુવકો મોટે ભાગે શહેરમાં રહેનારાઓ આપની આ ખરાબ બદી આપ ક્યારે છોડશો ? અને નહિ છોડો તો આપની અનેક અધોગતિ થયેલી છે તેનાથી પણ હજી અધોગતિ થશે થશે ને થશેજ. માટે ભાઇઓ હજી પણ આ લેખ વાંચી વિચાર કરો તો સારૂં છે કારણ કે આપણે યુવકોને તો આપણી જ્ઞાતીનાં અનેક કામો કરવાનાં છે અને તેને બદલે આપણેજ ખરાબ વ્યસનો ઉપર જઇ ભાન ભુલી આપણે શું કરીએ છીએ તેનો ખ્યાલ રહેતો નથી. ભાઇઓ પાંડવો જેવાએ જુગારના પરીણામથી રાજ ખોયું તથા નળ દમયંતી જેવાને પણ તેજ જુગારથી વનવાસ ભોગવવો પડયો તથા તેજ દારૂના બુરા વ્યસનથી રાખેંગાર રાજાને રાજ્ય ખોવું પડયું હતું અને તેજ મદિરા પાનથી આપણી જ્ઞાતીની અધોગતી થઇ છે. માટે આપણા ઘણા યુવકો તેજ બે ચીજથી પાયમાલીના રસ્તામાં છે ને ઘણા થઇ ગયા પણ છે માટે આપણા બીજા યુવકો તમો જલ્દી ઉઠી આગળ થઇ તે આપણા યુવકો તે રસ્તે જનારાઓને સદબોધ આપી ન્યાયનીતીનું ભાન કરાવીને તેને સન્માર્ગે ચઢાવવા તુરતમાં બહાર પડો અને તે ખરાબ રસ્તે ગયેલા આપણા યુવકો સારે રસ્તે આવે છે કે કેમ તે જોઇ ત્યોને જરૂર આપણા સંપ આગળ તે જરૂર ઉનતી પામશે. હાલ એજ.

આગળ વધો ! આગળ વધો ! ! આગળ વધો ! ! !

જુનાગઢ (હાલ વંથળી) } ડાયા જેઠા ટાણીયા

# પાપી અને કળિયુગ

એક માણસ પાપી હતો. અને તે હમેશાં દુષ્ટ કામ કરતો. તે માટે તેને કોઇ ઠપકો આપતું ત્યારે તે બચાવ કરતો કે; "ભાઇ! હું શું કરૂં ? હું તો સારો માણસ છું અને સારા કામો કરવા માટે ઇચ્છા રાખું છું; પણ આ વખત કળિયુગનો છે, અને દુષ્ટ કળિયુગ મને સારા કામ કરતો અટકાવી મારી પાસે દુષ્ટ કામો કરાવે છે."

એક દીવસ આમ તે કહેતો હતો તેવામાં તેની આગળ કળિયુગ સાક્ષાત પ્રગટ થયો અને બોલ્યો: "ભાઇ તું મને બદનામ ન કરઃ તને જો એમજ લાગતું હોય કે હું કળિયુગ દુષ્ટ છું અને તારી પાસે પાપી કામો કરાવું છું તો આ તારા મિત્ર સમક્ષ સોગંદ લઇ કહું છું કે હું તારા કામ કે ઇચ્છાની વચ્ચે કદી આવીશ નહીં: સુખે તું પુણ્યના કામો કર્યા કર." એમ કહી કળિયુગ અલોપ થયો.

પરંતુ આ પાપી માણસ તો પાપી કામો

કરતાં અટકયોજ નહિ અને જ્યારે ફરી તેને ઠપકો આપવામાં આવ્યો ત્યારે તે બોલ્યો; "ભાઈ? હું શું કરું? હું તો સારો માણસ છું. અને સારાં કામો કરવા માટે ઇચ્છું છું; પણ દુષ્ટ સેતાન મ્હને સારાં કામો કરતો અટકાવી મારી પાસે દુષ્ટ કામો કરાવે છે.

આ સાંભળતાજ શેતાન પ્રગટ થયો. તેણે પણ કળિયુગની જેમ સોગંદ ખાઇ કહ્યું કે; "તું સુખે સારાં કાર્યો કર. મ્હારે ત્હારી વચ્ચે આવવું નથી." તેમ છતાં આ પાપી માણસે પાપ કરવાનું છોડયું નહિ અને તે માટે ઠપકો મળતાં હવે તેણે પોતાના નશીબનો વાંક કાઢયો.

જ્યારે નશીબે હાજર થઇ તેને સારાં કામો કરવાને કહ્યું ત્યારે તે બોલ્યો કે; "ભાઇ? હું શુ કરું? હું તો સારાં કામો કરવાને ઇચ્છું છું, પણ ઇશ્વરની તેવી ઇચ્છા ન હશે, તેથી મ્હારાથી તે થઇ શકતાં નથી, અને દુષ્ટ કામો થાય છે.

આ પ્રમાણે તે બ્હાના કાઢતો જ રહયો, અને છેવટે એક પાપી તરીકેજ મરણ પામ્યો.

×××જે મનુષ્યો એવાં બ્હાના કાઢી પોતાના દુષ્ટ કામની જવાબદારી બીજા પર નાખવાની દાનત રાખે છે તેઓ કદી સુધરી શકતાં નથી. તેઓ લોકોથી વધારે નિંદાય છે અને મુઆ પછી નરકે જાય છે.

[અનાવિલ જગતમાંથી સાભાર ઉદ્ધૃત]

# મીઠીઆવળ ઉર્ફે સોનામખીના ફાયદા

૧ સોનામખીના પાન તોલો ાા વાટી વસ્ત્રગાળ કરેલી ભુકી દરરોજ અનુમાનથી દીવસ ૨૯ લેવામાં આવે તો તે ઘણોજ સારો ફાયદો આપે છે, તેના ઉપર તેલ, ખટાશ તથા લાલ મરચાં વી. ખાવાં નહિં.

૨ મધ મધ્યે ખાય તો શરીરની તમામ ઇંદ્રિઓ બળવાન થાય.

૩ ખાંડ મધ્યે ખાય તો પિત્ત તથા ગરમીનો વિકાર જાય.

૪ સાકર મધ્યે ખાય તો શરીર પુષ્ટ થાય, લોહી તથા વીર્યનો વધારો થાય.

૫ ભેંસના માખણ મધ્યે ખાય તો શરીરની ગરમી તથા હાથપગની બળતરા જાય.

૬ દ્રાક્ષના રસ મધ્યે ખાય તો શરીર પુષ્ટ થાય તથા નેત્ર તેજ વધે.

૭ શતાવરીના રસ મધ્યે ખાય તો ઉધરસ જાય.

૮ સફેદ ખાંડ મધ્યે ખાય તો આંખનો રોગ જાય.

૯ હરણીના દુધ મધ્યે ખાય તો મરદાઇ આવે.

૧૦ દાડમના રસ મધ્યે ખાય તો ક્ષયનો રોગ જાય.

૧૧ શેરડીના રસ મધ્યે ખાય તો નેત્રમાં જે વાયલ નામનો રોગ થાય છે તે જાય.

૧૨ ગાયનાં દુધમાં ખાય તો બળ વધે.

૧૩ ગાયના માખણ સાથે ખાય તો તાવ જાય.

૧૪ નગોડના રસ મધ્યે ખાય તો વાયુનો રોગ જાય.

૧૫ અજમા સાથે ખાય તો શરીરનો વાઇનો રોગ જાય.

૧૬ પીપર મધ્યે ખાય તો માથાનો રોગ જાય.

૧૭ હીંગુના રસ મધ્યે ખાય તો પેટના તમામ રોગ જાય.

૧૮ ધોળી બકરીના દુધ મધ્યે ખાય તો સ્ત્રીનો નળવિકાર તથા પેટના તમામ રોગ જાય.

૧૯ ગાયના માખણ મધ્યે ખાય તો છીભના તમામ રોગ જાય.

૨૦ નાળીએરના પાણી મધ્યે ખાય તો રતુડો જાય તેમજ આંખે તેજ વધે.

૨૧ ગરગર ખાંડ મધ્યે ખાય તો સ્ત્રીને ગર્ભ રહે.

૨૨ અગાસીના પાનના રસથી ખાય તો સર્વ તાવ જાય.

૨૩ વડબોરના પાનના રસથી ખાય તો વાયુનો ગોળો જાય.

૨૪ ગાયના દહીં મધ્યે ખાય તો ઝેર ઉતરે.

૨૫ જળભાંગરાના રસથી ખાય તો અઢાર જાતના પ્રમેહ જાય.

૨૬ આદાના રસથી ખાય તો શરીરના વાયુ શરદી વીગેરે રોગો જાય.

૨૭ તીખા વરખડાના રસથી ખાય તો પેટનો ભયંકર રોગ જાય.

૨૮ સોનામખી, વરીયાળી તથા હેમજ સરખે ભાગે લઇ વસ્ત્રગાળ કરી સવારે તથા સાંજે ફાકી લેવાથી હરસ તથા લોહીવિકાર, ખોટી ગરમી વીગેરે રોગો જાય.

૨૯ મીંઢીઆવળનું મૂળ ગાયના ઝરણથી ઘસી લગાવે તો દરાજ જાય.

૩૦ સોનામખી દુધમાં ઉકાળીને તેમાં સાકર તથા હીમજ તથા ગરમાળાનો ગોળ નાંખી પીવાથી ખુલાસાથી જુલાબ થઇ ગરમીનો રોગ જાય.

ઉપરોક્ત કલ્પના ઘણા ખરા પ્રયોગો અમોએ જાતે અજમાવેલ છે. સદરહુ કલ્પ એક હસ્ત લિખિત ગ્રંથમાં હોઇ અજમાવી ખાત્રી કરેલ છે તો આનો લાભ લેવા વાંચકોને ભલામણ કરીએ છીએ.

[ડીસાન] પાલણપુર સ્ટેટ પ્રોડક્ટસ.

•

## સ્વપ્નની સ્હેલગાહ

[માણનારઃ "ઉંઘણશી"

લે સાંભળ વાત ગપ્પી! મારા જુનાગઢના બાઇઓને પોતાની ટેક પ્રતિષ્ઠા કરતાંએ લાડુની કીંમત વધારે હોય એમ દેખાય છે. ખરુંને? નહીંતર ત્રીશવર્ષની નાની ઉંમરનાંનો દહાડો (ક્રિયા) નહિં ખાવાના પવિત્ર ઠરાવને ઠોકરે મારી પ્રેત ભોજન ઉડાવે ખરા? એ પણ સમયની બલીહારીજ છેનાં દોસ્ત. બધેને સુધારાનાં બ્યુગલો ફુંકનારા ફુંફાડા કરે પણ આપણા પટેલ

બાપુઓ કાંઇ એવા કાચી બુદ્ધિના નથી હો! એવા બ્યુગલોનો નાદ તેના કાન સુધી પહોંચીજ ન શકે તેવી ખાસ ચીવટ તેઓ રાખે છે.

ભલા ઉંઘણશી! તમો લોકોને તો કાંઇ ધંધોજ નથી લાગતો કેમ? તેમાં બીચારાઓએ ખોટું શું કર્યું છે? જુઓ આપણા જ્ઞાતિ આગેવાનો વિશેષ કરીને પરમાર્થીજ હોય છે જો તેઓ એટલી ઉદાર વૃતી ન રાખે તો બીચારા મરનારની સદ્ગતી કયાંથી થાય? તે પણ વિચારવું જોઇએનાં? કેટલીક વખત તેઓ બાપડાઓને તો સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિમાં મુકાવું પડે છે. એક બાજુ છાપાવાળાઓ અને તમારા જેવા સેભાગુઓનો ડર બીજી બાજુ મરનારનું કલ્યાણ કરવાની ભાવના. એબંને બાજુઓ તેઓને વિચારવી પડે છે. બીરાદર, જો તમારા જેવી માન્યતાના બધા હોય તો તો મરનાર પ્રેત સરજે પ્રેત, સમજ્યા દોસ્ત.

બીલકુલ હંબગ. ગરીબોનું રક્ત ચુસી માત્ર એકજ વખત પોતાની ક્ષુધા તૃપ્ત કરવા જતાં સામાની આખીએ જીંદગી બરબાદ કરવી તેના જેવું બીજું પાપ શું હોઇ શકે? અને એવા લાડુ-પ્રેમીઓએ કોઇનું પણ કલ્યાણ કર્યાની તમારા પાસ સાબીતી શું છે? બતાવો સ્વર્ગના સીમાડેથી કોઇનો પણ એ બારામાં એકરાર કરતો કાગળ, તાર, કે ટેલીફોન આવ્યો હોય તો? છતાં મારો વિરોધ તો છે આવા ઠરાવોના ઉલ્લંઘન સામે.

ખરું છે મીત્ર, પણ જે સ્વાદ લાડુમાં આવે તેની લીજ્જત કાંઇ કાગળ ઉપર લખાયેલા ઠરાવોમાં થોડીજ આવવાની હતી? જો માણસનો સ્વાર્થ સધાતો હોય તો એવા તો કાંઇક ઠરાવો માર્યા કરે સમજ્યા સાહેબ, એતો લાડુ જો નજરે દેખાઇ તો અચ્છા. આદમીનું પણ મન ચલાયમાન થઇ જાય ખરુંને?

એમજ લાગે છે ગપ્પી! આપણા ભાઇઓને પોતાના ઠરાવની કાંઇ કીંમતજ નથી. જુઓને કોઇ શુભ ચોઘડીએ જ્ઞાતિના કેટલાક વડા સાહેબોને સન્મતિ સુઝી અને બસ જુનાગઢ પરિષદનો તેમાંથી જન્મ થયો. સર્વ ભેગા મળી લાંબાં લાંબાં ઠરાવો ઘડયા. 'પ્રકાશ'ના કાર્યકર્તાઓ પાસે મહેનત કરાવી બંધારણ તૈયાર કરાવ્યું અને તે 'પ્રકાશ'ને ખર્ચે છપાવી સર્વે મહાલોમાં મહુંચાડ્યું, પણ બીજીજ ક્ષણે કોઇ કળીયુગનો કનિષ્ઠ રાહુ તેમનામાં પ્રવેશી કહેવા લાગ્યો અરે મુર્ખ લોકો! તમે આ શું કરો છો? તમોને સુધરવા હજી ઘણીયે વાર છે. કયાંક જ્ઞાતિનો ઉદ્ધાર કરવા જતાં પોતેજ મુશીબતમાં ન ફસાઇ જતા? બસ એ દુષ્ટ રાહુએ બધાની શુભ ભાવનાઓ નષ્ટ કરી અને ફરી મુળ જેવી સ્થિતિ દેખાવા લાગી હોય તેમ જણાય છે.

[ "ઇતિશ્રી. ચતુર્થ સ્વપ્ન સમાપ્ત" ]

આગળ વધવું છે, આગળ વધવું છે, એમ વિચાર કરવાથી આગળ વધી શકાતું નથી. આગળ વધનારે પગ ઉંચકવોજ જોઇએ. જે રોજ કામ કરતો નથી. પણ સુઇ રહે છે, તે કેવી રીતે આગળ વધી શકે?

| ૨૩૮ | સ્થળ |
|---|---|
| આડેગળા | મુંબઇ |
| દેવળીયા | ,, |
| રાવત | ,, |
| દેવળીયા | થાણા |
| કોરીયા | પોરબંદર |
| કેસરા | ,, |
| ફટાણીયા | ,, |
| ભાવદીયા | ,, |
| રીંગડીયા | ,, |
| ગઢવાણા | નાની બંદર |
| આંડેગરા | માંગરોળ |
| આંડેગરા | ,, |
| જેઠવા | વેરાવળ |
| ...જુબાણીયા | ઓખાપોર્ટ |
| બારડવા | ,, |

{ ૨૦૦૬ શોધન હરિકાર્ડ નં. ૧ માં ગયા જવાબ-
વાળા વીના લવાજમે નોંધાએલા ગ્રાહકોના નામો. }

| | | | |
|---|---|---|---|
| ×૪૫ | શ્રી ગાંડુભાઈ રાણા | વાદેર | મરમડ |
| ૪૬ | ,, છગાભાઇ હરીભાઈ | અસલાલી | અમદાવાદ |
| ×૪૭ | , કાંતા બેન લખમણ | ચાવડા (આફ્રિકા) | મોમ્બાસા |
| ૯૮ | ,, છગનલાલ દેવરાજ | વદ (,,) | કેપરે |

[વધુ નામો આવતા અંકમાં]

× આવી નીશાનીવાળા બીન-ગ્રાહક બંધુઓ છે.
બાકીનાં ચાલુ ગ્રાહક છે.

## બીજા વર્ષના વધુ ગ્રાહકો

| | | | |
|---|---|---|---|
| ૨૭૯ | શ્રી લખમણભાઇ મેપજી | કોરીયા | શીલ |
| ૨૮૦ | ,, ઓધવજી દામજી | જેઠવા | અમરાપુર |
| ૨૮૧ | ,, વિશ્રામભાઇ રામજી | બારડવા (આફ્રીકા) | ફુકુર્ય |

## સાભાર સ્વિકાર

'પ્રકાશ' સહાયક ફંડ

મજકુર ફંડમાં નીચે જણાવેલી વધુ રકમ ભેટ તરીકે

# પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ

વર્ષ: ૩ જું ] ફેબ્રુઆરી, ૧૯૩૮. [ અંક : ૮


## ઝંકાર

(મેરે મૌલા બુલાલો મદિને મુઝે —રાહ)

મૈયા જ્ઞાતિ તણાં સહૂ બાળ તમે;
જાગો, માતની લેવા સંભાળ તમે.–ટેક.

રૂઢી તણાં ક્રુર બંધને અકળાઇ અશ્રુ સારતી,
જાગો ! ઉઠો ! અય, સુત-વિર, કહી એમ હા, પોકારતી;
નીતિ-ખડ્ગ ધરિ કરો બ્હાર તમે. મૈયા—

અજ્ઞાનની આંધી થકી, ઘર ઘર વીશે કંકાશ છે,
વિક્રય તણા જ્વાળામુખી ધીખતા જુઓ ચોપાસ છે;
બુઝવો જલતિ વિક્રયની ઝુવાળ તમે. મૈયા—

ઈતિહાસમાં નિજ કોમ માટે કંઇ વિરોની નામના,
આ લોક ને પરલોકમાં "કમરીન" છે યશોગાનમાં,
સાધી ઐકય કહાવો જયકાર તમે.
મૈયા જ્ઞાતિ તણાં સહૂ બાળ તમે.

પોરબંદર :] માસ્તર : "કમરીન"


| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
| --- | --- | --- |
| ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, | હીરજી જેરામ વીસાવાડીયા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઇ. નં. ૪. | મેપજી જુડાભાઇ ચાંરેગળા. | પરદેશમાં : ત્રણ શીલીંગ |

## સ્વપ્નની સ્હેલગાહ.

[ આણનાર : 'ઉંઘણસી'.

ભલા ગપ્પી, આજકાલ-બેકારીની હવા ઠેર ઠેર ફાટી નીકળી છે. આવા વખતે કોઇ ધંધો રોજગાર કરવા તારૂં મન થતું નથી?

મન તો ભાઇસાબ ઘણુંએ થાય છે મીત્ર, પણ શું કરૂં? ઘણીએ વખત ધંધાની શોધ-ખોળમાં કલાકોના કલાકો બેજાનું દહીં કરી નાખું છું પણ આપણે રહ્યા મુફલીસ માણસ એટલે નાણાં રોકીને કોઇ ધંધો વેપાર થઇજ શકે નહીં. પણ હા! એક ધંધો કરવા ઘણીએ વખત મારી ઇચ્છા થઇ આવે છે.

એ ધંધો શો છે? ગપ્પીદાસ.

સાંભળો મીત્ર, મને તો જો કોઇ નાત પટેલાંઇ અંગર તો ચોવટાઇ કરવા દે તો બસ બંદાનો બેડો પાર. વળી તેમાં કાંઇ મુડીની પણ જરૂર નથી પડતી.

અરે! મુર્ખ વળી એમાં તે શું લાડવો તું દેખી ગયો છે; વળી એ પટેલાંઇ કે ચોવટાઇ કરવા જેટલી લાયકાત પણ તારામાં શું બળી છે?

ત્યારે તમોને ખબરજ શું છે? ભાઇ જો તેના ગુણ તમોને કહું. એક તો તમામ નાતીલા આપણને ઝુકીને સલામો ભરે, આપણાથી નમતા કરતા રહે અને કમાણીમાં મહીને એકાદ ઘર માંડયું કે ભાંગ્યું. એટલે આપણો બેડો પાર. વળી તેમાં આવડતની શી જરૂર છે. જરા રોફ, દમામ અને ઉપયોગ-પુરતી દાંભીક લીલા આચરવા શીખી લેવું જોઇએ. અને વિશેષમાં બેચાર આપણી વાતો માં હાએ હા કહેનાર હાંજીડાઓ ગોતી લેવા જોઇએ. તેવાઓને જરા ખુશ રાખીએ એટલે બીલકુલ રસ્તો સાફ.

માની લે કે કદાચ તારી એ ઇચ્છા ફળીભૂત થાય તોપણ તેમાં તારૂં સાર્થક હું જોતો નથી. કારણ કે તેમાં તું કદાચ સુખી પણ થા તોપણ એ સુખ ક્ષણિક છે, કલંકિત છે અને બદબોથી ભરેલો એ પટેલાઇનો પંથ છે. એ સત્તા મળતાં તારામાં સ્વાર્થ બુદ્ધિ વધશે. અને એ સત્તાની ખુમારી અને જુલ્મ, અન્યાયો, અને આપખુદી વર્તાવવા તને ફરજ પાડશે અને એ દુરાચારો તની બદલે તારી એકોતેર પેઢીને કલંકીત કરશે.

જો એમજ હોય તો કોઇ પટેલાઇજ ન રાખતે અને પટેલ વગર કોઇ જ્ઞાતિના તંત્ર કે વહીવટો ચાલતેજ શાના?

એટલે કાંઇ બધા પટેલો એવા હોતા નથી. કેટલાકો તો જ્ઞાતિને સનમાર્ગે દોરી પોતાનું અમરત્વ કાયમ માટે રાખી જાય છે.

પણ દોસ્ત, જેવાં દેવ તેવી પુજા તો કરવી જોઇએજના? આપણા નાતિલાઓની તમોને કયાં ખબર નથી? જેવાં તેવા પટેલોને માનેજ શાના? ઉલટા પૂરે ચાલનારા આપણા કેટલાક ભાઇઓને તો કાંઇ લેવું દેવું નથી. કાંઇ કાર્ય આગળ થઇને કરવું નથી. અને કરનારાઓની નીંદા અને વગોવણીજ કરવી છે. એવાઓને

શીખ્યા કરવા કાંઇક રોડ તો બતાવવો જોઇએ ના?

રોકથી નહીં બલકે નરમાશથી, પ્રેમથી, અને સેવાવૃત્તિથી તેવાઓને સીધી રાહ પર લાવવા પ્રયત્ન થાય તો જરૂર એ સ્થિતિ મીટાવી શકાય. પરંતુ ઇર્ષા, કલેશ, અને પોતાને મોટાભા કહેવડાવવાની મનોદશામાં એવી શાણી વાતો સાંભળવા આપણા ભાઇઓને ફુરસદજ ક્યાં છે? ખીરાંદર:

["ઇતીશ્રી પંચગ સ્વપ્ન સમાપ્તા!"]

# પ્રેતભોજન અથવા લોહીના લાડુ

મરણ પાછળ આપણે જે જમણ કરીએ છીએ તે વિષે ઘણી જગ્યાએ લખવામાં આવેલ છે તથા સારા સારા જ્ઞાની માણસો મારફત આપણને સમજાવવામાં પણ આવેલ છે કે તે રૂઢિ તદન બંધ થવી જોઇએ. છતાં આપણે આપણી પામર મનોદશાને લઇને તેનો સામનો નથી કરી શકતા. તો તે ઉપર આપ દરેક ભાઇને પુરતો વિચાર કરી સેવા વિનંતી કરી તે વાજબી રિવાજ છે કે ફક્ત સ્વાર્થ-ઘેલા મનુષ્યોએ આપણા ઉપર ખોટી લાદેલી મુર્ખાઇ તો છે તેની તુલના કરવાનું આપ ઉપર છોડું છું.

મનુષ્યના મરણ પાછળ જમણ કરી તેને (જીવને) મુક્તિ મળે છે એમ માનવું તે તો એક અંધશ્રદ્ધા સિવાય બીજું કાંઇ નથી. જે વહુએ સાસુના જીવતાં ચાકરી નથી કરી, જે સાસુની સાથે ભીકાશથી વાતો કરી પણ તેનું મન રાજી નથી રાખ્યું તેના મરી જવા પાછળ જ્ઞાતિ જમાડવી તે તો સમાજને ઠગવા પુરતુંજ કહી શકાય. તથા જ્ઞાતિ ભોજન કરી મનમાં બહુજ ફુલાઇ વાતો કરશે કે અમોએ તો અમારી વૃદ્ધ સાસુ પાછળ નાત જમાડી છે? જાણે કેમ તે નાત જમાડી કોઇ મરી ગયેલ પાછળ મોટી ફરજ બજાવી હોય! આમ ખોટા રિવાજોને પોષણ આપી આપણે આપણું ખરૂં કર્તવ્ય ભુલી ગયા છીએ.

ઘણાં કુટુંબો પોતાના ગુજરી ગયેલ વડીલો માટે દર સાલ શ્રાદ્ધ કરી પોતાના ખોરડાં ઉપર વાસ નાખી, તથા બ્રાહ્મણ જમાડી જાણે પોતાના માબાપો પ્રત્યે પોતાની બહુજ લાગણી છે તેવું બતાવવા સગાસંબંધીને નોતરી તેમની પાછળ જમણ ઉડાવે છે તો શું તે વાજબી રિવાજ છે? મારે કહેવું જોઇએ કે તે રિવાજનો દરતોજ આપણે ભુલી ગયા છીએ. મા કે બાપ જીવતાં તેની સાથે લડાઇઓ કરી કજીયા કરી તથા છેવટે વૃદ્ધા—વસ્થામાં તેમને ખાવાને માટે પુરતો ખોરાક પણ ન આપો અને મરી ગયા પછી તેની પાછળ દર સાલ તિથિ ઉજવી ખોરડા ઉપર વાસ નાખી દંભ કરી ઇશ્વરને પણ ઠગવાનો રસ્તો લેવો તે તો અજ્ઞાન અને મુર્ખને માટેજ વાજબી હોય. આવા રિતરિવાજોથી આપણું કંઇ ભલું થવાનું નથી. ખરી રીતે તો આપણે આપણાં વડીલોના જીવતાં આપ

ત્યાંથી બને તેટલી તેની સેવા ચાકરી બજાવી તેને અંત સુધી રાજી રાખી આપણી ફરજ અદા કરવી જોઇએ. મરી ગયા બાદ આવાં દહાડાપાણી કરવાં તે તો આપણને સ્વાર્થી માણસોએ અવળે રસ્તે ચડાવી સ્વાર્થ સાધવાની રચેલી બાજી છે.

જો કદાચ આપણને આપણા સ્વર્ગસ્થ સગા તથા વડીલો સંબંધી લાગણી થતી હોય તો અનાથો, અપંગો અને નિરાધાર કુટુંબોને મદદ આપી તેમનો આશીર્વાદ મેળવી શકીએ. છો. સિવાય અલમસ્ત અને જેણે આખી જીંદગી મિષ્ટાન જમી શરીરને આળસુ બનાવી દીધું છે એવા સ્વાર્થી લોકોને જમાડવાથી કશો લાભ છેજ નહી. બલકે નુકશાનજ છે.

મરણે પાછળ જ્ઞાતિભોજન સમજુ અને વિચારવંત કુટુંબ કદી નજ કરી શકે. પ્રભુએ આપણને મનુષ્ય જન્મ આપેલ છે તો જરૂર આપણે વિચાર કરી શકીએ કે હજુ પાંચ દસ દિવસ થયાંજ ઘરનો મોવડી કોઇ કે ઘરનો વડીલ કોઇ તે સ્વર્ગસ્થ થાય છે. હજુ તેમના કુટુંબનાં માણસોની આંખમાં આંસુ પણ સુકાયા નથી. જેનાં બચ્ચાંઓ નિરાધાર થઇ પડેલ છે તથા અમોને હવે પાળી પોષી કોણ મોટા કરશે તથા અમારૂં દુઃખ હવે કોણ ટાળશે તેવા વિચારો જેને ચોવીસે કલાક હૃદયમાંથી ખસતા નથી ત્યાં તો જ્ઞાતિની રાક્ષસી રૂઢિ આપણા ઉપર ચડી બેસે છે કે દહાડો (જ્ઞાતિભોજન) કરવોજ પડશે. પછી ભલે તે નિરાધાર થઇ પડેલા કુટુંબને ઘરમાં ખાવા માટે રહે કે નહીં તેની જ્ઞાતિના બેડખાંઓને કશી ચિંતા હોતીજ નથી અને કરજ કરીને કે ઘરમાં હોય તે વેચીને પણ આપણે તે નકામી માની લીધેલી આબરૂને મોઢું રૂપ આપી તે રૂઢિને તાબે થઇએ છીએ. શું તેમાં આપણું શ્રેય થવાનું છે? કદી નહીં.

જ્ઞાતિના અગ્રેસર અને સમજૂ ભાઇઓએ આ રૂઢિને નાબુદ કરવા માટે બનતો પ્રયત્ન કરવો જોઇએ તથા જેમ બને તેમ મરનાર પાછળ જ્ઞાતિભોજન કરનાર વ્યકિતને સમજાવી તેને સહાય આપી પોતે દહાડા પાણી જેવી કુરૂઢિઓથી વિરૂધ્ધ છે તેવું તેને સમજાવી સાથ આપવો જોઇએ. તથા જો કદાચ તે મૃતદેહ પાછળ તેમના સગાંઓને બે પૈસા ખર્ચવા વિચાર હોય તો ઉપર લખ્યા મુજબ ગરીબ નિરાધાર કુટુંબોને કે આપણાં ગરીબ ભાડુંઓને કેળવણી માટે તે પૈસાની મદદ આપવામાં ખર્ચી તેમનો આશીર્વાદ મેળવી શકીએ.

પોરબંદર :
હાલ આફ્રીકા.
લી૦
નારણભાઇ માંડણ ભરડવા

●

આગળ વધવામાં ઘણી ભૂતાવળો આડે આવે છે. ઇર્ષ્યા એમાંની એક છે. જે સરખામણી કરે છે, તે સ્પર્ધા કરવા લલચાય છે; જે સ્પર્ધા કરે છે, તેનામાં ઇર્ષ્યા આવે છે; ઇર્ષ્યા પ્રગતિને રોકે છે. એટલું જ નહિ પણ પ્રગતિમાંથી વ્યકિતને ભ્રષ્ટ કરે છે.

# " આશાના ઉંબરમાં "

વ્હાલા બંધુઓ,

આપણી પ્રજાપતિ જ્ઞાતિમાં સંપ અને સંગઠ્ઠન કરવાની મુખ્ય જરૂરિયાત છે. આ જરૂરિયાત ત્યારેજ પૂરી થઇ શકે કે જ્યારે બંધુએ બંધુની આંખોમાં અમિઝરણાં વહેતાં હોય. દુર્ભાગ્યે આપણી જ્ઞાતિમાં ઇર્ષાનો અગ્નિ થોડેઘણે અંશે પણ ધીખી રહ્યો છે. બંધુઓ! સાથે ખાઓ, પીઓ, પછી જુઓ કે સંપનું પરિણામ શું આવે છે! હવે ત્યાગો એ જુગ જુની ઇર્ષાને! "ફલાણો પૈસાદાર છે. એ મોટરમાં ફરે છે તો આપણે કેમ નહિ?" વગેરે એવા ઇર્ષાના પ્રશ્નો મનમાં ન લાવતાં, એ તમારો ભાઇ છે, એની પાસે હશે તો કોઇ દહાડો તમને દુઃખી દેખી એને દાઝ થશે એવું મનમાં આણી આનંદિત બનો.

બંધુઓ! જગાવો એકતા! અને વર્ષાવો આનંદ! નાબુદ કરો એ 'બાવંદા' શબ્દને! નકામી ચર્ચા કે મીટીંગ બોલાવાથી કાંઇ ન મળે. તમે તમારા ખરા દીલથી પ્રતિજ્ઞા કરો કે "હું પ્રજાપતિ છું અને મારા જ્ઞાતિબંધુને દુઃખી દેખી તેને સહાય કરવા કોઇપણ સમયે તત્પર રહીશ," કરો એવી પ્રતિજ્ઞા. અને દરેક બંધુની લાગણી અનુભવો. "સંપ કેમ થાય?" એ નિર્બળ શબ્દોજ તમારો સંપ નથી થવા દેતા. તમે જો સંપ કરવા ઇચ્છતા હો તો પૂછજો તમારા હૃદયને કે "સંપ કેમ ન થાય?" તો તો જરૂર જવાબ મળશે કે "થાય," અને તે સાથે આનંદોદ્દેકરાથી, અદેખાઇને ત્યાગવાથી આપણી જ્ઞાતિનો પ્રત્યેક બંધુ બીજા બંધુને જોઇ આનંદિત નથી થતો પણ ઝેરથી જુએ છે. આ દ્રષ્ટિ અમિદ્રષ્ટિમાં ફેરવાઇ જાય તો પ્રજાપતિ જ્ઞાતિ કે જે સુખી થવાની ભાવી આશા રાખે છે, તે એ આશાના ઉંબરમાંજ છે તેમ કહેવું અતિશયોક્તિ નહિ ગણાય.

નાઇરોબી: (કેનિઆ) } નારણ કરસન પાલખાણીઆ (વિદ્યાર્થી)

# સોરઠીયા પ્રજાપતી બંધુઓને વિનંતી.

આજે સગતને બહાને હજારો યુવક—યુવતીઓની રૂઢિની વેદી-પર આહુતિ અપાઇ છે અનેક યુવાનોના જીવન ઝેરમય બની રહ્યા છે અસંખ્ય બાળાઓની નીર્દોષ ગરદન ઉપર એ કાતિલ છુરી ફરી રહી છે; સેંકડો કહેવાતા માતા પીતાઓ એ કન્યા વિક્રયના ધીકતા ધંધામાંથી નફો નીતરી રહ્યા છે.

આજના યુવાનોને એક બાજુ રોટીનો પ્રશ્ન મુંજવી રહયો છે. બીજી બાજુ રાજકીય અને સામાજીક બંધનોની નાગચુડ પ્રતિપળે વધુ જોરથી ભીસી રહી છે. કેટલાક બંધુઓને ખાવા અને પહેરવાં વસ્ત્ર પણ મળતા નથી.

# ત્રીજા વર્ષના નોંધાયેલા ગ્રાહકો

| ગ્રા. નં. | નામ | અટક | સ્થળ |
|---|---|---|---|
| ૪૮ | શ્રી અરજણભાઈ નરશી | રાવત | મુંબાઈ |
| ૪૯ | ,, હીરાભાઈ ભીકા | વીસાવાડીયા | વેરાવળ |
| ૫૦ | ,, જેઠાભાઈ રાણા | શીંગડીયા | કોન-કલ્યાણ |
| ૫૧ | ,, પુરૂષોત્તમ મેરારજી | ગીગ્રી | મુંબાઈ |
| ૫૨ | ,, નથુભાઈ રામસી | શીંગડીયા | જુના-કુરલા |
| ૫૩ | ,, લખમણભાઈ ગેમજી | ફોરીયા | શીલ |
| ×૫૪ | ,, નાગજીભાઈ રામજીભાઈ | આંકોલેનરીયા | ભરૂચ |
| ૫૫ | ,, ભીમજીભાઈ રૂડાભાઈ | યાદવ | માણાવદર |
| ×૫૬ | ,, રામજીભાઈ માધા | ગઢવાણા | નવીબંદર |
| ×૫૭ | ,, માંડણભાઈ કાળા | જગતીયા | પોરબંદર |
| ×૫૮ | ,, નાથાભાઈ હાજા | વાળા | ,, |
| ૫૯ | ,, આંબાભાઈ નારણ | ઝાંપા | બાંટવા |
| ૬૦ | ,, ઓધવજી ભીમજી | જેઠવા | જુનાગઢ |
| ૬૧ | ,, ઉમરાજભાઈ રામજી | કુકડીયા | ,, |
| ૬૨ | ડૉ. શ્રી ખંડુભાઈ કેશવજી | કુશળકાર | મુંબાઈ |
| ૬૩ | શ્રી રામજીભાઈ દામજી | ગોલા | સુત્રાપાડા |
| ૬૪ | ,, રામજીભાઈ કરસન | નેના | કણેરી |
| ૬૫ | ,, મેઘજીભાઈ મુંજા | દેવળીયા | કેશોદ |
| ૬૬ | ,, આંબાભાઈ જેઠા | વરૂ | ,, |
| ૬૭ | ,, મોહનલાલ કાળાભાઈ | ઝાંપા | ,, |
| ૬૮ | ,, દેવાભાઈ પિતાંબર | ટાંક | બારાડી |
| ૬૯ | મીસ્ત્રી માધવજી ભવાનજી | ચૌહાણ | અમદાવાદ |
| ૭૦ | ,, નારણ મેરામણ | ઘેડીયા | મુંબાઈ |
| ×૭૧ | શ્રીમતી કેશરબાઈ કચરા | ગઢવાણા | નવીબંદર |
| ૭૨ | શ્રી ભવાનભાઈ નથુ | ઘોડીયા (આફ્રિકા) | ન્યેરી |
| ૭૩ | ,, માવજીભાઈ કાનજી | ભરડવા ,, | ,, |
| ૭૪ | ,, રામજીભાઈ મુંજા | આહીર | રાણાવાવ |
| ૭૫ | ,, વીરજી રાજાભાઈ | દેવળીયા ( ,, ) | દારેસલામ |
| ૭૬ | ,, કાળાભાઈ દેવા પાણખાણીયા | ( ,, ) | નકુરૂ, |

[ વધુ નામો આવતા અંકમાં ]

× આવી નીશાનીવાળા બંધુઓ ત્રીજા વર્ષથી નોંધાયા છે.

## બીજા વર્ષના વધુ ગ્રાહકો

| | | | |
|---|---|---|---|
| ૨૮૨ | શ્રી કરશનભાઈ વીરજી | કુકડીયા | મુંબાઈ |
| ૨૮૩ | ,, મનજીભાઈ શવજી | પરમાર | પોરબંદર |
| ૨૮૪ | ,, પુરૂષોત્તમ મુલજી ચાવડા | (આફ્રિકા) | કમુસી |

# સાભાર સ્વિકાર

નીચે જણાવેલા વધુ ભાઈબંધ પત્રોના અંકો અમોને બદલામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએ:—

| | | | |
|---|---|---|---|
| ૬૩ | "યોગમ" | — ( માસિક ) | ભાવનગર |
| ૬૪ | "પ્રાણામીધર્મ પત્રિકા | ( ,, ) | જામનગર |
| ૬૫ | "નકોર" | ( ,, ) | રાજકોટ |
| ૬૬ | "પ્રમાન" | ( અઠવાડીક ) | અમદાવાદ |

 પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ 

વર્ષ: ૩ જું] માર્ચ, ૧૯૩૮. [અંક : ૯

# પ્રાર્થના?

ત્રાટક છંદ

કરૂણેશ-ગણેશ-મહેશ વિભો,
અમ રંક પરે કર રેમ પ્રભો;
વિલસે ગગનાંગણ તેજ પ્રભા,
ત્યમ અંતર સિંચવ ધુતિ સદા;
કરજોડી નમું અરૂણો દંસમે,
વિણ તું અમ પાપજ કોણ દમે;
મનથી-તનથી શુભ ધ્યાન ધરૂં,
અભિમાન સદોદિત દૂર કરૂં;
રીતિ-ભક્તિ તણા સુખદાસ તમે,
જગનાયક છો અવિનાશ તમે;
નવચેતન સિંચવનાર વિભો,
અમ જીવન-પંથ ઉજ્વળ પ્રભો.

પોરબંદર:] "કેસરીન"

ધૃતિ=પ્રકાશ, દમે=તારાજ કરે, નષ્ટ કરે

| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
|---|---|---|
| ૯/૬૫, દુર્ગાદેવી રોડ, | હીરજી જેરામ ધીસાવાડીયા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઇ. નં. ૪. | મેઘજી જુહાભાઇ ચાંડેગળા | પરદેશમાં : ત્રણ શીલીંગ |

# સ્વપ્નની સ્હેલગાહ

[ માણનાર=ઉંઘણશી

દોસ્ત! ગપ્પી. જગતમાં પારકા પૈસે પરમાર્થ કરનારાઓની સંખ્યા ઓછી નથી હો! જુઓને આપણા વંથળી-સોરઠના વૃદ્ધ પટેલને આવુંજ શુર ચડયું. અને ફલેગારીના ફાંફા સાથ જ્ઞાતિના સોએક રૂપીયાનું વિના કારણ પાણી કરી નાંખ્યું.

ભાઇસાબ:ઓનો ખડેકી જાતાં ખડેજ જાને "માણસ માત્રને પ્રતિષ્ઠા ખપે છે! એ વસ્તુ મેળવવા માણસે કાંઇક નવું તો કરી બતાવવું જોઇએ નાં! પણ વંથળીના પટેલ બાપુએ વળી શું ડંક ધા માર્યો ગોતો કહે."

વાત એમ છે કે જુનાગઢ પરિષદના ઠરાવ અનુસાર કેટલાક મહાલોમાં સંમેલન ફંડના ઉઘરાણાં થએલ. તેમ આ મહાલમાં પણ સોએક રૂપીયા એકઠા કરી પટેલશ્રીની ખાનદાની ઉપર ત્યાંની જ્ઞાતિએ એ અનામત રકમ તેમને સુપ્રત કરી. પાછળથી પટેલશ્રીની માલમલીદા ઉડાવવાની લાલસા તીવ્ર બની અને બસ ત્યાંની સમસ્ત જ્ઞાતિના સભ્યોની વિરૂદ્ધ જઇને બીન અધીકારે ગીષ્ટાંન પ્રેમીઓની જમાત એકઠી કરી એ રકમનું નામું માંડી વાળ્યું.

અરે યાર! તેમાં શું થયું. પટેલ બાપુએ અગમ બુદ્દિનો તેમાં ઉપયોગ કર્યો. આખરે પણ તે રકમનો ઉપયોગ તો એજ થવાનો હતોને? તેણે વિચાર્યું હશે કે આપણા ભાઇઓ ક્યાં રીધા ચાલે તેમ છે? સમીયન (સંમેલન) ભરાવાનું હશે ત્યારની વાત ત્યારે. હમણાં તો ક્ષુધાતુર આત્માઓને શાંત કરો.

, પણ ગપ્પી એક કાર્ય માટે એકઠી થએલ રકમ બીજા માર્ગે ઉડાડી દેવાનો તેને અધીકાર શું હોઇ શકે!

અધીકાર! અરે શું કહું! ભાઇસાબ, જ્ઞાતિના પટેલ થયા એટલે અધીકારના તેઓ ઇજારદાર સમજો ઇજારદાર. તેઓનું ફરમાન એજ ઇશ્વરી ફરમાન, તેમની ઇચ્છા એજ કાયદો. જો.તેઓ ઇચ્છે તો ભાલભલા આદમીઓને પણ દંડાવી મુકે. આવા કોઇ પટેલ સાહેબોના સંકજામાં તમો આવ્યા નથી લાગતા! નહીંતર આવી વાહીયાત વાતો કરતા ભુલી જાઓ સમજ્યા?

પણ જ્ઞાતિનું શ્રેય તેઓને શું લાડુમાંજ દેખાતું હશે? આવી રકમ કોઇ જ્ઞાતિ સુધારણામાં અગર બાળકોને શિક્ષણ આપવા કોઇ સન્માર્ગે વાપરવા માટે શું તેઓની બુદ્ધિ બ્હેર મારી ગઇ હશે?

શું કરૂં મીત્ર, મારી તો કોઇ સુલાહજ ન લે! નહીંતર ત્યાંના નાનીલાઓ જો ઇચ્છે તો "અંબાજીના કુકડા"ની માફક એ લાડુ તો પેટમાં પધરાવ્યા પણ જવાબ આપે અને ફરીને કોઇ પટેલ બાપુ આવી થાપણોનો દુર ઉપયોગ કરતાં થરથર કંપે તેવી ધારણી બેસી જાય.

પણ મીત્ર, આંધળા સેના નાયકની સેના તો અંધારજ હોય ને! એવી પારકી પંચાત

કરવા તારા-મારા જેવા નવરા કોણુ હોય અને કુંભાર કહે કોણુ? એ પણ વિચારવું એટલી અજ્ઞાનતા દૂર થાય તો આપણુને જોઇએ નાં?

"ઇતીશ્રી પંચમ સ્વપ્ન સમાપ્ત"

●

# બા ળ લ ગ્ન ના ગે ર લા ભ

અસલના વખતમાં "બાળલગ્ન" જેવું કાંઇ નહોતું. બાળક સમજણું થતું કે તરતજ તેને જનોઇ આપ્યા બાદ ગુરૂને ત્યાં વિદ્યા-અભ્યાસ માટે મોકલતા. ત્યાં ચોવીશ વરસની ઉમર સુધી વિદ્યા ભણી તે ઘેર આવતો અને પછી યોગ્ય કન્યા સાથે લગ્ન કરી તે ગૃહસ્થાશ્રમી થતો. ત્યાં પછી બાળલગ્નનો સવાલજ રહેતો નહિં.

તેનાથી ઘણા ઉમદા ફાયદા થતા. તે વખતે બ્રહ્મચર્ય બરાબર પળાતું. છોકરાઓને એવી જગ્યાએ રાખવામાં આવતા કે જ્યાં તેને સ્ત્રીનો જરા પણ સમાગમ થઇ શકતો નહી. એટલે તે શરીરે કદાવર તથા તેના ચહેરાનું તેજ કોઇ ઓરજ હતું. તેની મનોવૃતી ઘણી મજબુત હતી. પ્રજા બહુ મોટી ઉમરે પેદા થતી અને તે પણ સુદૃઢ તથા મજબુત થતી અને બાહુ મોટા પરાક્રમ કરી શકતી જે આપણા જુના ધર્મગ્રંથો ઉપરથી સાબીત થાય છે. તેમનામાં કમાવાની શકિત હતી, તેથી-ભૂખમરો ઓછો હતો. પરણ્યા પછી પણ તેઓ બ્રહ્મચર્ય પાળતા તેથી થોડી પ્રજા ઉત્પન્ન થતી જેનુ તે વિના મુશ્કેલીએ ભરણુપોષણુ કરી શકતા.

ત્યારે બાળલગ્નની પ્રથા ક્યાંથી શરૂ થઇ? તે કરનાર સમાજ છે એટલે કે આપણેજ છીએ. નકામો આપણે બીજાને દોષ દઇએ છીએ. માબાપને મનમાં થાય કે અમે અમારી આંખોએ અમારા સંતાનોના લગ્ન જોઇએ અને લ્હાવો લઇએ પછી કાલ સવારે શું થયું શું નહી. પણ માબાપ જાણતા નથી કે તેમનીજ પ્રજાનો તેઓ નાશ કરી રહ્યા છે. માટે જો આ કુરીવાજ અટકાવવો હોય તો તે માબાપજ અટકાવી શકે. માટે તેઓએજ સમજવું જોઇએ. કદાચ નશીબમાં એમ લખ્યું હોય અને માબાપની આયુષ્ય ખુટી હોય તો પછી કોઇ પણ શું કરે? કદાચ માબાપ એવો ખોટો લ્હાવો ન લે તો શું બગડી જાય? તેમની પ્રજાનો નાશ થતો તો અટકેજ.

બાળલગ્નની ખરાબ પ્રથા અટકાવવાથી ઘણા ફાયદા થાય છે, પણ તે પ્રથા ચાલુ રાખવાથી એવા ખરાબ પરિણામ આવે છે કે જેથી તેઓને, તેમની પ્રજાને, સમસ્ત સમાજને તથા આખા દેશને ઘણુંજ સોસવું પડે છે. માબાપને બાળલગ્ન કરવાથી લગ્નનો ખર્ચ ઉઠાવવો પડે છે. હવુ માબાપ પોતેજ કમાવા શીખ્યા હોય ત્યારે તેમની પ્રજા કે

જેના 'શુભ' લગ્ન થના હોય તે તો ક્યાંથી કમાઇને માબાપને લગ્નના પ્રસંગે મદદ કરે? હવે જે પ્રજાના લગ્ન થના હોય તેની ઉમર માત્ર પાંચથી દશ વરસની હોય છે. પુરૂં બોલતાં તથા કપડાં પહેરતાં પણ આવડતું નથી. ત્યારે ભણવાની એટલે કે કેળવણીની તો વાતજ શી કરવી? લગ્ન થયા પછી પણ તેઓ જાણતા નથી અને સારૂં જ્ઞાન તથા સમજ આવતી નથી. પ્રજા કમાતી તો નથી પણ માબાપને બોજારૂપ થઇ પડે છે. પુરેપુરી યુવાની આવ્યા બાદ તેઓ સ્ત્રીસેવન કરે છે અને અપરિપક્વ વિર્યને લીધે નમાલી તથા માયકાંગલી પ્રજા પેદા કરે છે. જે માબાપના બોજામાં વધારો કરે છે. જ્યાં તેઓ પોતાનું તથા પોતાની પ્રજાનું ભલું કરી શકતા નથી; ત્યારે તેઓ પોતાની જ્ઞાતિ, સમાજ તથા પોતાના વહાલા દેશ માટે કશુંજ કરી શકે નહી; એ ચોકસ છે. આપણો આ પરાધિન દેશ સ્વતંત્ર થઇ શકેજ નહી અને તેવી આશા રાખવી તે હવામાં મહેલ બાંધવા બરાબર છે.

માટે હે વહાલા પ્રજાપતિ અગ્રેસરો તથા બંધુઓ! જો આપણે આ આપણી ખરાબ સ્થિતિ સુધારવી હોય અને આપણી આ અજ્ઞાન અને અશિક્ષિત જ્ઞાતિને દુનીઆની બીજી જ્ઞાતિઓની બરાબરી કરવી હોય તો આ કુરીવાજ જે આપણી જ્ઞાતિમાં ઉંડાં મુળ નાખીને પેસી ગએલો છે. તેને જડમુળથી સદંતર દૂર કરવો જોઇએ તે દરેક જ્ઞાતિ બંધુઓની પહેલી ફરજ છે. આ કુંભકર્ણની ઘોર નિંદ્રામાંથી જાગો; સાવધ થાવ. સમજો અને આ આસુરી રિવાજને દુર કરવામાં આગે કુચ કરો. ઇશ્વર સર્વને આ વિચારવાની શકિત તથા સદ્‌બુદ્ધિ આપે અને આમ કરવાનું પ્રેરે. અસ્તુ!

ચોરવાડ:} કરશન દામાભાઇ

●

## "આગેવાની"

આગેવાની લઇ આગેવાન બનવાના ઉમેદવાર ઘણાં છે પણ. એમાંથી સાચી આગેવાની આપી શકે એવા બહુ થોડા હોય છે. આગેવાની લેનારમાં સેવા પ્રધાન્યપદે હોય પણ સાથે સાથે પોતાની સાથે કામ કરનારાઓ તરફ ઉદારતા, ક્ષમા–શિલતા અને પ્રસન્નતા રાખવામાં આગેવાની લેનાર વ્યકિત સંપૂર્ણ હોવી જોઇએ. પોતાના સહકર્મચારીઓ અને પોતાના હાથ નીચે કામ કરનારાઓના ન્હાનાં કામોને એણે મોટાં કરી બતાવવાં જોઇએ. અને એમના અવગુણ તરફ ન જોતાં એમાં જેટલાં ગુણ હોય એને વધાવી લઇ હંમેશાં એને પ્રોત્સાહન આપવું જોઇએ. પોતાના કાર્યમાં જીત થાય તો એ જીતનું સર્વ માન પોતાના સાથીઓને આપી એ સાથીઓને દરેક પ્રસંગે યશના ભાગીદાર બનાવે છે, એજ આગેવાનની આગેવાની દીપી ઉઠે છે. વિરોધ કરનાર તરફ ક્ષમાભાવ, નિંદાખોરો તરફ પ્રેમ ભાવ અને પ્રસંશા કરનારાઓ તરફ સમભાવ રાખી જે આગેવાન આગળ પગલાં માંડે છે એની આગેવાની વંદનિય બને છે.

નાઇરોબી (કેનિઆ) } નારણ કરસન પાણખાણીઆ (વિદ્યાર્થી)

# મણી

## " એક કલ્પિત વાર્તા "

એક નાનકડા ગામમાં રામજી ભગત રહેતા હતા. તે પ્રભુના ઘરના માણસ હતા. તેમને મણી નામની એક નાની પુત્રી હતી. તેમનું ઘર ગરીબ હાલતમાં હતું પણ જ્ઞાતિમાં કુળવાન ગણાતું. સોહાની દયા રામજી ભગત ઉપર સારી હતી તેથી તેનું કુટુંબ ખાધે પીધે સુખી હતું.

પ્રભુની ગતિ ન્યારી છે. તેના ઘરની કોઇને ખબર પડતી નથી, દિવસને જતાં કંઇ વાર લાગે છે? નાની મણી હવે ઉમર લાયક થઇ છે. તેમ રામજી ભગતને ચીંતા થવા લાગી કે હે પ્રભુ મણીના લગ્ન કર્યા પછી મારૂં મૃત્યુ થાય એવી તેની માગણી હતી પણ પ્રભુની ગતિ અપરંપાર છે. બે ચાર દિવસના તાવની બિમારીથી રામજી ભગત સ્વર્ગે સીધાવ્યા પછી ભગતની પત્ની મોતીબાઇ ઉત્તર ક્રિયાની ચીંતામાં પડયા અને એક બાજુ મણીના લગ્નની ચીંતા હતી. ત્યાં તો વળી ભગતના મૃત્યુએ મોતીબાઇને દુઃખના દરીયામાં ડુબાવી દીધી. અને તર્કવિતર્કમાં એકાદ દિવસ ગયો.

ઘરમાં પૈસાની તંગી હતી તેમ ઉત્તર ક્રિયા કર્યા વિના ચાલે તેમ હતું જ નહિ. કારણ કે જો ઉત્તર ક્રિયા કરે નહિ તો પટેલ જ્ઞાતિ બહાર મુકે અને પછી મણીનાં લગ્નનું શું થાય? અને તેને ક્યાં પરણાવે? આવા વિચારથી તેનુ મન વિચારમાં પડયું. એટલામાં બહારથી સાદ આવ્યો કે મણી બારણું ઉઘાડો. મા દીકરીએ એકી અવાજે સાદ ઓળખ્યો અને હૃદયમાં બીક પેઠી. એ સાદ જ્ઞાતિ પટેલનો હતો. થોડી વારે મણીએ બારણું ઉઘાડયું. મુખ ઉપર દીલગીરીનો ઢોંગ કરી પટેલ ઘરમાં દાખલ થયા. જરાવાર ખોટાં આંસુ પાડી મોતીબાઇને દિલાસો આપવા લાગ્યા. હશે પ્રભુને જે ગમ્યું તે ખરૂં. એમાં આપણું થોડું ચાલે છે, જે જન્મ્યું તે તો જવાનું જ. પછી કોઇ બે દિવસ મોડું કે વહેલું, પણ મોત તો દરેકને માટે છે જ. પણ મણીને પરણાવી હોત તો વાંધો ન હતો. થોડી વાર પછી પટેલ બોલ્યા એતો બધું "ઠીક જ" પણ ઉત્તર ક્રિયાનો શું વિચાર કર્યો? પટેલ બાપા, ઘરમાં એક પૈસો પણ નથી હવે મારે શું કરવું તે મને સુજતું નથી.

( અપૂર્ણ )

લીંબુડા (ગાટવા)] દેવશી રાજાભાઇ ગોલા

---

## લવાજમ મોકલો

અવારનવાર સૂચનાઓ કર્યા છતાં પણ ઘણાખરા ભાઇઓએ પોતાનું લવાજમ હજી સુધી મોકલ્યું નથી. દેશના એવા ગ્રાહક બંધુઓના આ અંક સાથે મનીઓર્ડરનું ફારમ બીડયું છે તેમાં પોતાનું નામ ભરીને લવાજમ મનીઓર્ડરથી મોકલી આપવા વિનંતી કરીએ છીએ. પરદેશના ગ્રાહક બંધુઓ લવાજમ બ્રી. પોસ્ટલ ઓર્ડરથી મોકલે.

વ્યવસ્થાપકો

# "જ્ઞાતિ વરાના ગેરફાયદા"

(૧) હાલના ચાલુ જમાનામાં જ્યાં કેળવણી હુન્નર ઉદ્યોગ અને બીજા અનેક પ્રગતિના સાધનો માટે પૈસા ખર્ચી આગળ વધવાની જરૂરીઆત છે ત્યાં જ્ઞાતિ જેવા વરા પાછળ ખર્ચ કરવા આપણી પાસે સાધન રહેતું નથી.

(૨) કદાચ કેટલાક સાધન સંપન્ન માણસ જ્ઞાતિવરા કરે તો પણ મનુષ્ય સ્વભાવ દેખાદેખીથી અનુકરણ કરનારો હોઇ જ્ઞાતિના બીજા માણસો પણ શક્તિ ન છતાં તેવા ખર્ચ કરવા પ્રેરાય છે, તેથી સાધન સંપન્ન માણસોએ પણ આવા પૈસા જ્ઞાતિવરામાં ન ખર્ચતાં પ્રગતિના બીજા સાધનમાં ખર્ચવા હિતાવહ છે.

(૩) જ્ઞાતિ જમણ આપવાથી ફક્ત એક વખતના વાળુનો લાભજ બીજાઓને થાય છે, જ્યારે એજ પૈસા બીજા પ્રગતિના સાધનમાં ખર્ચવાથી માણસ જીંદગી સુધી સારી કમાણી કરતો થાય છે.

(૪) જ્ઞાતિ જમણો કરવાથી સમુદના રંધાના પાકમાં અન્ન રાંધવા માટેના વાસણો વગેરેની સ્વચ્છતા તથા અનાજની સાફસુફી બરાબર ન થઇ શકવાની પૂરી સંભાળ ના હોવાથી આરોગ્ય બગડવાનો ભય રહે છે.

(૫) જ્ઞાતિવરા એક બીજા માણસો કર્યાજ કરે છે અને તે રૂઢી પડી જવાથી બધા માણસો દેખાદેખીથી શક્તિ ન છતાં કરવા પડવાનો પ્રસંગ આવે તેથી કરજ કરીને પણ તેઓ તેવા ખર્ચો કરે છે. પરિણામે વ્યાજ વગેરેના બોજાથી બાપદાદાની સ્થાવર મિલ્કત પણ વેચવાનો પ્રસંગ આવે છે અને માણસો તદ્દન પાયમાલ થતા જાય છે. માટે હે પ્રજાપતિ ભાઇઓ, આ ખોટા રિવાજને જડમૂળથી ઉખેડી નાખવા જોઇએ. તોજ આપણી પ્રજાપતિ કોમની ઉન્નતિ થાય.

લી. જ્ઞાતિ સેવક,

રહીશ વરવાળા } પ્રજાપતિ શામજી નથુભાઇ પાનખાણીઆ

(વિદ્યાર્થી) એન. ડી. એચ હાઇસ્કૂલ દ્વારકા.

●

## "મોટા માણસ"

ઉમરમાં મોટા હોય, પૈસે ટકે મોટા હોય, વિદ્વતામાં મોટા હોય, સાક્ષરતામાં મોટા હોય એટલીજ માણસ મોટા ગણાય છે એમ માની લેવાનું નથી. પણ જે માણસ ઉમરમાં મોટા હોય તો મોટા માણસ તરીકે ને જોખમદારી સમજીને પોતાથી નાના માણસોને યોગ્ય સલાહ, સુચના અને સહાય આપતો હોય; પૈસે ટકે મોટા હોય તો પોતાની આસપાસના ગરીબોને પોતે સાચા દીલથી સહાય આપતો હોય; વિદ્વતામાં મોટા હોય તો પોતાની આસપાસના માણસોમાં અજ્ઞાન ટાળવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતો હોય; સાક્ષરતામાં મોટા હોય તો લાખો કરોડો નિરક્ષરોને શિક્ષણ આપવા સદૈવ પ્રયત્નો કરતો હોય; એજ માણસ ભવિષ્યમાં મોટા માણસ બની શકે.

નારદોભાઇ] નારણ કરશન પાલખાણીયા

## મોજ શોખ અને ખર્ચાળ જીંદગી ભોગવવાનો કોઇને હક નથી

Consider whether, even supposing it guiltless, luxury would be desired by any of us, if we saw clearly at our sides *the suffering which accompanies* it in the world.

Luxury is indeed possible in the future. innocent & exquisite, luxry for all & by the help of all; but laxury at present can only be enjoyed by the ignorant; the cruelest man living can not sit at his feast unless he sat blind-folded.

Ruskin

ભાવાર્થ–મોજ શોખ કરવામાં એક દલીલ ખાતર કંઇ પણ દોષ નથી એમ આપણે માની લઇએ તો પણુ જ્યારે આપણે આપણી આજુબાજુ સ્પષ્ટતાથી નીહાળીએ છીએ કે જગતમાં અનેક દુ:ખથી સપડાએલા લોકો રહ્યા છે ત્યારે વૈભવ વીલાસ મોજ શોખ ભોગવવાની આપણામાંથી કોઇપણ ઇચ્છા રાખશે શું ! આ વાત લક્ષમાં રાખવા યોગ્ય છે.

નિર્દોષ અને સુંદર મોજ શોખ સર્વને માટે સર્વની વચ્ચે ભવિષ્યમાં ભોગવવા એ ખરેખર જાણવા યોગ્ય છે, પરંતુ વર્તમાનમાં હાલના સમયમાં કે જ્યારે સર્વત્ર દુ:ખી માનવો જોઇએ છીએ ત્યારે તો મોજ શોખ માણવો એ ખરેખર અજ્ઞાનીનું કામ છે. જે માણસ આસપાસનાં જગતની દુ:ખી સ્થીતિ જાણતો હોય તે પછી ગમે તેવો ક્રુરમાં ક્રુર હોય છતાં પણ જ્યારે હશી ત્યાં સુધી તેની આંખે બીજા તરફથી પાટા બાંધવામાં નહિં આવ્યા હોય તો મિષ્ટાન્ન જમ લઇ શકશેજ નહિં.

જામનગર

ગોવીંદજી રામજી ગોહીલ.



## ક્ષમા યાચના

કેટલાક અનિવાર્ય સંજોગોને કારણે ફરીથી આ અંક મોડો બહાર પડયો છે. આવતી તારીખ ૧૫–૫–૩૮ ના દીને બે માસનો સંયુક્ત અંક બહાર પાડવામાં આવશે.

## રમુજી ટુચકો

ત્રીકમજી (સુધરેલા)—મીસ્ટર બુડથલ, કાંઇ બે અક્ષર ભણો તો ખરા. જીંદગીમાં કામ આવશે.

બુડથલ—(અભણ)-હવે અમસર બમસર ભણીને કાંઉ કરવું શે ? કયાંક કયલ મે કે:-भणतव्यं तोची मरतव्यं नहि भणतव्यं तो वो मरतव्यं ।

तो वृथा कपाल काष्टि किम् कर्तव्यम् ॥

લી. સેવક

વરવાળા: } મેઘાલાલ નથુભાઇ પાણખાણીયા. (વિદ્યાર્થી)

## જ્ઞાતિ સમાચાર

મુંબઈ:—અહિંની આપણી જ્ઞાતિના "શ્રી સોરઠીઆ પ્રજાપતિ બાળમિત્ર મંડળ" તરફથી દર વર્ષની માફક આ વર્ષે પણ શ્રી સત્યનારાયણની મહા પૂજા કુંભારવાડા ચોથી ગલીમાં આવેલ શ્રી રામ મંદિરમાં ગઇ તા. ૨-૪-૧૯૩૮ ના શનિવારના દિવસે કરવામાં આવી હતી. પૂજનની સમાપ્તિ થયા બાદ સુવિખ્યાત કીર્તનકાર પંડીત શ્રી. બાળ મુકુન્દે શ્રી સીતા સ્વયંવર અને પરશુરામ સંવાદનું આખ્યાન પોતની સંગીતમય શૈલીમાં શ્રોતાજનો સમક્ષ કરી બતાવ્યું હતું. એ બાદ ભક્તરાજ શ્રી. લાલદાસજી મહારાજે પોતાના બંને સુપુત્રો શ્રી. મોહનદાસજી તથા શ્રી. મુરારીદાસજી સાથે પધારી "કુંવરબાઇના મામેરાના પ્રસંગનું આખ્યાન સુમધુર સંગીતમાં કર્યું હતું.

જુનાગઢ:—ગઇ મહા વદ ૧૪ ના દીવસે દર વર્ષની માફક આ વર્ષે પણ અહિંનો મોટો મેળો ભરાયો હતો. આ પ્રસંગે આપણી જ્ઞાતિના હજારો સ્ત્રી પુરૂષો દૂરદૂરથી આવીને ત્યાંની આપણી ભવેશ્વરની જગ્યામાં એકઠાં થયા હતા. જેમનું સ્વાગત જુનાગઢ જ્ઞાતિના આગેવાન ભાઈઓ તરફથી નિયમાનુસાર યોગ્ય સ્વરૂપે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે 'પ્રકાશ' ઉપરના બંને વ્યવસ્થાપક બંધુઓએ પોતાની હાજરી આપી હતી. એમની આ મુલાકાતની અવિસ્તર હકીકત આવતા અંકમાં પ્રગટ થશે.

ન્યેરી (આફ્રિકા):—હાલમાં અહિં રહેતા પોરબંદરના રહીશ શ્રી. સોદાભાઇ દેવશી વઢુકુળ તરફથી ત્યાંના ભાઇઓને માટે ટીપાર્ટીનો એક મેળાવડો ગઇ તા. ૨૦-૩-૩૮ ના દીને પોતાને ત્યાં ગોઠવવામાં આવ્યો હતો. જેમાં ત્યાંના સર્વે ભાઇઓએ પોતાની હાજરી આપી હતી. પ્રસંગોચિત વિવેચન થયા બાદ 'પ્રકાશ'ના સહાયક ફંડ અર્થે એક મંડળની સ્થાપના કરવામાં આવી હતી. ફંડની શુભ શરૂઆત થતાં તેમાં શી. ૩૨ ભરાયા હતા. જે 'પ્રકાશ'ને મોકલાવી આપવાનું ઠર્યું હતું.

વંથળી (સોરઠ):—અહીંના ઘણા ભાઇઓનો વિરોધ હોવા છતાં પણ કહેવાય છે કે અહિંના પટેલ શ્રીએ સંમેલન ફંડમાં અહીંની જમા ચએલ રૂપીઆ સોએક જેટલી રકમ જ્ઞાતિના જમણ પાછળ ખરચીને વેડરી નાખી છે.

## શ્રી સત્યનારાયણની મહાપૂજા

મુંબઇની આપણી સોરઠીઆ જ્ઞાતિના "શ્રી રામભજન મંડળ" તરફથી શ્રી સત્યનારાયણની મહાપૂજા આવતા શનિવાર તા. ૨૩-૪-૩૮ ના દીને કુંભારવાડા ત્રીજી ગલ્લી મધ્યે આવેલ આપણી જ્ઞાતિના શ્રી. રામમંદીરમાં થશે. પૂજનબાદ માધવબાગવાલા સુવિખ્યાત કીર્તનકાર શ્રી. લાલદાસજી મહારાજ શ્રી કૃષ્ણ પરમાત્માના પરમ ભક્ત શ્રી. નરસિંહ મહેતાની, "હારમાળા" નુ આખ્યાન સગીતમાં શ્રોતાજનો સમક્ષ કરી બતાવશે. તો આ બંને પ્રસંગનો લાભ લેવા માટે જ્ઞાતિના સર્વે ભાઇઓને પોતાના મિત્રમંડળ સહિત હાજરી આપવા ઉપરોકત મંડળના વ્યવસ્થાપકો તરફથી વિનંતી કરવામાં આવે છે.

# 'પ્રકાશ' ના નિયમો

૧ 'પ્રકાશ' દર માસની ૧૫ મી તારીખે પ્રગટ થાય છે, તેનું વર્ષ જુલાઇથી જુન સુધીનું છે.

• તેનું વાર્ષિક લવાજમ દેશને માટે રૂા. ૧॥ એક તથા પરદેશ માટે રૂા. ૨॥ બે અથવા ત્રણ શીલીંગ છે જે અગાઉથીજ વસુલ લેવામાં આવે છે.

૩ લેખકોએ પોતાના લેખો ફુલ્સકેપ કાગળ પર હાંસીઓ પાડી બનતાં સુધી શાહીથી ફક્ત એક બાજૂપરજ સાફ અક્ષરે લખી મોકલવા.

૪ લેખકો તથા ચર્ચાપત્રીઓએ પોતાનું નામ તથા સરનામું અમારી જાણ માટે જણાવવું પડશે. પોતાનું નામ તથા કેટલું જાહેર ન કરવું હોય તો તેની રીતનું અમોને લખી જણાવવું.

૫ જ્ઞાતિને લગતા સમાચાર ની. મોડામાં મોડા દર માસની તા. ૧૦ મીની અંદર અમોને લખી મોકલવાથી તેજ અંકમાં પ્રગટ થઇ શકશે.

૬ આ નિયમને અનુસરીને આવેલા લેખો પરત્વે તેની યોગ્યતા મુજબ તેનો અમલ થશે.

૭ કોઇપણ બાબતમાં ખાસ તથા નાણાંને જવાબ મંગાવનારે અંદર પરતી ટપાલની ટીકીટો બીડવી.



If not delivered please return to:—

: Karyalaya :

59/65, Durgadevi Road,

BOMBAY No. 4.

PRAJAPATI PRAKASHA







ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, આર્યા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, મુંબઇ. ૩.

# ત્રીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| ગ્રા. નં. | નામઃ | અટકઃ | સ્થળઃ |
|---|---|---|---|
| ૭૭ | શ્રી. છગનરાજભાઇ રણમલ | કોડીયા | પોરબંદર |
| ૭૮ | ,, ભીમજીભાઇ મેસુર | ગોહીલ | ,, |
| ૭૯ | ,, અરજણભાઇ કાનજી | શીંગડીયા | ,, |
| ૮૦ | ,, ભીમજીભાઇ લક્ષ્મણ | ગોહીલ | ,, |
| ૮૧ | ,, કુંવરજી નારણજી | ગોસી | મુંબઇ |
| ૮૨ | ,, કરજીભાઇ ભગવાન | જેઠવા ( મુંબઇ ) | ધારાવી |
| ૮૩ | ,, કરસનભાઇ નથુભાઇ | ટાંક | મુંબઇ |
| ૮૪ | ,, વશરામભાઇ દેવજી | ટાંક | ઉના |
| ૮૫ | ,, હીરજીભાઇ જેસાભાઇ | ગોહીલ (આફ્રિકા) | નાઇરોબી |
| ૮૬ | ,, કચરાભાઇ કાળાભાઇ | ગોહીલ | શીવ |
| ૮૭ | ,, માંડણભાઇ ધનજી | ગઢીયા (આફ્રિકા) | કમ્પાલા |
| ૮૮ | ,, શીદાભાઇ દેવશી | વઢુકણ ( ,, ) | ન્યેરી |
| ×૮૯ | ,, હીરજીભાઇ કાનજી | ફુલાણીયા ( ,, ) | ,, |
| ×૯૦ | ,, પ્રેમજીભાઇ અરજણ | ગાધેર ( ,, ) | ,, |
| ૯૧ | ,, નારણભાઇ કાળાભાઇ | જેઠવા | વેરાવળ |
| ૯૨ | ,, મુંજાભાઇ ભાણાભાઇ | વડુકર | ,, |
| ૯૩ | ,, મીઠાભાઇ નારણભાઇ | દેવળીયા | ,, |
| ૯૪ | ,, ભીખાભાઇ મુલજીભાઇ | વીસાવાડીયા | ,, |
| ૯૫ | ,, માધવજીભાઇ વાલજી | વાદેર (આફ્રિકા) | કેરીન્ડન્ડ |
| ×૯૬ | ,, લક્ષ્મણભાઇ અરશી | મરચન્ટ | મુંબઇ |
| ૯૭ | ,, ભીમજીભાઇ વાલજી | કંસારા | બંધરી મોરક |
| ×૯૮ | મીસ્રી કાનજીભાઇ રામજી | ગોધા | માણાવદર |
| ૯૯ | શ્રી ભીમજીભાઇ મુંજાભાઇ | ફુલાણીયા | કુરલા |
| ૧૦૦ | ,, નીરજીભાઇ વાલજી | વડુકર | સાણા |

[ વધુ નામો આવતા અંકમાં ]

× આ નીશાનીવાળા બંધુઓ ત્રીજા વર્ષથી ગ્રાહક થયા છે.

## બીજા વર્ષના ગ્રાહક

૨૮૫ શ્રી ગોકળભાઇ દરજી ફુલાણીયા ( આફ્રિકા ) નાન્યુકી

# સાભાર સ્વિકાર

## "પ્રકાશ" સહાયક ફંડ

ઉપરોક્ત ફંડમાં નીચે જણાવેલી વધુ રકમો ભેટ તરીકે મળી છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએઃ—

ર. નં. આગળનો સરવાળો રૂા. ૬૫૮–૮–૦

૧૦૫ શ્રી માધવજી વાલજી વાદેર કેરીન્ડન્ડ ,, ૨–૦–૦

૧૦૬ ,, લક્ષ્મણભાઇ નરશી કેશરીયા પ્રેપુ ,, ૪–૧૦–૦

૧૦૭ ,, નાથાલાલ કાળાભાઇ પ્રજાપતિ કમ્પાલા ,, ૧–૫–૦

૧૦૮ શ્રીમતિ કસ્તુરબાઇ લખમણ પરમાર માંગ્રોલ ૬–૯–૦

[ લખમણભાઇને ત્યાં પુત્ર જન્મની ખુશાલીમાં ]

૧૦૯ શ્રી દેવશીભાઇ રાજાભાઇ ગોલા કરવાણ ૧–૦–૦

ટોટલ રૂા. ૬૭૪–૦–૦

# પ્ર*જા*પ*તિ — પ્ર*કા*શ

વર્ષ: ૩ જું ] એપ્રિલ-મે ૧૯૩૮. [ અંક : ૧૦-૧૧


## શીખો


મારતર
" કમરીન "
[ પોરબંદર ]


અય ! પ્રજાપતિ બંધુઓ,
જ્ઞાતિક દયા ધરતાં શીખો;
રહેમ લાવી દીન પરે,
દુઃખ સંકટો હરતાં શીખો.-૧

સમભાવ રાખી સર્વ પર,
નીતિ ન્યાયને ધારણ કરો;
રહેશે અમીરી ના જીવનભર,
શુભ કર્મ આચરતાં શીખો. અય !-૨

*
* *

નવ માર્ગ અનીતિનો ગ્રહો,
બની અંધ માયાને વિશે;
ક્ષણ એકમાં પટકાઈ જશો,
અન્યાયથી ડરતા શીખો. અય !- ૩

*
* *

રહેશે ન કો 'દિ રહી નથી,
અવિચલ અમીરી કોઇની;
ફરતો ભરૂંસો ભાવિનો,
એ ધ્યાનમાં ધરતાં શીખો. અય !-૪

*
* *

સમજી જીવનના સારને,
' કમરીન ' પથે વિચરવા;
દીન દુઃખીઓને દુઃખથી,
તારી અને તરતાં શીખો. અય !-૫

*
* *


| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
|---|---|---|
| ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, | હીરજી જેરામ વીસાવાડીયા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઇ. નં. ૪. | મેઘજી જાદાભાઇ ચાંડેગળા | પરદેશમાં : ત્રણ શીલીંગ |

# આપણી અજ્ઞાનતા અને કેળવણી

પૂર્વે જ્ઞાતિબંધારણોને ચુસ્તપણે વળગી રહી તે મુજબ વર્તવામાં પોતાની આબાદી આપણા ભાઈઓ માનતા હતા. જ્ઞાતિ ધોરણથી વિરૂદ્ધ વર્તન કરવા કોઈ હિંમત સુદ્ધાં કરતા નહીં. અને કદાચ કોઈ સ્વાર્થ બુદ્ધિથી જ્ઞાતિ રીવાજનું ખંડન કરે તો સખ્ત પગલાંઓ તેવા સામે લઈ જ્ઞાતિ આગેવાનો છાપ બેસાડતા હતા. તેવી વાતો અનેક વખત વડીલોના મુખે સાંભળીએ છીએ. એકબીજા સગપણથી જોડાયા પછી જીવનપર્યંત નભાવવાની સદ્‌ભાવના દરેકને હતી. એક સંબંધ તોડવામાં મહા પાપ, અને એબદારી માનતા હતા. એ સમય આજે રહ્યો નથી. એક નજીવી બાબતસર આજે સગપણ તોડી નાખવામાં આપણા ભાઈઓ શૌર્યતા દાખવે છે. ડગલે ને પગલે આવા અસંખ્ય કીસ્સાઓ આપણી ન્યાતમાં બને છે. તેમને નતો કોઈ જ્ઞાતિ આગેવાનો અટકાવી શકે છે, કે નતો કોઈ જ્ઞાતિના પ્રતિબંધો આડા આવે છે. આ સ્થિતિ ખેદરૂપ છે, કાંતો સગપણ જોડતાં પહેલાં કાયમ નભાવી શકીશું કે કેમ? તે પ્રથમ વિચારવું જોઈએ. અને એમાં સગપણોથી જોડાયા પછી મરણાન્તે પણ નભાવવા દરેકે કાળજી રાખવી જોઈએ તેમાંજ આપણું હિત અને ગૌરવ સમાએલાં છે. આજે આપણામાં જ્ઞાતિ ધોરણથી વધારે દેજ દાપાંઓ લેવાં ઉપરાંત ખુટામણી કરી સામા પાસેથી વધારે રકમો દબાવીને પડાવવી છતાં કલેશ કંકાસો તો ડગલે ને પગલે ઉભાજ હોય આ વર્તણુંક આપણને હાની પહોંચાડવા સાથ આપણું સર્વસ્વ ફના કરનારી છે તે આપણા ભાઈઓ ક્યારે સમજશે? આ સર્વનું કારણ અમોને તો શિક્ષણનો અભાવજ લાગે છે, જો આપણા બાળકોને પુરતું શિક્ષણ આપવામાં આવે તો કેળવણી પામેલાં એ બચ્ચાંઓ આવી જંગલી પ્રથાથી જરૂર બચશે. જ્યાં ભણવાનું સાધન હોય ત્યાંના ભાઈઓએ પોતાના બાળકોને યથાશક્તિ અભ્યાસ કરાવવો જોઈએ. સાધારણ ચાર-પાંચ ગુજરાતી સુધીનું પણ શિક્ષણ આપવામાં તો એ શિક્ષણના મીઠાં ફળો ભવીષ્યમાં ચાખવા આપણે ભાગ્યશાળી થશું. એટલુંજ નહીં પણ અમારી માન્યતા એ પણ છે કે જો જ્ઞાતિબંધારણમાં એક એવી કલમનો વધારો કરવામાં આવે કે ભણેલાં બાળકોને સગપણમાં પણ ચાન્સ આપવામાં આવશે જેમકે અમુક ધોરણ સુધી ભણેલાને દેજ વીગેરેની રકમમાં હળવી કરવામાં આવે તેમ ભણેલી કન્યા માટે પણ એવોજ કોઈ માર્ગ વિચારવામાં આવે તો કેળવણી તરફ દરેકનું લક્ષ ખેંચાશે. વળી આજે સગપણ કરતી વખત ઘણાં માબાપો પોતાની પુત્રીને કુંભારને નહીં પણ સુતાર કામ, નોકરી, દરજીકામ વીગેરે કરનારને આપવા પ્રથમ વિચારે છે તેના બદલે ભણેલા છોકરાનેજ કન્યા આપવાની ભાવના દરેકને થાય તો અવશ્ય અત્યારની આપણી જ્ઞાતિની દુર્દશા દુર થઈ, અનેક બદીઓ નષ્ટ થાય અને

સરળતાથી જ્ઞાતિતંત્ર ચાલી શકે. ઉપરની મારી નમ્ર વિનંતી લક્ષમાં લઇ તે મુજબ વર્તવા દરેક પ્રેરાય તો મારી અલ્પબુદ્ધિથી લખાએલાં આ લેખનું હું સાર્થક માનીશ અસ્તુ.

લી. જ્ઞાતિસેવક,
શીલજંદર માસ્તર કચરા કાળાભાઇ ગોહેલ

# સત્યયુગ આવે છે—કલ્કિ અવતાર થયો છે

વિક્રમ સંવત ૧૯૮૧ ના વૈસાખ શુદ બીજને સોમવારે ભગવાનનો કલ્કી અવતાર થયો છે. એમનો જન્મ બ્રાહ્મણ કુલભૂષણ પંડિત વિષ્ણુયશજીને ઘેર સુમતિના પેટે શંભલ ગામમાં થયો છે. બ્રહ્માની આજ્ઞા પ્રમાણે ભગવાનને પરશુરામજી મહેન્દ્ર પર્વત ઉપર લઇ ગયા છે. જ્યાં કોઇપણ જઇ શકે એમ નથી. સંવત ૧૯૯૪ માં બધા પ્રાચીન ૠષિ. મહર્ષિઓને સાથે લઇ ભગવાન કલ્કી સૌથી પહેલાં બંગાળના પ્રદેશમાં પ્રગટ થશે. અને તે પછી મગધ, બિહાર, હરદ્વાર, દીલ્હી અને મથુરા જશે. થોડો વખત મથુરામાં રહ્યા પછી તેઓ સારીયે દુનિયામાં ભ્રમણ કરશે. તેઓ ઇરાન થઇને પશ્ચિમના મુલકોમાં જશે. વિક્રમ સંવત ૨૦૦૦ થી સતયુગની સ્થાપના થશે.

કલ્કિ ભગવાનનો રંગ ભગવાન કૃષ્ણ જેવો છે, તેમના અશ્વનું નામ દેવદત્ત છે ને તે હંસ જેવો શ્વેત છે. એ અશ્વ અત્યંત બલિષ્ઠ અને આકાશમાં પણ વિચરી શકે છે.

શંભલ કે જ્યાં ભગવાનનો જન્મ થયો છે તે સ્થળ ચીનની ઉત્તરમાં જ્યાં ગોબીનું પ્રસિદ્ધ રણ છે, જેની નીચે બાડીલિવાઉટંગ છે. જેની પૂર્વમાં કોરિયા છે અને પૂર્વમાં તેમજ ઉત્તરમાં મન્ચુરિયા છે, ત્યાં આવેલું છે. આ સ્થળે ભગવાનનો જન્મ થઇ ચુક્યો છે. આ સ્થળે પહેલાં ચારે બાજુ સમુદ્ર અને પહાડો હતા. પણ હાલમાં ત્યાં રેતી છે. આ રેતીના પહાડો હવાથી ઉડીને આમ તેમ ખસતા રહે છે એટલે ત્યાં કોઇ જઇ શકતું નથી. સ્થળની દક્ષિણે ચીન દેશ આવેલો છે.

વર્તમાન સાતમા મન્વન્તરના પ્રથમ સતયુગમાં વૈવસ્વત મનુએ આ શંભલ વસાવ્યું હતું. ડો. એની બેસન્ટે આ સંબંધમાં વિસ્તારથી લખેલું છે. બ્રહ્માના પુત્ર સનક સનન્દન, સનતકુમાર અને સનાતન આજ સ્થળે રહે છે. વર્તમાન વૈવસ્વત મનુ, દેવાપિ, મરૂ અને મહર્ષિ ભૃગુ અને બીજા ઘણાં ૠષિ મુનિઓ આ સ્થળે નિવાસ કરી રહ્યા છે. દર સાત વર્ષે આ બધા એકત્ર થાય છે અને ત્યારે શ્રી. સનતકુમાર ઉપદેશ આપે છે. સ્વીડનના રહીશ સર સ્વેન હેડીન ઇ. સ. ૧૮૯૯ માં ત્યાં ગયા હતા તે પછી ત્યાં કોઇ ગયું નથી. તેમના બધા સાથીઓ રેતીના તોફાનમાં માર્યા ગયા હતા. તેમણે જીવતાં પાછા ફરી એક પુસ્તક લખ્યું છે જે મળી શકે એમ છે.

વિક્રમ સંવત ૨૦૦૦ થી સતયુગ આવશે અને ભગવાનનો અવતાર થશે એ વાતનું સમર્થન હિંદુ સિવાયના બીજા ધર્મનાં

પુસ્તકોમાંથી પણ મળી આવે છે. 'મકસુમ બુખારી'માં લખ્યું છે કે ચઉદમી સદી હિજરીની બીજી તિહાઇમાં કયામત આવશે અને હઝરત મહદી પ્રગટ થશે. ૧૦૦ વર્ષની તિહાઇ ૩૩ વર્ષ ને ચાર માસ છે, બીજી તિહાઇ ૬૬ વર્ષ ને આઠ માસની થઇ. વિક્રમ સંવત ૨૦૦૦ ના શ્રાવણ મહિનાની અમાવાસ્યાને દિને હિજરી સન ૧૩૬૬ રજબ માસ અને ૨૮ તારીખ છે એટલે કે ચઉદમી સદીની બીજી તિહાઇ થશે. એ રીતે જોતાં કયામત અને સતયુગનો હિસાબ મળતો આવે છે.

ખલીફા જામાસ્પે પોતાના પુસ્તક જામાસ્નામામાં આ બાબત ઉપર જણાવ્યું છે કે "એક પ્રચંડ શરીરધારી મહાત્મા આ પૃથ્વી ઉપર આવશે, તે જગતભરમાં ન્યાય અને આનંદનું સામ્રાજ્ય ફેલાવશે. લોકો પાપકર્મો છોડશે. તે વખતે સૂર્ય ચંદ્ર અને બૃહસ્પતિ કર્ક રાશિમાં આવશે, અને ભગવાન ઇરાનમાં પણ આવશે.

શેખ સનૌશીએ 'નાગુક્તાહ'માં કયામતની પરિસ્થિતિ વર્ણવતાં જણાવ્યું છે કે 'એ દિને જ્યારે આખી દુનિયા રડી રહી હશે ત્યારે તમે પહાડથી નીચે ઉતરનારા લોકોનો એક અવાજ સાંભળશો, તેઓ તમને આશ્વાસન આપશે, તેમનો સરદાર પ્રચંડ કાયાવાળો હશે. તમે બધા તેને પ્રેમ ને આદરથી મળજો, કારણ કે ખુદાની મરજી એવી છે."

આમ ઘણી જગ્યાએ કલ્કિ અવતારને મળતાં વર્ણનો જોવામાં આવે છે અને તેથી એની સત્યતા વિષે ખાત્રી થાય છે. શ્રી. અરવિંદ ઘોષે "યોગ એન્ડ ઇટસ ઓબજેક્ટસ" નામના તેમના પુસ્તકમાં લખ્યું છે કે "કળિયુગની સમાપ્તિ થઇ ગઇ છે, પ્રાચીન જ્ઞાન અને સભ્યતાનો નાશ થઇ ચૂક્યો છે. હવે એવો સમય આવ્યો છે કે જ્યારે ઉન્નત સ્થાન લઇ જનારાં કાર્યોનો આરંભ કરવો ઘટે છે. આજે આવી રહેલા સતયુગ માટે તૈયારીઓ કરવાનો વખત છે."

૧૯૩૬ ની આખરમાં વિશ્વયુદ્ધ થશે, તે પછી દુનીયામાં બેકારી, ભૂખમરો અને રોગચાળો થશે. સને ૧૯૩૯ એટલે સંવત ૧૯૯૬ થી ૧૯૯૮ સુધી દુનીયાની દશા ખરાબ રહેશે અને સંવત ૧૯૯૯ ના વૈશાખ મહિનામાં કલ્કિ ભગવાન પ્રગટ થશે. તે પછીના બીજા વર્ષમાં એટલે સવંત ૨૦૦૦ માં કલિયુગની સમાપ્તિ થઇ સતયુગ મંડાશે.

હઝરત મસીહની ભવિષ્યવાણી પણ આ કથનનું સમર્થન કરે છે કે ૨૦૦૦ ના શ્રાવણ માસની અમાસે જ્યારે કલીયુગ સમાપ્ત થઇ સતયુગ બેસશે ત્યારે એવું ભારે સૂર્ય ગ્રહણ થવાનું છે કે જેથી ભયંકર અંધકાર વ્યાપી જશે. એ ગ્રહણ કલિયુગની અંતિમ ઘડી સુધી રહેશે અને ફરીથી સૂર્યનો ઉદય સતયુગના આરંભ કાળમાં થશે—આ ઉપરાંત એજ શ્રાવણની પૂનમે મોટું ચન્દ્ર ગ્રહણ પણ થશે.

આ ઉપરાંત મક્કાના હમીદીયા પુસ્તકાલયમાં "અલકશ્ફ વલકતમ રી માર્ફત" નામનું અરબી પુસ્તક છે તેમાં પણ નવા અવતારનું આબેહુબ વર્ણન છે અને તેમાં અવતારનો સમય પણ આજ બતાવ્યો છે. ઇસાઇઓના

પેગમ્બર દાનિયાલની પ્રસિદ્ધ ભવિષ્યવાણી પણ આ કથનનું સમર્થન કરે છે.

પ્રસિદ્ધ ભક્ત સુરદાસજીના નીચેના ભજનમાંથી પણ એ વાતને સંપૂર્ણ રીતે ટેકો મળે છેઃ—

અરે મન ધીરજ કયીં ન ધરે.
મેઘનાદ રાવણકા બેટા સો પુનિ જન્મ ધરે,
પૂર્વ પશ્ચિમ દક્ષિણ ઉત્તર ચહીં દિશ કાલ પરે.
અકાલમૃત્યુ જગ માંહી વ્યાપે પ્રજા બહુત મરે,
દુષ્ટ દુષ્ટ કો ઐસા કાટે જૈસે કીટ જરે.
એક સહસ્ત્ર નૌસો સે ઉપર ઐસા યોગ પરે,
સહસ્ત્ર વર્ષ તક સતયુગ બીતે ધર્મકી બેલ બઢે.
સ્વર્ણફૂલ પૃથ્વી પર ફૂલે પુનિ જગ દશા ફિરે,
સુરદાસ યહ હરિકી લીલા ટારી નહિ ટરે.

આ ભજનમાં "એક સહસ્ત્ર નૌસો સે ઉપર" લખ્યું છે એટલે ૧૯૦૦ સંવત મનાય. અને એ સમય હમણાં વ્યતીત થઇ રહ્યો છે-એ પૂરો થતાં સતયુગ મંડાશે.

કલિયુગની સમાપ્તિ સાથે જગતમાં ભારે પરિવર્તન થવાનું છે. કેટલાંક સ્થાનો પાણીમાં ડૂબી જશે, વિશ્વયુદ્ધ થશે. સંખ્યા ઘટશે અને સારા જીવો અવશેષ રહેશે. ભગવાન કલ્કિ જગતમાં ફરીને પાછા ભારતમાં આવશે અને તેમનાં લગ્ન શ્રી પદમાજી સાથે થશે.

છેવટે મારે એટલુંજ કહેવાનું છે કે કલિયુગ પૂરો થઇ સતયુગ આવે છે. એ પહેલાં જગત પર અનેક આપત્તિઓ આવશે. તેથી બધાં એ દુઃખો પાર કરી સતયુગનો લ્હાવો લે તે માટે હમણાંથી જ સૌ સંપૂર્ણ શાંતિ રાખે, વૈરભાવ છોડે અને બધા ધર્મોવાળા પોતપોતાના ધર્મનાં ફરમાનો મુજબ પોતાના માલીકને યાદ કરે. નવપ્રકાશમાંથી.

## અંતઃકરણની શુધ્ધતા

આ સૃષ્ટિમાં જગતનિયંતા પરમાત્માએ અસંખ્ય પ્રાણીઓ ઉત્પન્ન કર્યા છે, તેમાં મનુષ્ય એ સર્વેથી શ્રેષ્ઠ છે કેમકે ઇશ્વરે તેને વિચારશકિત અને બુદ્ધિ એ બે વિશેષ બક્ષીસ કરેલી છે, તે વડે તે એ અનેકવિધ કાર્યો કરે છે.

મન શુદ્ધ હોય તો બુદ્ધિ પણ સારી થાય કેમકે મનની સાથે બુદ્ધિને સંબંધ રહેલો છે, અને મનુષ્યની કિંમત તેની બુદ્ધિમાં છે માટે પ્રથમ દરજ્જે મનને શુદ્ધ કરવાની આવશ્યકતા છે. જેમ મલીન કપડાંને સાબુ લગાડવાથી તેમાંનો મેલ જતો રહી નિર્મળ બને છે. તેવીજ રીતે મનનો મેલ ધોવા માટે સત્સંગ, સત્યવાણી, સમદ્રષ્ટિ, સદાચાર અને સદ્દવાંચન વિગેરેની જરૂર છે.

કહેવત છે કે 'પોતાના અપલક્ષણ ને પારકી આંખ કળી શકાતાં નથી;' માટે આપણામાં શું અપલક્ષણ છે તેની ખાત્રી કરી લેવી જોઇએ. તેને માટે આપણા સ્નેહી કે આપણા શુભેચ્છકોની સલાહ લઇ તેને જે આપણામાં દેષ કે ખામીઓ જોવામાં આવે તે તેની પાસેથી જાણી લઇ તે દૂર કરવા

પ્રયત્ન કરવો જોઇએ. દર્પણ ઉપર મેલ ચડી જવાથી તેમાં જેમ આપણો ચહેરો દેખાતો નથી તેમ મન ઉપર અભિમાન, અસત્ય, કુસંગત, કામ, ક્રોધ વિગેરે દુર્ગુણોરૂપી મેલ ચડી જવાથી તેમાં આત્માનો સાક્ષાત્કાર થઇ શકતો નથી, માટે મન ઉપર ચડેલા મેલને ધોવા માટે ઉપર જણાવ્યા મુજબ વર્તણુંક રાખવાથી મન શુદ્ધ થાય છે. અને તેથી બુદ્ધિ સુધરવાથી મનુષ્ય સારાં કામ કરી આત્માનું કલ્યાણ કરી શકે છે.

કેટલાક માણસો આપ ડાહ્યા બની બીજાના દોષો કાઢવા મંડી જાય છે, પણ પોતાના દોષોનો વિચાર કરતા નથી. માટે પોતાના દોષો જાણી લઇ પોતાનું વર્તન સુધાર્યા બાદ બીજાને બોધ આપવાથી સારી અસર થાય છે. ત્યાંસુધી તેની બીજા ઉપર સારી છાપ પડી શકતી નથી. માટે જેમ બને તેમ દરેક માણસે પોતાનું વર્તન સુધારવા માટે બનતો પ્રયાસ કરવો જોઇએ.

નિશાળમાં વાણ ઉપશિક્ષક } માસ્તર માંડણભાઇ રામજી ટાંક

•

# જ્ઞાતિની હાલની પરિસ્થિતિ અને આપણું કર્તવ્ય

આપણી જ્ઞાતિમાં ચાલુ સમયમાં પટેલો તથા ધરાર પટેલો જ્ઞાતિને કાબુમાં રાખવા તથા જ્ઞાતિના યુવાનોને પગતળે ચગદી નાખવા જોસભેર કામ કરી રહ્યા છે તેનો ચિતાર આ પ્રકરણમાં લખવો તે અસ્થાને નહિજ ગણાય.

પ્રથમ તો પટેલ યા મુખી કોને કહી શકાય તે ઉપર આપને વિચારી જોવા વિનવું છું. સામાન્ય ન્યાયની દૃષ્ટિથી જો આપણે વિચાર કરીશું તો પટેલનો અર્થ જ્ઞાની, સદાચારી, ઉદારવૃત્તિવાળા, તથા સમાજને સારે રસ્તે દોરી બુદ્ધિથી બચાવી સમાજ કેમ આગળ વધી શકે તથા તેને લઇને જ્ઞાતિની ઉન્નતિમાં ફાળો કેમ આપી શકાય તે સમજનારનેજ પટેલ ગણી શકાય. જ્યારે આજકાલ પટેલ યા મુખી આપ ખુદ સત્તા વાપરનાર, ખાનગી અગર તો જાહેર વ્યભિચાર ખેલનાર, અંગત વેર ઝેરનો બદલો લેનાર અને યુવાનોની પ્રગતિ કુચને દાબી દેનાર સિવાય કોઇપણ પવિત્ર આત્મા મળી આવશે. આવા પટેલો પાસેથી આપણને આજે જ્ઞાતિમાં સંપ અને એક દિલને બદલે ઝગડાઓ અને વેર ઝેર ભર્યા પ્રશ્નો ઉભા કરી પ્રગતિના માર્ગથી અળગા રાખી નકામી કુથલીઓ કરવામાં રોકી રાખવાનું જ્ઞાન મળે છે તે વિશે દરેક દેશમાં રહેતા તથા તેવા પટેલોના સહવાસમાં રહેનારાઓને વધારે કહેવાપણું હોયજ નહી. આવા પટેલોને સ્વપ્ને પણ વિચાર નથી આવતો કે આખું જગત પ્રગતિને પંથે કુચ કરી રહેલ છે જ્યાં હજુ પણ આપણે આપણી જુની ખોટી રૂઢિઓ શા માટે પકડી રાખીએ? આવા ધરાર પટેલો નથી તો કાંઇ વાંચી શકતા યા તો નથી તેમને દેશ પરદેશથી પ્રગતિની માહિતી

કે જેથી કરી તેના મગજમાં ભરેલી ખુમારી હોય તે જરા વાંચનથી નરમ પડે. પરંતુ તે તો બિચારા કુવાના દેડકાંની માફક અંધારામાં રહી અજ્ઞાનતાને લીધે એક બીજાને જ્ઞાતિ બહાર મુકવા, તેનો દંડ કરવા અને ગરીબોને હેરાન કરવામાંજ રચ્યાપચ્યા રહે છે. માટે યુવાનોએ તેનો સામનો કરી બતાવી ખોટા ચેરફેરને સાથ નહીં આપતાં આપણો સમાજ કેમ આગળ વધી શકે તે તરફ ધ્યાન રાખી કામ કર્યે જવાની ખાસ જરૂર છે.

આપણા કાઠીયાવાડના અમુક શહેરોમાં રહેતા પટેલો તરફથી જે ઐક્ય તથા શાન્તિ સમાજમાં રહેવી જોઇએ તેને બદલે ઉલટા પક્ષો પાડી જ્ઞાતિમાં વધારે વિખવાદનું વાતાવરણ ફેલાવવામાં આવે છે અથવા જે પક્ષ બળવાન એટલે કે જેના તરફ સગા સંબંધીઓનો સમુહ વધારે હોય તેને રાજી રાખી એકલવાયા કુટુંબને અન્યાયી રીતે દર વખત હેરાન કરી પોતાનું મન સોડા સંતોષે છે. તેમ કહ્યા સિવાય ચાલે નહિ. એક હયુ સત્તા બનાવનાર પટેલોએ વિચાર કરવાની ખાસ જરૂર છે કે હાલના પ્રગતિમય જમાનામાં જે જે બંધુઓ દેશને ઉન્નત કરવામાં રાત દીવસ મહેનત કરી રહ્યા છે તેને સહાય આપવાની ખાતર જ્ઞાતિના અગ્રેસરો જો ધારે તો ઘણું કરી શકે તથા ટુંકા સમુદાયમાં પણ પોતાથી બને તેટલા મત કેળવી કુરૂઢિઓનાં બંધન તોડી ઐક્ય જરૂર સાધી શકે અને તેવા કાર્યને અમલમાં મુકનાર વ્યક્તિઓનેજ ખરા પટેલો કે અગ્રગણ્ય જ્ઞાતિ સેવક કહી શકાય.

જ્ઞાતિના પટેલોએ જરૂર ઉંડો વિચાર કરી જોવાનું છે કે નાનની વાતમાં નજીવા કે સામાન્ય કારણને લઇને કોઇ પણ કુટુંબને જ્ઞાતિ બહાર મુકતા શરમાવું જોઇએ. 'જ્ઞાતિ બહાર' શબ્દ તદન નાબુદ થવો જોઇએ કેમકે જ્ઞાતિ બહાર મુકવાની ડરામણીથી તમો કદી સમાજ સુધારી શકવાના નથી, પરંતુ પ્રેમાળ હૃદય રાખી સામા માણસનો પ્રેમ મેળવી તમો જરૂર સુધારો કરી શકસો. તથા જો તમે ધારતા હો કે જ્ઞાતિ-બહિષ્કારના હથિયારથી જ્ઞાતિના કે સમાજના યુવકોને સુધારી શકસો તો તે મોટામાં મોટી ભુલ થાય છે કેમકે તે હથિયાર મોજુદ છતાં આપણી જ્ઞાતિમાં યુવાનોને કે રીતરિવાજોને કશો ફાયદો મળેલ નથી. તથા ગણીઆના એ ભાગની માફક સાધનસંપન્ન માણસોએ ખોટી છાપ પાડી છે આ બધી ખરેખર ખેદજનક બીના કહી શકાય.

છેવટમાં આપ દરેક જ્ઞાતિભાઇ પાસે હું એટલી તો અરજ જરૂર ગુજારી શકું કે જો આપને જ્ઞાતિ યા સમાજ સુધારવાની ખરી ધગશ હોય, આપને આપણી જ્ઞાતિમાં કેળવણીના પ્રચારની જરૂર લાગતી હોય, તથા આપને હમેશાં દીલમાં જો એમજ થતું હોય કે આપણી પ્રજા આપણો સમાજ અને આપણો દેશ પ્રગતિ કેમ કરી શકે તો તેને માટે કાંઇ વધારે મહેનતની જરૂર નથી. તે તો આપ દરેક ભાઇના હાથમાં સમાએલ વાત છે કે જેનો અમલ આપ દરેક ભાઇ છુટથી કરી શકો છો. ફકત થોડી હિંમતની જરૂર છે. પછી જે પ્રમાણે તમારા વિચારો ધરાવો

તેજ પ્રમાણે તેને અમલમાં મુકતાં શીખો એટલે પ્રગતિને માર્ગે આપણે સહેલાઇથી આગળ વધી શકીશું.

બીજું આપ જો બાળસંબંધ અને બાળ-લગ્નને વખોડતા હો તો તમારા બચ્ચાંઓનો કદી નાનપણથી સંબંધ કરશો નહીં.

આપ જો સ્ત્રી–કેળવણીને જરૂરની માનતા હો તો તમારી બાળકીઓને શા માટે પુરૂં શિક્ષણ આપતા નથી! જો આપણે વ્યભિચારી હોઇશું તો તે કુટેવ આપણી પ્રજામાં ઉતરશે માટે આપણું વર્તન શુદ્ધ રાખી ભવિષ્યની પ્રજાને દાખલો બેસારવાની આપણી ફરજ છે. આપને જો દારૂ માંસ લેનાર ય. વ્યભિચારી મનુષ્ય ઉપર ધિક્કાર છુટતો હોય અને તેની મુર્ખાઇ ઉપર હસતાં રસ પડતો હોય તો તમારે તેવી વ્યક્તિ સાથે તેનો સંબંધ નહીં રાખતાં તેને ખરા શબ્દોમાં તમારા વિચારો જણાવી તે બદીમાંથી મુક્ત કરવા યત્ન કરવો જોઇએ.

પ્રેત ભોજનના રિવાજથી આપ વિરૂદ્ધ હો તો જ્યારે આપણા ઉપર તે સમય આવે ત્યારે તેને સ્થાન નહિ આપતાં (તથા જુના રૂઢિચુસ્ત બદંબદોની વાતો નહીં સાંભળતાં) તેટલાજ પૈસા આપણાં ગરીબ ભાંડુઓને કેળવણીમાં કે ગમે તે મદદ આપવામાં ખર્ચી તેમનો આશીર્વાદ મેળવી શકો છો.

વિશેષમાં આ સર્વે બીનાથી વાકેફ હોવા છતાં તથા નકામી રૂઢિઓથી કશો ફાયદો નથી બલકે નુકશાનજ છે તે જાણવા છતાં આપણે તો છોકરા છોકરીઓનાં બાળલગ્ન કરી લ્હાવો લઇ કંગાલ પ્રજા બનાવી છે. ખાનગી રીતે વીંકારનીસ અને વીસ્કી પીવામાં આપણને મજા પડે છે. પ્રેત ભોજન પછવાડે પૈસાનું નકામું પાણી કરવું ગમે છે તથા અજ્ઞાનને લઇને ગમે તે કોમની સ્ત્રી સંગાથે પૈસાના જોરે વ્યભિચાર સેવવાના વિચારો આવે છે. તથા બુઢ્ઢાપામાં યુવાન સ્ત્રીને પરણવાના કોડ લાગે છે. આવાં વર્તનથી આપણે કદી આગળ વધવાના નથી અને મોઢેથી ડહાપણની વાતો કરી સમાજને કદી સુધારા ઉપર લાવી શકવાના નથી. માટે જો આપને જો સુધારા કરવા ધગશ હોય તેને માટે જાતે પહેલ કરી તે સુધારાઓ અમલમાં મુકી બીજાઓ ઉપર છાપ પાડવામાં તથા દાખલો બેસારવામાંજ ખરું ડહાપણ અને સાચી હીમ્મત છે. અને તે હાલના યુવકોના હાથમાં છે.

ઉપરના લખાણથી કોઇએ બંધબેસતી પાઘડી પોતા ઉપર લેવાની નથી.

લી. નારણ માંડણ ભરડવા

પોરબંદર ] હાલ આફ્રિકા.

# બાળ લગ્ન હવે કેદની સજા પામતો ગુન્હો છે

## બાળ લગ્ન પ્રતિબંધક કાયદાની સમજણ

"સામાજિક પ્રશ્નોની મનનીય છણાવટ કરતા 'જ્યોતિર્ધર' પત્રમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં છેલ્લા સુધારા થયા પછીનું તેનું સ્વરૂપ સમજાવનારો એક લેખ પ્રગટ થયો છે. એ લેખ નીચે ઉતારવામાં આવે છે. બાળલગ્ન કેવી રીતે અટકાવી શકાય, બાળલગ્નના ગુન્હેગારને કેવી રીતે સજા કરાવી શકાય તેની અચ્છી સમજણ તે આપે છે."

સને ૧૯૨૯ માં બાળલગ્ન પ્રતિબંધક કાયદો કરવામાં આવ્યો હતો. તેને સને ૧૯૨૯ નો ૧૯ મો કાયદો કહેવામાં આવે છે. આ કાયદાને સાધારણ રીતે લોકો સારડા કાયદાને નામે ઓળખે છે. શ્રી. હરેવિલાસ સારડા નામના એક ગૃહસ્થે વડી ધારાસભામાં આ કાયદો રજુ કર્યો હતો. તેથી એનું નામ 'સારડા કાયદો' પડયું છે. એ કાયદો સને ૧૯૩૦ ના એપ્રિલ માસની પહેલી તારીખથી અમલમાં આવેલો છે. ચાલુ સાલમાં એ કાયદાની કેટલીક કલમોમાં સુધારા વધારા કરવામાં આવ્યા છે. એ સુધારેલા કાયદાને સને ૧૯૩૮ નો ૭ મો તથા સને ૧૯૨૯ નો ૧૯ મો કાયદો કહેવામાં આવે છે.

### બાળલગ્ન ક્યાં?

સાધારણ માણસોને પણ આ કાયદાની કલમોની બરાબર સમજણ પડે તે માટે એ કાયદાની બધી જરૂરની કલમો અમે કાયદાની ભાષામાં પણ સાધારણ રીતે વપરાતી ભાષામાં અહિં પ્રગટ કરીએ છીએ. આ કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ છેઃ—

(૧) ચૌદ વર્ષ પુરાં જે કન્યાનાં નહિ થયાં હોય, અગર અરાઢ વર્ષ પુરાં જે છોકરાંનાં નહિ થયાં હોય તેનાં લગ્ન તે 'બાળ લગ્ન' ગણાશે. આ પ્રમાણેનાં 'બાળલગ્નો' તે કાયદા મુજબ ગુન્હો ગણવામાં આવશે.

(૨) આખા બ્રિટિશ હિંદુસ્તાનમાં, બ્રિટિશ બલુચીસ્તાનમાં, સંતાલ પરગણા સહિત આખા બ્રિટિશ હિન્દને આ કાયદો લાગુ પડશે.

(૩) આ કાયદો હિંદુસ્તાનમાં ગમે તે જગ્યાએ વસતા કોઇ પણ બ્રિટિશ રાજ્યના પ્રજાજનને અગર બ્રિટિશ રાજ્યના નોકરને લાગુ પડશે.

(૪) બ્રિટિશ રાજ્યની રૈયતનો કોઇ પણ માણસ જો તે હિંદુસ્તાનનો વતની હશે અને તે બ્રિટિશ હદની બહાર કોઇ દેશી રાજ્યમાં કે પરરાજ્યમાં જઇને 'બાળલગ્ન' કરશે તો તેને પણ આ કાયદો લાગુ પડશે.

(૫) ૧૮ વર્ષની ઉપરનો અને ૨૧ વર્ષથી ઓછી ઉમ્મરનો કોઇ પુરૂષ 'બાળલગ્ન' કરશે તો તેને રૂા. ૧૦૦૦ સુધીના દંડની સજા થશે.

### જેલની સજાનો પ્રબંધ

(૬) ૨૧ વર્ષથી વધારે ઉમ્મરનો પુરૂષ

'બાળલગ્ન' કરશે તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂા. ૧૦૦૦ સુધીના દંડની અથવા બંને પ્રકારની સજા થશે.

(૭) જે કોઈ 'બાળલગ્ન'નો વિધિ કરે અગર કરાવે તો તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂા. ૧૦૦૦ સુધીના દંડની સજા થશે, પરંતુ એ લગ્ન 'બાળલગ્ન' નથી એમ માનવાનું તેને કારણ હતું. એવું તે સાબીત કરે તો તેને એવી સજા નહિ થાય.

(૮) કોઇ સગીર (અઢાર વર્ષથી ઓછી) ઉમ્મરની વ્યકિત જ્યારે 'બાળલગ્ન' કરે ત્યારે એવી વ્યકિત જે માણસના કબજામાં માબાપ તરીકે, વાલી તરીકે, અથવા બીજા કોઇ કાયદેસર કે ગેરકાયદે હકની રૂએ હોય તે માણસ એવું લગ્ન થતું તે માટે કાંઇ પગલાં ન લે, અગર એવા લગ્નનો વિધિ કરવાની પરવાનગી આપે, અથવા એવા લગ્નનો વિધિ થતો અટકાવવા બેદરકારીથી નિષ્ફળ જાય તો તેને એક મહિના સુધીની સાદી કેદની અથવા રૂા. ૧૦૦૦ સુધીના દંડની અથવા બંને પ્રકારની સજા થશે. પરંતુ કોઇ પણ સ્ત્રીને કેદની સજા કરી શકાશે નહિ.

(૯) જ્યાં સુધી ઉલટું સાબીત ન થાય ત્યાં સુધી એમ માની લેવામાં આવશે કે જો સગીરે 'બાળલગ્ન' કર્યું હોય, તો તેને કબજો ધરાવનાર વાલી એ લગ્ન અટકાવવામાં બેદરકારીથી નિષ્ફળ ગયો છે.

(૧૦) આ પ્રકારનાં 'બાળલગ્ન'ના ગુન્હા ધ્યાનમાં લેવાની, અગર તેમની તપાસ કરવાની સત્તા ઇલાકાના વડા મેજીસ્ટ્રેટ અગર ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ સિવાય બીજી કોઈ કોર્ટને રહેશે નહિ.

## ફરિયાદ ક્યાં સુધી

(૧૧) આ પ્રકારનાં 'બાળલગ્ન'ની ફરિયાદ, લગ્ન થયાની તારીખથી એક વર્ષની અંદર નહિ થાય તો તે પછી તે ફરિયાદ કોઇ પણ કોર્ટ ધ્યાનમાં લેશે નહિ.

(૧૨) આ પ્રકારનાં "બાળલગ્ન" ની ફરિયાદ મળેથી, તે ફરિયાદ કરનારની તપાસ લીધા પછી, આરોપીની હાજરી માટેની ફરજ પાડનારો વિધિ કર્યા પહેલાં, ફરિયાદ ખોટી ઠરે તો આરોપીને બદલો આપવાનો ફરિયાદી સામે હુકમ થાય તો તેની ખાત્રી તરીકે, રૂા. ૧૦૦ સુધીની રકમનું જામીન સાથેનું અગર જામીન વિનાનું બોન્ડ આપવાની કોર્ટ ફરિયાદીને ફરજ પાડશે.

(૧૩) કોઇ ફરિયાદી તરફથી, અગર બીજી રીતે મળેલી ખબર મુજબ કોર્ટને સંતોષપૂર્વક ખાત્રી થાય કે "બાળલગ્ન" કરવાની ગોઠવણ કરવામાં આવી છે, અગર તેની ગોઠવણ થવાની તૈયારી થઇ રહી છે, તો તેવું લગ્ન અટકાવવા માટે કોર્ટ મનાઇ હુકમ કાઢી શકશે.

(૧૪) જેની સામે મનાઇ હુકમ કાઢવાનો હોય તેને અગાઉથી કોર્ટ તરફથી નોટીસ આપવામાં આવશે. અને તેને એ મનાઇ હુકમ કાઢવાની વિરૂદ્ધ પોતાની દલીલો રજુ કરવાની તક આપવામાં આવશે. આ પ્રમાણે થયા સિવાય કોર્ટ મનાઇ હુકમ કાઢી શકશે નહિ.

(૧૫) જેની સામે મનાઈ હુકમ કાઢવામાં

આવ્યો હોય તેની અરજી ઉપરથી તથા તેની દલીલની કોર્ટને ખાત્રી થશે તો તે મનાઇ હુકમમાં કોર્ટ યોગ્ય ફેરફાર કરી શકશે અગર તે મનાઇ હુકમ પાછો ખેંચી લેશે.

(૧૬) જેના ઉપર નોટીસ કાઢવામાં આવી હોય તેને જાતે અગર પોતાના વકીલ મારફત કોર્ટમાં હાજર થવાની વહેલી તક આપવામાં આવશે. અને તેની અરજી નામંજુર કરવાનાં લેખીત કારણો કોર્ટ દફતરે નોંધશે.

(૧૭) જે કોઇ માણસ ઉપર મુજબનો મનાઇ હુકમ તેના ઉપર કાઢવામાં આવ્યો છે એમ જાણવા છતાં તે મનાઇ હુકમનો ભંગ કરશે, તેને ત્રણ માસ સુધીની સાદી અગર સખત શિક્ષા કરવામાં આવશે અગર રૂા. ૧૦૦૦ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે અગર બંને પ્રકારની શિક્ષા કરવામાં આવશે.

## દેશી રાજ્યનું શું ?

આ પ્રમાણે જે ૧૭ કલમો જણાવી તે ઉપરથી જણાશે કે "બાલલગ્ન"ના સુધારેલા કાયદા પ્રમાણે લગ્ન થતું અટકાવવાનું તેમજ બ્રિટીશ હદ છોડી દેશી રાજ્યમાં નાસી જઇ લગ્ન કરનારને શિક્ષા કરવાનું હવે બની શકે તેમ છે. આ ઉપરાંત હવે "બાળલગ્ન"ના કેસની તપાસ કોઇ પણ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ કરી શકે છે. એટલે તાલુકાનાં મોટાં ગામોમાં મામલતદાર કે પ્રાન્ત ઓફીસર જો ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ હોય તો તેને પણ આ કેસ ચલાવવાની સત્તા મળી છે. અગાઉ આવા કેસો માત્ર જિલ્લાના કલેકટર એટલે કે ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને ચલાવવાની સત્તા હતી.

પરંતુ મનાઇ હુકમ મેળવતાં અગાઉ આરોપીને નોટીસ આપવાની અને તેનો રૂબરૂમાં અગર વકીલ મારફત ખુલાસો આપવાની તેને તક આપવામાં આવશે. એટલે આવાં "બાળલગ્ન" અટકાવવા માટે મનાઇહુકમ મેળવવો હોય તો લગ્ન થવાનાં હોય તે પહેલાં ઓછામાં ઓછા બે ત્રણ દિવસ અગાઉ તે અટકાવવા માટે અરજી અપાય તો જ વખતસર લગ્ન અટકાવવાનું બની શકે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

"બાળલગ્ન" થઇ ગયાં હોય તો તેને માટેની ફરિયાદ કરવાનું કાર્ય હરકોઇ સખ્સ કરી શકશે; કોર્ટને જાહેર કરવામાં આવે તો કોર્ટ પોતે પણ પગલાં લઇ શકશે, એટલે તે કાર્ય માટે કોઇ સંસ્થાનો આશરો લેવાની ખાસ જરૂર રહેતી નથી.

આવાં બાળલગ્ન માટેની ખબર કોઇ સંસ્થાને આપનારે પોતાનું નામ ઠામ વગેરે સાચી અને પૂરી હકીકત સંસ્થાની માહીતી માટે જણાવવી જોઇએ. નનામી અરજી ઉપર કોઇ સંસ્થા કે કોર્ટ કદી ધ્યાન આપતી નથી.

ફરિયાદ કરનારે ઉપર જણાવ્યા પ્રમાણે બધી માહીતી બરાબર ખાત્રીપૂર્વક એકઠી કરીને પછીજ ફરિયાદ માંડવાનું પગલું લેવું એ સલાહ ભરેલું છે.

## સાક્ષીની જરૂર

આ ઉપરાંત જ્યારે "બાળલગ્ન" થઇ ગયા પછી ફરિયાદ માંડવાની હોય ત્યારે લગ્ન

નજરે જોનાર એવા બે સારા સાક્ષીઓનાં નામ પણ મેળવી રાખવાં જોઇએ અને કોર્ટમાં તે હિંમતથી સાચી સાક્ષી આપશે એવી ખાત્રી કરી લેવી જોઈએ.

"બાળલગ્ન" કરનાર વર કે કન્યાની જન્મતારીખ માટે નિશાળમાંથી જન્મતારીખનો દાખલો મેળવ્યા ઉપરાંત ગામમાં મુખી પાસેથી, તાલુકા કચેરીમાં અગર મ્યુનિસિપાલીટીમાંથી જન્મતારીખનો દાખલો સહીસિક્કાવાળો મેળવવો એ જરૂરનું છે.

"નવસૌરાષ્ટ્ર" માંથી

## જુનાગઢની મુલાકાતનો હેવાલ

અમો તા. ૨૭-૨-૩૮ ના રોજ રાત્રે જુનાગઢ પહોંચ્યા. બીજે દીવસ શીવરાત્રીના મેળામાં બપોરના હીરજીભાઇ મળ્યા. તે રાત્રી મેળામાં રહી તા. ૧ લી મંગળવારે જુનાગઢ આવેલ અને બપોરના જમી ચાર વાગે અમો તથા હીરજીભાઇ પટેલશ્રીની મુલાકાતે તેમના ઘેર ગયા જ્યાં તેઓએ ચાહનાસ્તા વી. થી સ્વાગત કરેલ. ચર્ચાની શરૂઆત કરતાં તેઓએ ત્યાંના બે પક્ષો સબંધમાં સમાધાની માટે કહેલ. તેમજ આપણા ખાસ કાર્યો કે બંધારણના અમલ વી. બાબતો સબંધમાં જણાવેલ કે રાત્રીના બીજા ભાઈઓને બોલાવશું અને તમો પણ આવશો. ફરી અમો રાત્રીના નવ વાગે પટેલને ત્યાં ગયા જ્યારે ત્યાંના આગેવાનો અને બીજા પંદર વીસ ભાઇઓની હાજરી હતી. જે વખતે 'પ્રકાશ'ના છઠ્ઠા અંકમાં રામજી બુઝેચાની સ્રીના દહાડા સબંધી જાહેરાત બાબત ઘણીજ ગરમા ગરમ ચર્ચા થએલ. અને તે બાબત ખબરપત્રીનું નામ જાહેર કરવા તેમની ભાષામાં અમોને દબાણ થતાં પ્રથમ અમો એમને સમજાવવા લાગ્યા. પરંતુ જ્યારે તે વધારે હઠવાદી બન્યા ત્યારે અમારે જણાવવું પડ્યું કે એ અમારા અધીકાર બહારની વસ્તુ છે. આપે નામ જાણવા કાંતો સંપાદક સાહેબને પુછાવવું અગર કાયદેસર પગલાંઓ લેશો તો યોગ્ય સમયે અમો જરૂર પડે નામ આપી શકીએ. તે સીવાય નામ જાણવા આપે શ્રમ લેવો બધો નકામો છે. ત્યારે આખરે થાકીને એ વાત પડતી મુકી.

બાદ અમારા અગત્યના પ્રશ્નો સબંધમાં કાલે બપોરના જ્ઞાતિના મંદીરમાં સમસ્ત જ્ઞાતિની સભા બોલાવવા નકી કરી એ રાત્રીની બેઠક ખલાસ થઇ અને બીજા દીને કોટવાલ સાથે કહેવા છતાં સામો પક્ષ હાજર ન થાય તો અમારે બોલાવી લાવવા નકી થયું.

બીજા દીને તા. ૨-૩-૩૮ ના રોજ દીવસના ત્રણ વાગે અમો જ્ઞાતિના મંદીરે ગયા જે વખતે સોએક જ્ઞાતિભાઇઓ, પટેલ અને કલ્યાણવાળા પીતામ્બરદાસ ગોપાલભાઈ ભરડવા ત્યાં હાજર હતા. સામો પક્ષ નહીં આવવાથી કબુલાત મુજબ અમો તેમને તેડવા ગયાં. થોડી વારમાં પટેલ મુળજીભાઇ રાજા તથા

દામા કાળા ચાંડેગરા વી. સામા પક્ષ તરફથી આવ્યા. સવાસો જેટલી સંખ્યાની હાજરીમાં ૯=૧૦ વાગે સભાનું કામકાજ શરૂ થયું, જેમાં પ્રથમ ત્યાંના સ્થાનીક બેપક્ષો સબંધમાં ખુબ જ ચર્ચા થઇ અને પરિણામે અમારા સમજાવવાથી તેઓનો અંદેશ દુર થયો અને સમાધાની ઉપર આવ્યા. ખાસ તકરારી બાબતો ન હતી પરંતુ નાના પક્ષ પાસે પટેલવાળા પક્ષ તરફથી ન્યાતની લુંજ રકમનું લેણું હતું જે સામા પક્ષે કબુલ કર્યું પરંતુ તેમાંના સવજી બાબુ વી. બહારગામ ગએલ તે આવ્યા બાદ વસુલાત માટે જણાવેલ અને એ રીતે ત્યાંના ઝઘડાનો નીકાલ થયો. બાદ રામજી બુહેચાની વહુના દહાડા સંબંધી હકીકત માટે અમોએ રામજી નારણ બુહેચા અને મરનાર બાઇના ભાઇ રામજી રાવત એ બંનેનાં એ સભામાં સ્ટેટમેન્ટ લીધાં. જેમાં મુદ્દાની હકીકતો એ છે કે ગુજરનાર બાઇની ઉમર ૩૨ વર્ષની હતી ત્યારે પ્રગટ થએલ લખાણમાં પચ્ચીસ વર્ષની જણાવી છે. વધારામાં પુછતાં રામજી બુહેચાએ લખાવ્યું છે કે મારી ઓરતનો દહાડો કરવા મને કોઇના તરફથી ફરજ પડી નથી. મેં પોતે પટેલશ્રી તેમજ આગેવાનોને વિનંતી કરી ત્યારે જમણવાર નક્કી થયું હતું. વળી બાઇની ઉમર ત્રીસ વર્ષની ઉપરની હતી એટલે અગાઉના થએલ ઠરાવનો ભંગ થયો નથી.

ત્યારબાદ બંધારણના અમલ તેમજ જ્ઞાતિ તથા શ્રી બાઇની પડતર રકમોની વસુલાત માટે ચર્ચાઓ થતાં એ મુજબ નક્કી કરવામાં આવેલ કે તમો તથા હીરજીભાઇ અમારા સાથે નીકળો એટલે અહીંથી બે ત્રણ આગેવાનો સાથે નીકળીએ. પરસ્પર તેવી કબુલાતો બાદ સભા બરખાસ્ત થઇ હતી. હવે દરેક મહાલોમાં ફરવા કયારે અને કેવી રીતે નીકળવું તે યોજના નક્કી કરવા માત્ર આગેવાનોનીજ એક બેઠક રાત્રીએ પટેલને ત્યાં બોલાવવા નક્કી થયું એ મુજબ અમો રાત્રીએ જમીને જવા નીકળ્યા, વચ્ચે અરજન ભીણાભાઇ કુકડીયાનાં સ્ત્રી બીમાર હોય તેની ખબર કાઢવા ગયા. જે વખતે તેની માંદગી ગંભીર હતી, અંતકાળ હતી. અમો ત્યાંથી ઉઠી દસેક વાગે તેમના ઘરથી બહાર નીકળ્યા હશું ત્યાં તે ગુજરી ગયાં સવારના અમો બધાની સાથે આભડવા ગયા અને આમ રાત્રીની બેઠક મુલતવી રહી. તેમ ત્રીજી તારીખે પણ તેમના ઊઠમણા વગેરેની ધમાલમાં કાંઇ જ કામકાજ થઇ શકયું નહીં. હવે ચોથી તારીખે સવારની ટ્રેઇનથી મારે રવાના થઇ માંગરોલ પહોંચવાનું હોય અમો સવારના સાતની ટ્રેઇનથી રવાના થયા અને બાકી રહેલા કાર્ય માટે મહાલોમાં ફરવા વી. ની યોજના નક્કી કરવા શ્રી હીરજીભાઇ ત્યાં ખાસ રોકાએલ. તેઓએ તા. ૪-૩-૩૮ ના રોજ આગેવાનોની મુલાકાત લીધી હશે. તેનું પરિણામ આપને હીરજીભાઇ જણાવશે અગર તો અમોને ખબર મળેથી લખી જણાવશું.

માંગરોળઃ ] મેઘજી જુઠાભાઇ ચાંડેગરા

નોંધ—અમારી આ મુલાકાતનું સફળ પરિણામ હજી સુધી આવી શકયું નથી. સંપાદક.

# જ્ઞાતિ–યુવાનોને.

( રાગ ગઝલ. )

ભલે શત્રુ બને પટેલો, તમે ના કોપશો યુવકો.
અમી રસ આંખમાં ભરશો, ઝેર ના રોપશો યુવકો. ભલે.
તમારી જ્ઞાતિમાં દ્રષ્ટી, થશે ત્યાં ત્યાં અમી વૃષ્ટી;
બને સ્નેહી બધા પટેલો, સદા હૃદયે વસો યુવકો. ભલે.
કરો જો આપને રાની, પટેલો સઘળા થશે ઘાની;
થશે વૈરી સૌ જ્ઞાતિ, નમેરા ના થશો યુવકો. ભલે.
અમારો વાંક ના જોશો, અમારી ભૂલને હણશો;
અમે તો જ્ઞાતિના યુવકો, સુબુદ્ધિ આપજો પટેલો. ભલે.
કસોટી આપને આગને, જ્ઞાતિના હિતને માટે;
ઉતરશું પાર તો તેમાં, જ્ઞાતિનું શ્રેય કરવામાં. ભલે.

હાલ કલ્યાણ (જી. થાણા) — દેવશી માનજીભાઈ ગોલા (લીંબુડાવાલા)

## સાભાર સ્વિકાર

નીચે જણાવેલા વધુ જ્ઞાઇબંધ પત્રોના અંકો અમોને ભટ-ણામાં મળે છે જેનો સાભાર સ્વિકાર કરીએ છીએઃ—

૬૭ "લોહાણા સેવક" (પત્રિકા) મુંબઇ.
૬૮ "આર્ય પ્રકાશ" (અઠવાડિક) આણંદ.
૬૯ "લોહાણા જગત" (,,) જામનગર.
૭૦ "શ્રી લાડ પ્રજાપતિ સેવા સમાજ"નો મુંબઇ.
[પ્રથમ વાર્ષિક રીપોર્ટ સને ૧૯૩૬–૩૭]

# નકામી છે.

[ ગઝલ ]

તમે ધનવાનના બેટા, અગર કુળવાનના જાયા;
ન જ્હારે જ્ઞાતિની ધાયા, અમીરી એ નકામી છે.
વિનયશાળી ભલે રહેતા, સદાચારી છીએ કહેતા;
ન સેવા લક્ષમાં લેતા, બડાઇ એ નકામી છે.
ભલે વિદ્વાન કહેવાઓ, સભાઓમાં વળી જાઓ;
ગરીબો સાથ શરમાઓ, ખુમારી એ નકામી છે.
તમે શરમાઇ મોટાથી, ત્યજો છો ફર્જ સેવાની;
વિવેકી એમ રહેવાની, શુમાણી એ નકામી છે.
દુઃખીઓનાં હૃદય રોતાં, રીબાયે સેંકડો ત્યાને;
ન દ્રવતું દીલ આઘાતે, સહનશીલતા નકામી છે.
ન જ્ઞાતિસેવા જો કરતા, બની નિર્દય અને ફરતા;
નથી ફર્જ અદા કરતા, (તો) યુવાની એ નકામી છે.

નાઇરોબી (કેનીઆ) — નારણ કરસન પાણખાણીઆ. (વિદ્યાર્થી)

## વચનામૃત

એકનું વાવેલું બીજો લણે છે, આપણે વાવીએ છીએ અને આપણા વંશજો ફળ ભોગવે છે. આ કહેવત કેટલેક અંશે ઠીક છે. પરંતુ તે સર્વાંશે સત્ય નથી. જરા ઉંડાણથી જોતાં આપણને જણાશે કે આપણે વધારે શ્રમ લઇ વાવ્યું નહિ માટેજ આપણા સુખમાં ન્યૂનતા છે.

## —: લવાજમ મોકલો :—

અવારનવાર સુચનાઓ આપ્યા છતાં તેમજ ગયા અંક સાથે મનીઑર્ડરનું ફારમ બીડયા છતાં ઘણા ભાઇઓએ પોતાનું લવાજમ મોકલાવી આપવા દરકારજ કરી નથી. તો દેશપરદેશના એવા ગ્રાહક બંધુઓને આ અંક મળેથી પોતાનું લવાજમ તુરત મોકલાવી આપવા વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપકો.

*If not delivered please return to:—*

: Karyalaya :
59/65, Durgadevi Road,
BOMBAY No. 4.
* * *

: ગ્રાહક :
નં.

PRAJAPATI PRAKASHA

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, ગાયા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, મુંબઇ. :.

# પ્રજાપતિ પ્રકાશ


: વર્ષ :
૩ જું
: અંક :
૧૨

જુન
: સને :
૧૯૩૮






સંપાદક
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

 પ્ર*જા*પ*તિ – પ્ર*કા*શ 

વર્ષ: ૩ જું ] જુન, ૧૯૩૮. [ અંક : ૧૨ મો

## જ્ઞાતિ–સંતાનને!

જીવો તો મર્દજીવનને, ન નિર્બળના ભર્યાં જીવન;
દિપાવા જ્ઞાતિના ગૌરવ, હશે દુઃખ દીનનાં હરદમ.

* * *

કથા આ કષ્ટની સુણતાં, વહે છે અશ્રુની ધારા;
બચાવો જ્ઞાતિ–બંધુ ને, મદદ આપી તમે પ્યારા.

* * *

હિતેચ્છુ આપ જ્ઞાતિના, રકમ કંઇ ફંડમાં ભરજો;
નિરાધારી કુટુંબો ને, નિભાવાને મદદ કરજો.

* * *

કુટુંબો આપણ રઝળે, મદદ આપ જ્ઞાતિની કરજો;
રહમ કંઈ દિલ લાવીને, વિપત્તી જ્ઞાતિની હરજો.

* * *

## કહો ફરીઆદ ક્યાં કરવી!

બની દુશ્મન બધી દુનિઆ, કહો ફરિઆદ ક્યાં કરવી?
તકો મિસ્કીનતણુ જગમાં, કહો જઇ વાત ક્યાં કરવી?
અમાલન, શ્રીમંતમા ભળતી, ગરિબ જીવન ગરિબ ગણતી;
હૃદયની એ દુઃખદ કથની, તણી જઈ દાદ ક્યાં કરવી?
તવંગર ને મળે ન્યાયો, ગરિબ અન્યાયમાં મરતા;
ખુશામતથી બન્યા કાજી, કહો ફરિઆદ ક્યાં કરવી?

પોરબંદર: ] માસ્તર 'કમરીન'

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ. નં. ૪.

: વ્યવસ્થાપકો :
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ થાંડગળા

: વાર્ષિક લવાજમ :
દેશમાં : એક રૂપીઓ
પરદેશમાં : ત્રણ શીલીંગ

# 'પ્રજાપતિ–પ્રકાશ'ના અવાજના કેટલાક પડઘા

"જનસમાજ આપણને પ્રજાપતિ શબ્દથી સંબોધે છે તેજ ઉચ્ચતા દર્શક છે. પ્રજાપતિ એટલે બ્રહ્મા અને બ્રહ્માના વંશજ."

આહા ઉપરનો કેવો અલંકારિક ભાવ! કેવું સુંદર અને સંસ્કૃત નામ! પણ એ તો સાપ ગયા ને લીસોટા રહી ગયા જેવું લાગે છે.

આપણી સ્ત્રી શક્તિ કે જેનાં હાથમાં આપણી હાલની પ્રજા અને ભવિષ્યની પ્રજાની ઘડતર થઈ રહી છે તેની સામું તો જુઓ! તે બિચારીનું મુખડું શું કહે છે? તે તો ઢોલ વગાડીને કહે છે કે તેના સુગમય પોષાક સામું અધમતાના ચિન્હોરૂપ બેડોળ દાગીના સામું, હડહડતી અશુદ્ધ ભાષા સામું, અને છુંદણાથી કુરૂપ થએલી ચામડી સામું જોઇને તેને કોણ અસ્પર્શ્ય ન ગણે? કોણ મહાજન મહિલાઓ વગર સંકોચે સતકાર આપે? કોણ તેને "બ્રહ્મા પત્નિ" કહે? અરે કોણ તે બિચારીને દેખીના હાલ જોઇને "કુંભારણ દુર ખસી જા" એમ ન કહે?

વાંચનાર સોરઠીઆ બંધુ વિચાર કરો આપણી સ્ત્રી શક્તિને મહાજન મહિલાઓ કે બીજી સન્નારીઓમાં યોગ્ય સ્થાન અપાવવા અને તેથી સહેજે આપણે પુરૂષ વર્ગે પણ ઉંચ ને બીજી સંસ્કારી જ્ઞાતિઓમાં અભેદ સ્થાન મેળવવા માટે, સ્ત્રી શકિત-માતાઓના રૂપમાં પહેલાં તો શિક્ષકો ઉભા કરવા જોઇએ. (બાળકનો પ્રથમ ગુરૂજ મા છે) અને તે તૈયાર થએલી, સંસ્કારીને કેળવાએલ માતાઓરૂપી શિક્ષકોદ્વારા આપણે "કુંભાર" પણા માંથી મુકત થઇશું. આપણે ગમે તેવી રીતે "કુંભાર" સંજ્ઞાને છુપાવીને "પ્રજાપતિ" કે "બ્રહ્મા" કહેવડાવવાનો ઢોલ વગાડશું પણ આપણી સ્ત્રીઓના હાલ હવાલ તેથી ઉલટી છાપ પાડે છે. ખરો ઇલાજ એ છે કે ઘો માતાને જ્ઞાન.

કોઇ માણસો જાહેર ખબરના પૈસા ખરચીને કીંમત મેળવે આપણે તો પૈસા ખરચીને સ્ત્રીઓને હજારો વર્ષ પહેલાં પહેરાતા શણક-દેશીના વખતનો ચેપાડાં, છુટા કપડાનાં ઓઢણાનો પોષાક અને રૂપાના પતરાથી મઢેલા ત્રાંબાના સળીઆવાળાં કડલાં-કાંબી, અકોટા વગેરે જંગલી કોમોએ પણ ત્યાગી દીધેલ કહેવાતા દાગીનાનું પ્રદર્શન કરીને ઉલટું માનભંગનું સ્થાન શોધીએ છીએ.

મારા અનુભવ પ્રમાણે આપણાથી ઉંચ કે નીચ વર્ણના ઘણાં માણસ આપણી સ્ત્રીઓને કુંભારણના લેબાસમાં જોઇને એક વચનના તોછડા "તું" શબ્દથીજ સહસા તુચ્છકારી કાઢીને અપમાનીત કરે. પછી ભલે તે બિચારી મોટા મસ્ત્રીની-વેપાર કરતા કુંભારની કે શાળામાં શિક્ષિકાનું કામ કરનારી હોય?

અરે આપણે પુરૂષો સુધરેલા આપણીજ અર્ધાંગનાને સાથે લઇ બહાર જતાં પેરણાં (ચેપાડા)ના લેબાસમાં હોતાં આપણીજ પત્નિ છે એમ કહેતા શરમાઇ જતાં બહારનાં માણસોમાં "આ મારી પાડોશણ કુંભારણ છે" એમ ઘણી વાર નથી કહેતા?"

આપણી પ્રજાપતિ જ્ઞાતિનું "ગૌરવ" "પ્રતિષ્ઠા" જુના વખતમાં ગમે તે હોય. કે "બ્રહ્માના વંશજ" હોવાનું હો કે ગમે તેમ હો, આપણે તો આજે કેવા થાવું એજ ચિંતા કરવાની છે. આપણે તો પાગડે પગને પ્રહ્લ ઉપદેશની અને રોંકડીઆ ધર્મની જરૂર છે તે એકે DO IT NOW! હમણાં આજ થીજ પારકાની પશ્ચાત હાથમાં લીધા પહેલાં આપણાજ ઘરમાં સુધારા કે સુધર્મનો અમલ કરી દેવો જોઈએ. જેણે પોતાના જ ઘરમાં સુધારાનો કે સુધર્મનો અમલ ન કીધો હોય તેવો ભાઇ બીજા પાસે બણુગાં ન ફુકે તેજ ઉત્તમ વાત છે. આપણે લાયકાત કેળવણી અને સભ્યતા પ્રાપ્ત કરશું તો સહેજે લાયક ગાન મળશે. જેમ કુત્તો ને બિલ્લો નામ પાડેલા કોઇના બે છોકરાઓએ લાયકાતને બહાદુરી મેળવતાં કુત્તબુદ્દિન અને બિલ્લાબુદ્દિન કહેવાયા હતા તેમ! એકડા વગરનાં આવાં ૦ ૦ ૦ ૦ મીંડાં કરતાં આવો ૧ એકડોજ સારો અને કહેવા કરતાં કરી બતાવવું સારૂં છે.

"મનુષ્ય અને તેની ફરજ" શું છે તે બતાવનારાં સાહિત્યો આજે ઠેકાણે ઠેકાણે છે. આજ કાલ તો આપણી ખરાબે ચડેલી જ્ઞાતિ નૈયાને મનુષ્યત્વ અને ફરજને અમલમાં મુકનાર પુત્રોની—સુપુત્રોની—જરૂર છે.

ભાઈઓ હા આ "પ્રગતિમય જમાનો" ચાલે છે તેમાં આપણે પ્રગતિ કેમ કરવી તેનો રસ્તો તો શોધવો જોઇએ નાં? "હિંદુસ્તાન આખાના ધર્માનુયાયિઓના નાડાં" ની વાત માટે, "કળીકાળ" ને કાઢવા માટે, "ઇંગ્લાંડ જાપાન જર્મની અમેરિકા તરફ નજર" કરવા માટે આપણા બાળ "પ્રજાપતિ પ્રકાશ"થી આજે તો ક્યાંથી પહોંચાય? આપણે તો આપણી મુડીભર જ્ઞાતિને જે રોગ લાગુ પડયો છે તેની જ વાત કીધા શીવાય બીજી દુર અમેરિકા વગેરેની વાતો શું કામ આવે? ત્યાં કોણ દુરબીનથી નજર કરે? હું કહું છું કે કોઈ ભાઇ બહાર આવીને સિદ્ધ કરી આપે કે ફલાણા સુધારાને કે સુધર્મને કે સદાચારને અમલમાં મુકતાં ફલાણી અગવડ કે ફલાણો મર્યું એ છે આપણે તો ફકત વગર પૈસે આત્મબળથી જુની કુરૂઢીઓમાંના ઉંડા કુવાનાં પગથીઆ ઝાલીને હિંમતથી બહાર નીકળવું તેમાં કાંઇ નડતર નથી. લોક ચર્ચાનો ભય એતો અજ્ઞાનને નબળાઇની નીશાની છે.

"આપણી જ્ઞાતિમાં ૭૫ ટકા ભાઈઓ ભણેલા છે? બંધુઓ! ધારો કે તે વાત ખરી છે તો પણ આપણી જ્ઞાતિ ૩૦૦ વરસ પહેલાં હતી તેમજ કેમ છે? ખરી વાત તો એ છે કે સ્ત્રી કેળવણી—માતા કેળવણી વગર કાંઇ નહી બને.

કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન સરસ રીત તો એ જ કે દો માતાને જ્ઞાન. જો આજે માતા સંસ્કારી હોય ભવિષ્યની પ્રજાને પ્રાણમય કરશે તો જ ઉદ્ધાર થઇ શકશે. નહીતો જેમ આપણા પિતાના વારસ આપણે એકડો નથી થતાં માગતા તેમ આપણી પ્રજા પણ રહેવાની.

કહેવત છે કે 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે, વાંચો! આપણી જ્ઞાતિનાં ઉધ્ધાર માટે

આપણે હજી એકડો પણ શરૂ નથી કીધો તેવામાં શકિતમતિ શ્રીબાઈવાળી જગાએ કુંડ વગેરે બંધાવવા કરતાં તુરતમાં જ ઊગી નીકળે તેવું જાતિ હિતનું કામ તે 'લીંભાડા' વાળી નીમાએલી કમીટી હાથમાં લીએ તો કેવું સારૂં ? આશા છે કે ઊપર ઊપરથી જાણકાર તરીકે મારી આ સુચના નીખાલસ ભાવે લખાએલી સમજાય એમ ઇચ્છું છું.

'પાડીના પેટમાં દુખે ને પખાલીને ડામ' 'સમાજને ગંધાતી ગટરમાં હડસેલવાનો' અપજશ પણ બીચારા જ્ઞાતિના આગેવાનોનો ? વાચકો ! આપણે સૌ જે આગળ આવીને બોલીએ છીએ તે પણ એક વાતે આગેવાનો ખરાજનાં ? બીચારા પટેલો તે ગટરમાં શું કરે ? ' અને પેટ્રોલ મોટરકારોમાં આ 'પ્રજાપતિ પ્રકાશ' નેઃ વાંચનાર દરેક પ્રજાપતિ ભાઇ કે તેનો બાપો જો ભાગ લેવાનું ગાંઠી વાળે તો 'ચોમાસા' માં કોણ કોનો દંડ કરે ? વળી ચોમાસામાં શું કંઇ ચમત્કાર થાય છે અને શિયાળા—ઉનાળામાં શામાટે શાંતિ હોય છે ? એ કોઇ સમજાવશે ? 'નાત તેડું' જ્યાં જ્યાં થાય ત્યાં સૌ કોઇએ હાજરી આપીને પછી પોકાર કરવો તે વ્યાજબી નહિ. આશા છે કે નાત તેડાના વિચારને અટકાવવા બીજા સુજ્ઞ બંધુઓ બનતો પ્રચાર કરશે. હું નથી ધારતો કે 'નાતનેડા' માટે એકલો પટેલ જ દોષિત થાય !

'જીલ્લાના નાયકો તરફથી પ્રાંતિક સભા બોલાવવામાં પણ હમણાં જે મેમ્બરો હૈયાત છે તે જ હોતાં પટેલને બદલે પ્રમુખ કે પ્રેસીડંટની ઉપાધી ઉભી થશે. સરસ રીતે તો આપણે જ સુધારાને શરૂ કરીને, **Steam Roller** થઇને ગતિ કરીએ તો સહેજે સાથ મળી રહી હાલ જે દૈત્ય લાગતું પ્રાણી છે તે પણ દેવ થઇને આપણો સાથ પુરાવે અગર સ્ટીમ રોલરને રસ્તો આપશે.

પ્રિય વાંચક ! આપણું મુખપત્ર "પ્રજાપતિ પ્રકાશ" જ હાલ તો આપણો નવો પટેલ દ્વારકાંથી મુંબાઇ સુધીના દેશનો છેઃ ચાલો તેને સાંભળીએ—તેની વાતો સાંભળીએ—અને થોડા મહીના વધુ અરસપરસ પ્રીત બાંધીએ અને પરિણામની વાત શ્રી કૃષ્ણભગવાનને આશ્રયે મુકીએ.

વહાલા વાંચક બંધુ ! કવીનીન વગર તાવ ન જાય. હું તો તારોજ દાસ હોવાથી પ્રેમપૂર્વક સદભાવેજ તારી સેવા કરૂં એજ આ લેખનો હેતુ છે.

અમટાલીઃ } લી. સેવક,
સા. આફ્રિકા } જાદવજી કાનજી શીંગડીઆ

નોંધઃ—ઉપરોક્ત લેખ 'પ્રકાશ' ના પ્રથમ વર્ષમાં અમોને મળેલ, પણ શરતચુકથી એ પ્રગટ થવો રહી ગએલ. લેખક શ્રી ઘણા વર્ષો બાદ દેશમાં આવવાની અમોને જાણ થતાં આ લેખનું અમોને સ્મરણ થયું અને આ તકે તે પ્રગટ કરતાં અમોને હર્ષ થાય છે. આ અંક પ્રગટ થતાં સુધીમાં તો તેઓશ્રી હિંદને આરે આવી પણ પહોંચ્યા હશે. આ લેખમાં જ્ઞાતિ સુધારાના ઘણાં બીજ વેરાએલાં

# આપણી ફરજ અથવા મનુષ્ય કર્તવ્ય

સરજાવવું કોઈ કાર્ય એતો સઘળું સહેલ છે;
પણ ખંત અને ઉમંગથીના, જાનવું ઘણું મુશ્કેલ છે.
કોઇ કાર્યનો અમલ કરવા, મનુષ્ય નહી બળવાન છે;
સુખદુઃખ જેથી સાંપડે, એ સમજને સન્માન છે.

સૃષ્ટીપટ પર દ્રષ્ટીપાત કરતાં આપણને વર્તમાન સમયમાં અનેક મહત્વકાંક્ષાઓ ઉત્પન થાય છે. મનુષ્ય માત્ર દુઃખને દુર કરવા અને સુખનું સનમાન કરવા અથાગ પરીશ્રમ ઉઠાવી રહ્યો છે. જેમ જેમ આપણે આપણા સ્વભાવને અનુસરી દુખને દુર કરવાના પ્રયત્નો કરીએ છીએ તેમ તેમ તેમાં વધુ સપડાઇએ છીએ તેનુ કારણ શું હશે એ જાણવા આપણે આતુર બનીએ છીએ શું ઇશ્વરે આપણને તે માટે સર જેલાં હશે અથવા આપણે પોતેજ તેવી સ્થીતીમાં આવવાનાં કૃત્યો કરેલાં હશે કે કરનાં હશું? એ બે કારણો પૈકી એક તો અવશ્ય હોવુંજ જોઇએ. ઇશ્વર કે જે સત્ય, ન્યાયી, દયાસિંધુ અને સૃષ્ટીને નીભાવનાર અને જેની કૃપાવડે આપણી બુદ્ધી, શરીર, વાણી આત્મીક શક્તી, વીચારો આચરણો, માનસીક સક્તી, તેજ, અને બળ વીગેરે ઉન્નત બને છે અને આ સર્વ સાધનોથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ મેળવી સકીએ છીએ તેવા પરમકૃપાળુ પરમાત્મા ઉપર આપણી શ્રદ્ધા અને પ્રેમ નામનોજ હોય છે તેનો ઉપકાર આપણે દરઘડી ભુલી જઇએ છીએ તેની આજ્ઞાનું પાલન આપણે કરી શકતા નથી તેના મહાન ગુણો જેવા કે પરોપકાર, સત્ય, ન્યાય, નીતીમીનતા અને દયા વીગેરેનું આપણે અનુકરણ કરી શકતા નથી. આપણી ખરી ફરજોની બેદરકારીને લીધે જ આપણે આપણી ઉન્નતી આગળ વધતી અટકાવીએ છીએ એટલું જ નહિ પણ તે ઉપરાંત આપણી મહાન ફરજો તરફની આપણી બેદરકારી ભુલી જઈ સર્વોપરી સત્તાનો દોષ કાઢી દુઃખોમાં પડયા રહી ઇશ્વરી સત્તા જ આપણને તેમ કરવાની ફરજ પાડે છે એમ માની લઇએ છીએ. તદુપરાંત ભુતકાળની રહીતી અને થએલી ભુલોને માટે પ્રશ્વાતાપ કરવાનું ચાલુ રાખીએ છીએ જેથી પોતાના જીવને આળસુ નીરુત્સાહી, પરાઇ આશ પર અવલંબન કરનાર લાચાર અને નીરાશ બનાવી મુકીએ છીએ. અત્યંત દુઃખો ફીકરનાં વીચારો ખરાં દુઃખો કરતાં મનથી માની લીધેલાં વધું દુખો અને ભય વીગેરે તમારી બુદ્ધીને બુદ્ધી બનાવી મુકે છે. તથા તમારી શારીરીક નૈતીક આત્મીક અને આર્થીક શક્તિનો નાશ કરનાર એક મહાન શત્રુનું કામ કરે છે. ચીન્તા કરવાથી કંઇપણ

---

અમોને જણાયાં છે. લેખક બંધુ થોડા મહિનાઓ દેશમાં રોકાશેજ, તો તેઓશ્રી દેશ ખાતે જ્ઞાતિ સુધારણાનું બીજ રોપણ પોતાના શુભ હસ્તે કરી જાય એમ ઇચ્છીએ છીએ. આજની આપણી યુવક શક્તિને તેઓશ્રી માર્ગદર્શક થશે ખરા?

સંપાદક

બનવાનું નથી પરંતુ બગડવાનો જ સંભવ છે. અત્યંત દુખોની નીવૃતી અત્યંત પુરુષાર્થ વડેજ થાય છે. તમોને માત્રપુરૂષાર્થ અને તેનાં નિયમોનું જ્ઞાન હોવું જોઇએ. ભુતકાળમાંથી જો કાંઇ પણ ગૃહણ કરવાનું હોય તે માત્ર એટલું જ છે. કે આપણી થએલી ભુલો ફરીથી થવા ન પામે તે પ્રત્યે કાળજી રાખવી.

આપણો જય કીંવા પરાજય સાધનો અને સંયોગો પર આધાર રાખે છે મનુષ્યની વર્તત વર્તણુક પર ભવિષ્ય લટકેલું છે. અમારી ઉન્નતી થોડે અંશે થઇ તેથી અટકી પડવાનું નથી. સંસાર સ્વપન નથી પણ કર્મક્ષેત્ર છે. દુષ્ટ કર્મો, દુષ્ટ વિચારો, વ્યસનો અને અસત્ય વાણીથી તમારે દૂર રહેવાનું છે એટલું જ નહિ પરંતુ તેની સંગતને પણ તમારે તજી દેવાની છે. આ ઉપરાંત તમોને ઉન્નતિનાં રસ્તામાં મદદગાર અને સલાહ આપનાર તથા તમે ઉન્નત બનો એવું ઇચ્છનાર અને તે માટે પ્રયત્નો કરનાર જે જે હોય તેમને તમારે ભુલી જવાનું નથી. પરંતુ એઓના ઉપકારો યાદ રાખવા જેટલી બુદ્દિથી તેમના રૂણનો બદલો વાળી આપવો એ સત્ય અને ન્યાયી વ્હેવારૂ બીના છે અથવા તે તમારી ફરજ છે. તમારી ઉન્નતિને અંગે તમોએ કુટુંબ, પાડોશી વા જ્ઞાતી પ્રત્યે અને અનાથ ભાઇઓ તથા મુંગા પ્રત્યે શું શું કર્યું છે એ બાબત પર તમારે તમારા આત્માને સવાલ પુછવો આવશ્યક છે. આપણો આત્મા આપણાં કરેલા કૃત્યોથી થોડે અંશે પણ સંતોષ પામેલ છે યા નહિ થોડે અસંતોષ પામેલ હોય તો વધુ અંશે તેને સંતોષ કેમ મળે એ જ વિચારથી લક્ષબિંદુ તરફ આપણે ગમન કરવા પ્રયત્નશીલ થવું જોઇએ.

આપણે એશઆરામ ભોગવવામાં ગુલતાન રહીએ અને આપણાજ અનાથ અને નીરાધાર જ્ઞાતીબંધુઓ કેળવણી અને ધંધા વીનાના રખડે અને અન્નના પણ સાંસાં હોય છતાં આપણે તેઓ પ્રત્યે સહાનુભુતી ન દરશાવીએ અથવા તેઓના દુઃખો દુર કરવા લેશમાત્ર પણ પરવા ન કરીએ તો તે આપણી સ્વાર્થાંધતાજ ગણાય. વળી ઇશ્વરના સઘળા બાળકો સરખાંજ છે અને તેથીજ જનસેવા કર્યા બરાબર છે એ મહાન ઇશ્વરી આજ્ઞાનો આપણે ભંગ કરીએ છીએ. આપણે ફક્ત જો દુર રહેવાનું છે તો તે નીચેના લોકોથીજ.

સ્વાર્થી લંપટ લાલચુ, વૃથા વચન વદનાર, મીત્રાચારી ન ચારથી, એજ સુખી સંસ.ર.

ઇશ્વરે જે તમને સત્તા આપી છે તેથી બીજાઓનું તમે રક્ષણ કરો, દુઃખીઆના આંસુઓ લુછવાના પ્રયત્નો કરો, બીજાઓની રક્ષાર્થે તમારી તાકાતનો હીસ્સો ખરચવા માટે તમારો આત્મા, તમારા વીચાર, વાણી અને કર્મોથી સદા સંતુષ્ટ રહે તેવું વર્તન રાખવું એ તમારૂં કર્તવ્ય છે. તમારાથી બને તેટલું બીજાઓનું ભલું કરવામાં મશગુલ રહો તો પછી તમે તમારા માટે સર્વ સુખો નજરે આવેલા જોઇ શકશો, તમારે પરાઇ આશા પર અવલંબન કરવાનું છોડી દેવું જોઇએ. બીજો કોઇ મારો મદદગાર બને તો હું અમુક ઉતમ કામ કરી શકું એ એક પ્રકારની

નીર્બળતા છે. અખંડ ઉદ્યોગમાં મશગુલ રહેનાર અને ઇંદ્રીઓ ઉપર સંયમ રાખનાર પુરૂષ સર્વ પ્રકારના કર્મો ઉપરાંત પોતાના માટે પણ ઉન્નત દશા પ્રાપ્ત કરી શકે છે. અજ્ઞાન, આળસ, વ્હેમ, અને ભય, એ તમારા શત્રૂ છે છતાં પણ શત્રુથી તમારે ડરવાનું નથી તમે પોતાને સુધારવાના નીશ્ચયમાં અડગ રહો તમારી હીમત અખંડ હોવી જોઇએ તમારી ધીરજ અખુટ હોવી જોઇએ. પ્રતીજ્ઞા લ્યો નહી અને કદી લ્યો તો પુરણ પાલન કરવાની શકતી હોવી જોઇએ પોતે જે જાણે તેનો જીંદગીમાં અમલજ કરનાર એટલે જાણીનેજ બેસી રહેનાર પણ કઇ ફાયદો મેળવી શકતો નથી. તમે કોઇ પ્રયત્નોમા નીષ્ફળ બનો તેથી હારી જવાનું નથી. નીષ્ફળતાં પણ તમોને કંઇને કંઇ જ્ઞાન આપી જસે એટલો તમારો પરીશ્રમ તેટલોજ તમને વિજય મળશે. ગમે તેટલા વખત નીષ્ફળતાં પ્રાપ્ત થાય પરંતુ સત્યે અને ન્યાયને અંતે છેવટે સફળતાંજ પ્રાપ્ત થવાની એવી તમારી શ્રદ્ધા ઇશ્વર પર હોવી જોઇયે તમે તમારી ભુલોને સુધારો. નીષ્ફળતાનું કારણ શોધી કાઢો. શારીરીક માનસીક અને આત્મીક શકતીને નીરબળ કરનારા સર્વ સાધનો અને સંયોગોથી તમારે દુર રહેવાનું છે. અંતમાં મનુષ્ય કર્તવ્ય માટે એજ સુત્ર યાદ રાખવાનું છે કે મનુષ્ય જેવો થવા ધારે તેવો થઇ શકે છે. તેની આત્મશ્રદ્ધા તેટલે અંશે બળવાન હોવી જોઇએ.

મુંબઇ] ગોપાલદાસ વાલજી દેવળીઆ

## ........... કન્યા વિક્રયનો કાળો કેર ...........

હાલના આર્ય-સંસાર (હિંદુ સમાજ) રૂપી પવિત્ર ઉદ્યાનમાં જે ભ્રષ્ટાચારરૂપી દુર્ગંધ ફેલાઇ રહેલ છે. નાની નાની બાલીકાઓના જેમ મકાનોની માફક વ્યપાર ચાલે છે. જેવી રીતે ૭૦તેર વર્ષના બુઢા સાથે બાર વર્ષની બાળા. ૭ સાત વર્ષની કન્યા સાથે ૭૦ સીતેર વર્ષનો શયતાન. ૮ આઠ વર્ષની બાળા સાથે ૮૦ એંસી વર્ષનો ઉલ્લુ પરણાવી લાકડે માંકડું વળગાડી મડા સાથે મીંઢોળ બાંધી અને બાંધનારા માબાપો હલું પડયા છે. શરમરૂપી સાગરને માનનારા માબાપ તથા ગુરૂઓ તે તમામને શુક દેવાંતની ઉપમા બરાબર લાગૂ પડે છે. વળી તે સર્વે પુત્રીના કટા દુશ્મન છે. આવાં બાળ-વૃદ્ધ લગ્નથી ઉકળવતા. અગણિત અબળાંના પિતના ગુજરી ગયેલા શ્રાપો, પોકારો ગગનના શ્રુતિદ્વારને છેદી ભેદી નાખે છે. સાથેસાથ કોઇ બાળા કુવામાં પડે છે કોઈ બાળા વિષપાન કરે છે તો કોઇ આપઘાત કરે છે. તો કોઇ બળીને મરે છે તે પણ સંભળાય છે અને સાંભળીએ છીએ. આ બધા દૃષ્ટાંતો આપણી નજરે પડે છે. (તે કોના પાપ ? સમાજરૂપી બંધનના પાપ) કન્યાના યમરાજ પિતા તે પોતાના ઘાતકીપણાથી કન્યાઓની

કાંધ પર છરી ફેરવે છે તથા જુલમ્ ગુજારી ભજકલદારનું ભજન કરાવવા માટે કન્યાને ઢોરની માફક વેચવા મેદાને પડે છે. આહા-હાહા શું ગજબની વાત. કયાં કન્યાદાનનું પૂન્ય અને કયાં કન્યાવિક્રય! મનુસ્મૃતિ આદી ગ્રંથોમાં કન્યાદાનનું ફળ અશ્વમેધ યજ્ઞ કરતાં પણ વિશેષ વર્ણવ્યું છે. તે બાબતનું પ્રમાણ છે તેનો અનુવાદ નીચે પ્રમાણે છે.

"કાશી ક્ષેત્ર સમે ગ્રહણને, ગૌદાન કોટી કરે.
સો સંક્રાતી કદી મહામકરની, વાસ પ્રયોગે કરે.
પૂજે યજ્ઞ કદી સહસ્ર દશવા, મેરૂ સમુ સર્ણુ વદે.
પણ તે પૂન્ય ન થાય કદીએ, શ્રી કન્યાદાનને."

વળી શ્રી મદ્ ભાગવતમાં પણ શિઆળ શિઆળણીએ કન્યાદાન આપ્યા પછી તે દેશનું અન્ન તથા પાણી તજવાથી આવતા ભવમાં સગર રાજા થયા હતા ને વરદાનમાં કન્યાદાનના ફળથી આકર્ષાઇને દીકરી માંગતા. સરસ્વતીની વાણીથી ૬૦૦૦૦ દીકરાઓ મેળવ્યા હતા. તે વાત ઉપરથી પુરવાર થાય છે કે કન્યાદાનનું ફળ ઓછું નથી. જો કે તેમાં વિરૂદ્ધ કન્યા વિક્રયનું કોઇપણ ગ્રંથોમાં લખ્યું નથી પણ જ્યાં પૂન્યનો નિર્ણય હોય ત્યાં સામો પક્ષ પાપ અનુમાને સમજી લેવું જોઇએ. કેમકે કન્યાદાનના પૂન્યથી અયોધ્યા નરેશ સગર થયા. તો પાપ એટલે કે કન્યાવિક્રયથી નર્કમાંજ પડવુ પડે તેમ નક્કી સમજવું. વળી કન્યાવિક્રય કરવાનો માબાપોનો હક્ક નથી. અને આગળ ઉપર રાજાઓની કન્યાઓનો સ્વયંવર એટલા માટેજ થતો. (વર શોધવા જવું તે) કે આગળ દંપતીમાં વિખવાદ ન પડે. વળી તે સ્વયંવર વખતે પિતાઓ કેટલો ખર્ચ કરતા. એ ઉપરથી પણ એમ સમજાય છે. કે કન્યા પ્રત્યે માબાપોનું કેવું વલણ હતું. વળી કેટલીક જ્ઞાતિમાં તો દીકરીઓને ધોરણસર ભાગ આપતા તથા આપવામાં આવે છે. અને જ્યાં દેશોમાં કન્યા જનન. લઇને જાય છે ત્યારે દીકરાઓને ભાગ ન આપતા દીકરાને વારસદાર ઠરાવે છે અને ઠરાવાય છે. કહેવતમાં પણ દીકરીએ દીવો રહે નહિ, એથી પણ દીકરીની કેટલી મહત્તા છે. તે સમજાય છે. જ્યાં સુધી જુવાનોમાં કન્યાવિક્રય તરફ તીરસ્કાર નહિ આવે ત્યાં સુધી પોતાના તન-મન-અને ધનથી સર્પણ કરવા તૈયાર નહિ થાય. ત્યાં સુધી આવા વૃતમાંથી સમુળો કન્યાવિક્રયનો વ્યાપાર બંધ નહિ થાય. વળી ગોરો એટલે કે ગોરબાપાઓ અગડંબગડં કરવાવાળા તથા લોભી હશે. જેવાં કે:—

વરમરો કન્યા મરો. પણ ગોરનું તરભાણુ ભરો.
હેતે ફેરા ફરો. પણ, બ્રાહ્મણ પર કાંઇ દયા ધરો.

આ પ્રમાણે કહેનારા બ્રાહ્મણો. જ્યાં સુધી નહિ સમજે અથવા સમાજ તેને નહિ સમજાવે ત્યાં આંધરીયા પાંધરીયા ચાલ્યા ચાલશે. "જ્યારે વાડ ઉઠીને ચીભડાં ખાય. ત્યારે ચીભડાં કોની ફરીયાદે જાય.? આ પ્રમાણે મા બાપો. દીકરી પ્રત્યે લાગણીપણાના અને અનહિતકે હિતનો તપાસ નહિ કરે તથા ન્યાય માયાળુતા નહિ દાખવે ત્યાં સુધી માબાપો પણ ભલે મોટાઇનો ફાંકો રાખે. પણ ખરાબ કૃત્ય તજી દઇ તથા દીકરીના દામ લેવા તજી દઇ સન્માર્ગે ચાલે

રોજ પોતાનો, જ્ઞાતિનો, સમાજનો કે દેશનો ઉધ્ધાર થાય, આમ સમજી તમામ બંધુ નિતિને માર્ગે ચાલે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. જ્યારે આપણે વેદ નારાયણનો સોનેરી સૂર્યનો શોભીતો સમય જોઇએ છીએ ત્યારે ભારત માતાના ભુષણ રૂપ બ્રાહ્મણ જ્ઞાતીને દીપાવનાર મહી દેવો વિદેશ વડી મહા મહેનતે કન્યા દાનમાં યથાસ્થીતિ શક્તિ પ્રમાણે જે કાંઈ આપી સ્વયંશીરતી ફરજ બજાવી. ઋણ મુક્ત થતાં દેખાતા, જે વિપ્રો દીકરીના દામ લેવામાં શરમાતા એટલુંજ નહિ પરંતુ પુત્રી ગૃહનો એક દાણો પણ ન વાપરતા તેઓ જે આજે કન્યા વિક્રય કરી તેના કપાળમાં કાળી ખડી લગાવી ક્રિયા–કર્મ-ધર્મ-ધ્યાન આચાર વિચાર વિદ્યા રહીત ભાસે છે તે આપણી જ્ઞાતિની ખામી વાળો હીનતા બુઝના જણાય છે. કેમકે સૌથી પુછે સંતાપીને સાંભળ " પાણી બંધ, " ધણીના વેચવા ગોંદા પાડોસીનો ભરવો દંડ આ અનુમાને ગોરમાં પણ ખામી જણાય છે. તથા આપણી જ્ઞાતિમાં કેળવણીની ખામી છે. તે ઉપર ડાહ્યાલાલ કહે છે.—કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન સરસરી તો એજ છે દો માતાને જ્ઞાન—એટલે કે કન્યાને પણ કેળવણીની જરૂર છે. વળી ભણતર વિના આ યુગમાં પણ ચાલે નહિ કારણકે હજુ પણ કુંભાર–હજામનો દાખલો અપાય છે. વ્હાલા બંધુઓ જેમ બને તેમ બાળકો કેળવણી ઉંચ પામે તેવી સગવડો કરી રહ્યા છે. તેઓને મદદ કરવી તે આપણી ફરજ છે પ્રભુ સૌને સદબુદ્ધિ આપે એવી અભ્યર્થના.

વેરાવળઃ ] ડાહ્યાલાલ મીઠાભાઈ કટાણીયા..
[ વિદ્યાર્થી ]

•

## ચર્ચા પત્ર

### જ્ઞાતિ બંધુઓની ફરજ

મું. તા. ૧-૯-૧૯૩૮.

તંત્રીશ્રી,

" પ્રજાપતિ પ્રકાશ " મુંબઇ

આ મારો નિચેનો નમ્ર લેખ આપની માસીક પત્રિકામાં પ્રસિદ્ધ કરવાને વિનંતિ કરૂં છું. આપણી જ્ઞાતિને અનુસરીને અને તેના હિત અર્થે મને આજે એક લેખ લખવાની પ્રેરણા થઇ છે અને આવી મારી પ્રેરણાથી હું મારા 'જ્ઞાતિબંધુઓની ફરજ' એ નામક લેખમાં નીચેના શબ્દોદ્વારા જાહેર કરૂં છું.

દરેક દેશ પ્રગતિના પંથે જાય છે. દરેક દેશના માણસો પોતાના દેશને ભોખરૂ લાવવાને ખુબ પ્રયત્નો કરી રહ્યા છે. તેવીજ રીતે દરેક જ્ઞાતિના માણસો પોતાની જ્ઞાતિને માટે અને તેની કારકીર્દી ઉજ્જવળ બનાવવાને ખુબ કોશીષો કરે છે.

દરેક જ્ઞાતિના પૈસાદાર માણસો ધર્મશાળાઓ આરોગ્ય ભુવનો, વિદ્યાલય વગેરે બંધાવે છે. અને ગરીબોને શિક્ષણ અપાવે છે અને ફક્ત પોતાની નહિ પણ પોતાની સમસ્ત જ્ઞાતિની આબરૂનો વધારો કરે છે. તેઓ (જ્ઞાતિના આગેવાનો) પોતાની જ્ઞાતિના કોઇ પણ માણ-

સને દુઃખી જોવાને શક્તિ નથી, તેને ભૂખથી ટળવળતો જોવાની એમનામાં શક્તિ નથી. તે ખરાબ પંથે જાય અને પોતાની જ્ઞાતિની, લાજને ડાઘ પડે એમ તેઓ ઇચ્છતા નથી, પણ તેઓ તેને દુઃખમાંથી ઉગારવાને દરેક રીતે યત્ન કરે છે તેને રઝળતી જીંદગી અને ભુખમરાથી બચાવવાને તેને નાણાથી અને અન્નથી મદદ કરે છે અને તેને કોઇ સારા હુન્નરે લગાડી આપે છે. અને આમ તેઓ પોતાની જ્ઞાતિને એક અગત્યની સુશિક્ષિત અને જાહેરા જ્ઞાતિ તરીકે બધાને જાણુ કરાવે છે.

જ્યારે આવી રીતે દરેક જ્ઞાતિ પ્રગતિના માર્ગ તરફ જાય છે ત્યારે આપણી જ્ઞાતિએ તેમ શામાટે ન કરવું? શામાટે ઉચ્ચ દરજ્જે ન પહોંચવું? અને શા માટે આપણી જ્ઞાતિ એક સારી કેળવણી પામેલ અને સુશિક્ષિત જ્ઞાતિ તરીકે જગતની ( હિંદી ) જ્ઞાતિઓમાં માન ન પામે? શા માટે બીજી જ્ઞાતિઓની સાથે હરીફાઇ ન કરી શકે?

આપણી જ્ઞાતિમાં પૈસાદાર માણસો છે ખરા તે શું નથી કરી શકતા? આપણી જ્ઞાતિના કેટલાક માણસો ઘરબાર વિનાના ભટકે છે, લોકોના મ્હેણાં અને માર ખાય છે, અજાન છે, સારી કેળવણી પામેલ હોતા નથી. અને તેથી જ તેઓને એક મવાલીની માફક ઘેર ઘેર ભટકવું પડે છે. શું આ જ્ઞાતિના માણસો જોઇ શકે છે? આથી આપણી પ્રજાપતિ જ્ઞાતિને કેટલું નુકશાન પહોંચે છે તે શું તેઓ નથી કળી શકતા? આપણી જ્ઞાતિના આગેવાન અને મુરબ્બી માણસો આ બધું અનિષ્ટ દુર કરવાને સમર્થ છે. તેઓએ તેને પોતાની મિલકત માંથી નહિ-તો પોતાના જ્ઞાતિના ફંડમાંથી પણ મદદ કરવાને સારી વ્યવસ્થા કરવી જોઇએ. દરેક વિધવા સ્ત્રીને માટે પણ કંઇ થવું જોઇએ. દરેક ગરીબ બાળકને માટે યોગ્ય વિદ્યા અને કેળવણી માટે પણ પુરતી વ્યવસ્થા થવી જોઇએ.

જ્ઞાતિના દરેક માણસ-પુરૂષ તેમજ સ્ત્રી જુવાન તેમજ વૃદ્ધ પોતાની જ્ઞાતિમાં કોઇપણ ખામી જુએ તો તે ખામીનો ઉકેલ લાવવા માટે જ્ઞાતિને અગર તો જ્ઞાતિના પત્રક માફક જ્ઞાતિના મેમ્બરો પાસેથી તેનો ઉકેલ કરી શકે તેવો બંદોબસ્ત થવો જોઇએ.

મારા જ્ઞાતિબંધુઓ જો આ બધું આપણી જ્ઞાતિમાં હશે તો આપણી જ્ઞાતિ એક "હલકી જ્ઞાતિ"ના નામોશીભર્યા નામથી જરૂર મુક્ત થશે અને એક સુશિક્ષિત, અને સારી કેળવણી પામેલ જ્ઞાતિ તરીકે માન પામશે.

મુંબઇ ] લી. રામજી નારણ ઘેડીયા,
[ વિદ્યાર્થી ]

હવે પછીના ચોથા વર્ષનો પ્રથમાંક દીપોત્સવી અંક તરીકે પ્રગટ થશે તો લેખક બંધુઓએ પોતાના લેખ તા: ૫-૧૦-૩૮ સુધીમાં મોકલી આપવા.

## —: ગ્રાહક બંધુઓને વિનંતી :—

'પ્રકાશ'ના આ બારમા છેલ્લા અંકથી તેનું ત્રીજું વર્ષ પુરૂં થાય છે. વરસ દરમ્યાન વારંવાર સુચનાઓ આપ્યા છતાં દેશ પરદેશના ઘણા ગ્રાહક બંધુઓએ પોતાના લવાજમો મોકલી આપવા કેવળ અખાડા જ કર્યા છે. આવતા અંકથી 'પ્રકાશ' ચોથા વર્ષમાં પ્રવેશ કરશે તો દેશપરદેશના સર્વે ગ્રાહકબંધુઓને પોતાનું ચડેલું લવાજમ તેમજ ચોથા વર્ષનું લવાજમ પણ આ અંક મળેથી તુરત મનીઓર્ડરથી મોકલાવી આપવા આગ્રહપૂર્વક આથી વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપકો

*If not delivered please return to:—*

: Karyalaya :
59/65, Durgadevi Road,
BOMBAY No. 4.

: ગ્રાહક :

નં.

PRAJAPATI PRAKASHA

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, આયા બિલ્ડિંગ, અસ્ટેડ ખાંડેર રોડ, મુંબઈ. ૪.

# પ્રજાપતિ પ્રકાશ

: વર્ષ :
૪ થું
: અંક :
૧ ૨-૩




જુલાઈથી
સપ્ટેમ્બર
: સને :
૧૯૩૮

સંપાદક
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

## ચોથા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી. નાગજીભાઇ માંડણ | ભરડવા | પોરબંદર |
| ૨ | ,, ભીમજી નથુભાઇ | પાણખાણીયા | ઓખાપોર્ટ |
| ૩ | મીસ્રી માવજીભાઇ મેઘજી | ચાવડા | જામનગર |
| ૪ | શ્રી. લક્ષ્મણભાઇ રામજી | પરમાર (આફ્રિકા) | માગોડોસ |
| ૫ | ,, છગનલાલ દેવરાજ | વરૂ ( ,, ) | કમેરે |
| ૬ | ,, ડાહ્યાલાલ વેલજી | રાઠોડ | શીંગડા |
| ૭ | ,, મેઘુરભાઇ નારણ શીંગડીયા | | મુંબઇ |

[ વધુ નામો આવતા અંકમાં ]

## ત્રીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| આ નં.: | નામ: | અટક: | સ્થળ: |
|---|---|---|---|
| ૧૨૧ | શ્રી. દેવજીભાઇ લાખાભાઇ | લાડવા | પ્રભાસપાટણ |
| ૧૨૨ | ,, ભવાનજી જેઠાભાઇ | પ્રજાપતિ | મુંબઇ |
| ૧૨૩ | ધી ઇગલ એડવર્ટાઇઝીંગ ટેઇપ ફેક્ટરી (પ્રો: એસ. એમ. એન્ડ શીંગડીયા) | બ્રધર્સ | કુરલા |
| ૧૨૪ | શ્રી. વિશ્રામભાઇ રામજી | ભરડવા (આફ્રિકા) | ટુકયુ |
| ૧૨૫ | ,, કાનજીભાઇ લાખાભાઇ | ભલસોડ ( ,, ) | લુઇન્ડી પોર્ટ |

## સાભાર સ્વિકાર

૭૫ " વિશ્વજ્યોતિ " ( માસિક ) સુરત

૭૬ " શ્રી લુહાર-સુતાર જ્ઞાતિ હિતેચ્છક મંડળ " નો સંવત ૧૯૯૩-૯૪ નો રીપોર્ટ મુંબઇ

## સુધારાની શક્યતા.

તજો મિથ્યા જુની વાતો, ન હો એ તત્વ કંઇ જેમાં
વસાવોને નવાં માનસ, સુધારો શક્ય તો બનશે.
તજી દ્યો પ્રેત ભોજનને, તજો વેચાણ કન્યાના,
તજો ઇર્ષા અભિમાનો, સુધારો શક્ય તો બનશે.
તજો ને બાળ લગ્નોને, વળી છે રાહ જે મિથ્યા,
તજી દ્યો કુરિવાજોને, સુધારો શક્ય તો બનશે.
જુના માનસ ફગાવીને, હવે નવલા ગ્રહી લેશો,
તજી દ્યો રૂઢીઓ જુની, સુધારો શક્ય તો બનશે.
વધી દુનીઆ બધી આગળ, રહ્યા શીદ આપણે પાછળ ?
અપનાવો શુભ વિચારોને, સુધારો શક્ય કરવાને.

પોરબંદર:] "અંગાર"

## લવાજમ મોકલશો ?

'પ્રકાશ'ના બીજા વર્ષમાં ૨૯૫ ગ્રાહકો નોંધાયા હતા. તેનું ત્રીજું વર્ષ પુરૂં થઇ ગયું છતાં ફક્ત ૧૨૫ ગ્રાહકોએ પોતાના લવાજમો અત્યાર સુધીમાં અમોને મોકલ્યા છે, જ્યારે બાકીના બંધુઓએ પોતાના લવાજમો મોકલવામાં કેવળ અખાડાજ કર્યા જણાય છે. 'પ્રકાશ'નું નજીવું લવાજમ જોતાં આ પરિસ્થિતિ ખરેખર દુ:ખદ ગણાય. આ અંક મળતાં તુરતજ ત્રીજા તથા ચોથા વર્ષનું લવાજમ અમોને મોકલાવી આપવા એમને ફરી વિનંતી કરીએ છીએ. વ્યવસ્થાપકો.



શ્રી દેવાણંદ જેઠાભાઈ શીંગડીયા
કોન–કલ્યાણ ( જી. થાણા )
[ જેઓશ્રી કલ્યાણ મ્યુનીસીપાલીટીના મહાસભાવાદી પક્ષના એક સભ્ય તરીકે ચુંટાઈ આવ્યા છે. ]





શ્રી કાનજીભાઈ ગોવીંદ ઠાંયા
કલ્યાણ ( જી. થાણા )
[ મુંબઈની ધારાસભાના એક સભ્ય જેઓશ્રી આપણી હીંદી મહાસભાના પ્રતિજ્ઞા પત્રપર સહી કરીને મહાસભાના પક્ષમાં જોડાયા છે. ]

[ દીપોત્સવિ અંક ]

# પ્ર•જા•પ•તિ – પ્ર•કા•શ

વર્ષ: ૪ થું ]　　જુલાઇથી સપ્ટેમ્બર, ૧૯૩૮.　　[ અંક : ૧-૨-૩

## ॥ નવલ વર્ષાભિનંદનમ્ ॥

[ ભમરીયા કુવાને કાંઠડે-એ રાગ ]

સખી નુતન વર્ષ અભિનંદન રે,
પ્રેમધરા અર્પે 'પ્રકાશ' રે……
　　સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિનેરે.—ટેક

સખી સાલ ઓગણીસો પંચાણુંની રે,
　　સુખમય નીવડે સદાયરે.—સોરઠીયા—૧

સખી વિદ્યા વિ વે ક વીચારણારે,
　　દિન પ્રતીદીન સબળ થાયરે.—સોરઠીયા—૨

સખી ક ળા કૌશલ્યતણી ઉ ર્મી રે,
　　નીત નીત ઉરમાં ઉભરાયરે —સોરઠીયા—૩

સખી ધાસ ધરાને ધન ધાન્યનીરે,
　　રહે નહી ઉણપ લગારરે.—સોરઠીયા—૪

સખી શુ ભ આશિષ ગોપાળનીરે,
　　મનતણા મનોરથ પુરાયરે.—સોરઠીયા—૫

મુંબઇ : ]　　ગોપાલદાસ વાલજી દેવળીયા

| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
|---|---|---|
| ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, | હીરજી જેરામ વીસાવાડીયા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઇ. નં. ૪. | મેઘજી જુઠાભાઇ ચાંગળા | પરદેશમાં : ત્રણ શીલીંગ |

# દીવાળી કેમ ઉજવશો?

## [ નુતન વર્ષનું લક્ષ્ય ]

આજે ઘેર ઘેર દિવાળી છે. દિવાળી એ હિંદુઓનો મોટો તહેવાર ગણાય છે, દિવાળીનો અર્થ કોઇનાથી અજાણ્યો હોયજ નહિ. તે દિવસે ઘેર ઘેર આનંદ હોય, ઠેર ઠેર હર્ષની રેલમ છેલ છવાઇ રહી હોય, વળી આંગણામાં શુભ ચીન્હ સુચવના સાથીયાઓ સ્વચ્છતાનું ભાન કરાવી શોભામાં વૃધ્ધિ કરી રહ્યા હોય, પરોપકાર અર્થે જીવન વ્યતિત કરી તીમીર દુર કરી કાર્ય સરળ કરી આપનાર દીપકના ઝગઝગાટથી અન્ય જનો ઉપર ઉપકાર કરવા સુચવી રહ્યો હોય છે. પરોપકારી જીવન એજ ખરૂં જીવન છે પરમાત્મા પણ પરોપકારી જનોને તમામ જાતની સહાય કરી ફતેહ આપી રહ્યો હોય છે. પરોપકારની ભાવના કરનારના હૃદયમાં જ્ઞાનદીપ પ્રગટે એ હેતુથી તેની પુજા આદી કરવામાં આવે છે અને ઘેર ઘેર રોશની કરવામાં આવે છે. પણ એ જ્ઞાનદીપ એની મેળે પ્રગટે નહી. એ જ્ઞાનદીપ પ્રગટાવવા શારદા માતાજીની સહાયની જરૂર છે અને એજ કારણથી શારદા તથા લક્ષ્મી પૂજન કરવામાં આવે છે. માતા શારદા અને લક્ષ્મી બંને બહેનો છે અને તે એકી સાથેજ સહાય કરે છે. સરસ્વતી માતની સહાય વગર પણ જ્ઞાનદીપ પ્રગટે નહિ અને લક્ષ્મી પણ દુર રહે. એની સહાય વગર સર્વ નકામુંજ. શારદા અને લક્ષ્મી પુંજન પછી દાન અપાય છે તથા સ્નેહી સંબંધી અને વડીલો વીગેરે એક મહાન કર્મમાં ફતેહ મેળવવાથી જેટલો આનંદ અને ઉત્સાહ આવે છે તેટલો આનંદ ઉત્સાહથી એક બીજાની ભુલોને માટે માફી આપતા હોય તેમ પ્રેમથી ભેટી માતૃ ભાવમાં વૃદ્ધિ કરી રહ્યા હોય છે, ઐક્યતા અને સ્નેહના કીરણો ફેંકી રહ્યા હોય છે.

મારા વ્હાલા વાંચકો તેમજ જ્ઞાતિબંધુઓ. તમે શું કરશો ? આપણે કંઇ પણ કરીયે એ પહેલાં આપણી સ્થિતિનો વિચાર કરવો ઘટે. આપણામાં કેટલી ઐકયતા છે, ભ્રાતૃભાવ છે તેનું માપ કાઢવું ઘટે, જન સમાજમાં આપણું સ્થાન ક્યાં છે ! આપણી જ્ઞાતિમાં મહાન પુરૂષો જનમ્યા તેના ગુણગાન તેમજ આરાધનાઓ પણ કરતા આવ્યા, તેઓ ધર્મના સ્થંભ રૂપ બની જગત તેમજ કોમને આદર્શ જીવન શીખવી ગયા આપણે તેનાજ સંતાનો તેનાજ અનુયાયીઓ, અફસોસ વળી આપણીજ અધોગતી ! તેના મુળ કારણભુત આપણે પોતેજ. ભાઇઓ આપણી અજ્ઞાનતા સરસ્વતી માતથી દુર રહી આપણે ધર્મ અને કર્મ જે બાજુએ રાખી ઐક્યતા અને સંપની કીંમત પણ આંકી નહિં. તેનું એજ ફળ. માટે જો આપણે પુનઃ એ સ્થીતીએ પહોંચવું હોય, માણસ તરીકે જીવવું હોય તો ભાવી પ્રજાને અંધકારમાં ન રાખતાં વડીલ તરીકેની ફરજ અદા કરવી હોય તો તમારા બાળકોને સરસ્વતી માતને ખોળે મુકજો અને પ્રાર્થના કરજો, કે હે માતા ! આ બાળકોનો હાથ ગ્રહણ કરી જ્ઞાનદીપકે પ્રગટાવ અને તું રસ્તે દોર, અમને અધોગતીમાંથી બચાવ, ભ્રાતૃભા-

નનું ભાન કરાવી ઠેર ઠેર ઐકયતા અને સંપની વૃદ્ધિ કર, સ્વધર્મ અને સ્વમાનનું ભાન કરાવજે. માતા સરસ્વતીની મહેર થઇ એટલે લક્ષ્મીની મહેર થઇ સમજવી. આમ કર્યાથી ઠેર ઠેર જ્ઞાનદીપ પ્રગટશે અને ભાવી પ્રજા સુધરી આશિષ આપશે.

આ આશિષ મેળવવા કંઇ કર્મ તો કરવુંજ ઘટે. પૂજ્ય પછી યથા શકિત દાન પણ અપાય છે, ને દાન તમે કર્યા કરશો ? . .

ભાઇઓ ખરૂં દાન તો વિદ્યા દાન છે, આ પણ બાળકોને પૂરૂં પહેરવા કે ઓઢવા ન મળતું હોય ત્યારે બીજાઓને દાન આપવાથી શું વળવાનું ! પરમાત્માએ જે જીવોનું રક્ષણ કરવા, ભરણ પોષણ કરી સુખી બનાવવા તમને મોકલ્યા છે તે આત્માને મનુષ્ય બનાવી સુખ સંતોષ આપી સુખી બનાવવા એજ આપણી સહુથી પહેલી ફરજ છે, પણ આપણેજ બાળકોને અજ્ઞાન રાખી જન સમાજમાં પછાત રાખી બીજાઓને વીચાર વગર દાન આપવું એ તો દેખીતી અંધશ્રદ્ધા છે. તેથીજ પહેલાં ઘર સુધારી આપણે આગળ વધવું જોઇએ.

આજે આપણી કોમમાં જાગ્રતી આવી રહી છે, ગુજરાત, કાઠીઆવાડ અને આફ્રિકામાં ઠેકાણે ઠેકાણે ઉન્નતિ અર્થે કાર્ય થઇ રહેલ છે. વળી મુંબઇમાં તો આપણી કોમના સેવાભાવી બંધુઓએ પ્રચાર અર્થે 'પ્રજાપતિ પ્રકાશ' પત્ર બહાર પાડી કોમમાં ભ્રાતૃ ભાવ, ઐકયતા અને ઉન્નતિનુ ધ્યેય હૃદયમાં રાખી કોમની સેવા કરી રહેલ છે. આવા કોમના દીવ્ય 'દીપક 'પ્રકાશ' પ્રત્યે સર્વેની સહાનુભુતિ - હોવી જોઇએ. વળી એ ફરજ અદા કરવા સર અવસરે તેને ભૂલવું જોઇએ નહિ. કોમના આવા પ્રચારક પત્રો આદી મંડળોને સ્થાયી બનાવવા દરેક ભાઇઓએ તૈયાર રહેવું જોઇએ. આ કર્તવ્ય સમજી તન, મન અને ધનની તેને સહાય

## ત્રિ—વર્ષાબ્દિ

બીજદસ અમારી છે, આજ સહૂ આવજો,
મોજ કરવા નવલ-વર્ષ કેરૂં બન્યું પ્રવેશ
આપનું 'પ્રકાશ' તો, એ શુભદિન
મંગલનો આવજો ઉજવવા.
અહિં નથી સ્વાગત, ખાન-પાન કે ચાહ કેરાં,
મળશેઃ સ્નેહી સહુને દયાદાન
ધર્માભિમાન-સ્વજ્ઞાતિ આબાદાન
કેરાં, ઉપહાર મંત્રો અનેરાં.
બીજદસ અમારી છે, આજ
સહૂ આવજો મોજ કરવા

પોરબંદર: ] " કમરીન "

આપવી ઘટે.

પ્રિય વાંચકો! બેસતા વર્ષના મારા અભિનંદન સ્વીકારી મારી ભુલને માટે મને માફી આપજો. જ્ઞાતિમાં એકયતા સ્થાપવા વેરઝેર ભુલી જઇ સંકુચીત ભાવના તજી હમ સરસ્વતી માતની મહાયથી ઉન્નતિ પંથે જવા તૈયાર થજો. હે પરમકૃપાળુ પરમેશ્વર અમને સદ્બુદ્ધિ આપી અંધારૂં દુર કરી અભીવૃદ્ધિ કરજો એમ ઇચ્છજો.

નાયરોબી: } સેવક,
(આફ્રિકા) } હીરજીભાઈ જેસા ગોહીલ

---

## ગુણનો (Merit) મહિમા
### [ સુભાષિત ]

गुणाः पूजास्थानं गुणिषु नच लिंगं नच वयः॥

ગુણી જનમાં ગુણજ પૂજવા યોગ્ય છે. તેની જાતિ કે વય નહિ. જેમ કેઃ—

शास्त्रविदपि निपुणो गुणैर्गरीयान्
न तु वपुरेव महत्प्रतिष्ठः ।
मणिरपि अणुमात्र भूषा
न तु स्थूलापि शिला विलासहेतुः ॥

શાસ્ત્ર જાણનારો નાની વયનો બાળક પણ મોટી ઉંમરના માણસ કરતાં ગુણને માટે શ્રેષ્ઠ ગણાય છે. શરીરથી મોટો માણસ મોટી પ્રતિષ્ઠાવાળો ગણાતો નથી. જેમ મણી અણુ જેટલો નાનો છતાં પણ મનુષ્યોને ભુષણરૂપ થાય છે, પણ મોટી શિલા વિલાસનું કારણ થતી નથી. અર્થાત્ ગુણવડે જ મોટાઇ મળે છે. માટે

कर्मशील गुणाः पूज्यास्तथा जातिकुले नहि ।
न जात्या न कुलेनैव श्रेष्ठत्वं प्रतिपद्यते ॥

કર્મ શીલ અને ગુણોજ પૂજવા લાયક છે, જાતિ કે કુળ નહિ. જાતિ કે કુળથી શ્રેષ્ઠપણું આવતું નથી. એક કવી કહે છેઃ—

वक्रं वपुर्न च विलोचन हारी रूपं
न श्रोत्रयोः सुखदवाशितं कदापि ।
भक्ष्यं न साधु यदि काचिदिदं च साधु
तुच्छे मतिः करभशीघ्र गतिश्च ते यत् ॥

હે ઉંટ! તારૂં મોટું શરીર તથા રૂપ આંખને ન ગમે તેવાં છે. તારૂં બગાસું કાનને કઠોર લાગે તેવું છે. આમ તારામાં કાંઇ વખાણવા જેવું નથી, પણ તું કાંટા વગેરે તુચ્છ વસ્તુઓ ખાવામાં સંતોષ માને છે અને તારી ગતિ ઘણી ઉતાવળી છે. તેજ (ગુણ) વખાણવા લાયક છે. (તાત્પર્ય:—કે કોઇ પણ માણસમાં રૂપ–રંગ ઠીક ન હોય, પણ તેનામાં ગુણ હોય તો તેજ વખાણવા જોઇએ.) માટે તેના પ્રત્યે તીરસ્કારની નજરે જોવું નહીં. જેમ.

दोषमपि गुणवतिजने दृष्ट्वा गुणरागिणो न खिद्यन्ते
प्रीत्यैव शशिनि पतितं पश्यति लोकः कलंकमपि ॥

ગુણવાન માણસમાં કોઇ દોષ પણ હોય, પરંતુ તેથી ગુણને ચાહનારાઓ ખેદ પામતા નથી. જેમ ચંદ્રની ઉપર ડાઘા હોય છે. તેને પણ લોકો પ્રેમથી જુએ છે. માટે

गुणेन स्पृहणीयः स्यात न रूपेणयुतो जनः ।
सौगन्ध्यवर्ज्यं नादेयं पुष्पं कान्तमपि क्वचित् ॥

ગુણવાનની સૌ ઇચ્છા કરે છે. રૂપાળાની નહી. કેમકે સુગંધ વિનાનું પુષ્પ સુંદર હોય તો પણ તેને કોઇ ગ્રહણ કરતું નથી.

મુંબઇ ] (સંગ્રાહકઃ)
ડૉ. ખંડુભાઇ કેશવજી કુવાળકર

## જોઈએ છે .... .... .... .... .... ....('કમરીન')

' જોઇએ છે '–પ્રજાપતિ બંધુઓને જાગ્રત કરનાર જો કોઇ કેન્દ્ર હોય તો તે માત્ર ' પ્રજાપતિ-પ્રકાશ 'જ. તે માસિકપત્રના તમો ગ્રાહક છો ? નહિતો વાર્ષિક લવાજમ રૂા. માત્ર એક ૧) ભરીને આજે જ ગ્રાહક બનો. જેમ સહકાર વધુ તેમ માસિક-પત્રનો પ્રચાર વધુ, જેમ પ્રચાર વધુ તેમ 'પ્રકાશ'નું કાર્ય સરળ અને સંગીન.

જ્ઞાતિની અંદર શું શું બની રહ્યું છે, વિગેરે સારા માઠા સમાચાર, તેમજ લેખ-કાવ્યો, જ્ઞાન વર્ધક સાહિત્ય સામગ્રિનો રસથાળ પિરસતું દર મહિને નિયમીત પ્રકટ થતું ' પ્રજાપતિ-પ્રકાશ ' આપનો સન્મિત્ર છે.

જ્ઞાતિની ઉન્નતિ ચાહનાર બંધુઓ સંપુર્ણ વિચાર કરી ' પ્રકાશ ' ના કાર્યને અધિક સરળ કરવા પહેલી જ તકે ગ્રાહક બની પ્રજાપતિ તરિકેની પોતાની ફરજ બજાવવા નહિ ચુકે.

શાણા-સમજુ અને ખંતિલા વિચારશીલ બંધુઓને માસિક પત્રના ક્ષેત્રને વિસ્તૃત કરવા માટે કાર્ય કરવાની ખાસ જરૂર છે. જ્યારે દરેક જ્ઞાતિ-બંધુઓમાં જ્ઞાતિ-મૈયાની સેવા કરવાની તમન્ના ઉત્પન્ન થશે ત્યારે જ ભવિ ઉન્નતિનાં શીખર દ્વાર ખુલાં થશે.

ભાઇઓ ! માસિક-પત્ર જોવાથી અગર માંહિના લેખ-કાવ્યો વાંચી જવાથી કાંઇ દહાડો વળતો નથી. જ્ઞાતિ મૈયાને આજે વાતોડિયા ઉપાસકો નથી જોઇતા; મોટી મોટી વાતો કરનાર ઢોંગ-ધાલુ છુપા વિદ્રોહી પરૂષો નથી જોઇતા.

' જોઇએ છે ':-શુધ્ધ અંતઃકરણની સહૃદ જ્ઞાતિ સેવકો તેમજ ધગશવાળા સભ્ય પરૂષો જે તન, મન અને ધન ન્યોચ્છાવર કરી જ્ઞાતિ મૈયાના કુસંપ નિવારણ યજ્ઞમાં પોતાની કુરબાની કરવા તત્પર હોય.

ચા-પાન-બીડી-તમાકુના વ્યસન ગ્રાહી બંધુઓ ! તેમજ હોકાના ધુમાડા કાઢનાર ગિરાદરો ! પોતાના જ શહેરમાં કે પરગામમાં એક સ્વજ્ઞાતિય ' યુવક મંડળ ' સ્થાપો; માસિક-પત્ર મંગાવો. અંધકારની ભીષણ-દુષિત ગર્તામાં સબડતા બીજા જ્ઞાતિ બંધુઓને વંચાવો, તેમજ કોમની સેવા કરવા જાગૃત કરો.

કેટલાક ભાઇઓ, એમ સમજે છે કે- આપણે સુખી છીએ, આપણી ઉન્નતિ તો થઇ ગઇ છે. તો આ તેમની ભયંકર ભૂલ છે. કારણ્ કે જ્યાં સુધી સમગ્ર ' જ્ઞાતિ-બંધુઓ જાગૃત થઇ એકયતાનો બુલંદ અવાજ નહિ કાઢે, જ્યાં સુધી સંગઠન નહિ સાધે ત્યાંસુધી ઉન્નતિ ન જ ગણાય. [ પોરબંદર ]

## ......પ્રજાપતિ જ્ઞાતિ મૈયાની ઉન્નતિ ઇચ્છતા યુવકોને હાકલ......

પ્રજાપતિ યુવક ભાઇઓ તમને શું જોઇએ બે વસ્તુ છે. પસંદ કરી લો. એક વિલાસ અને બીજું કર્તવ્ય, એક ગળ્યું સાકર જેવું. તો બીજું કડવું ઝેર જેવું. તમને કર્તવ્ય પસંદ હોય તો સાંભળો જ્ઞાતિ માતા તરફ દ્રષ્ટિ કરો. હૃદય હશે, બુદ્ધિ હશે, તો તરત સમજી જશો, આજે લાખો, વૃદ્ધ, યુવક, સ્ત્રી, અને બાળાઓની માતા, અસહાય અને પરાધીન બની ગઇ છે. કયાં ગયા વીરમર્દ પ્રજાપતિઓ કે જેની ઠંડી નિદ્રાથી બીમસેન જેવા ભુખે રીબાતા રાજવીઓ આશરા સાથે ક્ષુધા શાંત કરતા.

ભકતવર સમાજ શિરોમણી કુંભો સંત પુરષોત્તમ, એ મર્દવીરોની તું માતા. શું તેમના જવાથી માતા પુત્ર વિનાની થઇ ગઇ. અરે યુવાનો જાગો. તમો હોવા છતાં આ માતાની આ દશા? જાણતા છતાં શા માટે અજાણ્યા બનો છો? જાગતા છતાં શા માટે ઉંઘો છો? નિંદ્રામાં પડેલા યુવાનો જાગો, અને જુઓ, મનમાં ખરી ધગશ હોય, અંતરમાં ઉંડી વેદના હોય તો ઉઠો ફકત માતાને ઉન્નત કરવાનાં સ્વપ્નાં સેવશો, તો કંઇ નહિ કરી શકો, ફકત રડવાથી જ્ઞાતિ મૈયાને બંધનમુકત નહિ કરી શકો, આંસુની જો કિંમત હોય તો ઉઠો. દુઃખથી પીડાતા આપણા જ્ઞાતિબંધુઓના આશીર્વાદ મેળવો, હજારો જ્ઞાતિબંધુઓ કંગાલ હાલતમાં પડેલા છે તેમની પાસે ખાવાને અન્ન નથી, પહેરવાને વસ્ત્ર નથી, રહેવાને ઘર નથી, જ્યાંસુધી આવા મનુષ્યોથી સમાજ ભરપુર છે ત્યાંસુધી વિલાસની વાંચ્છના કેમ કરી શકો! આપણે તો કર્તવ્ય પંથનેજ ગ્રહણ કરવો પડશે. હું શું કરી શકું તેવા વિચાર છોડી દો તમે બધુંજ કરી શકો તેમ છો. હિંમત ધરો ને આગળ વધો; ઇશ્વર પર ભરોસો રાખો, જ્ઞાતિ-મૈયા પ્રત્યે આઝાદ લાગણી રાખો.

તમે ધારો તો એકલા હાથે પણ જ્ઞાતિમૈયા માટે બધું કરી શકશો. જ્ઞાતિમૈયા તમારી સેવાની રાહ જોઇ રહ્યાં છે તેમને નિરાશ ન કરો. જ્ઞાતિમૈયાએ આપણે માટે કેવાં દુઃખો સહન કર્યાં છે.

તેજ આપણાં વહાલાં જ્ઞાતિમૈયા બોર બોર જેવડાં અશ્રુ વરસાવે છે, તો આપણે આમોદ પ્રમોદમાં મશગુલ રહેવું જોઇએ? ના. તો હવે હદ થઇ આ વિલાસિતાને તિલાંજલી આપો. કર્તવ્યને ધારણ કરો, ઘણા વર્ષો સુધી ઉંઘ્યા. જગત તમારા સ્વાગત માટે આતુર નયને મીટ માંડીને જ્ઞાતિમૈયાની આઝાદી જોવા રાહ જોઇ રહ્યું. છે પરમકૃપાળુ પરમાત્મા તમારી સમીપ છે તો બીક શા માટે? ઉઠો સત્વર ઉઠો, આવો સમય ફરી નહિ મળે, જ્ઞાતિમૈયાનો આશીર્વાદ મેળવી કૃતાર્થ થાવ એજ.

લી. તાબેદાર પ્રજાપતિ જ્ઞાતિબાળ,
મનુભાઇ તુલસીદાસ પ્રજાપતિ (દલવાડી)
બી. એડ.

કરમસદઃ—તા. આણંદ ડી. ખેડા

# ........'પ્રકાશને' સહર્ષ વધાવશો........

## [ એક ઉદ્‌ગાર ]

વ્હાલા સુરજ્ઞીઓ! તથા બંધુઓ! આપણે વર્તમાન સમયમાં કેટલો વખત અંધકારમાં રહ્યા? દરેક જ્ઞાતિના સમુદાયો જાગૃતિમાં આવવા લાગ્યા, અને હજુ આપણી જ્ઞાતિની આ દયાજનક સ્થિતિ જોઇ મુંબઇના શ્રીમાન ડાહ્યાભાઇ તથા હીરજીભાઇ 'પ્રકાશ'ના વ્યવસ્થાપકોએ આપણી જ્ઞાતિને જાગૃતિમાં લાવવા કેટલીક મુશ્કેલીઓ સાથે કમર કસી પ્રયત્ન શરૂ કર્યો છે, અને આપણે ઘેરઘેર જાગૃતિમાં લાવતું, દેશપરદેશના ખબર પ્રસરાવતું 'પ્રકાશ' બહાર પાડ્યું છે.

'પ્રકાશ'ને બહાર પડયાને આજે ત્રણ વર્ષ પુરા થયા છે. પહેલા તથા બીજા વર્ષના ગ્રાહકોની સંખ્યા આશરે ૨૭૫ જેટલી આવી છે. હવે 'પ્રકાશ'ની દર માસે અત્યારે ૬૦૦ પ્રતો છપાય છે તેમાંથી માત્ર દેશપરદેશના આપણા ૨૭૫ બંધુઓના લવાજમ સિવાય બાકીના આશરે ૩૦૦ કે ૩૨૫ બંધુઓના લવાજમો આવતાં નથી જેથી 'પ્રકાશ'ને ઘણી આર્થીક મુશ્કેલી ભોગવવી પડે છે તે આ ઉપરથી આપણે સહજ સમજી શકીયે છીએ.

શ્રીમદ્‌ ભાગવત, ગરૂડપુરાણ ઇત્યાદી ધર્મશાસ્ત્રો વંચાય છે ત્યાં જઇએ છીએ તો આપણને જોણવામાં આવે છે કે પ્રથમ પુરાણને નમસ્કાર કર્યાબાદ ચંદન, અક્ષત, પુષ્પ તથા નૈવેધ અને દક્ષિણા (ભેટ) ધરાય છે. તો આપણે પણ આપણા આ જ્ઞાતિગૈયાના અવનવા ખબર આપવાવાળા, સાધારણ નાના એવા (જ્ઞાતિ પુરાણ) 'પ્રકાશ'ને પણ સહર્ષ વધાવી, દર વર્ષે રૂા. ૧ લવાજમ મોકલી આપવું તે સુજ્ઞબંધુઓથી અજ્ઞાત નજ હોવું જોઇએ.

'પ્રકાશ'નું લવાજમ દરવર્ષે માત્ર રૂા. ૧ રાખવામાં આવ્યું છે તે આપણે અનેક વ્યવહારીક ખર્ચ કરીયે તેમ આ ખર્ચ પુરતો પણ ભાગ આપણે આપવો જોઇએ. કેટલાક બંધુઓ તરફથી એવા ઉદ્‌ગાર સંભળાય છે કે અમોને 'પ્રકાશ' શા માટે મોકલે છે? તો ભાઇશ્રી આવું અઘટીત વાકય આપના પવિત્ર મુખમાં નજ શોભે. જો કે કેટલાક અશકત બંધુઓ તરફથી લવાજમ મોડાવેહુ આવે તે ઠીક છે પરંતુ કેટલાક અશકત બંધુઓ તરફથી તેની આળસથી અથવા લવાજમ મોકલવાની મુંઝવણ ઇત્યાદીથી લવાજમ ટાઇમસર ન મોકલવામાં આવે તો કોઇ સમજદાર બંધુ મારફત તે વ્યવસ્થા કરવી જોઇએ. 'પ્રકાશ'ની ૧૨ પ્રતો મોકલવામાં બાર મસે ૩ આના તો પોસ્ટના ખર્ચના જાય, બાકીના ૧૩ આનામાં છપામણી તથા કાગળનો ખર્ચ પણ પુરો ન થાય. છતાં વાર્ષિક લવાજમ ખર્ચ રૂા. ૧ રાખી 'પ્રકાશ' ચાલુ રાખવાની યોજના કરવામાં આવી છે. આપણે ત્યાં સગાંસ્નેહીઓના પત્ર આવે છે તેનો પણ સમયસર જવાબ લખી

શકતા નથી તો આ કામમાં તો ૮૦૦ પ્રતો મોકલવી તેને છપાવવી, દેશ પરદેશના બંધુઓના લેખો, પત્રો આવે તેને જવાબ આપવા ઇત્યાદિ તનતોડ સેવા મુક્ત કાર્યકર્તાઓ બજાવી રહ્યા છે તો તેમની કદર કરવાને બદલે આપણે હલકા શબ્દો વાપરીયે તેથી કેવળ આપણી મૂર્ખતા જ જણાઇ આવે છે.

'પ્રકાશ' ના કાર્યકર્તાઓનું આ કાંઇ આજીવિકાનું સાધન નથી. તેઓતો માત્ર જ્ઞાતિની અણમોલી સેવા બજાવી પોતાના તન, મન, અને ધનનો યથાશક્તિ ભોગ આપી રહ્યા છે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. તેમ આપણે પણ આપણાં 'પ્રકાશ' નો ખર્ચ ઉપાડી લેવો તે આપણી ફરજ બજાવી જ્ઞાતિને ભારરૂપ થવું ન ઘટે એવા મારા નમ્રયુક્ત કથનને માન્ય કરી જેમ બને તેમ તુરત જ પોતાનું લવાજમ મોકલી ગ્રાહક તરીકેની પોતાની ફરજ અદા કરવી જોઇએ. ઉગતા છોડને પાણી પાવાથી મોટો થાય તેમ આપણે પણ 'પ્રકાશ' ને પોષણ આપવું જોઇએ.

થોડા મહિનાઓ પહેલાં મારા સાંભળવામાં આવ્યું હતું કે જુનાગઢના પટેલ તથા તે સાથે ચાર આગેવાનોએ પોતાને ત્યાં 'પ્રકાશ' મોકલવા ના લખી જણાવી હતી. તો વ્હાલા મુરબ્બીઓ! આપે તો 'પ્રકાશ' ને મદદરૂપ થવું જોઇએ અથવા તેને કેટલીક સુધારણાઓમાં સહાયતા અર્પવાને બદલે તદ્દન બંધ કરવું એ આપ જેવાને માટે કેટલું બધું અયોગ્ય ગણાય? માટે ઉપર્યુક્ત મના રદ કરી સહર્ષપૂર્વક 'પ્રકાશ' ને વધાવી લેવા આ નમ્ર અરજ જરા ધ્યાનમાં લેશો. એજ વિનંતિ.

જુનાગઢ] જ્ઞાતિ સેવાભિલાષિ બંધુ

તું ભલે કરે પણ હું તો ચોતરફ જુલ્મ અત્યાચાર, અને ધર્મનું ખંડન થાતુંજ ભાળું છું. જુઓ તાજેતરમાં મહાસભાવાદી પ્રધાન મંડળાના હાથમાં ધારા સભાનું સુકાન આવ્યું અને હરીજન-હોટેલ પ્રવેશના જેવા ખરડાઓ પાસ થવા માંડયાં. જુઓ કે તેની સામે આપણા સનાતની ભાયડાઓએ ખુબજ ઉહાપોહ મચાવ્યો છે. પણ એ બધાં વિનાશના માર્ગો દેખાતા નથી?

એ રીતે ધર્મનું ખંડન થાતું હોય તો સનાતની બીરાદરોને મારી સલાહ છે કે ગામે ગામ તેનો વિરોધ દર્શાવવા સભાઓ ભરી એવી મતલબના ઠરાવોની નકલ વાયરલેસ મારફત મહેન્દ્ર પર્વત ઉપર બીરાજતા શ્રીવિશ્વંભરનાથ ઉપર મેકલવી જોઇએ તો જરૂર તે દયાળુ પરમાત્માની સહાયતા મેળવી શકાય.

વળી આપણી જ્ઞાતિના પંચ, પટેલ, ચોવટીયાઓએ પણ સમજવું જોઇએ કે હવે સમય સત્ય યુગનો આવે છે. એટલે લાંબો સમય તમારી જુલ્મ જહાંગીરીઓ તળે કચડાતી પ્રજા તરીકે કોઇ રહી નહી શકે. તમારા આપ ખુદ શાસનનો નાશ કરનારી દીવ્ય શક્તિનું ભારત વર્ષમાં આવ્હાન-થઇ રહ્યું છેઃ એ ભુલવું ન જોઇએ કે સત્તાની ખોટી ખુમારીમાં અંધ બની જ્ઞાતિ પ્રત્યે અદાવેલ ગેરવર્તણુંકનો જવાબ દેવા માટે ખડું થવું પડશે પ્રત્યક્ષ પરમાત્માની ઇન્સાફી કોર્ટમાં, ચેતો અને હજુ પણ તમારા હાથમાં રહી સહી તકને જતી નહીં કરતાં જ્ઞાતિને ઉન્નત દશાએ પહોંચાડવાની તમારી ફરજ ન ચુકો.

[પીંજીશ્રી સપ્તમ સ્વપ્ન સમાપ્ત]

## વચનામૃત

સાગરમાં અને પૃથ્વીમાં બહુ ફેર નથી, શ્રમ અને પ્રેમ બે સાથે હોય એટલે સ્વર્ગ થઇ રહે. એ બે જુદા પડે એટલે પૃથ્વી બને.

* * *

મને બે ચીજ સૌથી વહાલી છે, શ્રમ અને દુઃખ. દુઃખ વિના હૃદય નિર્મળ થતું નથી, શ્રમ વિના મનુષ્યત્વ સમજાતું નથી.

* * *

સંસ્કારનું બીજ કલ્પનાની ભૂમિ માગે છે, પ્રેરણાનું જળ માગે છે અને મુશ્કેલીભર્યું મેદાન માગે છે.

* * *

અશક્યતાના ખડક ઉપર સત્યની ખાતર ભૂકેભૂકા થઇ જવું એવું નામજ પુરૂષાર્થઃ જીવનઃ મનુષ્યત્વઃ

* * *

પરાજયનો ડંખ અને વિજયનો ગર્વઃ જેના હૃદયમાં આ બે વસ્તુઓ છે.તે કદીપણ સાચો યોધ્ધો કે સાચો મનુષ્ય બની શકતો નથી.

* * *

આત્માને વિશુદ્ધ કરવા માટે વાસનાની તૃપ્તિની જરૂર છે ને વાસનાની તૃપ્તિ પછી દેહશુદ્ધિ કરવા માટે આત્માની જરૂર છે

* * *

હૃદયમાં સ્નેહના તારોને ગૂંથવા કરતાં હવે તો સહનશીલતા અને પ્રગતિ તેમજ સંયમના આદર્શો કેળવવા મને તો ઠીક લાગે છે.

* * *

નાન્યુકી (આફ્રિકા)] મધુકર (સંકલિત)

# નુતન વર્ષની જ્યોત

દિવાળી એટલે સર્વત્ર આનંદનો મહિમા. સર્વ કોઇ કચરો, પુંજો આદિ સાફસુફ કરી, સર્વત્ર નવિનતા રૂપે દેખાવ કરશે. કોઇ પેઢી યા સંસ્થા કે સમાજ વર્ષ આખરેનું નફા તોટાનું સરવૈયું કાઢવામાં રોકાયેલ હશે, એમાંજ સર્વ કોઇની અભિરાઇની અવધિ હશે.

મારૂં પણ એમજ છે. આપણી સમાજમાં ક્યાં ક્યાં કચરો, પુંજો હશે, તે સર્વના અંતરને ખબર. આપણું ધ્યેય તો એવા કચરા પુંજા ઝાડુથી સાફ કરી નાખવામાં સમાયેલું છે અને તે એજ કે હાલના કુરૂઢીના બંધન. સમાજમાં આથી વિશેષ ભયંકર કચરો બીજો કયો હોઇ શકે. દરેક સમાજ પોતાનાં કાર્યકરો પાસે આતુર નયને સરવૈયું જોવાં અધીરા બન્યા હશે. નિષ્ક્રિય જ્યાના કાર્યકરો ખસેડી તે જગ્યાએ નિસ્વાર્થ સેવાભાવિ કાર્યકર્તાઓ નિમવા એ તો હાલના દરેક સમાજનું યુવાન હૃદય ઝંખના કરે છે. એ પ્રત્યે આંખ વિચામણાં કોઇ પણ નિર્જળ સમાજ યુવક સાંખી નહીજ શકે.

આપણી સમાજમાં શું અંધેર છે કે નહિ. સરવૈયું ક્યાં છે, નુઅમર ક્યારે નીકળશે તે તો ઇશ્વર જાણે. દરેકોઇનો આત્મા સમાજનાં સરવૈયા જોવાં અધીરો હશે, પણ ઇશ્વર તેની ઇચ્છા ક્યારે પરિપૂર્ણ કરશે, એ ઇશ્વરને હાથ છે.

અંધેર કારભારના કારણો ક્યાંય જોવાં પડે તેમ નથી. પ્રથમ તો એ કે નૈતિક હિંમત નથી, કે જે માથુ ઉચું કરી પુછી શકે, કારણ કે ગુડી વાદોના ભાર તળે દબાયેલ ગરીબ સમાજ વર્ગ તેમાં વધારા તરિકે નિરક્ષરના એ તો દાટજ વાળ્યો કહેવાય. સાર અસારની સમજણ વગરના આપણી જ્ઞાતિને કહેવાતા બાવા બાળકનાથના શ્રાપને લીધે કુસંપના બીજ જ્વાબદાર છે. (આ શ્રાપને હું માનતો નથી) તો આવા કુસંપ ઘટાડી સહકાર સાધવા દરેક યુવાનોને પરસ્પર પ્રેરણા આ નૂતન વર્ષે થાય એવું હું પ્રભુ પ્રત્યે માગી લઉં છું અને ઇચ્છું છું કે સમાજ સુધારણાની ગગનભેરી ઘોષણા સર્વના—એકેએકના દિલમાં નૂતન જ્યોત માફક જ્વલિત રહે એજ પ્રાર્થના.

મુંબઇ:] હીરાલાલ પરમાણંદ દેવળીયા

# વિચિત્ર સરવૈયું

રચનારઃ—હીરાલાલ પરમાણંદ દેવળીયા

વાત જાણે એમ બની કે એક ડાયરો બેઠો હતો, વાર્તાઓ થાતી હતી. શાહ અકબર અને બીરબલની વાત નીકળી. તેમાં એક વખત શાહ અકબરે બીરબલની બુદ્ધિ પરિક્ષા માટે નીચેનું કામ તેને સોંપ્યું. 'બીરબલ, બાજારમાં જાઓ, અને સાથે આ ૨૦૦ પૈસા લઇ જાઓ, અને એજ પૈસા પાછા તથા રૂપીયા કમાઇને લાવો, તેમાં પૈસા પાસે કંઇ મજુરી કરાવવી નહી, તેમજ તમારે પણ વગર પૈસે, કોઇની નોકરી કર્યા વગર રૂપીયા કમાઇને લાવવા. બીરબલે તરતજ ૨૦૦ પૈસા લઇ, બાજારમાં

જાય તેના ઉપરનું ઉન વેચી, રૂપીયા તેમજ તેજ ચોં બાદશાહ પાસે રજુ કીધા. ત્યારે એક મારી મશ્કરી કરી 'વગર ચોપડે મારી જ્ઞાતિનું સરવૈયું આવક જાવક કાઢી આપ

શ્રી વકરા ખાતે જમા:

૧ વેર-ઝેર
૨ કુરૂઢીના વધતા જતાં બંધને
૩ ગેર-ઇન્સાફ
૪ બાળ લગ્નની હોંશ.
૫ કન્યા વિક્રય તેમજ વર વિક્રય
૬ અજ્ઞાનતા
૭ કૃત્રિમ-અભિમાન

શ્રી નફા ખાતે જમા

કુલ ઉઘરાણીજ

કુગત ઉઘરાણી ઘણી છે.

૧ ચોપડા કે સરવૈયાના અભાવે શીલક માંડીવાળી છે.
૨ પ્રકારના લવાજમના અખાડા
૩ વિદ્યાદાનનો અભાવ
૪ જ્ઞાતિના ખંડેરો

સરવૈયું

| | |
|---|---|
| શ્રીગણેશની મહેરબાની | ચાપણ: શ્રી પુરાંત જણસે જમા |

'આશાઓ' (કે અરકયામત!)

૧. ચોપડાઓને ઉદ્ધઇ ખાઇ ગઇ હોવાથી, આવક જાવકનો કંઇ મેળ ન મળવાથી હાલ લેખુ ઉભું રાખેલ છે.

૨. જ્ઞાતિમાં આવતિ જાગ્રતિ યુવાનોની તેજ મારી કલમ ખરી.' આ કાયડો ઉકેલવા બહ્રામ પીરતા ખાઇને બેસો તો પણ બને નહિ, આખરે મેં મગજમારી કરી. જે સરવૈયું મેળવ્યું. છે તે આપ સમક્ષ રજુ કરૂં છું.

શ્રી ખરચ ખાતે ઉધાર

૧ સંપનો નાશ.
૨ હોરામાંનું નાકુ પકડી શખે તેવી પછાત રૂઢીઓનું જડ થાલી બેઠેલુ માનસ.
૩ ધર્મરાજના વખતમાં સતયુગ હતો. એટલે અદલ ન્યાય મળતો પણ હાલ તો કળિયુગ છે, એટલે જ્યાં બીજનો ચાંદ દેખાય ત્યાં તરતજ વળે. એટલે ધર્મરાજ કયાં ગોતવા.
૪ કુમળાં બાળકોની કમાણી ઉપર આશા રાખતા હાલના મા-બાપો.
૫ બાપદાદા ભણ્યા એટલે બસ. એમણે કમાયેલું વાપરીએ કે ભણવા જઇએ?
૬ પ્રેત-ભોજન તથા ખોટા જમણવારો
૭ શ્રીમંતાઇના ઓસરતાં પાણી
ધગશ જ્ઞાતિ ફંડ-પ્રકાશની ઉત્પતિ.

૩. જ્ઞાતિ પરિષદ-ચોર્યાશીનો મેળો! (કે ચોર્યાશીનો ચઢાવો!)

૪. પોતાને ગામ જ્ઞાતિ-મેળો ભરી જ્ઞાતિ ગંગાના દર્શન કરાવનારો કોઇ જ્ઞાતિ-પ્રેમી શ્રીમંત જાગશે અભિલાષા.

શ્રીપુરાંત જણસે બાકી

લખી મીતી સંવત ૧૯૯૮ ના આશો વદી ૦)) ને રવિવાર તા. ૨૩-૧૦-૧૯૩૮

## મળી મોટાઇ તોયે શું ?

—: ગ ઝ લ :—

કર્યું કલ્યાણ શું કોનું, મળી મોટાઇ તોયે શું ?
ધર્યું ના ધર્મનું ગૌરવ, મળી મોટાઇ તોયે શું !
ટાળ્યા ના દુઃખ દર્દીના, નથી નરમાશનો છાંટો;
ધરી નવ દાઝ દુઃખીઆની, મળી મોટાઇ તોયે શું ?
બડાઇ મારશો મોટી, હશે નહિ સ્થાન સેવાનું;
ખરા વખતે ખસી જશો, મળી મોટાઇ તોયે શું ?
મળી પદવી થયા મોંઘા, ગણાયા ગામમાં મોટા;
શક્યા ના ગર્વને ગાળી, મળી મોટાઇ તોયે શું ?
મઝા મોટાઇમાં માની, સડક સાચી સરી જાઓ;
ભુલી ભગવંતને જાઓ, મળી મોટાઇ તોયે શું ?
સતાવો સંત સાચાને, પ્રપંચી માન પામે છે;
ફુલો ફફડાવી ભોળાને, મળી મોટાઇ તોયે શું ?
નથી બુદ્ધિ અગર શક્તિ, થયા દોલત વડે દંભી;
દબાવો દંભથી શાને ! મળી મોટાઇ તોયે શું ?
થશો ખોટા મરી મોટા, જશો જ્યારે જગત છોડી;
ગણાશો કોડી કિંમતના, મળી મોટાઇ તોયે શું ?

( જ્યોત્સ્નામાંથી )

## ઉત્તમ ધર્મ જ્ઞાતિ સેવા

જ્ઞાતિ સેવા સૌ કરો, કોને ખબર છે કાલની !
નિદ્રા અને આળસ તજને, કોને ખબર છે કાલની !
ઉન્નતિ જ્ઞાતિ તણી, અહર્નિશ દીલમાં રાખજો.
સમય આવે ભૂલતા ના, કાંઇક સેવા આપજો.
નિર્ભય થવા મન હોય તો, કલ્યાણનું સાધન કરો;
ગઇ પળ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો.
જ્ઞાતિહિત એ આપણું છે, એજ નક્કી ધારજો;
ઐક્યતા ને ઉદ્યમના સૌ, સાધનો સંભાળજો.

નાયરોબીઃ ( કેનીઆ )] નારણ કરસન પાણખાણીઆ ( વિદ્યાર્થી )

# પ્રાસંગિક નોંધ

નૂતન વર્ષાભિનંદનઃ—દીપોત્સવિના ટાંકણે 'પ્રકાશ'નો આ અંક દીપોત્સવિ અંક તરીકે ગ્રાહક બંધુઓના હસ્તમાં સાદર કરતાં અમોને અત્યંત હર્ષ થાય છે. આ અંકથી 'પ્રકાશ' ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. છેલ્લા બીજા તથા ત્રીજા વર્ષમાં 'પ્રકાશે' જે પ્રવૃત્તિ આરંભી તેની સવિસ્તર હકીકત આ તકે આપવાની અમો અત્યારે જરૂરતું જોતા નથી. તે હકીકત 'પ્રકાશ'ના અંકોમાં આવી ગઇ છે. છતાં આવતા અંકમાં 'પ્રકાશ'ના હીસાબ સાથે તે અમો આપવાનાજ છીએ. આજ સુધીમાં જે જે બંધુઓ એક યા બીજી રીતે 'પ્રકાશ'ને ઉપયોગી નીવડયા છે તેનો આ તકે અમો આભાર માનીએ છીએ અને દેશપરદેશના સર્વે જ્ઞાતિબંધુઓને અમારા નૂતન વર્ષના અભિનંદન પાઠવીએ છીએ.

મ્યુંનીસીપાલીટીના સભ્ય તરીકે ચુંટાયાઃ—કલ્યાણ (જી. થાણા)ના રહીશ આપણી જ્ઞાતિના બે યુવાન જ્ઞાતિ બંધુઓ (૧) શ્રી કબાભાઇ ગોવીંદ છાંયા અને (૨) શ્રી દેવાણંદ જેઠાભાઇ શીંગડીયા કલ્યાણ મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે ચૂંટાયા છે એ સમાચાર પ્રગટ કરતાં અમોને અત્યંત હર્ષ થાય છે. શ્રી. કબાભાઇએ તથા શ્રી દેવાણંભાઇએ અનુક્રમે વૅર્ડ નં. ૯ અને નં. ૩ માં પોતાની ઉમેદવારી નોંધાવી હતી. શ્રી કબાભાઇ સ્વતંત્ર પક્ષ તરફથી ઉભા રહયા હતા જ્યારે શ્રી દેવાણંદભાઇએ મહાસભાવાદી પક્ષ તરફથી પોતાની ઉમેદવારી નોંધાવી હતી. અને બંન્ને બંધુઓ અનુક્રમે ૨૧૦ અને ૬૯૪ મતો મેળવી પોતપોતાના વાર્ડમાં પ્રથમ નંબરે ચુંટાયા છે એ ઘણુજ હર્ષની વાત છે.

ભાઇ શ્રી કબાભાઇ મ્યુનીસીપાલીટીના જુના સભ્ય છે જ્યારે શ્રી દેવાણંદભાઇએ આ પ્રથમ વારજ આ દિશામાં ઝંપલાવ્યું છે. બંન્ને બંધુઓ યુવાન હોઇને આપણી જ્ઞાતિ પ્રત્યે સારી લાગણી ધરાવે છે એવી અમારી સમજ છે અને અમો માનીએ છીએ કે બંન્ને બંધુઓ આપણી મહાસભાનું ધ્યેય લક્ષ્યમાં રાખીને જનતાને અને ખાસ કરીને આપણા જ્ઞાતિબંધુઓને ઉપયોગી થઇ પડશે. બંન્ને બંધુઓને અમારા હાર્દિક અભિનંદન આપીએ છીએ.

કોંગ્રેસ પક્ષમાં જોડાયાઃ—આપણી જ્ઞાતિના કલ્યાણના રહીશ શ્રીયુત કાનજીભાઇ ગોવિંદ છાંયા કે જેઓ ગઇ ચુંટણીમાં મુંબઇની ધારાસભાના એક સભ્ય તરીકે ચુંટાયા હતા. તેઓ અત્યાર સુધી ધારાસભાના સ્વતંત્ર પક્ષમાં હતા પણ હાલમાં આપણી મહાસભાના પ્રતિજ્ઞા પત્ર પર સહી કરીને તેઓ મહાસભાના પક્ષમાં આખરે જોડાયા હોવાના સમાચાર અમોને મળ્યા છે. જો આ સમાચાર સત્ય હોય તો એ બદલ ભાઇ શ્રી કાનજીભાઇને અમો અમારાં હાર્દિક અભિનંદન પાઠવીએ છીએ. આપણી મહાસભાનું ધ્યેય લક્ષમાં રાખી તેઓશ્રી આમ જનતાને ખાસ કરીને આપણા જ્ઞાતિબંધુઓને ઉપયોગી નીવડે એ અભિલાષા અમો સેવીએ છીએ.

સંપાદક

## જ્ઞાતિ-સુધારો

શ્રી સોરઠીઆ પ્રજાપતિ-જ્ઞાતિ. ભાઇઓ તથા ભગીનીઓ-આપણી જ્ઞાતિનું શ્રેય કરવા માટે પ્રજાપતિ-પ્રકાશ આજે ત્રણું ત્રણ વર્ષથી તનતોડ પ્રયત્ન કરી રહ્યું છે અને ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. તે સમયમાં ઘણા ઘણા જ્ઞાતિ બંધુઓના લેખો, ભાષણો, ચર્ચાપત્રો અને કવિતાઓ વિ. પ્રકાશમાં બહાર પડેલ છે. પણ બંધુઓ, કંઇ લેખો લખવાથી કે ભાષણો આપવાથી જ્ઞાતિનું શ્રેય થતું નથી. જો આપને જ્ઞાતિનું શ્રેય કરવાને આપણામાં ખરી ધગશ હોય તોજ આપણે આપણી જ્ઞાતિને સુધારી શકીયે.

જ્ઞાતિ સુધારો-એટલે જ્ઞાતિની અંદર રહેલા સડાઓ દુર કરવા અને જ્ઞાતિથી પીડાએલા દુઃખી તથા નિરાધાર કુટુંબને મદદ કરવી. આજકાલ આપણી જ્ઞાતિમાં ઘણા કુરિવાજો છે તે દૂર કરવા આપણાથી બનતી કોશિષ કરવી અને કુરિવાજો બંધ કરી દેવા તે માટે આપણને ગમે તેટલું દુઃખ પડે તોપણ તેની દરકાર ન કરવી એવો પાકો નિશ્ચય કરી કામ કરીએ તોજ આપણી જ્ઞાતિના આપણે કુરિવાજો દુર કરી શકીએ. એ આપણું કર્તવ્ય છે. આપણી જ્ઞાતિમાં ઘણી ઘણી બાબતો સુધારા માગે છે. જેમકે બાળલગ્ન, પ્રેતભોજન, કન્યાવિક્રય વિગેરે બાબતો સુધારા માગે છે. નાનપણથીજ કેટલાક અજ્ઞાન માબાપો પોતાના પુત્ર-પુત્રીના લગ્ન કરી નાખે છે. માબાપો પોતાની પ્રજાનું સુખ ન જોતાં પોતાનાજ કોડ પુરા કરે છે.

## ચર્ચાપત્ર

[નોંધ-ચર્ચાપત્રીઓના લખાણ તેમજ વિચારો સાથે અમો સંમત છીએ એમ માની લેવાની ભુલ કોઇએ ન કરવી. -સંપાદક]

## હરિજન માટે મુંબઇમાં આવેલું જ્ઞાતિનું મંદિર ખુલ્લું મુકવાનો પ્રશ્ન

આપણા સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિનું મુંબઇમાં કુંભારવાડા ૩ જી. ગલી મધ્યે જે મંદીર આવેલું છે તે હરિજનોને દર્શન માટે ખુલ્લું મુકવા બાબતમાં હરિજન સેવક સંઘ તરફથી મને બે પત્રો મળ્યા છે. ત્યારબાદ મજકુર સંઘના સેક્રેટરી પણ મને રૂબરૂ ત્રણ ચાર વખત મળ્યા હતા અને એ બાબતની ચર્ચા કરી હતી, અને તેઓને મેં બે મહીના પછી ઘટતો જવાબ આપવાનું કહ્યું છે.

આ બાબતમાં મુંબઇ સરકાર તરફથી કાયદો પસાર કરવામાં આવ્યો છે અને એની નકલ મને સંઘ તરફથી મળી છે. તેમાં જણાવેલું છે કે જેનાં હાથમાં જે મંદીરનો વહીવટ હોય અગર ટ્રસ્ટી હોય તે માણસ પોતાને યોગ્ય લાગે તો મજકુર મંદીર જાહેર રીતે હરિજનોને દર્શન માટે ખુલ્લું મુકી શકે છે.

---

કુરૂઢીઓમાં અંધ બનેલા બંધુઓ પ્રેતભોજન પાછળ પૈસાનું પાણી કરે છે અને તેમાં આનંદ માને છે. આવા આવા કુરિવાજોને નાબુદ કરવા માટે જ્ઞાતિ સુધારાની ખાસ આવશ્યકતા છે એજ.

કલ્યાણ.] દેવશી રાજાભાઈ ગોહેલ

# જ્ઞાતિ સમાચાર

મુંબઈ-રાજુવાવના એક જ્ઞાતિ બંધુ નામે કેશવ આણંદ શાખે ભરડવા કામ ધંધાર્થે અહીં આવેલ પણ ધંધાના અભાવે તે નિરાધાર સ્થીતિમાં આવી પડેલ. સાથે ૭ એક વર્ષની તેની એક નાની પુત્રી હતી જે પણ માંદી પડી ગઇ હતી. એ બંધુની આવી કફોડી પરીસ્થીતિ ધ્યાનમાં લઇને અત્રેની આપણી 'શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ'ના કાર્યકર્તા બંધુઓ તરફથી તેને તેના મુકામે રેલ રસ્તે પાછો મોકલાવી આપના માટે તા. ૫-૧૦-૩૮ ના દીને પ્રબંધ કરવામાં આવ્યો હતો.

કલ્યાણ-અત્રેના ત્રણ બંધુઓ શ્રીયુત કચાભાઇ ગોવીંદ છાંવા, શ્રીયુત દેવાણંદ જેઠાભાઇ શીંગડીયા તથા શ્રીયુત રામજીભાઇ છગન ગઢેકા એમણે કલ્યાણ મ્યુનીસીપાલીટીના સભ્ય થવા માટે ઉમેદવારી નોંધાવી હતી તેમાં તા. ૧૫-૧૦-૩૮ ના દીને ચુંટણી થતાં પ્રથમના બે બંધુઓ વધુ મતે ચુંટાઇને આવ્યા હતા.

# મૃત્યુ સમાચાર

કલ્યાણ-(તા. ૧૦-૧૦-૧૯૩૮) અત્રેના એક જ્ઞાતિ બંધુ શ્રી રામજીભાઇ નરસી ટાંકનું (ઉ. વ. ૬૫) અચાનક અવસાન થયું. મર્હુમ પોતાની પાછળ તેમના વૃદ્ધ માતુશ્રી, વિધવા પત્નિ તથા એક પુત્ર તેમજ બે બંધુઓને શોક કરતા મુકી ગયા છે.

મુંબઇ-(તા. ૧૮-૧૦-૩૮) અત્રેના એક બંધુ શ્રી માંડણભાઇ હમીર થોરાનું (ઉ. વ. આશરે ૬૦) હૃદય બંધ પડવાથી અચાનક મૃત્યુ થયું. આથી તેમના વિધવા પત્નિ તથા બે પુત્રો તેમજ અન્ય કુટુંબીજનો શોકમાં આવી પડયા છે.

**બન્ને મર્હુમના અચાનક અવસાનના સમાચાર જાણી અમો ઘણાજ ખેદ પામ્યા છીએ. એમના અવસાનથી એમના કુટુંબી જનોને લાગેલ આઘાત પ્રત્યે અમો સહાનુભૂતિ દર્શાવીએ છીએ. મર્હુમના આત્માને ઇશ્વર ચિરઃ શાન્તિ બક્ષો. સંપાદક

વગેરે વગેરે.

આ બાબતમાં મુંબઇના તેમજ સારી કચ્છલાના આપણા સમસ્ત જ્ઞાતિના ભાઇઓનો શું અભીપ્રાય છે તે જાણવાની જરૂર છે, પણ આપણી જ્ઞાતિની મીટીંગ મળતી ન હોવાથી મીટીંગદ્વારા આનો નિર્ણય લાવી શકાય તેમ નથી. માટે હું સઘળા જ્ઞાતિ ભાઇઓને આથી અરજ કરૂં છું કે તેઓએ તા. ૧૫ મી ડીસેમ્બર ૧૯૩૮ સુધીમાં આ વિષયમાં મને પોતાનો અભીપ્રાય લખી મોકલવો. તેવા આવેલા અભીપ્રાયો જે બાજુ વધુ હશે તે મુજબ જાહેરાત કરવામાં આવશે.

ડે. ૧૬૮, કુંભારવાડા
૩ જી ગલી, મુંબઇ. ૪

લી. નારણ મેરામણ ચેડીઆ
શ્રી મુંબઈ સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિની
વાડી તથા મંદીરના વહીવટદાર

# જ્ઞાતિ બંધુને

[ રાગ ભૈરવી–તાલ ગઝલ ]

અરે જ્ઞાતિબંધુ મારા, તોડો બંધન અકારાં,
જડતાથી ફરેલાં. ભિનિ સ્વાર્થથી ભરેલાં.—અરે જ્ઞાતિ–ટેક
જાણે છતાં ન છૂટે, તોડે જતાં ન તૂટે,
સમાજને સડાવનારાં, તોડો બંધન અકારાં.—અરે જ્ઞાતિ.
કજીઆ કરે સમાજે હવે જ્ઞાતિબંધુ જાગો,
જીવન રીબાવનારાં તોડો બંધન અકારાં.—અરે જ્ઞાતિ.
પતિ ન પ્રસંગ જાણે, પત્ની નાથ ન પીછાને,
વડીલો કરે છે સારાં, તોડો બંધન અકારાં.—અરે જ્ઞાતિ.
વેડફે વડીલો અંતે, શિશુનાં અનેરાં જીવન,
શિશુ ભક્ત જાગો પ્યારા તોડો બંધન અકારાં.—અરે જ્ઞાતિ.

મોટી પાનેલીઃ ]  માસ્તર સોમનાથ ઉર્ફે કીશોર

---

# " ઉષાને "

અનેક રંગોથી રંગાયેલી દિપોત્સવીની સંધ્યા!
નાચતી ગાતી કૂદતી પ્રભુવતીની તારાગણોને!
ને દેતી હતી ઉત્સવના સંદેશ.
તે પાઠવજે પ્રિય ભાઇઓ,
કુંમકુંમ પગલીઓ પાડતી નવલ વર્ષના મંગલ પ્રભાતની.
નરસ રાણીજી ઉષાબેનને:
કહેજે કે કરજે કંઇ અમનનું આવતી પરે,
ને ઉધ્ધાર જે આપે પુત્ર પુત્રીઓને;
રેડજે નવચેતનના રેડ ને સાધજે આલમનીય ઐકયતા.
પાડજે પ્રત્યેક પ્રજાપતિનાં યુવક યુવતીનેય તે,
શોધો ને સાંધો " સ્નેહના " એ આછાં ઝરણાં.
ને વહાવો પવન વેગે સ્વજનની હૃદય ક્યારીઓમાં,
ને ઉડાવો આતમ ફુંવારા લ્હેનાય તે.
કાપો કુસંપની કાળ જ્વાળા સરખી કાલીમાનેય તે,
ને ઉગાડો અમૃતફળોનાં એ " આંબાવાડીયાં "
ને ચાખો સંગઠનનાં એ સંભારણાં,
ને ચખાડો અવરનેય તે.
સ્વજન તેય છે ઉપવનના ફુલડાં સરીખડાં,
એ સીંચશો સ્નેહનાં જળ.
તો ફોરસે, ફાલસે એય તેને ફુટશે ઉન્નતિનાં ફણગાંય તે,
ગોટર મહાલયો મહાલતા મહાશયો!
ઉધ્ધારશો તમ ઉંબરે ઉભાં ને ?
ને રોતાં ( રઝળતાં ) રાખશો લ્હેનાંનેય તે.
શોધશો એનાય દિલના દિલાસા,
ને વરસાવસો અશ્રુની અમીધારા!
દેજો સજ્જનતાના સાથ;
ઉજાળજો ઉર્મિના ઉદધિથી તમ કોડીલાં કામીઓને.
ઉચરતી તી એમ ઉત્તર સંધ્યા તારા ગણોને!
દેજો શુભ સંદેશ ઉજાળતી ઉષાને આ મારો.

પાનેલી મોટીઃ ]  માસ્તર અંરજુન વીરજીભાઇ કુકડીયા

## ખરા આટલા મોટા ખર.

દેખે ને પુછે કામ. મોટો મુરખ એનું નામ.
લુટાયા દેખી જાયેવાટ. શાણો કહીએ શામાટ.
દુર્બળ દેખી પુછે દુઃખ. અપવાશીને પુછે ભૂખ.
મરતગને ઘેર પુછે શોક. તેનું નામ ડાહ્યા તે ટોક.
કોટી જનને પુછે પાપ. પુત્ર ગુણકાને પુછે બાપ.
ગાંડા આગળ કરે પારસી. અંધ આગળ ધરે આરશી.
બેરા આગળ વાંજા ગાય. ગુંગાને કહે ગાણું ગાય.
અદાતાની કીરતી કરે. દેખા દેખી જળમાં તરે.
તસકર સાથે કરે વેપાર. અસુરને પુછે આચાર.
પંડીત આગળ કરે પાખંડ. દીવાનને દેવા જાય દંડ
સોમ સંગાથે હેતે હસે. ઉજડ ખેડામાં જઈને વસે.
બોલે સ્ત્રીઓ સાથે સાચ. રાઠ તણો જે મહેરતાજ.
વ્યભીચારીનો આણે વીશ્વાસ. રાખે વેર જ્યાં વસે વાટ.
કોળીને દેખાડે દામ આળસુને પુછે કામ.
ડસે નાગને પુછે ઝેર. પીતા હણનારને પુછે વેર.
ક્ષય રોગીને પુછે દુખ. સાધુને પુછે જે સુખ.
હડકવા હાલે ને ઓસડ કરે. તેનો અર્થ એક ન સરે.
ગઇ વાત વીમાસણ કરે. જળ પીતા હડહડ હસે.
મારગ જાતાં ખાણું ખાય. હથિયાર વીનાં જે ધાડે જાય.
રાંક ઉપર રાખે જે રીસ. શત્રુને નમાવે શીશ.
કરે પટલાઇને ભોળો થાય. શેઠાઈ વીપ્રની કરવા જાય.
વિદ્યા ભણી આણે અહંકાર. મણ શીર માથે લે ભાર.
લાભ વિના માથે લે હોય. દહાડી ઉડી પુછે જોશ.
મોટા માણુસની સાથે વેર. પારકી રાડ લઈ આવે ઘેર.
ખુનીની વધારે વાત. જુવે સંન્યાસી કેરી જાત.
નીંદે જે પોતાની જાત. વખાણ કરે પોતાની વાત.
ગુરૂ વિના ભણે જે વીદ્યા. નીર્મળ જનની કરે નીંદા.
ચોર સાથે મળે જે ચીત. વાવરે જુગટા માંહે વીત.
દેવ માટે ખર્ચે નહિં દામ. રૂડી વેળા ભજે નહિં રામ.
વીવાહ કરીને પુછે વર. પાણી પીને પુછે ઘર.
પરનારીથી કરે પ્રીત. ચાલ ચાલે રંડાની રીત.
કરે વગર વિચારે કામ જુઠાને જે ધીરે દામ.
લુટાયા પછી પુછે ડર. ખરા આટલા મોટા ખર.

શામળ કાવ્યમાંથી] ગોવિંદજી રામજી ગોહિલ.

[જામનગર]

## શા માટે ?

સદા અકકડ થઈ ફરતા, રકમ ના ફંદમાં ભરતા;
તમારી કોમને માટે, નહિ અભિમાન શા માટે?
પડેલા આપ જ્ઞાતિના જુના રિવાજને વળગી;
કરીને બાળ-લગ્નો કંઇ, બનો ધનવાન શા માટે?
દુઃખે તમ બંધુઓ રડતાં, વિના અન્ન-વસ્ત્ર ટળવળતાં;
રડી તવ દ્વારમાં આવે, કરો અપમાન શા માટે?
ખરે નિજ કોમને માટે, નથી જો લાગણી દિલમાં;
પછી જીવી રહી જગમાં, થતાં બદનામ શા માટે?

પોરબંદર:]

'કમરીન'

## ગ્રાહક બંધુઓ પ્રત્યે

'પ્રકાશ'નો આ પ્રથમ અંક હોઇ તે ત્રીજું વર્ષ પુરૂં કરીને ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. ત્રીજા વર્ષ દરમ્યાન વારંવાર યાદી આપ્યા છતાં દેશપરદેશના ઘણા ગ્રાહક બંધુઓએ પોતાનું લવાજમ હજી સુધી અમોને મોકલી આપ્યું નથી એ ઘણા ખેદની વાત છે. તો જે જે બંધુઓનું ગયા ત્રીજા વર્ષનું લવાજમ બાકી પડતું હોય તે ચાલુ ચોથા વર્ષના લવાજમ સાથે આ અંક મળેથી તુરત મોકલાવી આપવા તેમને વિનંતી કરીએ છીએ. સ્થાનિક ગ્રાહક બંધુઓએ પોતાનું લવાજમ કાર્યાલયે ભરી જવા વિનંતી.

વ્યવસ્થાપકો.

*With best Compliments:*
*If not delivered please return to:—*

: Karyalaya :
59/65, Durgadevi Road,
BOMBAY No. 4.
* * *

PRAJAPATI PRAKASHA

*

: ગ્રાહક :
નં.

# પ્રજાપતિ પ્રકાશ

: વર્ષ :
૪ થું
: અંક :
૪ થો

ઓક્ટોબર,
: સને :
૧૯૩૮

SIND
RAJ
KARACHI
HYDERABAD
CUTCH
KATHIAWAR
BARODA
VERAVAL
BOMBAY
SUDAN
ABYSSINIA
ADDIS ABABA
KENYA
MOMBASA
ZANZIBAR
MADAGASCAR
JOHANNESBURG
DURBAN

સંપાદક
કાશીભાઈ આણંદજી ચાવડા

# પ્ર・જા・પ・તિ — પ્ર・કા・શ

વર્ષ: ૪ થું ] અકટોબર, સને : ૧૯૩૮. [ અંક : ૪ થો


## ગુણિયલ !

[ અંજની ]

નવલાં ચેતન ઉર જગાવી,
જ્ઞાતિ-દિપકને વિકસાવી;
હર ઘર માંહી "પ્રકાશ" વસાવી
જ્ઞાતિને ઝળકાવો,
ગુણિયલ ! જ્ઞાતિને ઝળકાવો. [ ૧ ]

દૂર ઈર્ષા અભિમાન કરિને,
દીન-દુઃખીનાં દુ:ખ હરિને;
જ્ઞાતિક સેવા ધ્યાન ધરિને
જ્ઞાતિને ઝળકાવો,
ગુણિયલ ! જ્ઞાતિને ઝળકાવો. [ ૨ ]

આપસના કંકાસ મીટાવી,
ઐક્ય તણાં શુભ ગાન સુણાવી;
વિશ્વે "કમરીન" નામ દિપાવી
જ્ઞાતિને ઝળકાવો,
ગુણિયલ ! જ્ઞાતિને ઝળકાવો. [ ૩ ]

પોરબંદર : ] "કમરીન"


: કાર્યાલય : ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, મુંબઈ. નં. ૪.

: વ્યવસ્થાપકો : હીરજી જેરામ ધીસાવાડીયા, મેઘજી જીણાભાઈ ચાંડેગળા

: વાર્ષિક લવાજમ : દેશમાં : એક રૂપીઓ; પરદેશમાં : ત્રણ શીલીંગ

# ઉન્નતિ માટે શું કરવું ?

દુનિયામાં ચઢતી અને પડતી, લાભ અને હાની, યશ અને અપયશ, સુખ અને દુઃખ એ જોડકાં સદાય રહેતાં આવે છે, તો શું માણસોએ દૈવ ઉપર આધાર રાખી બેસી રહેવું ? ના. એ તો મૂર્ખનું લક્ષણ છે. ડાહ્યા પુરૂષો દૈવ કરતાં પુરૂષાર્થનેજ ઉત્તમ ગણે છે. પુરૂષાર્થનું ફળ ચોક્કસ હોય છે, જ્યારે દૈવનું ફળ શંકાશીલ હોય છે. શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ જણાવ્યું છે કે પુરૂષાર્થ વડેજ માણસ સિદ્ધિ પામે છે. એક જન્મે અથવા અનેક જન્મે ઉન્નતિ પામે છે. આ યુગમાં મહાત્મા ગાંધીજીએ આર્ય પ્રજાને એજ પોકાર કર્યો છે કે ઉન્નતિને પંથે વળવું હોય તો ઉઠો, જાગો અને પુરૂષાર્થી બનો. આર્ય જાતિએ તેને અનુસરીને પુરૂષાર્થ યત્ન માંડયો છે. અને કર્મ માર્ગમાં તેના અંગોને સહકાર માગે છે. આપણે પણ નીચે બતાવ્યા પ્રમાણે સ્વ. ઉન્નતિના પ્રયાસો કરી, આપણો ધર્મ બજાવવો જોઈએ.

૧ જાતિની ઉન્નતિમાંજ પોતાની ઉન્નતિ સમાયેલી છે, માટે દરેકે જાતિહિતના કાર્યમાં તન, મન, ધનથી યથાશક્તિ મદદ આપવી જોઈએ.

૨ જાતિ ઉન્નતિમાં મહાન કાર્યો સાધવામાં એકત્ર બળની જરૂર છે, જેને માટે જાતિના હિતચિંતકોએ "સૌરાષ્ટ્ર પ્રાંતિક પ્રજાપતિ સભા" સ્થાપવા માટે બનતો પ્રયાસ કરવાની અગત્ય જણાય છે. તે સ્થપાયા બાદ દરેક વ્યક્તિએ 'સભા' ના સભાસદ થઈ જવું જોઈએ, અને સભાને પોતાની કમાણીમાંથી અમુક હિસ્સો આપી પોતાની ફરજ બજાવવી જોઈએ.

૩ જો તમો તમારી જાતિને સર્વ પ્રકારે સુખી જોવા ચાહતા હો, તો તમારાં સંતાનોને ઉંચ કેળવણી અપાવો. હાલના જમાનામાં કન્યાકેળવણીની કેટલી જરૂર છે, તેનો વિચાર કરી અમલમાં મૂકો. બાળલગ્ન અને કન્યાવિક્રયનાં પાપી કાર્યો બંધ કરો, પેટાભેદ તોડી ઐક્ય કરો.

૪ જો તમો અભણ હો, તો પણ જાતિનું માસિક ખરીદવાનું અભિમાન રાખી, તમારામાંના કોઈ ભણેલા માણસ પાસે વંચાવી, તેમાંથી તમો જ્ઞાન મેળવી, તે પ્રમાણે આપણી તમારૂં વર્તન સુધારવા કોશીષ કરો.

૫ આ પ્રગતિમય જમાનામાં જો તમો ઉંઘશો તો તમો સર્વથી પાછળ રહી દુર્દશા ભોગવશો. માટે ઉચ્ચ સ્થિતિએ પહોંચવા પ્રયત્નોએ પ્રયત્ન કરો.

નિશાળ:
વાવા-ડીપલોરા } માસ્તર મોહનભાઈ રામજી ટાંક.

(૬) જ્યાં સુધી ન્યાતિ સમાજમાં પાખં-ડના પડદા છે. ત્યાંસુધી સત્ય વસ્તુ સ્થિતિ અંધારામાં રહેશે. અને આપણા ઉન્નતિના સુર્વ પ્રયાસો આકાશ કુસમવત્ વ્યર્થ ગણાશે એજ.

બીલીમોરાઃ ] ગોવિંદભાઈ કે. મહેતા

●

## ઉન્નતિનો મુખ્ય મંત્ર શું ?

આપણે જગતમાં ઉન્નતિની પ્રવૃત્તિમાં અન્ય કોમો કરતાં પછાત છીએ એ વાત જરૂર માનવા યોગ્ય છે! અને જ્યારે જગતનાં સર્વ મનુષ્યો પોતાની ભુલો અથવા ભુતકાળની પાગલ પ્રથાઓને દેશ નીકાલ કરવા મથે છે ત્યારે આપણે એ સઘળું જાણવા છતાં કાળ જુના કાતીલ કુરારોમાં અથવા જુલમી સાંકળથી જકડાતા જઇએ છીએ અને તેમ થવાનું કારણ શું છે? તેજ આપણે સમજવાની જરૂર છે. અને તેની સમજ એજ કે ભવિષ્યની માતાઓને કેળવો. 'મહાન નેપોલીયને ઠીકજ કહ્યું છે. કે જેમ ખેતીમાં સારો પાક ઉતારવો હોય તો સારૂં ખાતર અને પુરતું પાણી એ સગવડો મળવાય તો ધારેલો લાભ લઇ શકાય છે. તેવીજ રીતે મનુષ્ય જાતનું. ઉત્પતી પાત્ર સારૂં હોય, તોજ 'અથવા તો નારી જાતને આદર્શ કેળવણી મળી હોય તોજ આપણે ધારેલો સુધારો કરી શકીએ. ચાલુ વર્તમાન યુગમાં જેઓ ઉન્નતિના રાહે ચાલી રહ્યા છે તેઓનો મુખ્ય મંત્ર નારી સુધારણાં છે અને એ તો આપણે સહેજે સમજી શકીએ કે જે પાત્રમાં દુધ રાખવું હોય તે વાસણ બરોબર સાફ હોવું જોઇએ નહી તો એજ દુધમાંથી કાતીલ ઝેર બને છે. તો તેજ શીધાંત પ્રાણી માત્રને અને તેમાં મનુષ્યને તો અવશ્ય લાગુ પડે છે. ધારો કે ભુતકાળમાં મહાન બળવાન અને બુદ્ધિમાન પુરૂષો થઇ ગયા તે મહા-સાગરનાંજ મોતી હતાં. નહીં કે ખાડા ખાબોચીઆંનાં. સ્વાતિ નક્ષત્રમાં વરસેલાં બીંદુ ઝીલનારી સાચી છીપો હોય તોજ મોતી નીપજે; બાકી શંખલાંથી સિદ્ધિ થવા સંભવ હોનુંજ નહીં! આપણે વારંવાર વાતો કર્યા કરીએ છીએ કે અમુક વર્તણુંકો છે, તે કુરીવાજો છે અથવા ભયંકર દુખ દર્દો છે પરંતુ એ જાતનાં દર્દો મટાડવા યા તો નાબુદ કરવાં એ કાંઇ રાડો પાડવાથી કે ફરીયાદો. કરવાથી કદી મટનાર નથી. એને માટે તો અસરકારક અને ચોક્કસ જાતની દવાની જરૂર છે ને તે અક્ષયબુટી કેળવણી સારૂં થઇ શકે તેમ છે. આપણે ધારો કે સુધારાનું સાહિત્ય લખી લખીને કાગળોનો ભાવ વધારી દઇએ, પરંતુ જેને માટે આ બધું થઇ રહ્યું છે, તેઓ તો સફેદ કાગળોમાં કાળા ડાઘા જોઇને અદેખાઇ કરે છે! અથવા તો નિરક્ષર છે? એ બધું નો ઠીક કારણ કે ઋતુ શીવાય ફળ પાકેજ નહિ. પરંતુ ભવિષ્યનો વીચાર કરતાં ઉપરનો એકજ મંત્ર અકસીર છે. ધારો કે એક કુવાનું પાણી ઝહેરી બની ગયું છે પણું આપના કુવાનું છે

એટલે પીવામાં બાધ નથી એ માન્યતા ભૂલ ભરેલી છે. આપણે એમ કહીશું કે ઓરતોને ભણવાની શું જરૂર છે એને તો થાક રોટલા બનાવતા શીખવાની જરૂર છે ? તો એ પણ મોટી ભુલ છે. કારણ કે જ્ઞાન વગરની બનેલી રસોઇ પણ તંદુરસ્તીને બગાડનારી થાય છે. કોઇ ફળદ્રુપ વૃક્ષને થડેજ પાણી સીંચવાથી ફળ સારા થાય છે. નહિં કે ખીલેલા ફુલ ઉપરજ ખ્યાલ રાખવાથી. પરંતુ બન્ને બાજુ જોવાનું છે. નારી શીક્ષણની પ્રથા તો આગગ ભુત કાળથીજ ચાલુ હોવી જોઇએ ! નહિ તો જે મહાન સતી સ્રીઓ થઇ ગઇ તે કેળવણી સીવાય બનવું અશક્ય છે. ધારો કે કોઇ કોઇ શ્રીમતની અહીણીઓથી થઇ શકે. તો એ વાત બાજૂએ રાખો અને આપણીજ જ્ઞાતિમાં થઇ ગયેલા સતી કે જેને આપણે શ્રી. બાઇના નામે ઓળખીએ છીએ તે કાંઇ એક પશુ જીવન જીવનારથી બનવું અસંભવીતજ ગણાય અને તે જમાનામાં નાસ્તીકતાનો પ્રચાર કરનાર હીરણાકંશ જેવા મહાન સમ્રાટના વખતમાં અને વળી તેનાજ પાટવી કુંવર પ્રહલાદને જ્ઞાનબોધ આપીને પ્રભુગતી શ્રદ્ધાળુ બનાવવો એ કાંઇ સાધારણ વ્યક્તિથી ન જ બની શકે અથવા તો સત્ય આદર્શો સીવાય બનેજ નહીં. કોઇ એમ કહેશે કે—એ બધું તો ચમત્કારથી થયું હતું તો તે માન્યતા એક અંધ શ્રદ્ધાળુની છે કારણ કે કેળવણી સીવાય મહાન બનવું અને ગુરૂપદ ધારણ કરવું ને અસંભવીત છે તેમજ કેળવણી સીવાય જ્ઞાન ના હોય અને જ્ઞાન વીનાં ભક્તિ ના હોય ને ભક્તિ વીના મહાન બનવું અશક્ય છે અને ચમત્કારની માન્યતા એના એક અંધશ્રદ્ધાળુ આત્માને ગંજોવવાની છે. પરંતુ જીવનનૌકાનું સુકાન કહીએ તો એ વિદ્યા સીવાય કાંઇ નથી. આપણે એમ ધારતા હઇશું કે ભણેલા અથવા કેળવાયેલા ઘણાક દુઃખી જોવામાં આવે છે તેનું શું ? તો એનો ઉત્તર એજ કે આપણી પોતાની કાંઇક ગુપ્ત ભૂલ હોવી જોઇએ અથવા તો કુદરતી નિયમ પ્રમાણે જીવનમાં સુખ અને દુઃખ તો આવેજ છે પરંતુ જેમ કાળુધોળું પારખવાને સ્થુળ નેત્રો છે તેમજ સારઅસાર અથવા નીતિમય જીવન ગુજારવાનો મારગ બતાવનાર અને ઉન્નતિનો ખરો રાહ બતાવનાર જે છે તે કેળવણીથી ઉત્પન્ન થયેલાં જ્ઞાન નેત્રોજ છે અને જો એ નેત્રોથી આપણે જોઇ શકતા હોઇએ તો ભવિષ્યમાં ક્યારેક પણ ધારેલાં કાર્યો પાર પાડી શકાય અથવા પાર પડે છે.

માંડણ ધનજી ગઢીયા

કમ્પાલા ] (આફ્રિકા)

---

પ્રેસની અગવડતાને લીધે આ અંક એક અઠવાડીયું મોડો બહાર પડે છે જે બદલ ક્ષમા યાચીએ છીએ. આ કારણથી 'પ્રકાશ'ના છેલ્લા બે વર્ષના કામકાજનો રીપોર્ટ તેમજ હીસાબ વી. બાબતનો આવતા અંક પર આપવાનું મુલતવી રાખવું પડ્યું છે.

'પ્રકાશ'ના કાર્યકર્તાઓ

# સ્વપ્નની સહેલગાહ :........ [ માણનાર: ઉંઘણસી

મહેરબાનો! જણાવતાં હર્ષ ઉપજે છે કે આપના આ મુફલીસ મીત્રો જમાનાની સાથે આગળ ધપે છે. અમારા પરમ મીત્ર ગપ્પીદાસની સાલહથી એક મકાન ભાડે રાખી ગપ્પાંમ ઓફીસ તેનું નામ ઠરાવ્યું છે. અમારી આ ઓફીસનો લાભ દરેક જ્ઞાતિ ભાઇઓ લઇ શકે એ ઇરાદાથી હંમેશનો એ કલાક તો જ્ઞાતિકીય ચર્ચા માટે ટાઇમ મુકરર કર્યો છે. તેનો લાભ ઘણા ભાઇઓ લે છે અને ફાયદામાં અમોને પણ ખારેક ઉંજરા ભાંગવાની ઉપાધી ટળી ગઇ છે.

એક રાત્રીએ જ્ઞાતિની અત્યારની પરિસ્થિતિ વિષે ઉંડા વિચારમાં અમો ઉભય મીત્રો ગુંચવાએલ હતા. તેવામાં ઓથાભાઇ નામના એક જ્ઞાતિ ભાઇએ ગપ્પાંમ ઓફીસમાં દાખલ થઇ રામ રામ કરી આસન જમાવ્યું. અમારી વિચાર શ્રેણી અટકી પડી અને આવનાર વ્યક્તિ તરફ મીટી ટરી અમો તાકી રહ્યા. વિચિત્ર ડ્રેસમાં એ માનવીએ ગોઠણ સુધીનું ધોતીઉં, ઉપર કાઠીયાવાડી કેડીયું અને મર કે કેમ જાણે ભુલથી એકના બદલે બે માણસની પાઘડી માથે બાંધી લીધી હોય તેવી સુંડલા જેવી પાઘડી અને હાથમાં રૂપેરી હુક્કો વળી તેની શોભામાં અભિવૃદ્ધી કરી રહ્યો હતો. વાતની શરૂઆત કરતાં તે મહાશય બોલી ઉઠયા.

દોસ્તો! ખરેખર તમોને ધન્યવાદ ઘટે છે. નાતના ભલા માટે તમોએ ભેખ લીધો છે. આપણે પણ સે નગારા જેવા નવરા એટલે મન થયું કે હાલ જરા ગપ્પાંમ ઓફીસની મુલાકાત લઉં. હુકાના એકેક દમમાં સ્વર્ગનું સુખ અનુભવતા એ મુરબ્બી પોતાની વાક્ય ચાતુરી આગળ વધારી બોલવા લાગ્યા. ભાઇસાબ, એ તો ઠીક પણ આજકાલ છાપાવાળાઓ પટેલીઆઓને સાથે ભેળવી નાતમાં સુધારા કરવા માગે છે એ તો ઠીક નહીં. કારણ કે એ જમાનાના ખાધેલ પટેલ હેવા કાચા નથી હો! તેમને તો પોતાનો જ કક્કો ખરો કરવો છે. તેઓ સ્વાર્થી, ઘરપંચી, અને સત્તાની ધુનમાં મસ્ત બનેલા માતેલા સાંઢ જેવા લગભગ હોય છે. નાતના ભલા બુરાંની તેને કાંઇ પડી નથી. દરેક વાતોમાં હાએ હા કેનારાઓ એવી રીતે ચમત્કાર વીના નમસ્કાર કરે તેવા નથી.

એટલે આપ શ્રીમાન કઇ રીતે કાર્ય થાય તેમ ઇચ્છો છો! તો સાંભળો! ઇ બધા ડોળ પડતા મુકી ગામે ગામ જુવાન મંડળોની સ્થાપના થવી જોઇએ અને એ રીતે સંઘાય જુવાનો એકત્ર મળી નાતનાં હાનીકારક રીવાજો નાબુદ કરવા તેવાઓ સામે બંડ જગાડવું જોઇએ.

એ સલાહ પણ અસ્થાને નથી મુરબ્બી, આપણાં છાપાંઓ દ્વારા એ ચર્ચા પ્રકાશમાં મુકીશું અને મોટા મોજશોખ પાછળ મરતા રહેલા જ્ઞાતિના પ્રમાદી યુવાનોને જાગૃત કરવા એક વધુ-અખતરો અજમાવી જોઇશું. પછી

# જ્ઞાતિની સુધારક સંસ્થામાં શું થવું જોઈએ ?

૧. સંસ્થાના ઉદ્દેશો લક્ષમાં રાખી કાર્યો થાય. સમાજના હિત ખાતર ધારણ અને ઠરાવો ફેરવી શકાય.

૨. સુધરેલી પટેલશાહી ઘુસી જાય એવા જોખમ સ્વરૂપના ઠરાવો ન થાય.

૩. પ્રમુખની કે કોઇની એકહથ્થુ સત્તા એટલે આપખુદી ન ચાલે; વધુ મતે કામ થાય.

૪. સભ્યોને ઉંઘતા રાખી ઠરાવો થાય નહિ અને પ્રમુખ કહે કે લખારે એ ઠરાવ જબરાએ કબુલ રાખવો જ પડે એમ હોય નહિ.

૫. કોઇનો દંડ થાય નહિ કે દાનના નામે દંડ લેવાય નહિ.

૬. સંસ્થાના સભ્યો એક બીજા તરફ તોછડાઇથી નહિ પણ વિવેકમાં વર્તે; કોઇને અજાણ્યાપણું ન લાગે એવા નિખાલસ, પ્રેમાળ દીલે એક બીજાને ચાહે; નાનામોટાપણું ન હોય.

૭. સંસ્થાઓમાં પરસ્પર મિત્રભાવ તો અવશ્ય હોય.

૮. કોઇ ને શરમાવીને કે દબાણ કરીને દાન કે ફંડો ન લેવાય.

૯. કોઇને શરમાવીને કે દબાણ કરીને સભાસદ કે સંસ્થાનો હિતસંબંધી ન બનાવાય.

૧૦. પ્રમુખ કે હોદ્દેદારોને વખતોવખત બદલવાની રીત હોય.

૧૧. ઠરાવ થતી વેળા કોઇનો વિરોધ દબાવવાનો પ્રયત્ન ન થાય પણ પ્રેમભર્યો વાદવિવાદ થાય, મન લેવાય ને ઝઘડો ન થાય.

૧૨. દુર્વ્યસન કે કુરુઢિ છોડાવવા કોઇની ઉપર ગુસ્સો, દબાણ, પ્રપંચ કે માર્ગો પ્રમુખ અગર કોઇથી ન થાય પણ પ્રેમથી વારંવાર સમજ આપવાની ફરજ હોય.

૧૩. સંસ્થાના સભ્યો સ્વેચ્છાથી રહેણી-કરણી એક રાખે તો એ વ્યાજબી ગણાય અને તેના ઉચ્ચ વર્તનથી પોતાના સંબંધીઓને આકર્ષી શકે કે તે સંબંધીઓ પણ સંસ્થામાં ભળી સંગઠન વધારે.

૧૪. સંસ્થાની જાહેર સભા સભાજનોને લાભદાયી નીવડે તેવા ઉપદેશનો લાભ આપવા માટે હોય; તાલાઠા માટે નહિ.

૧૫. મીટીંગ કે મેળાવડા ( જાહેર સભા ) વખતે રસોઇ હોવા છતાં સભાજનોને ભૂખે ટળવળતાં ન રખાય.

૧૬. દાનની રકમો સંસ્થાને જે જાતના દાન માટે મળી હોય તેમાં જ તે વપરાય. બીજા કામમાં ખર્ચાય નહિ.

૧૭. ઉપજખર્ચની તમામ પહોંચો અને વાઉચર રાખવાની નીતિ હોવી જોઈએ અને હિસાબ તપાસનારે ( ઓડીટરે ) હિસાબ અંગે

---

તો જેવી પરભુડાની મરજી.

એ મારગ જરૂર લેજો. અને જો સાપા-વારાઓ હાથે પણ તમારે નાતો હોય તો લખી નાખજો. એ પરમાણે કરતાં જો સરીખાઇની કીરપા તો હૌ દાડ થાહે. લ્યો. રામરામ કોઇ દપાલ વળી કુરદડે મળશું.

"ઇતીશ્રી અષ્ટમ્ સ્વપ્ન: સમાપ્ત:"

સોંપેલી ખામીઓ (ઓડીટનોટ) કાર્યવાહકોના ધ્યાન પર મૂકવાનો વહીવટ હોય.

૧૮. સંસ્થાના સભ્યો, નાણાં અને કર્યો માટેનાં દફતરો હોય તે સાથે દફતર અને સામાનનું પણ લિસ્ટ (રજીસ્ટર) હોય અને તેમાં વસ્તુઓ જેની પાસે હોય તેની સહી લેવાય.

૧૯. સંસ્થાની જે તે પ્રકારની આવક પ્રમાણે તે તે પ્રકારમાં ખર્ચ થવું જોઈએ, દેવું ન થાય. કદાચ દેવું થાય તો જેનું દેવું હોય તેના નામે રકમ જમા જાહેર થાય.

૨૦. સ્વમાન જળવાય ને ખોટાં ખર્ચ ઘટે તેવા રિવાજ દાખલ કરવા હરહમેશ પ્રચારકાર્ય થાય.

૨૧. જ્ઞાતિનાં બધાં છાપાં અને જ્ઞાતિની સંસ્થાઓની તમામ હીલચાલથી જાણકાર રહેવાનો સંચાલકો પ્રયાસ કરતા હોય.

આપણી સુધારક સંસ્થાઓમાં ઉપરના વિચારો પ્રમાણેનો વહીવટ આવશ્યક હોય તો તેના પાલન માટે લક્ષ આપવાની દરેક સભ્યની ફરજ છે, કે જેથી સુધરેલી પરેલશાહીનો માર્ગ સરળ ન થાય. મારી આ માન્યતામાં કંઈ ખુલાસાને સ્થાન હોય તો તે જાણવા હું આતુર છું.

મહુધા ] મંગળલાલ સોમાભાઈ પ્રજાપતિ

'પ્રજાપતિ' માંથી.

# પ્રાસંગિક નોંધ

હાર્દિક અભિનંદન—લુગાઝી (આફ્રિકા) થી કેટલાક બંધુઓએ નુતન વર્ષની 'પ્રકાશ' ને ભેટ તરીકે 'સહાયક ફંડમાં' પોતાની યથાશકિત રકમ ભરીને મોકલી આપી છે. અમોને સમાચાર મળે છે તે મુજબ ગઇ દિવાળીને દીવસે કેટલાક બંધુઓ એકઠા મળ્યા અને પોતાની ઇચ્છાથીજ આ ભેટ મોકલી આપી છે એની અત્રે નોંધ લેતાં અમોને હર્ષ થાય છે. 'પ્રકાશ' પ્રત્યે આ બંધુઓએ બતાવેલ ભલી લાગણીની અમો કદર કરીએ છીએ.

પરિક્ષામાં પાસ થયા—જુનાગઢના રહીશ શ્રીયુત મુલજીભાઇ શવજી ચૌહાણે એડવોકેટની બીજી શ્રેણી પરીક્ષા હાલમાં પસાર કરી છે. એડવોકેટ તરીકેની સંપૂર્ણ પરિક્ષામાં એ બંધુ સફળ નીવડયા છે એની અત્રે નોંધ લેતાં અમોને અત્યંત આનંદ થાય છે. એ બંધુ યુવાન હોઇ હાલમાં ભેસાણ (વાયા જેતપુર) કોર્ટમાં કામકાજ કરે છે. એ બંધુની ઉત્તરોત્તર સફળતા અમો ઇચ્છીએ છીએ. સંપાદક

# જ્ઞાતિ સમાચાર

રાણાવાવ—અત્રેના બે જ્ઞાતિ બંધુઓ શ્રી. નારણભાઇ તથા શ્રી. જેરામભાઇ કરસન અગસોડ તરફથી ગઇ કાર્તક શુદી ૫ ને શુક્રવારથી શ્રીમદ્ ભાગવતની સપ્તાહનું પારાયણ એમના સ્વર્ગસ્થ બંધુ ભાઇ નાનજીના પુણ્યાર્થે બેસાડવામાં આવ્યું હતું. જેમાં સ્થાનિક બંધુઓ ઉપરાંત આજુબાજુના ઘણાં જ્ઞાતિ ભાઇઓ તથા બ્હેનોએ ભાગ લીધો હતો. તેની પુર્ણાહુતી ગઇ કારતક શુદ ૧૧ ને દીવસે ધામધુમથી કરવામાં આવી હતી.

# સાભાર સ્વીકાર

## 'પ્રકાશ'ને નૂતન વર્ષની ભેટ.

બેસતા નવા વર્ષની ખુશાલીમાં નીચે મુજબ જણાવેલા બંધુઓએ પોતાની ઇચ્છાથી નીચે મુજબની રકમો 'પ્રકાશ'ના સહાયક ફંડમાં અમોને મોકલી આપી છે જેનો આભાર સ્વિકાર કરીએ છીએઃ—

| ર. નં. | : નામ : | :સ્થળઃ | |
|---|---|---|---|
| ૧૧૦ | શ્રી નારણભાઇ માંડણ ભારડવા | મુલેન્ડ | રૂ. ૧-૧૦-૦ |
| ૧૧૧ | ,, કસ્તુરબ્હેન લક્ષ્મણ રામજી | માગોડોસ | ,, ૬-૧૦-૦ |
| ૧૧૨ | ,, કાનજીભાઈ અરસી ચાવડા | કુગાઝી | ,, ૬-૧૦-૦ |
| ૧૧૩ | ,, મનજીભાઇ રવજી પરમાર | ,, | ,, ૬-૧૦-૦ |
| ૧૧૪ | ,, કાનજીભાઇ નારણ પાણખાણીયા | ,, | ,, ૩- ૫-૦ |
| ૧૧૫ | ,, ઓધવજીભાઈ ગોવીંદ ચાવડા | ,, | ,, ૩- ૫-૦ |
| ૧૧૬ | ,, જેઠાભાઇ રામા શીંગડીવા | કલ્યાણ | ,, ૨૦-૪-૦ |
| | | ટોટલ | રૂ. ૪૮-૬ -૦ |

નીચે જણાવેલા પત્રોના દીપોત્સવિ અંકો અમોને મળ્યા છે, તેનો સાભાર સ્વિકાર કરીએ છીએઃ—

૧ "અન્નપતિ-પત્રિકા" (માસિક) નડીઆદ
૨ "ભાટિયા યુવક" ,, મુંબઇ
૩ "ઉન્નતિ" ,, ,,
૪ "પંચાલ દીપક" ,, અમદાવાદ
૫ "શ્રી પ્રજાપતી-ધર્મ-પત્રિકા" [ શ્રી . કૃષ્ણાંક ] જામનગર

# લોહીના લાડુ.

સમજે છતાં સમજાવીને, એ તો અમારો ધર્મ છે:
ઉદ્ધાર કરવા આત્મનો, જમીશું લોહીના લાડુ.
વખત સારા નઠારાની, જરા પરવાર નહિ કરતાં,
'કર્યું છે બાપદાદાએ', જમીશું લોહીના લાડુ.
વધે આગળ સહુ આજે, ભલે પાછળ અમે રહેતા,
નથી જોતા સુધારો એ, જમીશું લોહીના લાડુ.
બિચારા આત્મ દુઃખીને, સ્વર્ગ પંથે વળાવવાને,
ન દઈશું નર્કમાં જાવા, જમીને લોહીના લાડુ.
વધ્યા ફંડો સુધારાના, અમે એ નહિ ગ્રહણ કરશું,
અમારા બાપ દાદાનું, નહ્ઇ તે શીદ અમે દેશું ?

પોરબંદરઃ ] 'અંગાર'

૬ "ઉનેવાળ બંધુ" (દ્વૈમાસિક) સુરત
* * * અભિપ્રાય હવે પછી
૭ "ઇરના અંસારી" (માસીક) મુંબઇ
૮ "કાર્તિકી જૈન પંચાંગ" સંવત ૧૯૯૫નું
[ 'સમાધર્મ' પાક્ષીકના આહકોને ભેટ ] સોનગઢ
૯ "સંવત ૧૯૯૫નું ઇન્સી કેલેન્ડર [ શા. મગનલાલ જીવણ ચાહેવાળા તરફથી ] ઠે: ૭૭, અરજીન રોડ, નળબજાર મુંબઇ

## આફ્રીકાના ગ્રાહકોને સૂચના

'પ્રજાપતિ—પ્રકાશ' એ નામથી લખેલા બી. પોસ્ટલ ઓર્ડરો અહિંની બેંક સ્વીકારતી નથી. તેથી તેની વસુલાત કરવામાં અમોને મુશ્કેલી નડે છે. તો હવેથી પોસ્ટલ ઓર્ડરમાં સંપાદક અથવા વ્યવસ્થાપકોમાંથી કોઇપણ એકનું નામ ભરીને મોકલવા વિનંતી કરવામાં આવે છે.

વ્યવસ્થાપકો

## ગ્રાહકોને વિનંતી

દેશ પરદેશના જે જે બંધુઓએ પોતાનું ચાલુ ચોથા વર્ષનું લવાજમ તેમજ બીજા કે ત્રીજા વર્ષનું લવા... સુધી મોકલ્યું ન હોય તેમને આ ...થી તુરત મોકલાવી આપવા આથી ...ક ફરીથી વિનંતી કરીએ છીએ ... બંધુઓએ પોતાનું ...ાવી આપવા વિનંતી.

વ્યવસ્થાપકો

With best Compliments
If not delivered please return to:
: Karyalaya :
59/65, Durgadevi Road,
BOMBAY No. 4.
* * *

# પ્રજાપતિ પ્રકાશ

: વર્ષ :
૪ થું
: અંક :
૫-૬




નવેમ્બર,
ડીસેમ્બર
: સને :
૧૯૩૮

સંપાદક
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

## તા. ૨-૭-૧૯૩૬ થી તા. ૩૦-૬-૩૮ સુધીનો 'પ્રકાશ'ના બીજા તથા ત્રીજા [સને: ૧૯૩૬-૩૭] વર્ષની આવક જાવકનો દ્વિવાર્ષિક હીસાબ [સને: ૧૯૩૭-૩૮]

| જમા | ઉધાર |
| --- | --- |
| ૫૮૧-૧૩-૬ શ્રી પુરાંત જણસ બાકી : | ૬૪૯-૮-૦ શ્રી છપામણી ખર્ચ ખાતે ઉધાર : |
| (ગયા પ્રથમ વર્ષની આખરમાં) | રૂ. ૪૨૫-૮-૦ + રૂ. ૨૨૪-૦-૦ |
| ૪૩૩- ૦-૦ શ્રી લવાજમ ખાતે જમા : | ૨૧૪-૨-૦ શ્રી પોસ્ટેજ ખર્ચ ખાતે ઉધાર : |
| રૂ. ૩૦૨ + રૂ. ૧૩૧ | રૂ. ૧૪૦-૩-૬ + રૂ. ૭૩-૧૪-૬ |
| -૬ શ્રી સહાયક ફંડ ખાતે જમા : | ૧૦૯-૨-૬ શ્રી જુનાગઢ પરિષદ ખર્ચ ખાતે ઉધાર : |
| રૂ. ૧૪૩-૯-૦ + રૂ. ૧૬૨-૧૪-૬ | ૧૦૯-૭-૬ શ્રી પરચુરણ ખર્ચ ખાતે ઉધાર : |
| -• શ્રી સંમેલન ફંડ ખાતે જમા : | રૂ. ૫૨-૧-૦ + રૂ. ૫૭-૬-૦ |
| -૦ શ્રી વ્યાજ ખાતે જમા : | ૫-૪-૩ શ્રી સ્ટેશનરી ખર્ચ ખાતે ઉધાર : |
| સેન્ટ્રલ બેંકના સેવીંગ ખાતાના વ્યાજના : | ૨૫-૭-૦ શ્રી શબ્દ શોધન હરિફાઈ ખાતે ઉધાર : |
| …-૧૨-૦ + રૂ. ૨-૧૫-૦ | રૂ. ૧૦૯૨-૧૪-૯ |
| | ૨૬૦-૦-૩ શ્રી પુરાંત જણસ બાકી છે : |
| | રૂ. ૨૨૦-૮-૬ સેન્ટ્રલ બેંકના સેવીંગ ખાતામાં |
| | „ ૩૯-૭-૯ રોકડા બાકી |
| સરવાળો રૂ. ૧૩૫૨-૧૫-૦ | સરવાળો રૂ. ૧૩૫૨-૧૫-૦ |

૧ અકટોબર સને ૧૯૩૮

જમાનેની રકમો અનુક્રમે બીજા અને ત્રીજા વર્ષની સમજવી.

હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઈ ચાંદેગરા
વ્યવસ્થાપકો

પ્ર•જા•પ•તિ — પ્ર•કા•શ

વર્ષ: ૪ થું ]   નવેમ્બર-ડીસેમ્બર, સને: ૧૯૩૮.   [ અંક : ૫-૬

ઓ૩મ્

# નથી કો' કો ભક્ત પૂજારી ?

## [ રાગ ભૈરવી ગઝલ ]

ઘણાં છે દેવનાં મંદિર ઘણાં છે દેવમુરારી;
ખરો આ જ્ઞાતિ માતાનો નથી કો' ભક્ત પૂજારી ?

નથી કંઇ પ્રેમ અંતરમાં નથી કંઈ દાઝ જ્ઞાતિની;
કહે મા એમ બિચારી નથી કો' ભક્ત પૂજારી ?

કમાણી ખૂબ કામીને કરે ના સાર્થ જ્ઞાતિનો;
રડે છે કંઇ નીરાધારા નથી કો' ભક્ત પૂજારી ?

તમારાં બાળકો ખાતર તમ ઉધ્ધારને માટે;
રડે મા આંસુઓ સારી નથી કો' ભક્ત પૂજારી ?

હજારો આશરે બંધુ રખડતાં છે બિચારાઓ;
તજાવા એવી બેકારી નથી કો' ભક્ત પૂજારી ?

ખરૂં ચેતન જગાવાને બિરાદર મોખરે પડજે;
કહે કીશોર પૂકારી નથી કો' ભક્ત પૂજારી ?

મોટી પાનેલી : ]   માસ્તર સોમનાથ કીશોર

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ. નં. ૪.

: વ્યવસ્થાપકો :
હીરજી જેરામ ચીસાવાડીયા
મેઘજી જુઠાભાઈ ચાંગળા

: વાર્ષિક લવાજમ :
દેશમાં : એક રૂપીઓ
પરદેશમાં : ત્રણ શીલીંગ

# 'પ્રકાશ'નો દ્વિવાર્ષિક વૃત્તાન્ત

[ સને: ૧૯૩૬-૩૭ અને ૧૯૩૭-૩૮ ]

## દેશપરદેશના સર્વે જ્ઞાતિ બંધુઓ પ્રત્યે,

સવિનય નિવેદન કે આપણી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિના આ પ્રથમ પત્ર 'પ્રજાપતિ પ્રકાશે' પોતાના જન્મના બીજા તથા ત્રીજા વર્ષમાં બજાવેલ યત્કિંચિત જ્ઞાન સેવાનો હેવાલ આપ સૌ બંધુઓની જાણ માટે અત્રે પ્રગટ કરતાં અમોને અત્યંત આનંદ થાય છે.

## આપણી જ્ઞાતિનું ભાવિ સંમેલન

કાઠીયાવાડની આપણી સોરઠીયા જ્ઞાતિના સર્વે બંધુઓ એકત્ર મળી જ્ઞાતિ ઉન્નતિના ઉપાયો યોજી શકે એવા આશયથી જ્ઞાતિનું એક મોટું સંમેલન કાઠીયાવાડ ખાતે ભરાવવાની આશા તો 'પ્રકાશ' પોતાના જન્મથીજ સેવી રહ્યું હતું. આ કાર્યને અમલમાં લાવવાનું સરળ બને એ ખાતર કાઠીયાવાડના જુદા જુદા ભાગોની જ્ઞાતિના આગેવાનોની એક પ્રાથમિક પરિષદ જુનાગઢ જેવા કોઇ મધ્યસ્થ સ્થળે બોલાવવાનો સતત પ્રયત્ન પ્રથમ વર્ષમાંજ અમોએ આદરેલો જેના પરિણામે

## જુનાગઢની પ્રાથમિક પરિષદ

શક્ય બની. બીજા વર્ષની શરૂઆતમાં આ પરિષદ, (તા. ૩૦-૭-૩૬ થી તા. ૧-૮-૩૬ સુધી) ભરાઇ જેની સવિસ્તર હકીકત એ વખતે પ્રગટ થએલ 'પ્રકાશ'ના જુનાગઢ પરિષદ અંકમાં પ્રગટ થઇ ચુકેલી છે.

## જુનાગઢ જ્ઞાતિનું બંધારણ

જુનાગઢ જ્ઞાતિના અઢાર મહાલોની જ્ઞાતિઓના રીતરિવાજોના ધારાધોરણો જે ત્રીસ વર્ષ પહેલાં ઘડાયા હતા, પણ તેનો અમલ તદ્દન અવ્યવસ્થિત થએલો. દરેક મહાલની જ્ઞાતિ તેમજ દરેક જ્ઞાતિબંધુઓ પોતપોતાના મનમાં આવે તેમ વર્તતા હતા. આથી આ પરિષદનો લાભ લઇને એ જુના રીતરીવાજોના ધોરણોમાં ફેરફાર કરવામાં આવ્યો અને દરેક મહાલોની જ્ઞાતિનું કાર્ય સરળતાથી ચાલી શકે એ આશયથી એક બંધારણ પણ તૈયાર કરવામાં આવ્યું. એ પછીથી એ ધારાધોરણો તેમજ બંધારણને વ્યવસ્થિત રીતે ગોઠવીને તૈયાર કરવાનું કાર્ય અમોને સોંપવામાં આવ્યું, એ મુજબ તે તૈયાર કરીને 'પ્રકાશ'ને ખર્ચે છપાવીને તેની ૨૫૦ નકલો દરેક

મહાલોમાં વહેંચવા માટે જુનાગઢના પટેલ શ્રી ઉપર અમોએ મોકલાવી આપી હતી. આ ઉપરાંત દેશપરદેશના જ્ઞાતિ બંધુઓ આ વસ્તુથી જ્ઞાત થાય એવા આશયથી એક ખાસ અંક 'જુનાગઢ બંધારણ' અંક તરીકે બીજા વર્ષની આખરમાં અમોએ પ્રગટ કર્યો.

આ બંધારણ પસાર થયાને આજે બે વર્ષથી વધુ સમય વીતી ગયો છે છતાં એને અમલમાં મુકવા માટે જુનાગઢના પટેલ શ્રી તરફથી કાંઇ પણ પગલાં અત્યાર સુધી લેવામાં નથી આવ્યા એ ખરેખર ખેદજનક છે આ વસ્તુની અમોએ અવારનવાર એમને યાદી આપી છતાં એ વિશે એમના તરફથી મૌન સેવવામાં આવે છે એ આશ્ચર્યજનક છે. પટેલશ્રીને તેમજ લાગતા વળગતા મહાલોના જ્ઞાતિ ભાઇઓને આ તરફ વેળાસર લક્ષ આપવા ફરીથી અમો વિનંતી કરીએ છીએ.

## શ્રીબાઇ 'ની જગ્યા તેમજ તેનો લાગો

'શ્રી બાઇ' ના લાગાની દરેક મહાલોમાં વસુલ લેવાની રકમ મહાલોના આગેવાનોએ પટેલશ્રી ઉપર મોકલાવી આપવાનું પરિષદ વખતે કબુલ કરેલું અને તે મોકલવાની શરૂઆત પણ કેટલાક મહાલો તરફથી કરવામાં આવેલી. શ્રી બાઇના લાગાના આ ફંડની તેમજ તેની જગ્યાની વ્યવસ્થા માટેની એક યોજના પટેલશ્રીની માગણી ઉપરથી તૈયાર કરીને તેમના ઉપર અમોએ મોકલી આપેલી, જેનો સમાવેશ જુનાગઢના બંધારણમાં પણ કરવામાં આવેલો છે. આ છતાં આ વિષયમાં પણ કાંઇ પગલાં ન લેતાં પટેલશ્રી તરફથી મૌન સેવવામાં આવે છે એ ખરેખર દુઃખજનક છે. આપણી જ્ઞાતિની આ ધાર્મિક જગ્યા તેમજ તેના ફંડની ગેર વ્યવસ્થા થતી અટકાવવાનું લાગતાવળગતા બંધુઓ હજી પણ ક્યારે ધ્યાન પર લેશે ?

## ' પ્રકાશ ' નો દ્વિવાર્ષિક હીસાબ

વ્યવસ્થાપકોએ તૈયાર કરેલો ' પ્રકાશ ' નો બીજા તથા ત્રીજા વર્ષનો એકત્ર હીસાબ આપ બંધુઓની જાણ માટે આ અંકમાં અન્યત્ર પ્રગટ કરવામાં આવ્યો છે. એ ઉપરથી આપ જોઇ શકશો કે છેલ્લા બે વર્ષમાં ' પ્રકાશ ' ની કુલ આવક રૂ. ૭૭૧-૧-૬ ની થઇ હતી, જ્યારે ખર્ચ રૂ. ૧૦૯૨-૧૪-૯ નું થયું હતું; અર્થાત્ કે આવક કરતાં રૂ. ૩૨૧-૧૩-૩ નું વધુ ખર્ચ થયું હતું.

આ લખતી વખતે ' પ્રકાશ 'ના છેલ્લા ત્રણ વર્ષોની ગ્રાહક સંખ્યા નીચે પ્રમાણેની જણાય છેઃ—

પ્રથમ વર્ષ : ૫૭૨ ગ્રાહકો — ત્રીજુ વર્ષ : ૧૪૪ ગ્રાહકો

બીજું વર્ષ : ૨૮૬ „ — ચોથું વર્ષ : ૭૮ „ (ચાલુ)

પ્રથમ વર્ષમાં ૫૦ ગ્રાહકો જે ફ્રી નોંધાએલા તે બાદ કરતાં એ વર્ષની ગ્રાહક સંખ્યા ખરી રીતે તો ૨૨૨ ની જ ગણાય. બીજા વર્ષમાં આ સંખ્યા વધીને ૨૮૧ સુધી પહોંચી હતી, જ્યારે ત્રીજા વર્ષમાં એ ઘટીને ૨૬૫ સુધી આવી હતી. આમાં પણ શબ્દશોધન હરિફાઈવાળા ૨૫ ગ્રાહકો જે ફ્રી નોંધાયા હતા તે બાદ કરતાં ખરી ગ્રાહક સંખ્યા ફક્ત ૯૦ ની જ ગણાય એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. આ વસ્તુ ગ્રાહકબંધુઓ પોતાના લવાજમો મોકલવામાં જે પ્રમાદ સેવે છે તેને જ આભારી છે, એ દેખીતું જ છે.

## 'પ્રકાશ' નો ફેલાવો

ત્રીજા વર્ષમાં દર માસે 'પ્રકાશ'ની ૮૦૦ નકલો છપાતી હતી, તેમાંથી ૪૦૦ નકલો ગ્રાહકોને જતાં બાકીની ૪૦૦ નકલો દેશપરદેશના બંધુઓને પ્રચાર અર્થે ફ્રી મોકલાતી હતી. ત્રીજા વર્ષમાં ગ્રાહક સંખ્યા કમી થતાં આ ફ્રી નકલો મોકલાતી આગળ ન છૂટકે બંધ કરવી પડી હતી. 'પ્રકાશ'ના રજીસ્ટરમાં જે બંધુઓના નામો ગ્રાહક તરીકે દાખલ થએલા છે તેમને જ હવે દર માસે અંક રવાના કરવામાં આવે છે. અવારનવાર સૂચનાઓ આપ્યા છતાં આમાંથી ઘણા થોડાજ બંધુઓએ પોતાના ત્રીજા અને ચોથા વર્ષના લવાજમો અમોને મોકલી આપ્યાં છે; તો હવે વેળાસર મોકલી આપવા તેમને આ તકે ફરી વિનંતી કરીએ છીએ.

'પ્રકાશ' ની સેંકડો નકલો અન્ય જ્ઞાતિના માસિકોને બદલા તરીકે મોકલવામાં આવે છે. આ વરસો દરમ્યાન જે જે પત્રોએ અમોને બદલામાં અંકો મોકલી અમોને પોતાનો સાથ આપ્યો છે એ બદલ તેમનો આભાર માનીએ છીએ અને આ ચાલુ વર્ષમાં પણ એ સહકાર તેઓ ચાલુ રાખે એમ ઇચ્છીએ છીએ. જે જે પત્રોને બદલામાં અમારા અંકો જવા છતાં પોતાના અંકો બદલામાં નથી મોકલતા તેમને પણ પોતાનો સાથ આપવા આ તકે અમો વિનંતી કરીએ છીએ.

## 'પ્રકાશ' નું સહાયક ફંડ

બીજા વર્ષમાં આ ફંડ ખાતે દેશ પરદેશના ૪૮ બંધુઓ તરફથી રૂ. ૧૪૩-૯-૦ અમોને મળ્યા હતા જ્યારે ત્રીજા વર્ષમાં ૨૪ બંધુઓ તરફથી રૂ. ૧૧૪-૧૪-૬ આવ્યા હતા, જેનો વીગતવાર હિસાબ 'પ્રકાશ'ના અંકોમાં થઇ ગએલો છે. 'પ્રકાશ'ને પોતાના આ ફંડનો જો આધાર ન હોત તો ત્રીજા વર્ષમાંજ તેને પોતાનું પ્રકાશન બંધ કરી દેવું પડ્યું હોત એ આ તકે એના શુભેચ્છકોને જણાવવાની અમારી ફરજ સમજીએ છીએ. આ વરસો દરમ્યાન જે જે બંધુઓએ આ ફંડમાં પોતાની યથાશક્તિ રકમ ભરી 'પ્રકાશ' પ્રત્યે પોતાની સહાનુભૂતિ તથા વહાલ દર્શાવ્યું છે એની અમો કદર કરીએ છીએ અને

પ્રસંગોપાત પોતાની જ્ઞાતિના આ પત્ર 'પ્રકાશ' ને ન ભુલવા પ્રત્યેક બંધુઓને અમો આ તક ફરી વિનંતી કરીએ છીએ.

## શ્રી સોરઠીયા પ્રજાપતિ મંડળ (નાયરોબી-આફ્રિકા)

અત્રે એક વસ્તુની ખાસ નોંધ લેવાની અમો અમારી ફરજ સમજીએ છીએ. પોતાનો દેશ છોડી પ્રધાર્થે પરદેશ ખાતે વસનાર આપણા સોરઠીયા બંધુઓને એકત્ર કરી તેમના સુલાહ સંપમાં વધારો કરી તેમને ઉન્નત સ્થિતિએ લાવવાના ઉદ્દેશથી ઉપરોક્ત નામની સંસ્થા આફ્રિકા ખાતે ઘણા વરસોથી સ્થપાઇ છે અને જેની શાખાઓ તે ખંડમાં જુદે જુદે ઠેકાણે પણ સ્થાપવામાં આવી છે. એક માસ ઉપરજ આ સંસ્થાના કાર્યકર્તાઓની નવેસરથી ફરી ચુંટણી થઇ છે (જેનો રીપોર્ટ 'પ્રકાશ' ના અંકમાં અગાઉ પ્રગટ થઇ ચૂક્યો છે) તો સંસ્થાના કાર્યને આગળ ધપાવવા તેમજ પરદેશમાં વસતા પ્રત્યેક સોરઠીયા બંધુઓને આપણી આ સંસ્થાના સભ્ય થઇને તેને બલવત્તર બનાવવા આગ્રહપુર્વક ભલામણ કરીએ છીએ.

ત્રીજા વર્ષમાં 'પ્રકાશ' ની આર્થિક સ્થિતીની જાણ થતાં આ સંસ્થાના કાર્યકર્તાઓને યત્નાંજ તેઓએ રૂા. ૧૦૦ એકસોની રકમ સંસ્થાના ફંડમાં 'પ્રકાશ' ની સહાય અર્થે અમોને મોકલી આપી હતી, જેની આ તકે નોંધ લેતાં હર્ષ થાય છે. આ બંધુઓએ 'પ્રકાશ' પ્રત્યે બતાવેલી ભલી લાગણીની અમો કદર કરીએ છીએ.

## મુંબઇની સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ

મુંબઇ સ્થાનીક, સાષ્ટી તાલુકો, થાણા જીલ્લો, કોલાબા જીલ્લો તથા ખાનદેશ જીલ્લામાં વસતા ભાઇઓની એકત્ર સંસ્થા તે મુંબઇની સમસ્ત જ્ઞાતિ તરીકે ગણાય છે. છેલ્લા કેટલાક મહિનાઓથી અહિંના કેટલાક બંધુઓ તરફથી કહેવામાં આવે છે કે 'પ્રકાશ' માં દેશપરદેશની ચર્ચાઓ જ આવ્યા કરે છે તો રીતે અહિંની આપણી જ્ઞાતિની ઉન્નતિની ચર્ચા કાં નથી આવતી ? હાઇકોર્ટમાં આવતો અહિંની જ્ઞાતિનો ઝઘડો ગયે વરસે જ્યારે પતી ગયો ત્યારે કેટલાક બંધુઓનો આ આક્ષેપ અમારા ખ્યાલમાંજ હતો. એથીજ તો અમોએ એ ઝઘડાની સવિસ્તાર હકીકત દર્શાવતો એક ખાસ અંક ગયે વર્ષે અમોએ પ્રગટ કર્યો. એટલા માટે કે એથી અહિંની આપણી જ્ઞાતિના આ ઝઘડાથી જ્ઞાતિમાં પ્રવર્તી રહેલી ખરી વસ્તુ સ્થિતિથી આપણા સર્વે ભાઇઓ જાણકાર બને અને એક બીજાના મતભેદને ભૂલી જઇ જ્ઞાતિનું સર્વ સાધારણ હીત લક્ષમાં લઇને આપણી જ્ઞાતિની-આપણા જ્ઞાતિભાઇઓની ઉન્નતિ થાય એવાં પગલાંઓ લેવા માટે તેઓ પ્રવૃત્ત થાય. 'પ્રકાશ' માં અહિંની જ્ઞાતિની ચર્ચા કાં નથી આવતી એમ કહેનારો વર્ગ ઘણે ભાગે યુવાનોનોજ અમોને જણાયો છે. યુવાનોનો આ

વર્ગ જ્ઞાતિ ઉન્નતિનો આ પ્રશ્ન જો હાથ પર લેશે તો તેમાં અમારી બનતી સહાય. અમો જરૂર આપીશું. બાકી જ મોડું થાય તે પહેલાં યુવાનો આપણી જ્ઞાતિની ઉન્નતિનો પ્રશ્ન ધ્યાનમાં લેશે ખરા?

## જુનું અને નવું માનસ

અમારા ઘણાં વર્ષના અનુભવથી અમો અનુભવી શક્યા છીએ કે આપણી જ્ઞાતિમાં સર્વ સ્થળે જુનું રૂઢિવાદી માનસ હજી પણ પોતાનું સ્થાન જમાવી બેઠું છે. જમાનો જ્યારે પુર વેગે આગળ ને આગળ દોડ્યો જાય છે ત્યારે આ રૂઢિવાદી માનસને જુનું તે જ સોનું દેખાય છે. ભલે પછી તે કથીર હોય. યુવાનોનું નવું માનસ આ બધું સમજે છે છતાં આ જુનાં માનસને સમજાવી તેમાં પરિવર્તન લાવવાની એમાં હિંમત નથી. એથીજ તો રૂઢિવાદ આ નવયુગના જમાનામાં પણ પોતાનું સ્થાન ટકાવી રહેલ જણાય છે. વિશ્વની સર્વે વસ્તુ પરિવર્તનશીલ છે તો જુનું ક્યાં સુધી ટકી રહેશે એ સવાલ છે. તો રૂઢિવાદીઓ આ જમાનાને ઓળખી પોતાનું માનસ ફેરવે અને નવાને સ્થાન આપે. નવા જુનાના આ અખંડ દ્વંદ્વમાં યુવાનો પોતાનું સ્થાન ક્યાં છે એ બરાબર સમજી લ્યે અને તે મેળવવા પ્રયત્ન કરે. અસ્તુ.

આખું જગતજ જ્યાં ચઢતી-પડતીના રંગોથી રંગાએલું રહે છે તો પછી "પ્રકાશ" તેથી અલગું કેમજ રહી શકે? છેવટે એટલું તો ખાસ લક્ષમાં રાખશો કે જ્યાં સુધી "પ્રકાશ" ને માટે જ્ઞાતિના કોઈ એકાદ બંધુના પણ હૃદયમાં સ્થાન હશે ત્યાં સુધી તેનો પ્રકાશ ઓલવાશેજ નહિં. "પ્રકાશ" અમર છે. 'પ્રકાશ' અમર રહો! સુજ્ઞેષુ કિં બહુના? અસ્તુ.

મુંબઈ: તા. ૧૫ મી ડીસેમ્બર, સને ૧૯૩૮

લી. સેવકો,
'પ્રકાશ' ના કાર્યકર્તાઓ.

---

# કાર્ય નિષ્ફળતાનું એક કારણ

આજ અમુક અંતરાય આવ્યો અને મારું નિયત કાર્ય બરાબર કરી ન શક્યો. આ પ્રકારના બહાના શોધનારને એક નહિ પરંતુ અનેક મળી આવે છે. આપણે આપણા વિકાસ ક્રમમાં આને લીધે જ પાછા પડીએ છીએ. કામ ન કરવાના અથવા તેમાં આળસી જવાની આ એક પ્રકારની દુર્બળતા છે તેને જીવનમાંથી લાત મારી દૂર ફગાવી દો. નિશ્ચયપૂર્વક જાણજો કે કર્તવ્યશાળી પુરુષોનો જ વિજય છે.

જેને-કામ કરવું નથી તેને તો મનના બહાના એક નહિ પણ અનેક મળી આવશે. અને આ પ્રકારની જેની વૃત્તિ રહે છે તે હંમેશાં પાછળને પાછળ જ રહે છે.

તમારા જીવનનો કાર્યક્રમ નક્કી કરો. આજે જીવનમાં કંઈ કામ થતું નથી એવી તમે ફરિયાદ કરો છો તે કરવાપણું પછી રહેશે નહિ. કાર્યક્રમ અનુસાર સંપૂર્ણપણે તમારું જીવન વિતાવો અને ઈશ્વરકૃપાથી મહાન પરિવર્તન તમે તમારામાં અનુભવી શકશો.

'પ્રકાશ' આત્માનું સ્વીકૃત છે આત્માના ગુણથી જ તે ઓતપ્રોત છે. અને આજના સુદિનથી તમને દરેક બાબતમાં નિયમીતતા જાળવવા ઉપદેશ આપે છે તેને પાળવા આ ક્ષણથી જ મંડી જાઓ. વર્ષના અવધિએ આપણે જ્યારે ઈશ્વરકૃપાથી મળીશું ત્યારે આ સામાન્ય નિયમના પાલનથી પણ શું ફાયદો ગેરફાયદો થયો તેનો વિચાર કરીશું.

તમારા ઉદયનો દિવસ આજનો છે. તેને નકામા ચિંતનો કે પ્રવૃત્તિમાં વેડફી નાંખશો નહિ. કમ્મર કસી શ્રેયના સાધનો સંપુર્ણ નિયમીત રીતે સાધવા તૈયાર થાઓ.

પ્રિય આત્મન્! કાલની વાટ જોઈ બેસી રહેશો નહિ કેમકે સદાકાળને માટે તે તો કાલની કાલજ રહેશે કાલ આજ કદી થવાની નથી. [ વિશ્વ જ્યોતિને આધારે ]

# ભાવિ પ્રજાનાં ઘડતર........

[માસ્તર 'કમરીન' પોરબંદર]

## [ વિચાર કણિકાઓ ]

બાળ-લગ્ન, વૃધ્ધ-લગ્ન, કજોડાં-લગ્ન, 'કન્યા વિક્રય' તદુપરાંત એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવી. આવાં જડઘાલી બેઠેલાં યુગ જુનાં ક્રુર કુરિવાજોનો સદંતર ઉચ્છેદ કરવા નવયુવાનો જાગ્રત ક્યારે થશે?

* * *

અમુક પરગણામાં અમુક માણસ, નાની વયની પોતાની બાલિકાના લગ્ન એક વૃદ્ધ પુરૂષ સાથે કરે. ( પછી ભલે તે શ્રીમંત હો યા તો ગરિબ ) બિચારી ભોળી બાલિકા, સંસાર સુખ એ શું છે એથી અજ્ઞાત હોય. દૈવયોગે સમજણી થતાં, ઉમર લાયક થતાં વૈધવ્યની વેદી પર હોમવાની અણીપર આવે અને આખરે આમ સમાજ ઉપવનનું એક અણખીલ્યું કુસુમ અકાળે કરમાતું-દલિત થતું અસુર પક્ષના ભિષણ ચક્રાવામાં પીસાય.

* * *

કોઇ મનુષ્ય પોતાના નાના બાળકના લગ્ન એક પ્રૌઢ વર્ષની યુવાવસ્થાને આંગણે પ્રવેશ કરી ચૂકેલી નવ યૌવના યુવતિ જોડે કરે ( પછી ભલે તેણી ભણેલી હોવા અભણ હો. ) આ પ્રથા ભવિષ્યની પ્રજાને તેમજ સમાજને અંધકારની અંધારતમ સમગાની ખાઇમાં ધકેલવા પૂરતી બસ છે. સંક્ષિપ્તમાં આવાં લગ્નોનું પરિણામ પરણેલાં યુગલોને ભોગવવું કે ભોગવવું પડે છે. તેનો વિચાર 'સોદીનો' ( લક્ષ્મી-પૂર્વક ) તેમજ લગ્ન કરાવી લ્હાવો લેનારાં માત-પિતાઓ કરતાં નથી.

* * *

આમ લાકડે માંકડું વળગાડી સામાજીક યોજનાને અંગે દમ્પતિઓની શારીરિક, માનસિક તેમજ રહેલી શક્તિઓને ક્ષીણ કરે છે. તેઓ પોતીકા માંયકાંગલી પ્રજા ઉત્પન્ન કરે છે તો પછી આવાં ચેષ્ટા લગ્નોથી-ન દમ્પતિયોગે લગ્નોથી ઉત્પન્ન થનાર ભવિષ્યની પ્રજાની કેવી આશા રાખી શકાય ?

* * *

જો આ પ્રથાને નાબુદ કરવા દરેક શહેર કે જીલ્લામાં 'યુવક મંડળ' સ્થાપી, તેના કાર્યકર્તા કેળવણી પામેલા યુવક જ બને; તોજ રાષ્ટ્ર કીવા સમાજ ઉન્નતિના આછાં પણ સોનેરી કીરણોનો આભાસ થાય અને ભવિષ્યની પ્રજાની 'જીવન ઇમારત' ને અનેક રંગોથી સાંગોપાંગ રંગાય.

* * *

આ માટે સંપૂર્ણ વિચાર કરવાનું આજના યુવકોને સોંપીએ છીએ.

[અસ્તુ]

# હિન્દુ સ્ત્રીના મીલ્કતી હક્કમાં થએલો ફેરફાર

[ લેખક : શ્રી. વકીલ શંકરલાલ ત્રિવેદી ]

૧. ૧૯૩૭ ની ૧૪ મી એપ્રિલ પહેલાં હિંદુ વિધવાને તેનો ધણી પોતાની કમાણીની લાખો રૂપીઆની મિલ્કત મૂકી ગુજરી ગયો હોય અને તેને છોકરાઓ હોય તો તેના છોકરાઓ જો તેના પોતાના હોય તો ઠીક પણ શોક્યના છોકરા હોય તો તેની દશામાં તે ફક્ત પોતાના ભરણપોષણનીજ હકદાર હતી.

૨. જો તે હિંદુ વિધવાને એકત્ર કુટુંબમાં તેનો ધણી તેના ભાઇઓ અગર બાપ સાથે રહેતો હોય અને ગુજરી ગયો હોય અને તેની એકત્ર કુટુંબની મિલ્કત લાખો રૂપીઆની હોય તો અને જો તેને છોકરાઓ ન હોય તો તેની દશા ઘણી જ બૂરી થતી. કેમકે તેમાં તે તેના ફક્ત ભરપોષણની જ હકદાર ગણાતી અને તેના ધણી સાથેના એકત્ર ભાઇઓ અગર બાપ જે તેના ધણીના મૃત્યુ વખતે હયાત હોય તે તમામ મિલ્કતના હકદાર બની બેસતા હતા.

૩. ૧૯૩૭ના કાયદામાં, ૧૯૩૮ના ૧૧ મા Women's right to property Act "હિંદુ સ્ત્રીના મિલ્કતી હકના કાયદા"થી ફેરફાર થયો છે અને તેને આધારે નીચે મુજબનો હક સ્ત્રીને આપવામાં આવ્યો છે. અને તેને ગવર્નર જનરલની સંમતિ ૧૯૩૮ ના એપ્રિલમાં મળી છે.

૪. અત્યારે હિંદુઓના રીવાજ ગમે તે હોય અગર હિંદુ શાસ્ત્રો જે કહેવાનાં હોય તેમાં ગમે તે લખ્યું હોય અને અત્યાર સુધી હિંદુ સ્ત્રીના હક બાબતના ગમે તે ચૂકાદા થએ ગએલા હોય તે આ કાયદાથી ઉલટા હોય તો તે આધારરૂપ ગણાશે નહિ, પરંતુ તા. ૧૪-૪-૩૮ પછી (મુંબઇ ઇલાકાને લગતા કાયદા વિશેજ અહીં ઉલ્લેખ છે) જે કોઇ હિંદુ પોતાની સ્વતંત્ર મિલ્કત મૂકીને વીલ કર્યા વગર ગુજરી જાય તેની વિધવા અગર તેને એકથી વધારે વિધવા હોય તો તે તમામ મળીને એકીસાથે કુલ્લે તે મરનારના દરેક છોકરાના ભાગ જેટલા ભાગની મરનારની મિલ્કતમાં ભાગીદાર ગણાશે. અને તેને તે મિલ્કતની વ્હેંચણી કરવાનો હક તે મિલ્કતના દરેક પુરૂષ ભાગીદાર જેટલોજ હશે.

૫. મરનારે વીલ કર્યું હોય પણ જો કોઇ પણ કારણસર તે ગેરકાયદેસર ઠરે તો પણ તે સંજોગોમાં ઉપર મુજબનો મરનારની વિધવાને હક છે. એટલું જ નહિ પણ મરનારનો છોકરો જે તેના પહેલાં ગુજરી ગયો હોય તેની વિધવાને પણ મૂળ માલિક મરનારની વિધવાની માફક તેના મરનાર ધણીને જેટલો હક પ્રાપ્ત થાય તેટલો હક તેને પણ પ્રાપ્ત થાય છે અને તે પણ દરેક પુરૂષ ભાગીદારના હક મુજબ તે મિલ્કતની વ્હેંચણી કરાવવા હકદાર છે. જો તેને પોતાનો છોકરો ન હોય તો પણ તેના છોકરાનો છોકરો હૈયાત

હોય તો તે સંજોગોમાં મરનારના છોકરાનો છોકરો હોય તો તેવા દરેક છોકરાના હક જેટલો હક તે મિલ્કતમાં તેને મળે છે અને તે પણ દરેક પુરૂષ ભાગીદારના હક મુજબ તે મિલ્કતની વ્હેંચણી કરાવવા હકદાર છે.

૬ ઉપર જે હક મુળ મરનાર માલિકના છોકરાની વિધવાને આપ્યો છે તેવો હક લંબાવી મરનારના છોકરાના છોકરાની વિધવાને પણ આપેલો છે, એટલે કે અ નામનો હિંદુ પોતાની સ્વતંત્ર કમાણીની મિલ્કત વીલ કર્યા વગરની મૂકીને મરી જાય તો તેનો બ નામનો છોકરો જે તેના પહેલાં ગુજરી ગયો હોય તેનો ક નામનો છોકરો પણ જે અ ના મરણ અગાઉ ગયો હોય અને ડ નામે વિધવા મૂકી ગયો હોય તો તે ડ નામની વિધવાને પણ ઉપરના જે સંજોગોમાં જે જે હક વિધવાને આપવામાં આવ્યા છે તે મુજબના તમામ હક તેને પણ પ્રાપ્ત થાય છે અને તે પણ ઉપર મુજબ મિલ્કતની પોતાની ભાગની વ્હેંચણી કરાવી છુટી છુટી ઉપર મુજબના પોતાના હકની મિલ્કત ભોગવવાને એ હકદાર ભાગીદાર ગણાય છે.

૭ ઉપરના ફકરામાં તો મરનાર જ્યારે પોતાની સ્વતંત્ર જુદી મિલ્કત મૂકી ગયો હોય તેવા સંજોગોમાં શા હક છે તે જણાવ્યા છે પણ હવે એકત્ર કુટુંબમાં પોતાના ભાઇઓ તથા બાપ સાથે ભીડી સારી મિલ્કત મૂકી ધણી મરી ગયો હોય તો તેવા સંજોગોમાં પણ જે મિલ્કતના માલિક ધણી સાથેના એકત્ર ભાઇઓ અગર બાપ તેના ધણીના મૃત્યુ વખતે હૈયાત હોય તે તેમાના મિલ્કતના હકદાર બની બેસતા હતા તેને બદલે હવે તે વિધવા પણ તે તમામ મિલ્કતમાં તેના મરનાર ધણીનો જેટલો હક હતો તેટલા હકની ભાગીદાર થાય છે અને તે તમામ મિલ્કતની વ્હેંચણી કરાવી છુટી છુટી ઉપર મુજબના હકની મિલ્કત ભોગવવા હકદાર અને ભાગીદાર થાય છે અને એકત્ર કુટુંબમાંથી છુટી પડી શકે છે એટલે કે જે પહેલાં બીજાના આશ્રયે ભરણપોષણ જ મેળવવા હકદાર રહેતી તે પોતાના હકપૂર્વક મરનાર ધણીના ભાગ જેટલી ભાગીદાર બને છે.'

૮ આ રીતે હક પ્રાપ્ત થાય છે તે તા. ૧૪-૪-૩૭ પહેલાં જે હિંદુના મરણ થઇ ગયાં છે તેવાની મિલ્કતને લાગુ પડતા નથી પણ આ હક તા. ૧૪ ૪ ૩૭ પછી જે ઉપર મુજબની મિલ્કત મુકીને ગુજરી ગયા હોય અને તે વખતે વિધવા હોય તે દરેકને ઉપર જણાવ્યા તેવા હક પ્રાપ્ત થાય છે.

૯ પણ એક મર્યાદા છે ને તો હજૂ પણ કાયમ છે જ, કે ઉપર જણાવ્યા મુજબનો જે હક મિલ્કતમાં વિધવાને મળે છે, તે ફક્ત વિધવા તરીકેનો જે હક છે એટલે કે તે તે મિલ્કતની સ્વતંત્ર અને સંપૂર્ણ માલિક બની નથી પણ વિધવાના હકની મર્યાદા અને બંધન કાયદાથી હાલ નક્કી કરેલાં છે તેવોજ મર્યાદિત હક તે મિલ્કત ઉપર રહે છે. જેમકે તેની સ્થાવર મિલ્કતને વેચાણ, ગીરો કે બક્ષિસ આપી દેવાનો તે વિધવાને હક નથી. ફક્ત જો તેના ભરણપોષણ માટે અત્યંત

જરૂરી થઇ પડે કે તેમ કર્યા સિવાય તેનું ભરણપોષણ કરવાને તે અશક્ત હોય તો તેવા સંજોગોમાં જ તે ગીરો કે વેચાણ કરી શકે છે. આ બાબતમાં હાલ જે કાયદો છે તે મુજબ જ છે અને તેમાં કંઇ સુધારો નથી.

૧૦ મુંબઇ ઇલાકામાં ખાસ કરીને ગુજરાતીઓ માટે જેમાં મયુખ પધ્ધતિએ આપણી મિલ્કતના હક્કો નિર્ણય થાય છે તેવાઓને માટે એક વાત ઘણી અગત્યની એ છે કે હાલ પણ વિધવાને મળેલી જંગમ મિલ્કત (તમામ રોકડ રૂપીઆ સુધ્ધાંત) ઉપર વિધવાને જીવતાં સ્વતંત્ર રીતે તેનો ઉપયોગ કરી નાખવાની સંપૂર્ણ માલિકી છે.

૧૧ એટલે કે હાલ મર્યાદાઓ છે તે કાયમ છે તેમાં પણ જંગમ મિલ્કત ઉપર વિધવાને પોતાની હયાતિમાં તે તમામનો ઉપભોગ પોતાની મરજીમાં આવે તેમ કરી નાખવાનો હક છે. પણ ફક્ત વીલ કરીને તેના મરણ બાદ તેમાં તે કોઇનો હક ઉભો કરી શકતી નથી. પોતાની હયાતિમાં ગમે તેને આપી દે કે બક્ષિસ કરી દે તે બીજાને નામે ચઢાવી દે અને કબજો સોંપી દે તો તેમ કરવાનો તેને સંપુર્ણ અખત્યાર છે. એટલે જ્યાં રોકડ મિલ્કતનો ભાગ વધારે તેમાં તેને સંપુર્ણ માલિકી છે—ઉપર મુજબ પોતે પોતાની હયતિમાં કરી દે તો. પરંતુ સ્થાવર મિલ્કત ઉપરનાં હકમાં જણાવ્યા મુજબનાં બંધન અને મર્યાદાઓ રહે છે.

૧૨ આ કાયદાનો અમલ થતાં તે મુજબ સ્ત્રીને મળેલી મિલ્કતની વારસાઇ બાબત અટપટી ગૂંચો અને કાયદા ઉભા થશે તો ખરા જ. હાલ જે સુધારો થયો છે તેનો સંપૂર્ણ લાભ હિંદુ વિધવાઓ લેશે એમાં તો શક નથી જ. અને તેટલા પ્રમાણમાં જે વિધવાને મિલ્કતના હક્કદાર હોવા છતાં ભરણપોષણ માટે બીજાની રહેમ ઉપર આશ્રય શોધવો પડતો હતો, તેને હવે સ્વહક્કથી ભાગ માગવાનો અધિકાર મળ્યો છે. એક બાબત તો છે જ કે તે પુનર્લગ્ન કરે તો તેના મરનાર ધણીની મિલ્કતમાંથી આ તમામ હક તે ગુમાવે છે. તે બાબત સ્ત્રીઓ કંઇ વ્યાજબી વાંધો ઉઠાવી શકે એમ નથી જ.

('સ્ત્રીશક્તિ'માંથી)

---

## વીધીની વીચીત્રતા

[ ગઝલ–ભૈરવી ]

કુદરત રૂઠે છે જ્યારે,  
અવળું બધું સુઝે છે;  
વિધિ હસે છે જ્યારે,  
માનવ મદે ચડે છે.

નયનો રડે છે જ્યારે,  
ઉમેર હસીને થોડું;  
ચડતી થનાર જ્યારે,  
માનવ સુસંપ સાધે;

પોરબંદર:] જીવરાજ રણમલ કોરીયા

# સામાજીક સુધારાને લગતા અગત્યના ખરડાઓ

મુંબઇ ધારાસભાની આગામી બેઠકમાં બે અતી મહત્વના સામાજીક સુધારાને લગતા બીલો રજુ થવાના છે.

ખેડા જીલ્લામાંથી ચુંટાયેલા શ્રી. ડાભીએ આ બીલો રજુ કરવાની નોટીસ પણ આપી દીધી છે.

એ બે બીલો પહેલીનું પહેલું બીલ પ્રેતભોજન નીષેધને લગતું છે. આ બીલનો હેતુ કોઇ પણ માણસના મરણ પાછળ તેની નાતના માણસોને, કોઇ પણ જાતનું ભોજન આપવા દેવામાં આવશે નહી

આવી જાતનું પ્રેતભોજન નહી આપવા માટે તેને નાત બહાર મુકી શકશે નહી, અને છતાં પણ જો નાતબહાર મુકવામાં આવે અગર તો હેરાન કરવામાં આવે તો તેને એક મહીના સુધીના આસન કેદની અથવા બે હજાર રૂપીઆ સુધીના દંડની અથવા તો બંને પ્રકારની સજાઓ થશે.

આ બીલમાં પ્રેતભોજન અટકાવવા માટેની નોટીસ બજાવવાનો મેજીસ્ટ્રેટને હક્ક આપવામાં આવ્યો છે. અને એવી નોટીસ બજવ્યા છતાં પણ જો પ્રેતભોજન કરવામાં આવે તો પંદર દીવસની આસન કેદ અથવા હજાર રૂપીઆના દંડની અથવા બન્ને પ્રકારની સજા કરવાની પણ જોગવાઇ રાખવામાં આવી છે.

બીજું બીલ પરણુ નીષેધક છે.

આ બીલનો હેતુ લગ્ન પ્રસંગે પરણુ લેવાનો અને આપવાનો જે રીવાજ છે તેને અટકાવવાનો છે.

આ બીલ મુજબ કોઇ પણ માણસ પ્રકટ રીતે કે ગુપ્ત રીતે પરણુ લેશે તેને ત્રણ માસ સુધીની અથવા તો બે હજાર રૂપીઆના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે.

અને તેનો લાભ લેનાર અથવા ઉત્તેજન આપનારને એક માસ સુધીની આસન કેદની સજા અથવા એક હજારનો દંડ અથવા બન્ને પ્રકારની સજા થશે.

એમ જણાય છે કે મહાસભાવાદી પક્ષની સભામાં આ બીલો પર વીચારણા ચાલ્યા બાદ ધારાસભાની આગામી બેઠકમાં તે રજુ થશે.

[ જન્મભૂમિ તા. ૩-૧૨-૩૮ ]

# સ્ત્રી કેળવણીની ઉપયોગિતા

સ્ત્રી કેળવણી-છોકરીઓને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવી, દુનિઆદારીનાં કાર્ય કરવાને શક્તિમાન, લાયક બનાવવી તેજ સ્ત્રી કેળવણી. સાંસારિક કામો યોગ્ય રીતે બજાવી પોતાનાં જીવન સુખી તથા ફળીભુત કરવા માટે સ્ત્રી તથા પુરૂષ બંનેને કેળવણીની પુરતી જરૂર છે. માનવ-

જગતમાં સ્ત્રી તથા પુરૂષ બંને છે, પુરૂષને જેટલા હક્ક છે તેટલાજ સ્ત્રીને પણ; તેમજ પુરૂષની માફક સ્ત્રી પણ કેળવણી તેમજ સ્વતંત્રતા લઇ શકે છે.

આપણી જ્ઞાતિમાં સ્ત્રી કેળવણીને જો કહીએ તો જરાપણ સ્થાન નથી. અફસોસની વાત એ છે કે જ્યાં આપણા પુરૂષ વર્ગમાં પુરતી કેળવણીનો અભાવ છે, તો પછી સ્ત્રી વર્ગમાં કેળવણી ક્યાંથી હોઇ શકે ?

આપણે જોઇ શકીએ છીએ કે જેમ દુન્યવી કાર્યમાં આપણને સ્ત્રીના સહકારની જરૂર છે તેવીજ રીતે આપણી જ્ઞાતિના ઉન્નતિ હિતકારી કાર્ય કરવામાં પણ સ્ત્રીના પૂર્ણ સહકારની જરૂરજ છે. પણ તેઓ ક્યારે સહકાર સાધી શકે ? જ્યારે તેમને યોગ્ય રીતે કેળવણી આપવામાં આવે ત્યારેજ તેઓ સાચો સહકાર, સલાહ તથા પ્રોત્સાહન આપી શકે અને એ અમૂલ્ય મદદથી ધારેલું કાર્ય પાર પાડી શકીએ.

વળી પુરૂષ તથા સ્ત્રી સમાજની બે આંખો છે અને જેમ બંને આંખોમાં પુરતી રોશની કરવાની જરૂર છે, તેવીજ બાબત સ્ત્રી તથા પુરૂષમાં છે અને એ મુજબ પુરૂષની માફક સ્ત્રીને કેળવણી લેવાની આવશ્યકતા છે.

ઘરસંસારરૂપી રાજ્ય ચલાવવામાં પુરૂષ રાજા અને સ્ત્રી પ્રધાનપદે છે અને તે પ્રધાનપદાનું જોખમભર્યું કાર્ય બજાવવાને તેમણે યોગ્ય રીતે કેળવાવું જોઇએ. દંપતિ સારી રીતે કેળવાએલાં હોય તોજ તેમનો સંસાર સુખરૂપે ગુજરી, બાળબચ્ચાં વગેરે કેળવણી પામી સુધરી શકે અને જ્યાં કેળવણીથી સરખાપણું શોભતું હોય છે ત્યાંજ સ્ત્રી પુરૂષનાં મન એકબીજા સાથે મળે છે.

આપણા કેટલાક અણુસમજુ ભાઇઓ ધારતા હશે તેમજ કહેશે કે સ્ત્રી જાત પુરૂષ જાતથી ઉતરતે દરજ્જે છે ને તેની દાસી છે, અને તેમનામાં કેળવણી લેવાનું સામર્થ્ય નથી અને જો તેઓ કેળવણી લેવામાં વખત પસાર કરશે તો ઘરનું કામ ક્યારે શીખશે ? ભણીને શું મરદનો ધંધો કરશે ? કેળવણી લીધાથી તેઓ બગડશે, સ્વતંત્રતાનો ભુસ્સો વધવાથી અમર્યાદ થશે—નઠારી ચોપડી વાંચી બગડશે—લખાણની મારફત સહેલથી કુકર્મ કરશે; પણ ભાઇઓ, એ માન્યતા ભુલભરેલી છે, કેળવણી દુર્ગુણ પેદા કરનાર નહિં પણ દુર્ગુણને તલાક દેનારી છે અને જો એમ હોય તો પુરૂષે પણ તે ન લેવી જોઇએ.

હું તો એમ જાણું છું અને કહું છું કે પુરૂષના કરતાં સ્ત્રીનાં મન-મગજ વધારે કોમળ અને ગ્રહણીય છે માટે એના ઉપર ભણતર તેમજ નીતિની છાપ પડેલી હોય તો તે ઘણીજ અસરકારક નીવડે છે અને સ્મૃતિમાંથી તે છાપ કદાપિ ખસતી નથી. જો કેળવણી લીવાથી સ્ત્રીઓ બગડતી હોય તો—ગાર્ગી, જીજાબાઇ, લીલાવતી, સરસ્વતી જેવી પવિત્ર સ્ત્રીઓ, કે જેમણે વિદ્યા સદ્‌ગુણથી ગોરી નામના મેળવી છે, તેમને માટે શું કહેવું ? કેળવણી લીધાથી દુરાચાર

કરશે એ કહેવું નિરર્થક તેમજ આપણા મનની હઠ કાઇ છે.

વારૂં હું પુછું છું કે જે સ્ત્રીઓ ભણેલી નથી. તેઓ શું કુકર્મો નથી કરતી ? કુકર્મો કરવાં એને ભણતર સાથે જરા પણ સંબંધ નથી; પણ નીતિના બોધની ખામી અને નઠારી સંગતિથી કુકર્મો થાય છે એ કહેવું ખરૂં છે. જે સ્ત્રી નીતિની કેળવણી પામી હશે તે કદાપિ કુમાર્ગે જશેજ નહિ અને લખવા વાંચવાથી કાળાં કૃત્ય કરનારી સ્ત્રી કંઇ કેળવણી પામેલી કહેવાશેજ નહિ.

સ્ત્રીને કેળવણી આપવાનું મુખ્ય તાત્પર્ય એજ નીકળે છે કે તે સુજ્ઞાન મેળવે, પોતાનો સ્ત્રી જાતિનો ધર્મ સમજે, ઘર રૂડી રીતે ચલાવે, છોકરાંઓને કેળવણી આપે. કેળવાયેલી સ્ત્રી પરમ મિત્રરૂપે સુખ-દુઃખની વાતો કરવાની લહેજત વધારે છે; પોતાના પિયુની લાડકી પ્યારી, પ્રિયારૂપે રસભર્યું સુખ આપે છે, સલાહમાં વજીર અને કામ કરવા વખતે ચાકર થઇ રહે છે. સુખમાં ગમ્મત, દુઃખમાં દિલાસો આપનાર, પુરૂષના ઉષ્ણ ગુસ્સાને નરમ પાડનાર, અને દુખિયારા પતિનાં આંસુ લુછનાર તેની પોતાની વ્હાલી ભણેલી સ્ત્રી જેવું કોણ હોય ? એક કેળવાયેલો યુવક, જેને એક અભણ યુવતી સાથે સંસાર સબંધથી જોડવામાં આવેલ છે, તે સંસાર સાગરમાં ઝંપલાવતાં પહેલાં તેની સ્ત્રી પાસેથી શું સારી આશા રાખી શકે ? જે સ્ત્રી સુખ તથા દુઃખ શું છે તે જાણતી નથી તથા દુનિયાની બહારનો અનુભવ મેળવી શકી નથી, તે તેના પ્રિયતમને શું ઉપયોગી નીવડે ? એ તો આપ સર્વ સમજી શકો છો.

આપણામાં ઘણા કહે છે કે "ભાઇ, ઘર તો બૈરાંનુંજ". કહેવું છે. માટે જેમ સ્ત્રી વિના સંસાર સુનો છે, તેમજ કેળવણી રહિત સ્ત્રીથી સંસાર હિંસક રાનીઓનું ભયંકર રાન છે અને ભણેલી સ્ત્રીથી સંસાર દીવ્યરૂપ લતાકુંજ છે.

યુરોપ વિજેતા સમ્રાટ નેપોલિયન કહે છે કે—,

કહે નેપોલિયન દેશને; કરવા આબાદાન;
સરસ રીત તો એજ કે, દો માતાને જ્ઞાનઃ

અને એ મુજબ જે સ્ત્રી કેળવણીના સંસ્કાર પામી હશે, તેનાં સંતાનો તે ઉત્તમ સંસ્કારનાં અમીથી સીંચાશે અને તેગનાં જીવતર સાફલ્ય તથા યથાર્થ બનાવશેજ. વળી કેળવાયેલ સ્ત્રી પોતાનો નવરાશનો વખત, અભણ સ્ત્રીની માફક કુથલીમાં નહિ ગાળતાં, શીવણ તથા ભરત કામ કરવામાં, સારાં પુસ્તકો વાંચી જ્ઞાન વધારવામાં, રાચરચીલું સંભાળવામાં કે પોતાની સહિયરો સાથે નીતિવર્ધક વાતો કરવામાં કે પોતાનાં સંતાનોમાં ઉત્તમ સંસ્કારનું સીંચન કરવામાં મુખ્યત્વે ગાળે છે.

બિરાદરો, આટલું તો ખાસ ધ્યાનમાં રાખજો કે "આદર્શ માતા, આદર્શ પત્નિ, આદર્શ ભગિની, અને આદર્શ બાળા" સિવાય આપણો ઉધ્ધાર થવો અસંભવિત છે. અને જ્યારે તેગને યોગ્ય કેળવણી આપવામાં આવશેજ ત્યારે તેઓ આદર્શશીલ બનશે. ઉપરની સર્વ માહિતીથી આપણે સ્ત્રી કેળવણીની

વિશિષ્ટતા જોઇ શકયા છીએ; પણ આપણી જ્ઞાતિમાં તે પ્રવૃતિ પ્રચાર કરે અને મહત્વ દાખવે એજ ઇચ્છવા જોગ છે.

આપણા કેટલાક ભાઇઓ સ્ત્રીઓ તરફ ઉમદા વર્તન ન રાખતાં ઉલટું તેને ગુલામડી ગણવામાં તથા મારપછાડ કરવામાં મોટાઇ માની ક્ષુદ્ર વર્તન રાખે છે એ નિંદાપાત્ર છે.

છેવટમાં આપણો સ્ત્રી વર્ગ દયામણી તેમજ દાસીપણાની હલકી સ્થિતિમાંથી નીકળી, ધર્મ-શાસ્ત્ર તથા ડોશીશાસ્ત્રની કેટલીક શિક્ષાથી જે દુઃખદાયી ઝાંઝરિયાં પહેર્યાં છે તે તોડી નાખતી થાય, પોતાની બુદ્ધિ ખેડવાના અને નીતિ સમજવાના ઉદ્યમમાં રહી તેમાં વધારો કર્યા કરતી થાય, પોતાના સ્ત્રી જાતિના હકક સુખ અર્થે વિચાર કરતી થાય, પોતાનાં સંતાનો મોટાં મોટાં કાર્ય કરે, યશ મેળવે અને સુખ ભોગવે તેને સારૂં તેમને કેળવણી આપતી થાય અને પશ્ચિમના દેશોની સ્ત્રીઓની પંક્તિમાં પોતાનું સ્થાન મેળવવા સદ્‌ભાગી બને એજ અંતિમ આશા.

પોરબંદર: [હાલ આફ્રિકા] } રામજી એમ. કુટાણીયાં [વિદ્યાર્થી]

## ગોરા ભકતનું ચરિત્ર

પૂર્વે આપણી પ્રજાપતિ કોમમાં પણ મહાન સંતો થઇ ગયા છે અને આજે જગતના બીજા ભકતો સાથે તેમની પણ સરખામણી થાય છે. અને શ્રી પરમકૃપાળુ પરમાત્માના અનન્ય ભકત થઇ ભકિત કરી હતી. તેમાંના પૂજ્ય શ્રી ગોરાભકત વિષે થોડુંક ચરિત્ર નીચે મુજબ વર્ણવું છું.

શ્રી જ્ઞાનેશ્વર કાલીન સંતોમાં બધાથી મોટા ગોરા હતા. તેનો જન્મ તેરઢોકી સ્થાનમાં સં. ૧૩૨૪ માં થયો હતો. ગામના બધા લોકો લગભગ તેને કાકા કહેતા હતા. તેઓશ્રી મોટા વિરકત, દ્રઢ નિશ્ચયી, જ્ઞાની અને પરમ શ્રધ્ધાળુ ભકત હતા. ભગવાન ભકિતમાં તેમની તલ્લીનતા એવી હતી કે એક વખત માટી ખુંદતાં ખુંદતાં તેમના એકના એક નાના છોકરાને પણ માટીમાં પગવડે ખુંદી નાખ્યો તેનું પણ તેને પણ ભાન રહ્યું નહોતું એવી એમની ચિતવૃત્તિ પરમાત્મા પરાયણ હતી. આ વાત માનવાજોગ છે. નરસીંહ મહેતા પણ જ્યારે પ્રભુનાં દર્શન કરવા વૈકુંઠમાં ગયા હતા, ત્યારે ત્યાં રાસ થયો હતો તે વખતે નરસીંહ મહેતાને હાથમાં દિવો ઝાલવાં કહ્યું અને રાસ શરૂ થયો. રાસમાં સહુ એકાગ્ર થઇ રહ્યા હતા. કોઇને શરીરનું પણ ભાન રહ્યું નહોતું તેમજ નરસીંહ મહેતાનો પણ હાથ સળગવા લાગ્યો. ભગવાને તુરતજ રાસ બંધ કરાવ્યો અને ભકતની આવી એકાગ્રચીત સ્થિતિ જોઇ તેમને વરદાન માગવાં કહ્યું હતું તેમજ આપણા ગોરા ભકતનું પણ થયું હતું તેમની સ્ત્રી સંતીએ આવીને પુછ્યું કે છોકરો

ર્યાં છે તો છોકરો મળ્યો નહિ. છેવટે માટી-માંથી છોકરો મરેલો હાથ લાગ્યો. તેને માટે સંતિએ બહુ ઠપકો આપતાં ક્રોધે ભરાઇ અને હવે મને કોઇ દિવસ અંગસ્પર્શ કરશો નહિ એવું બોલાઇ જવાયું અને તે ગોરા ભકતે સ્વીકાર્યું.

આવા અયોગ્ય કાર્યથી સંતીને એક દિવસ પોતાની ભુલ સમજાણી અને પોતાના પતિનો વંશ રાખવા તેણે તેની નાની બેન રામી જોડે પોતાના પતિનું લગ્ન કરાવ્યું. લગ્ન થયા પછી તેના સાસરીએ ગોરા ભકતને કહ્યું કે જેવી રીતે મારી દિકરી સંતીને રાખો છો તેમજ રામીને પણ રાખશો.

તેના સાસરાના આવા શબ્દોથી તેણે નવ વિવાહિત રામીને પણ સ્પર્શ ન કરવા નિશ્ચય કરી લીધો! બસ થયું! ભાવી પ્રબળ! એમ વિચાર કરી દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

એક વખત તેની આ બંને સ્ત્રીઓએ મળી સ્પર્શ માટે ગોરા ભકતના હાથ ઝાલ્યા. જેથી ગોરા ભકતે પોતાના બંને હાથને કાપી નાખ્યા. હવે આજીવિકા સંબંધી તેમને બહુ ચીન્તા થવા માંડી. હાથ વગર કમાઇ ખાવા સંબંધી મુંઝવણ ઉભી થઇ. પરંતુ પ્રભુ પરમ કૃપાળુ ભકતના દુઃખ દૂર કરવા સમર્થ છે. તેમણે ગીતાજીમાં ૯ મા અધ્યાયના ૨૨ મા શ્લોકમાં કહ્યું છે કે પોતાના ભકતનું યોગ અને ક્ષેમ પોતેજ વહન કરે છે. તે મુજબ પ્રભુ પોતે લક્ષ્મીજી સહિત એક પ્રજાપતિ બની ગોરા ભકતને ઘેર કામ કરવા આવ્યા અને એક વરસ રહી ગોરા ભકતનો વ્યવહાર સારી રીતે ચાલે તેટલુ દ્રવ્ય ભેગું કરી આપ્યું. પ્રભુ પોતે મારે ત્યાંજ કામ કરે છે એવું તેની એકાગ્ર વૃતિ (સમાધી) માં જણાતાં પોતે પ્રભુની બહુ બહુ પ્રાર્થના કરી, અને તેમની અનેક પ્રકારે સ્તુતી કરી, તથા પ્રભુએ પણ તેમને કૃતાર્થ કર્યા, અને પોતાનો અનન્ય ભકત બનાવ્યો.

એક વખત શ્રીજ્ઞાનેશ્વર નામદેવ આદિ સંતો કાશીની યાત્રા કરીને ફરતા ફરતા ગોરા ભકતને ઘેર આવ્યા. ત્યાં તેના ઘરમાં એક થાપી પડેલી હતી તેને જોઇ સંતોમાંથી મુકતાબાઇની નજર તે થાપી ઉપર પડતાં, શ્રી ગોરા ભકતને પૂછ્યું કે આ શું છે. ગોરા ભકતે કહ્યું કે આ થાપી છે અને તે વડે કરીને માટીના ઘડાની પરિક્ષા થાય છે એટલે ટીપાઇ છે અને બરોબર ઘડો પાકો છે કે કાચો તેની ખાત્રી થાય છે.

એટલે મુકતાબાઇએ કહ્યું કે અમો મનુષ્ય પણ ઘડા જેવાં હોવાથી તેની કાચા પાકાની પરિક્ષા આ થાપી વડે થાય કે કેમ? ગોરાભકતે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે થાય! એમ કહી થાપી ઉપાડી દરેક આવેલ સંતના માથા ઉપર લગાડવા માંડી. સૌ આ કૌતુક જોવા લાગ્યા. પણ નામદેવ આથી રોષે ભરાણાં અને પોતાનું અપમાન સમજી ક્રોધે ભરાયા, પરંતુ તુરતજ ગોરા ભકતે કહ્યું કે આ ઘડો હજુ કાચો છે. અને કહેવા લાગ્યા કે તમો ભગવાનના ભકત છો પણ હજુ તમારો અહંભાવ નાશ નથી પામ્યો ત્યાંસુધી કાચા જણાવ છો. માટે તમો શ્રી સદ્‌ગુરુના શરણમાં જાઓ.

શ્રી નામદેવ આથી પંઢરપુર ગયા અને ત્યાં શ્રી વિઠ્ઠલ ભગવાન પાસે હાથ જોડી પૂછવા લાગ્યા કે ગોરા ભક્તે મને આમ કાચો શામાટે કહ્યો ? ત્યારે શ્રી વિઠ્ઠલ ભગવાને કહ્યું કે હું સદાં તમારી પાસે રહું છું, પણ તમોએ મનુષ્ય દેહ ધારી ગુરૂનું શરણ ગ્રહણ કરી તેમની પૂજ્ય ભાવથી સેવા કરી તેમનાં ચરણમાં અહંભાવને મુકી મુક્ત થયા નથી માટે ગુરૂનું શરણ ગ્રહણ કરો ( કેમકે મનુષ્ય ગમે તેટલું જ્ઞાન મેળવે પણ જ્યાંસુધી તેમને તે મેળવેલાં જ્ઞાનનો પુરેપુરો મહિમા ગુરુ વિના સમજાય નહિ ત્યાંસુધી તે મેળવેલું જ્ઞાન લાભકારી નીવડે નહિ તેમ ) તમો મોટા સંત છો પણ ગુરુ દ્વારા જ્ઞાન મેળવી અહંકારને તજશો એટલે તમો તદન પાકા ( એક નિષ્ઠ ) ભક્ત થશો.

ઉપર પ્રમાણે શ્રી વિઠ્ઠલ ભગવાનની આજ્ઞા પ્રમાણે વિસોબાને ગુરુ માન્યા અને તેમની પાસેથી ગુરુ દિક્ષા મેળવી તેમની સેવા કરી પરમ પદ સંપાદન કર્યું.

આપણા ગોરા ભક્તનું ચરિત્ર વાંચતાં ખરેખર આપણને આપણા મન ઉપર સારા સંસ્કાર પાડે છે. આપણા પૂર્વજ જ્યારે ભક્ત થઇ ગયા છે ત્યારે આપણે તેના બાળકો (વંશજો) અધમ સ્થિતિમાં સબડયા કરીએ છીએ તો સારા વિચાર, ઉચ્ચ શ્રેણી, પ્રભુ પ્રત્યે પ્રેમભક્તિ, શ્રધ્ધા અને સત્યતાનું પાલન કરવાથી જરૂર આપણી ઉન્નતિ થશે. ઇતિ શિવમ !

જુનાગઢ:] જ્ઞાતિ સેવાભિલાષિ બંધુ

## સુધારો કોને કહેવો

ભાઇઓ સુધારો તો કોને પસંદ ન હોય ? સો કોઇને સુધારો જોઇએ છીએ. તેમાં વળી આપણે તો સુધારામાં પછાત રહેલ જ્ઞાતિને તો ખાસ સુધારાની જરૂર છે.

પણ તે સુધારાનો નમુનો લાવવો ક્યાંથી ! હું તો ઘણા વખત થયા સુધારાના નમુનાની શોધમાં હતો. અને તેની ખાસ તપાસની આખરે મને થોડા દાખલા મળ્યા છે તે હું આપ જ્ઞાતિબંધુઓ સમક્ષ રજુ કરું છું.

કોઇ એક જ્ઞાતિજને પાંચ પચીસ વરસ પરદેશ વેઠી પૈસા કમાઇ થોડાક સુધારાની સાથે સ્વદેશ પોતાના ગામમાં પાછા આવી કોઇ એક સારૂં (મેડી) મકાન બનાવ્યું. હવે બીજાઓના સાદાં ઘર જોઇ તેને તીરસ્કારે છે કે સાં– કેવાં ગંદાં છે. દેશી ઘર છાણું માટીની ગાર કરવી પડે. સાવ અક્કલ વગરનાં છે તો કોઇ પેહેરવાશમાં ફેરફાર કરીને આવે છે તે પણ ગામના જ્ઞાતિજનો તથા કુટુંબીજનોને તીરસ્કારે છે કે સાં– કોઇ આતી પહેરવાશ છે–ભરવાડ જેવો રબારી જેવો તદન સા– અક્કલ વગરનાં જંગલી છે. પણ તેજ ભાઇ સુધર્યા પહેલાં તો તેજ ગામમાં તેજ કુટુંબમાં અને તેજ રીતભાતમાં હતો એ ભુલી જાય છે. કોઇ માણસ પોતાને સુધરેલ સમજે છે

તો બીજાને સુધારવા પ્રયત્ન કરતો નથી. કોઇ ભણે છે તો બીજાને ભણાવવાનો પ્રયાસ કરતો નથી. પોતે પોતાનાં મનથી સુધરેલ સમજી બીજાઓને વખોડે છે.

કોઇએ પરદેશ વેઠી પૈસા કમાઇ કાંઇક પણ સુધારો કર્યો તે ઇચ્છાજોગ છે. કોઇએ મકાનમાં તો કોઇએ પહેરવેશમાં; પણ તે બધું થયું ક્યાંથી તે કાંઇ સમજાય. ! કાં તો તે માણસ ભણેલો હોવો જોઇએ અથવા કારીગર અથવા બુદ્ધીવાળો હોવો જોઇએ કે કમાઇ સારી હાલતમાં આવ્યા.પછી કાંઇક સુધારો કર્યો તો ભાઇઓ પ્રથમ તો તેં તપાસવાનું કે સુધારાનો પાયો કયો અથવા પહેલું પગથીયું કયું ? આપણી જ્ઞાતિમાં શું ખામી છે તેની તપાસ કરવી જોઇએ. તપાસ કરી તે ખામી માટે ખાસ પ્રયાસ કરવો જોઇએ કે જેથી તે ખામી દૂર થાય.

આપણે જાણીએ છીએ કે આપણા જ્ઞાતિ ભાઇઓ અમુક પરદેશવાસી દેશાટન દ્વારા કાંઇક કમાયા. ફરવાથી કાંઇક બુદ્ધીમાં ફેલાવો થયો, બીજી જ્ઞાતિની હરીફાઇ કરતાં શીખી અને પોતાનામાં કાંઇક સુધારો કર્યો. હવે ખરો સુધારો તો સ્થાનીક માટેનોજ છે આપણે તો બધા સુધરી ગયા એમ માની લઇએ.

—ભલે ધંધો કરતાં આવડતો ન હોય પણ આફ્રીકા સાથે તેડી આવી થેપાડું ઉતારી, ઘાઘરો પેલકું પહેરાવ્યું એટલે આપણે તો સુધારો કર્યો. પણ ખરો સુધારો સ્થાનીક માટેજ કરવો જોઇએ. હવે સ્થાનીક કોમો ભણે ભણવાથી સારૂં જ્ઞાન મેળવે. શિક્ષણ મેળવે. કોઇ ધંધો હુનર શીખે તે દ્વારા તેમાં પણ પરીવર્તન થાય.

આપણી કોમમાં પંચોતેર ટકા તદન ગામડામાં સાદું જીવન ગાળનારા ઘાટકામ તથા ખેડુત વર્ગના છે. તેઓને નહિં તો તેની ઉગતી પ્રજાને શિક્ષણ મળવું જોઇએ. મેં આગલા લેખમાં બાંધ્યું કે આપણી કોમમાં પંચોતેર ટકા ભણેલા છે. પણ મારી દ્રષ્ટીએ તેમાંથી પંચોતેર ભણેલા ખરા. પણ ગણેલા ફક્ત પાંચજ ટકા જોવામાં આવે છે. બેઉમાં ફારક એટલોજ કે ભણેલો પોતાના ભણતરની ઉંડાઉ છે જ્યારે ગણેલો આપણી જ્ઞાતિની ઉંડાઉ છે. તો ભાઇઓ અત્યારે ભણેલામાંથી ગણેલાની જરૂર છે કે તેની પાછળ દર વરસે એક બે કે પાંચ ગણેલા વધે કે જેઓ જ્ઞાતિ સુધારામાં મદદરૂપ થાય. ગામડામાં આપણી જ્ઞાતિના ગરીબ ખેડુતો તથા ઘાટકારીગરોના બાળકોને તો ભણવાનાં પુરતાં સાધનો પણ મળતાં નથી. અરે સાધન મળે છે તો નશીબજોગે ગામમાં નિશાળ હોતી નથી. અને જો દૈવયોગે નિશાળ હોય તો તે ગામના ચોરામાં તે માસ્તર ઉંઘે અને છોકરાંઓ પાસે કાલાં ફોલાવે. તેમાં કદાચ કોઇ ભણે તો ગણી તો ક્યાંથી શકે ? માટે ભાઇઓ, ખરો રસ્તો તો આપણી જ્ઞાતિની અજ્ઞાનતા માટે પહેલાં શિક્ષણની સારી સગવડ કરવી જોઇએ. આપણું પ્રકાશ અત્યારે બીચારૂં ગામડાંમાં કેટલું મુંઝાય છે તે મને ખબર છે કારણ કે

# કેળવણીની મહત્તા

આપણી કોમ બીજી ભાઇબંધ કોમો કરતાં ઘણીજ પછાત છે. તેમ તો સહુ કોઇ કબુલ કર્યા વગર રહેશે નહિ. તેનું કારણ આપણે તપાસીએ તો તેમાં મુખ્ય મુદ્દો કેળવણીનો તરી આવશે અને કેળવણીના અભાવને લીધેજ પ્રથમથીજ આપણું બંધારણ આપણા વડરાઓ કરી શક્યા નથી અને જે જે બંધારણો જુના પુરાણા થએલ છે તે પણ તપાસી જોઇએ તો તે સુરક્ષિતપણે તો બીલકુલ નથીજ કારણ કે જ્યાં સો સુધી ગણતા નહિ આવડે તેવા માણસો આપણી સમાજના મુખ્ય નેતાઓ અને તેઓ આપણે માટે શું કરી શકે ? હજુ સુધી ગાંડવા વચ્ચે અગર વાતોમાં પણ પાંચ વીસુ કે છવીસુ એમ કરી ૧૦૦ અગર એકસો વીસનો ટોટલ પુરો કરે તેવા મુખ્ય નેતા પાસે કોમના ઉદ્ધારની આશા શું રાખી શકાય ? કહેવત છે કે જે વ્યક્તિ પોતાના ખુદમાં તરવાની શક્તિ ન હોય તે બીજાને અગર કોમનો શું ઉધ્ધાર કરી શકે ? હાલમાં જે નવા બંધારણની ચર્ચાઓ 'પ્રકાશ' માં આવે છે તે એકંદરે ઇચ્છનીય છે પણ તે બંધારણના સંચાલકો ક. અ. ગ. નહિ જાણતા હોવાને લીધે તેના મગજમાં આ વળી નવી 'બલા' ક્યાંથી આવી. એમ લાગે છે. વળી તેવા નેતા એટલે અભણ પટેલો ખાસ કરીને તુમાખી હોય છે એટલે પોતાનો કક્કો ખરો રાખવા તનતોડ પ્રયાસ કરે છે. એટલે આવા નવા બંધારણોને અમલમાં પણ આવવા દેતા નથી તેનું કારણ વાસ્તવિકપણે જોઇએ તો તેજ જણાય આવશે કે તેઓ એમજ સમજી બેઠા હોય છે કે આપણે બનાવેલા ધારાધોરણો તેઓ એટલે સમાજસુધારક કાઢી નાખી પોતાના ધારાધોરણોને વળગી રહે છે. એટલે તે એમ સમજી બેઠા છે કે શું આપણે અક્કલ વગરના છીએ ? કે આ ધારાધોરણો નકામા બનાવ્યા છે ? વળી જુના જમાનાનું ભુત તેઓના મગજમાંથી ખસતું નથી તે એકે જો આપણે આપણા બાપદાદાની પછવાડે (કારજ) દાડાપાણી ન કરીએ તો તેઓ સ્વર્ગે નહિ જાય. અધોગતીને પામશે. તેવાજ બીજા કેટલાક દાખલાઓ છે જેવાં કે સગપણમાં કન્યાવિક્રય, બાળલગ્ન, પુનર્લગ્ન વિગેરેમાં પોતાનો કક્કો ખરો રાખવા માગે છે. અને પોતેજ સમાજને અધોગતીની ગર્તામાં ફેંકી દે છે. આતો વાણીઆની કહેવત જેવો તાલ થયો કે નાત માબાપ છે પણ મારી ખીલી ન ખસે. ભાવાર્થ કે તમો ગમે તેટલા

---

તેને કોઇ આદરમાન દેનાર નથી: કોઇ વાંચનાર મળશે તો સમજદાર, બહુ ઓછા કે તેમાં શું લખ્યું છે. માટે ભાઇઓ, આપણું પ્રકાશ તે ખરેખરૂંજ તેનું નામ પ્રકાશ. પણ તેનો પ્રકાશ, તેના કીરણો કોમના પ્રત્યેકજનોના હૃદયમાં ફરી વળે તેવી હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

સુઆરેવા (આફ્રિકા) } ભીમજી હરિભાઇ લાડવા

તો બીજાને સુધારવા પ્રયત્ન કરતો નથી. કોઇ ભણે છે તો બીજાને ભણાવવાનો પ્રયાસ કરતો નથી. પોતે પોતાનાં મનથી સુધરેલ સમજી બીજાઓને વખોડે છે.

કોઇએ પરદેશ વેઠી પૈસા કમાઇ કાંઇક પણ સુધારો કર્યો તે ઇચ્છાજોગ છે. કોઇએ મકાનમાં તો કોઇએ પહેરવેશમાં; પણ તે બધું થયું ક્યાંથી તે કાંઇ સમજાય ? કાં તો તે માણસ ભણેલો હોવો જોઇએ અથવા કારીગર અથવા બુદ્ધીવાળો હોવો જોઇએ કે કમાઇ સારી હાલતમાં આવ્યા.પછી કાંઇક સુધારો કર્યો તો ભાઇઓ પ્રથમ તો તે તપાસવાનું કે સુધારાનો પાયો કયો અથવા પહેલું પગથીયું કયું ? આપણી જ્ઞાતિમાં શું ખામી છે તેની તપાસ કરવી જોઇએ. તપાસ કરી તે ખામી માટે ખાસ પ્રયાસ કરવો જોઇએ કે જેથી તે ખામી દૂર થાય.

આપણે જાણીએ છીએ કે આપણા જ્ઞાતિ ભાઇઓ અમુક પરદેશવાસી દેશાટન દ્વારા કાંઇક કમાયા. ફરવાથી કાંઇક બુદ્ધીમાં ફેલાવો થયો, બીજી જ્ઞાતિની હરીફાઇ કરતાં શીખી અને પોતાનામાં કાંઇક સુધારો કર્યો. હવે ખરો સુધારો તો સ્થાનીક માટેનોજ છે આપણે તો બધા સુધરી ગયા એમ માની લઇએ.

ભલે ધંધો કરતાં આવડતો ન હોય પણ બાપડીને આફ્રીકા સાથે તેડી આવી થેપાડુ ઉતારી, ઘાઘરો પોલકું પહેરાવ્યું એટલે આપણે તો સુધારો કર્યો. પણ ખરો સુધારો સ્થાનીક માટેજ કરવો જોઇએ. હવે સ્થાનીક કોનો ભણે ભણુંવાથી સારું જ્ઞાન મેળવે. શિક્ષણ મેળવે. કોઇ સારો ધંધો હુનર શીખે તે દ્વારા તેમાં પણ પરીવર્તન થાય.

આપણી કોમમાં પંચોતેર ટકા તદન ગામડામાં સાદુ જીવન ગાળનારા ખેટકામ તથા ખેડુત વર્ગના છે. તેઓને નહિં તો તેની ઉગતી પ્રજાને શિક્ષણ મળવું જોઇએ. મેં આગલા લેખમાં વાંચ્યું કે આપણી કોમમાં પંચોતેર ટકા ભણેલા છે. પણ મારી દ્રષ્ટીએ તેમાંથી પંચોતેર ભણેલા ખરા. પણ ગણેલા ફક્ત પાંચજ ટકા જોવામાં આવે છે. એઉમાં કહેવત એટલોજ કે ભણેલો પોતાના ભાણાની ઉંડાઇ છે જ્યારે ગણેલો આખી જ્ઞાતિની ઉંડાઇ છે. તો ભાઇઓ અત્યારે ભણેલામાંથી ગણેલાની જરૂર છે કે તેની પાછળ દર વરસે એક બે કે પાંચ ગણેલા વધે કે જેઓ જ્ઞાતિ સુધારામાં મદદરૂપ થાય. ગામડામાં આપણી જ્ઞાતિના ગરીબ ખેડુતો તથા ઘાટકારીગરોના બાળકોને તો ભણવાનાં પુરતાં સાધનો પણ મલતાં નથી. અરે સાધન મળે છે તો નશીબજોગે ગામમાં નિશાળ હોતી નથી. અને જો દૈવયોગે નિશાળ હોય તો તે ગામના ચોરામાં તે માસ્તર ઉંઘે અને છોકરાંઓ પાસે કાલાં ફોલાવે તેમાં કદાચ કોઇ ભણે તો ગણી તો ક્યાંથી શકે ? માટે ભાઇઓ; ખરો રસ્તો તો આપણી જ્ઞાતિની અજ્ઞાનતા માટે પહેલાં શિક્ષણની સારી સગવડ કરવી જોઇએ. આપણું પ્રકાશ અત્યારે ભીચાર ગામડાંમાં કેટલું મુંઝાય છે તે મને ખબર છે. કારણ કે

# કેળવણીની મહત્તા

આપણી કોમ બીજી ભાઇબંધ કોમો કરતાં ઘણીજ પછાત છે. તેમ તો સહુ કોઇ કબુલ કર્યા વગર રહેશે નહિ. તેનું કારણ આપણે તપાસીએ તો તેમાં મુખ્ય મુદ્દો કેળવણીનો તરી આવશે અને કેળવણીના અભાવને લીધેજ પ્રથમથીજ આપણું બંધારણ આપણા વડવાઓ કરી શકયા નથી અને જે જે બંધારણો જુના પુરાણા થએલ છે તે પણ તપાસી જોઇએ તો તે સુરક્ષિતપણે તો બીલકુલ નથીજ કારણ કે જ્યાં સો સુધી ગણતા નહિ આવડે તેવા માણસો આપણી સમાજના મુખ્ય નેતાઓ બને તેઓ આપણે માટે શું કરી શકે ? હજુ સુધી માંડવા વચ્ચે અગર વાતોમાં પણ પાંચ વીસુ કે છવીસુ એમ કરી ૧૦૦ અગર એકસો વીસનો ટોટલ પુરો કરે તેવા મુખ્ય નેતા પાસે કોમના ઉદ્ધારની આશા શું રાખી શકાય ? કહેવત છે કે જે વ્યકિત પોતાના ખુદમાં તરવાની શકિત ન હોય તે બીજાને અગર કોમનો શું ઉધ્ધાર કરી શકે ? હાલમાં જે નવા બંધારણની ચર્ચાઓ 'પ્રકાશ' માં આવે છે તે એકંદરે ઇચ્છનીય છે પણ તે બંધારણના સંચાલકો ક. ખ. ગ. નહિ જાણતા હોવાને લીધે તેના મગજમાં આ વળી નવી 'બલા' કયાંથી આવી. એમ લાગે છે. વળી તેવા નેતા એટલે અભણ પટેલો ખાસ કરીને તુમાખી હોય છે એટલે પોતાનો કકકો ખરો રાખવા તનતોડ પ્રયાસ કરે છે. એટલે આવા નવા બંધારણોને અમલમાં પણ આવવા દેતા નથી તેનું કારણ વાસ્તવિકપણે જોઇએ તે તે જ જણાય આવશે કે તેઓ એમજ સમજી બેઠા હોય છે કે આપણે બનાવેલા ધારાધોરણો તેઓ એટલે સમાજસુધારક કાઢી નાખી પોતાના ધારાધોરણોને વળગી રહે છે. એટલે તે એમ સમજી બેઠા છે કે શું આપણે અક્કલ વગરના છીએ ? કે આ ધારાધોરણો નકામા બનાવ્યા છે ? વળી જુના જમાનાનું ભુત તેઓના મગજમાંથી ખસતુ નથી તે એકે. જો આપણે આપણા બાપદાદાની પછવાડે (કારજ) દાડાપાણી ન કરીએ તો તેઓ સ્વર્ગે નહિ જાય. અધોગતીને પામશે. તેવાજ બીજા કેટલાક દાખલાઓ છે જેવાં કે: સગપણમાં કન્યાવિક્રય, બાળલગ્ન, પુર્નલગ્ન વિગેરેમાં પોતાનો કક્કો ખરો રાખવા માગે છે. અને પોતેજ સમાજને અધોગતીની ગર્તામાં ફેંકી દે છે. આતો વાણીઆની કહેવત જેવો તાલ થયો કે નાત માબાપ છે પણ મારી ખીલી ન ખસે. ભાવાર્થ કે તમો ગમે તેટલા

---

તેને કોઇ આદરમાન દેનાર નથી: કોઇ વાંચનાર મળશે તો સમજદાર, બહુ ઓછા કે તેમાં શું લખ્યું છે. માટે ભાઇઓ, આપણું પ્રકાશ તે ખરેખરજ તેનું નામ પ્રકાશ. પણ તેનો પ્રકાશ, તેના કીરણો કોમના પ્રત્યેકજનોના હૃદયમાં ફરી વળે તેવી હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

પુઆપેવા (આફ્રિકા) } ભીમજી હરિભાઇ લાડવા

અંધારણો કરો, ગમે તેટલી સુધારાની વાતો કરો પણ અમે તો અગાઉ (કરજ) કર્યો ખરો કરશું. પણ તેઓ જાણતા નથી કે આજની સમાજ પ્રગતીમાન છે. આપણા બાપદાદાની પછવાડે કારજ (દાડો) કરી અને જે પૈસાનું પાણી કરીએ છીએ તેનો કોઇએ જરીએટલો પણ ખ્યાલ કર્યો નથી. ગુજરી ગયું એટલે ગયું. પછી તે સ્વર્ગે ગયું કે નરકે ગયું તેનો આપણી પાસે કોઇ પુરાવો રહેતો નથી. તેમ તેની પાછળ કારજ કર્યા છતાં તે સ્વર્ગે ગયો હોય તેની રસીદ પણ આપણને મળતી નથી; અગર નરકમાં ગયો તેની પણ કાંઇ ખાત્રી રહેતી નથી.

જ્યારે આટલીજ બાબત હોય ત્યારે નકામા ખર્ચા કરી પાછળનાં માણસોને આર્થીક તકલીફમાં નાખી દેવા તે તો કેવળ મુર્ખાઇજ છે. કેટલેક ઠેકાણે તેવા માણસોની સ્થિતિ હોય કે ન હોય છતાં પટેલ બાપાના દબાણથી કરવું પડે છે તેવા દાખલાઓ મેં નજરે નીહાળેલ છે. જ્યારે મરી ગયું તેનો ચોક્કસ અર્થ તો મારી–ગયુંજ થાય–પછી ભલે પાછળના માણસો ભીખ માગી ખાય કે રહેવા ઘર રહે કે ન રહે તેની ચીંતા પટેલ બાપાને હોતીજ નથી. આવા ખર્ચા કુરીવાજો બીજા કોઇ દેશોમાં નથી; અને જ્યારે નકામા ખર્ચા કરતા નથી, ત્યારેજ બીજા દેશો આગળ આવી રહ્યા છે અને આપણા ઉપર સર્વોપરીપણું ભોગવે છે. આપણા હિંદુસ્તાનમાં પણ બાઇબંધ કોમો સમજતી થઇ છે એટલેજ લગ્ન તથા બીજા નાતવરાના ખર્ચા વ્યવસ્થીત બનાવ્યા છે. આ દરેક બાબતોનો સરવાળો કરી જોતાં એક મુદ્દો તરી આવે છે કે જો કોમને સુરક્ષીત બનાવવી હોય અને બીજી બધી કોમોની હારમાં ઉભું રહેવું હોય તો આપણી સમાજમાં કેળવણીની મુખ્ય જરૂર છે. જો જનસમાજ વિદ્વાન હશે તોજ કોમ આગળ આવી શકશે. આપણે એક સામાન્ય દાખલો લઇએ કે એક બીન કેળવાયલ અને એક કેળવાએલ માણસને કોઇ બાબત સમજાવવા માટે જેટલી સુગમતા ભણેલ માણસને સમજાવવાની પડશે તેટલી સુગમતા ભાગ્યેજ અજાણ માણસને સમજાવવાની પડે. તેનું કારણ ફક્ત કેળવણીજ છે. કેળવાએલા માણસમાં વાસ્તવિક રીતે કેળવાયેલી બુદ્ધિ હોયજ.

કેળવણી વગર સમાજને સુધારવાની વાત બહુજ મુશ્કેલ છે. જેવું કે મુરખ નર ને સુકું લાકડું ભાંગે પણ વળે નહિ એટલે સમજે નહિ. માટે હાલ તુરત કેળવણી પ્રચાર કાર્ય ઉપાડી લેવાની ખાસ જરૂર છે. નેપોલીયન બોનાપાર્ટ કે જે મહાન નર પોતાના જીવન ચરીત્રમાં જણાવી ગયેલ છે કે:–

કહે નેપોલીયન દેશને કરવા આબાદાન સરસ રીતતો એજ કે દો માતાને જ્ઞાન

એટલે કે જો માતા કેળવાએલી હોય તો તેના બચ્ચાઓ ઉપર સારી છાપ પડે છે. મનુષ્ય કે પોતાનાં બાળકોને જરૂર કેળવે. ખાસ કરીને આપણી કોમની કોઇ બોર્ડીંગ પણ નથી તેમજ આપણી કોમ ખાસ કરીને કાઠીયાવાડનાં ગામડાઓમાંજ રહે છે. એટલે

તેઓને કેળવણીની મહત્તા સમજાવવાની ખાસ જરૂર છે. જો એકવાર તેઓ કેળવણીમાં રસ લેતા શીખશે તો પછી તે કાર્યને બંધ કરવું મુશ્કેલ છે એટલે કે પછી તે આવકાર કરશે.

આજકાલ આપણી સમાજના કેટલાક કેળવાયેલ યુવાન વર્ગ આગળ આવવા ધસે છે પણ પટેલ બાવાઓ આવવાજ શાને દીએ? છતાં પણ યુવાન વર્ગને મારી નમ્ર વિનંતી છે કે નાસીપાસ ન થતા તમારા કાર્યને આગળ ધપાવ્યેજ રાખજો. આગળ જતાં ફતેહનો વિજય ડંકો તમારોજ વાગશે.

છેવટે પરમકૃપાળુ પરમાત્મા પાસે મારી પ્રાર્થના છે કે મારા દેશબંધુઓને સદ્‌બુદ્ધિ આપે અને કેળવણીની અગત્યને સમજતા થાય. એજ

રાણુવાવઃ (લાસ ટુકુયુ) (આફ્રિકા) — લિ. આર. ભરડવા [ માસ્તર ]

## સાભાર સ્વિકાર

### "કાવ્ય પૂર્ણિમા"

પોરબંદરના રહીશ માસ્તર શ્રી. ભૂપતરાય કરશનજી જોશી તરફથી એમના કેટલાક ખાસ કાવ્યોની છાપેલી એક પુસ્તિકા "કાવ્ય પૂર્ણિમા" ની એક નકલ અભિપ્રાય અર્થે અમોને મળી છે. માસ્તર શ્રીને 'પ્રકાશ' ના વાંચકો "કમરીન" ના નામથી સારી રીતે પીછાનતા હોવા જોઇએ. કાવ્ય રસીકોને એમના આ કાવ્યો જરૂર આકર્ષી શકશે એમ અમો માનીએ છીએ. બે આનાની ટપાલની ટીકીટો બીડવાથી તેની એક નકલ ઘેર બેઠા મળી શકશે.

{ ઠે. ખાજગીબંદ સ્ટ્રીટ,
{ મુ. પોરબંદર (કાઠીયાવાડ). — સંપાદક

## ભારતીય દીવાકર કૉફી

સ્વદેશી વનસ્પતીઓમાંથી બનાવેલી આ કૉફીનો ડબ્બો રાજ્ય વૈદ્ય શ્રી રઘુનાથ શર્મા તરફથી અભિપ્રાય અર્થે અમોને મળ્યો છે. એ કૉફી અમોએ વાપરી જોઇ છે અને તે અમોને ગુણકારી જણાય છે. ન્હાના વ્યસનીઓને પણ વ્યસનમાંથી છોડાવે એવી છે. આ ઉપરાંત એના બીજા પણ ગુણો જણાવવામાં આવે છે. એની લુગદી બનાવી ગડગુમડાં કે ફોડા પર લગાવવાથી ને બેસી જાય છે અથવા તો પાકીને મટી જાય છે. એના પાણીથી આંખો ધોવાથી દુખતી મટે છે. આ ઉપરાંત બીજા પણ ગુણો હોવાનું કહેવાય છે. અર્ધો રતલી ડબાની કીંમત રૂ. ૧-૨-૦ (પોસ્ટ ખર્ચ સાથે) છે. બે આનાના સ્ટામ્પ મોકલવાથી નમુનો મોકલી અપાશે. —સંપાદક

# જ્ઞાતિ સમાચાર

મુંબાઇ-દહેણું નિવાસી શ્રીયુત રામજીભાઇ દાજીભાઇ બી. એસ. સી; બી. ટી. એમણે વિલાયત જઇ કેળવણીની ઉચ્ચ ડીગ્રી (ડીપ્લોમા ઓફ એજ્યુકેશન) પ્રાપ્ત કરવામાં સફળતા મેળવેલી હોવાથી અત્રેની શ્રી લાડ પ્રજાપતિ સેવાસમાજ, મુંબઇ, તરફથી એમને ગઇ તા. ૨૭-૧૧-૩૮ ના દીને માનપત્ર આપવામાં આવ્યું હતું.

**એ બંધુને અમારાં હાર્દિક અભિનંદન.

[ અમારા ખબરપત્રી તરફથી ]

વરવાળા-તા. ૨૫-૧૦-૩૮ ના રોજ હું વરવાળા મુકામે ગયેલ ત્યાં હાલમાં "પ્રજાપતિ મંડળ"ની સ્થાપના કરવામાં આવી છે. ના ઉદ્દેશો તથા કાર્યક્રમ વગેરે ટપાલે પ્રગટ કરવા માટે મોકલવામાં આવશે. બીજું વરવાળાની પ્રજાપતિ જ્ઞાતિના પટેલ શ્રી. નાથાભાઇ ધરમશી કંસારા તા ૧૫-૧૦-૩૮ ના રોજ શ્રી રામશરણ પામેલ તેમની ક્રીયા તા. ૨૫-૧૦-૩૮ ના રોજ હતી. જ્ઞાતિને આની પુરેપુરી ખોટ જણાશે. સદ્‌ગત પટેલની માંદગીને વખતે નાતના હીસાબ કીતાબ તપાસી લેવાની કોઇ ભાઇને ફુરસદ નહિ મળેલી હોવાથી ક્રિયાને દીવસે ધાંધલ થવા વકી હતી પરંતુ 'પ્રજાપતિ મંડળ'ની મદદથી કામ પાર પડી ગયું હતું. નાતના હિસાબ બાબતનો પ્રશ્ન થોડા દીવસમાં ઉકેલાશે તે લખી જણાવીશ.

મરહુમ પટેલ તેમની પત્નિ તથા પુત્રો તથા પુત્રીઓને શોકમાં નાખી સ્વર્ગે સિધાવેલ છે ઇશ્વર તેમના આત્માને સદ્‌ગતી આપો અને જ્ઞાતિને હવે સારું જમાનાનો પટેલ મળે એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

નોંધઃ-આ 'પ્રજાપતિ મંડળની' વધુ હકીકત લખી મોકલવા વિનંતી કરીએ છીએ.

—સંપાદક

•

# મૃત્યુ સમાચાર

મુંબઇ-અત્રેના રહીશ શ્રી નથુભાઇ નારણ ભરડવા ( ઉ. વ. ૬૦ ) નું ગઇ તા. ૧૮-૧૧-૩૮ ના દીને મૃત્યુ થયું જેઓ કેટલાક મહિનાઓથી કેન્સરના દર્દથી પીડાતા હતા.

કલ્યાણ-અત્રેના રહીશ શ્રી નારણભાઇ ગોપાળ લાડવા ( ઉ. વ. ૩૮ ) નું અચાનક અવસાન ગઇ તા. ૫-૧૨-૩૮ ના દીને થયું.

સુરત-મુંબઇ નિવાસી શ્રીયુત પુરુષોત્તમ મોરારજી મીસ્ત્રીનું ( ઉ. વ. ૫૦ ) અવસાન ગઇ તા. ૨-૧૨-૩૮ના દીને અહિં થયું. એઓ કેટલાક સમયથી બ્લડ પ્રેશરના દર્દથી પીડાતા હતા. એઓ શ્રી ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા (અમદાવાદ) ના ચાલુ વર્ષના ફરીથી ચુંટાયેલા પ્રમુખ હતા.

* * * ઉપરોક્ત ત્રણે બંધુઓના અવસાનથી એમની પત્નિઓ તથા કુટુંબીજનોને લાગેલ આઘાત પ્રત્યે અમો સહાનુભૂતિ દર્શાવીએ છીએ.

—સંપાદક

## ચોથા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | | :નામઃ | :અટકઃ | :સ્થળઃ |
|---|---|---|---|---|
| ૨૮ | શ્રી | લક્ષ્મણભાઇ જેરામ | ગોહીલ (આફ્રિકા) | નાનારોળી |
| ૨૯ | ,, | પુરૂષોત્તમ મુળજી | ચાવડા | |
| ૩૦ | ,, | ડાહ્યાભાઈ રામજી | ધોકીયા | ,, ,, |
| ૩૧ | ,, | કાળાભાઈ ગીગા | પાણુખાણીયા | ,, મંડેર |
| ૩૨ | ,, | કરસનભાઇ મગરી | છાંયા | કચ્છ |
| ૩૩ | માસ્તર. શ્રી | માંડણભાઇ રામજી | ટાંક | નિલાખા |
| ૩૪ | શ્રી | રામજીભાઇ દામજી | ગોહીલ | કેશોદ |
| ૩૫ | ,, | દેવશીભાઇ લખમણ | ચૌહાણ | મુંબઇ |
| ૩૬ | ,, | કરસનભાઇ નથુ | ટાંક | ,, |
| ૩૭ | ,, | મુળજીભાઇ રામ | દેવળીયા | ,, |
| ૩૮ | ,, | ભવાનભાઇ જેઠાભાઇ | પ્રજાપતિ | ,, |

## ત્રીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | | નામઃ | અટકઃ | સ્થળઃ |
|---|---|---|---|---|
| ૧૩૯ | શ્રી | માંડણભાઇ માધવ | મારૂ | મુંબઇ |
| ૧૪૦ | ,, | ડાહ્યાભાઇ રામજી | ધોકીયા (આફ્રિકા) | ખાંગા |
| ૧૪૧ | ,, | કાળાભાઈ ગીગા | પાણુખાણીયા | મંડેર |
| ૧૪૨ | ,, | માધવજીભાઇ દામજી | ચાવડા | પોરબંદર |
| ૧૪૩ | ,, | ભીમજીભાઇ રામ | ચૌહાણ | મુંબઇ |
| ૧૪૪ | ,, | દેવશીભાઇ લખમણ | ચૌહાણ | ,, |

—વધુ નામો આવતા અંકમાં:—

## મજામાં કલેશ ને કજીઓ

(કવ્વાલી)

મ જામાં કલેશ ને કજીઓ, ડા ળે ડાળે જઈ બેઠો,
જા ગોને આપી કેળવણી, યા દવ સમ પાળજો હેઠો.
પ ડે તે જન ચડે ઉંચે, લાં લન પાલન વડે આંઝા,
તિ મ ઉપચાર આદરજો, લ ગનના દાણલા તાઝા.
પ રસ્પર પ્રેમ વધવાથી, મિ તર રાજ્યો ઘણાં જામ્યા,
ર હેલા આજ પણ સંપે, ઠા મે ઠામે વિજય પામ્યા.
કા યા માયા નથી કોની, ભા રે છે મૂળ કુસંપનું,
શ મને જે સંપ શોક તણો, ઈ પગલું એક છે જંપનું.
અ રે બંધુ સૂ સં પ થી, ફે રજ જ્ઞાતિ ઉન્નતિની,
જ ગતમાં જો કુસંપથી, ટા ણુાની મૂલ્યતા હાની.
ર હેલા વ્હેમ જ્ઞા તિ માં, નિ શાની તે નથી રૂડી,
અ ને વાંધા વિવિધ રીતે, આ દરવા એ ગઈ મૂળી.
મ હા મહેનત ઉઠાવીને, યે ગે શિક્ષણ શિશુ પામે,
ર ખેના ચુ ક તા બાંધવ, રા હતનો રંગ પણ જામે.
ર હે અમ્મર પ્રજાપતિએ, વ હેલા ચેતજો સર્વે,
હોં શેથી હિં મ તે સાથે, લ હો ભ્રાતા તજી ગર્વે.

વેરાવળ: | ડાયાલાલ મિઠાભાઈ ફેટાણીયા

'પ્રકાશ' સહાયક ફંડનો હિસાબ સ્થળાભાવે આ અંકમાં આપી શકાયો નથી.

## ગ્રાહકોને વિનંતી

દેશ પરદેશના જે જે બંધુઓએ પોતાનું ચાલુ ચોથા વર્ષનું લવાજમ તેમજ બીજા કે ત્રીજા વર્ષનું લવાજમ હજી સુધી મોકલ્યું ન હોય તેમને આ અંક મળેથી તુરત મોકલાવી આપવા આથી આગ્રહપૂર્વક ફરીથી વિનંતી કરીએ છીએ. સ્થાનિક બંધુઓએ પોતાનું લવાજમ કાર્યાલયે મોકલાવી આપવા વિનંતી.

વ્યવસ્થાપકો

## આફ્રીકાના ગ્રાહકોને સૂચના

'પ્રજાપતિ—પ્રકાશ' એ નામથી લખેલા બી. પોસ્ટલ ઓર્ડરો અહિંની બેંક સ્વીકારતી નથી. તેથી તેની વસુલાત કરવામાં અમોને મુશ્કેલી નડે છે. તો હવેથી પોસ્ટલ ઓર્ડરમાં સંપાદક અથવા વ્યવસ્થાપકોમાંથી કોઇપણ એકનું નામ ભરીને મોકલવા વિનંતી કરવામાં આવે છે.

વ્યવસ્થાપકો

With best Compliments:

*If not delivered please return to:—*

: Karyalaya :

59/65, Durgadevi Road,

BOMBAY No. 4.

* * *

: ગ્રાહક :

નં.

PRAJAPATI PRAKASHA

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, ગાયા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, માંડવી, મુંબઇ. ૨.

# પ્રજાપતિ પત્રિકા

: વર્ષ :
૪ થું
: અંક :
૭ મો.

જાન્યુઆરી
: સને :
૧૯૩૯

SIND
RAJ
KARACHI
HYDERABAD
JODHPUR
CUTCH
KATHIAWAR
PORBANDAR
BARODA
VERAVAL
BOMBAY
ADEN
ABYSSINIA
ADDIS ABABA
KENYA
UGANDA
MOMBASA
ZANZIBAR
MADAGASCAR
JOHANNESBURG
DURBAN


સંપાદક:
ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

 પ્ર • જા • પ • તિ — પ્ર • કા • શ 

વર્ષ: ૪ થું ] જાન્યુઆરી, સને : ૧૯૩૬. [ અંક : ૭ મો

# 'જાગૃતિ.'

ભુ લો નહિ ધર્મ બાબતને, નિશાનો સત્યના તાકો,
પ છી તમ લેશ પણ કોઇ, કરે ના વાળ પણ વાંકો.
ત મારી સત્યતા જોઇ, સહુ પાપી જનો ડરશે;
રા મચંદ્ર જેવા પણ, તમારી સત્યતા રટશે.
ય જન્મા જો થવું હોયે, અરે તો સત્યતા ભણજો;
ફ રી યાદ્દોમ સંગ્રામે, તમે તમ રિપુને હણજો.
ર હો નિર્મળ સદા મનથી, અહિંસા પણ હૃદય ધરજો;
શ તાનક હિન્દના નીંદ્રીત, તમે તે' 'જાગૃતિ' કરજો.
ન ડરશો લેશ સંગ્રામે, ખુનો તમ રિપુનાં કરતાં,
જી તો જીત આપની થાશે, લડાઇ સત્યની લડતાં.
જો ઈ પરતંત્ર ભારત ને, તમે તમ દેશ ઉદ્ધારો;
શી વાજીએ ઉધ્ધાર્યો હિન્દ, તમે પણ તેમ ઉદ્ધારો.

પોરબંદર: ] માસ્તર 'કમરીન'

: કાર્યાલય :
૫૯/૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ. નં. ૪.

: વ્યવસ્થાપકો :
હીરજી જેરામ વીસાવાડીયા
મેઘજી જુઠાભાઇ ચાંડેગળા

: વાર્ષિક લવાજમ :
દેશમાં : એક રૂપીઓ
પરદેશમાં : ત્રણ શીલીંગ

# સમાજમાં પ્રજાપતિનું સ્થાન

રાષ્ટ્રના સમાજ તરફ જરાક દ્રષ્ટિ ફેંકાવો, સમાજનો પ્રશ્ન ઉકેલો; સમાજ એટલે વિસ્તૃત ક્ષેત્ર, સમાજ એટલે રાષ્ટ્રનું મુખ્ય અંગ, સમાજ એટલે સમાંતર હક્કયુક્ત સ્થાન, એ વિસ્તૃતક્ષેત્રમાં આપણી પ્રજાપતિની યોગ્યતા શું છે, તેનું સ્થાન કયે ઠેકાણે છે તેમાં પ્રજાપતિના મતો કેટલા પૂછાય છે, તેનું બારીક અવલોકન કરો. સમાજમાં સર્વે કોમોને એક સરખો હક્ક છે, એકસરખું માન છે છતાં તે હક્ક તથા માન કેમ જાળવવા તે પણ સર્વે કોમોને હાથ છે. આપણે સમાજ તરફથી કશું માન અથવા હક્ક મેળવી શકયા નથી, તેનું કારણ એજ કે આપણામાં સત્વરૂપી ગુણો નથી. તે હક્ક તથા માન મેળવવા માટે સત્વરૂપી ગુણો ધારણ કરવાં જોઇએ. આપણે આપણામાંજ પડી રહ્યા છીએ, સમાજ તરફ કશું પણ લક્ષ આપ્યું નથી. સમાજ એક જાતનો શમા છે, તેનું તેજ–પ્રકાશ ગ્રહણ કરવાની ગર્વને છુટ છે છતાં આપણે તે ગ્રહણ કરી શકતા નથી તેનું કારણ શું? તેનું કારણ માત્ર એજ હોય શકે કે આપણી ટુંકી દ્રષ્ટિ; ટુંકી દ્રષ્ટિ ઉત્પન્ન થવાનું કારણ એજ કે આપણી અજ્ઞાનતા તથા અંધશ્રદ્ધા; સમાજમાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરવા માટે આપણે આપણી અજ્ઞાનતા તથા અંધશ્રદ્ધા નાબુદ કરવી જોઇએ. સમાજમાં આપણું–પ્રજાપતિનું સ્થાન ક્યાં રાખવું, તેના ચિન્હો હજુ અવ્યક્ત હોય એમ લાગે છે પણ હવે તે વ્યક્ત બનવાં જોઇએ. સમાજમાં આપણું સ્થાન આગળ તથા શાશ્વત હોઇ શકે એવી તમન્ના સર્વે જ્ઞાતિચિંતક પ્રજાપતિ ભાઇઓમાં હોવી જોઇએ. સમાજના વાતાવરણ તથા વ્યવહારમાં આપણી ગુણજ્ઞતા–કદર કેટલી છે તે તરફ ધ્યાન આપો. જ્યારે ઓફીસ અગર તો ફેક્ટરીમાં કામ કરતો માણસ પોતાના કામમાં જરાક ભૂલ કરે છે, તો તેનો ઉપરી તેમે "કુંભાર" તરીકે સંબોધે છે, તેને કુંભારનું ઉપનામ આપે છે: આ ઉપરથી એટલુંજ તો સાબીત થઇ ચુક્યું કે આપણે સમાજની દ્રષ્ટિએ છેકજ પછાત તથા હીનઅનુભવી થઇ પડયા છીએ. બાંધવો, આપણે કુંભાર–પ્રજાપતિ છીએ તે આપણને સાલતું નથી પરંતુ આપણામાં આટલી યોગ્યતા છે, તે આપણને ડુભવે છે. આપણને આવી યોગ્યતા નથી જોઇતી, આવી રીતે સમાજમાં નામ નથી મેળવવું પરંતુ એવી યોગ્યતા હોવી જોઇએ કે જેથી આપણું નામ સમાજના કોઇપણ કામમાં દ્રષ્ટાંત તરીકે નહિ પરંતુ યોગ્ય માન તથા વિનય સહિત પૂછાય: એવું યોગ્ય માન મેળવવા માટે આપણે ઉચ્ચ ગુણો જેવાં કે પરમાર્થ, હિતૈષીપણું, નિઃસ્વાર્થતા, સેવાભાવ, ઐક્યતા, નિખાલસપણું આદિ ધારણ કરવાં જોઇએ. પરંતુ આ ઉચ્ચ ગુણો ક્યારે ધારણ થઇ શકે કે જ્યારે દરેક પ્રજાપતિબંધુ શુધ્ધભાવ તથા શુધ્ધ હૃદયથી શાશ્વત તમન્ના જાગ્રત કરે ત્યારેજ ઉપર્યુક્ત ગુણો

# ઉન્નતિનો માર્ગ સ્ત્રી કેળવણી

આપણે જ્ઞાતિની ઉન્નતિ કરવી હોય, સુખી બનવું હોય, દરિદ્રતા અને કંગાલીયત દુર કરવી હોય, તો પ્રથમ સ્ત્રી કેળવણીનો પાયો મજબૂત બનાવવો જોઇએ.

કેળવણી એવી હોવી જોઇએ, કે જેથી સ્ત્રીઓ ઉત્તમ ગૃહિણી અને પ્રેમળ માતા બની બાળકોને સંસ્કારી, તેજસ્વી, અને જ્ઞાતિ–અભિમાની બનાવી શકે.

કેટલાક સ્વાર્થી અને અનઘડ માણસોએ 'સ્ત્રીને ભણવાની શી જરૂર છે, અને ક્યાં નોકરી કરવા જવું છે, ભણેલી સ્ત્રીઓ બગડે છે, વિધવા થતાં નકારી નીવડે છે.' એવી જુઠી, અરે! શરમભરી વાતો ફેલાવવાને પ્રયત્નો કરે છે; પણ તેમનાં હૃદયો 'કુવામાંનાં દેડકાં જેવાં સંકુચિત અને હલકાં છે.' તેમજ તેઓ પોતાની અજ્ઞાનતાને લીધે શોકજનક અને કરૂણ દશા ભોગવી રહ્યા છે. નાનાં ગામડાંમાં રહેતી કેટલીક બહેનોને પુરૂં સો સુધી ગણતાં પણ આવડતું નથી; ઘરનું કામકાજ કરી પાડોશણો અને સાસુ નણંદો સાથે તકરાર કરી, પુરુષને સંતાપવામાંજ જીવનનો આનંદ માને છે, અને એવા એવા અનેક કલહોમાં એ બહેનો મચી રહે છે. તો તેમને સન્નારીઓ કહી શકાશે વારૂ?

પ્રાચીન કાળમાં સીતા, દમયન્તિ, સાવિત્રી વગેરે સન્નારીઓએ જે વિરતા, ધીરતા બતાવી; અને જે ઉજ્જ્વળ કર્તવ્યો કર્યાં છે, તે ઉંચા શિક્ષણના પ્રતાપે નથી, એમ કોણ કહી શકશે?

જેમ શરીરે યોગ્ય કસરત, નિયમસર કામકાજ તથા આહારથી શક્તિવાળું, આરોગ્યવાળું અને સુંદર થાય છે, તેજ પ્રમાણે મનને ઉન્નત વિચારશીલ અને સદ્દગુણી કરવાને ઉચ્ચ કેળવણીની ખાસ જરૂર છે. સંસારમાં શારીરિક જડશક્તિ કરતાં મનોબળ–બુધ્ધિવાળા સ્ત્રી પુરુષોજ વધુ સારાં કામો કરી શકે છે, અને સંસાર તથા જ્ઞાતિને ઉંચે લઇ જઇ શકે છે. વળી મનની કેળવણીનો અર્થ એવો કરવામાં ન આવવો જોઇએ કે, જેવો કેટલીક બહેનોએ કર્યો છે, અર્થાત–કેળવાયાં–ભણ્યાં

---

આપણે પ્રાપ્ત કરી શકીએ. જ્ઞાતિ એ સમાજનું એક અંગ ગણવું જોઇએ; અને એ દૃષ્ટિએ "જ્ઞાતિસેવા" અગર તો "જ્ઞાતિસુધારણા" આરંભવી જોઇએ; રાષ્ટ્રની દૃષ્ટિએ જ્ઞાતિ સુધરવી જોઇએ અને એના રીત–રિવાજો એ રીતે ઘડાવા જોઇએ. દરેક પ્રજાપતિ બંધુએ એટલુંજ તો અવસ્ય સમજી લેવું જોઇએ કે "જ્ઞાતિહિત તેજ આપણું હિત" છે અને જ્ઞાતિસેવાના કરૂણ કલ્પાંત તથા દુઃખજનક સ્થિતિ સુધારવા જે પ્રવૃતિઓ થાય તે પહેલાં દરેક પ્રજાપતિ બંધુઓ તે પ્રવૃતિઓમાં મોટે ભાગે ફાળો આપવામાં કેવી રીતે યોગ્ય બને તે માટે પોતાનાથી બનતું કરવું જોઇએ.

પોરબંદરઃ (હાલ આફ્રિકા) } રામજી માધવજી ફટાણીયા

એટલે ગૃહ કાર્ય ન થાય, હંમેશ શરીર સારું ન રહે, અને શૃંગાર પૂર્ણ નોવેલો વાંચવામાં ભેજાનું દહીં થાય, અને અમૂલ્ય વખત જરાએ નકામો જાય. એવી કેળવણી દેખીતીજ હાનિ કરે છે. કેળવણીથી એવાં કાર્યો બનવા જોઇએ કે, પતિને આનંદ મળે, માતાપિતાને શાંતિ મળે, અને બાળકોને આદર્શ નરનારીઓ બનાવી ઉભય કુળની કીર્તિને ઉજ્જવળ કરી શકાય.

આપણાં શાસ્ત્રોમાં મનુ ભગવાને સ્ત્રીઓની ગણના ઉત્તમ દેવી જેવી કરી છે. 'ઘરની શોભારૂપ, પૂજ્ય, પ્રજાર્થે મંગલમય, સ્ત્રી અને લક્ષ્મીદેવી એ બેમાં કશો ભેદ નથી.' ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર સ્ત્રી ઉપર છે, તો બાળાઓને કેળવવા માટે સર્વદા કાળજી રાખવી, કે મોટપણે તેઓ ઉત્તમમાં ઉત્તમ દુહિતા, ઉત્તમમાં ઉત્તમ ભગિની અને ઉત્તમમાં ઉત્તમ સન્નારીઓ બની, ઉત્તમમાં ઉત્તમ માતા થવા પામે.

દરેક માતાએ પોતાની વ્હાલી કન્યાને જે કર્તવ્ય બજાવવાનું છે, અને જેની સાથે આખી જીંદગી વ્યતિત કરવાની છે તેને આનંદ મળે, અને જીવન એક વેઠ રૂપ નહિ; પણ સ્વર્ગની ફૂલવાડી જેવું લાગે. એવી તન મનની ઉચ્ચ કેળવણી આપવાની પોતાની પ્રથમ ફરજ બજાવવી જોઇએ, અને ગૃહસંસારમાં જોડવાની અયોગ્ય ઉતાવળ ન કરતાં, પોતાની કન્યાને યથોચિત કેળવણી સાંસારિક, નૈતિક અને ધાર્મિક મળી શકે. તે માટે પૂર્ણ વખત અને અનુકૂળતા આપવાં જોઇએ, કે જેથી બુદ્ધિ પ્રમાણે જ્ઞાન મેળવી, કન્યાઓ પૂજ્ય માતાઓ બને અને તેમનો સંસાર શાંત અને આનંદમય બની રહે.

મોટા પાનેલી] માસ્તર કીશોર સોમનાથ

## બાળ લગ્ન .... .... .... .... .... .... ....

મનુ ભગવાન કહે છે કે:—

ऋतुस्नाता तु यो भार्यां सन्निधौ नोपगच्छति ।
घोरायां भ्रूणहत्यायां पच्यते नात्र संशयः ॥

જે પુરૂષ ઋતુસ્નાતા સ્ત્રી પાસે જતો નથી તે ભયંકર બાળહત્યામાં પચે છે. આમાં સંશય નથી. માટે રજોદર્શન કાળ એજ સ્ત્રીઓનો ગર્ભાધાનનો કાળ છે માટે તે પહેલાંજ વિવાહ થવાની જરૂર છે. એમ શાસ્ત્રોથી અને લૌકિક ઉદાહરણોથી સિદ્ધ થાય છે.

જો વિવાહ રજોદર્શન પહેલાં કરવામાં આવે નહિ તો ધર્મશાસ્ત્રના વચન પ્રમાણે દોષ પ્રાપ્ત થાય છે એટલુંજ નહિ પણ બીજો ઘણો અનર્થ થવાનો સંભવ છે. લગ્ન રજોદર્શન કાળ કે જેમાં કામવૃત્તિ ઉદ્ભવે છે તે પહેલાંજ કરવામાં આવે નહિ તો એ કામવૃત્તિ મનુષ્યને પશુવત્ સ્વચ્છંદચારી બનાવી ઉન્માર્ગમાં પ્રવૃત્ત કરે છે, અને તેવી ઉન્માર્ગ પ્રવૃત્તિ વડે પ્રજામાં અનીતિ, અધર્મ વર્ણસંકરતા અને અનેક ગુપ્ત રોગોનો ફેલાવો થવાનો સંભવ છે કે જેને અટકાવવા આપણી

પાસે કોઇ પણ સાધનો નથી. યુરોપ જેવા સુધરેલા દેશોમાં પણ મોટી ઉંમરે લગ્ન થવાથી તથા અવિવાહિત જીંદગી ગુજારવાનાં કારણથી ઘણી કાનીન (લગ્ન પહેલાં થનારી) પ્રજા ઉત્પન્ન થાય છે. આપણા દેશમાં પણ કેટલાએક આગેવાન સુધારકોને કન્યાનાં મોટી ઉંમર સુધી લગ્ન નહિ કરવાથી શું દોષ પ્રાપ્ત થાય છે તેનો સારો અનુભવ થયો છે અને થતો જાય છે. માટે રજોદર્શન પહેલાંજ લગ્ન કરવાં જોઇએ, એવું જે પ્રાચીન ધર્મ-શાસ્ત્રકારોનું કહેવું છે.તે અત્યંત આદરણીય છે.

કેટલાએકનું કહેવું એવું છે કે નાની ઉંમરમાં લગ્ન કરવાથી પ્રજા નબળી થતી જાય છે અને તેથી ક્ષય જેવા રોગોની ઉત્પત્તિ બહુ પ્રમાણમાં વધતી જવાથી પ્રજા અલ્પા-યુષ્યવાળી થતી જાય છે. પરંતુ તે માનવું ભુલભરેલું છે. અલ્પાયુષ્યપણું, અનારોગ્ય અને અશક્તિ, એ કાંઇ નાની ઉંમરમાં લગ્ન થવાથી થતું નથી અને થયું પણ નથી. કારણ કે ઘણાંએક ૮૦–૯૦ વર્ષના બુઢા કે જેમના લગ્ન નાની વયમાં થયાં છે. એવાએક નીરોગી જીંદગી ભોગવતાં દેખાતી ધરાય છે. માટે બાળલગ્ન કરવાથી જીંદગી ટુંકી થાય છે તે કહેવું ભુલભરેલું છે. પરંતુ ઋતુદર્શન પહેલાં સંયોગથી તથા અતિ સંયોગથી ક્ષય જેવા દરદો લાગુ થાય છે તેમ જીંદગી ટુંકી થાય છે એમ કહેવું યુક્તિયુક્ત અને પ્રમાણ સિધ્ધ છે. માટે નાની વયમાં લગ્ન થવાથી પ્રજા બળહીન અને ટુંકા આયુષ્ય-વાળી થાય છે તે માનવું ખોટું છે.

'લગ્ન નિબંધમાંથી'

દ્વારકા] ગોવીંદજી રામજી ગોહિલ

# ગુણીયલ ગુરૂ યાને બા....પુ

["કોઇએ પણ અંધશ્રધ્ધાની આંખે ટોપી પહેરી લેવાની નથી"]

દીન પ્રતિદીન બેકારીની સંખ્યા જેમ વધતી જાય છે તેની સાથે બાપુ નામની સંખ્યામાં પણ વધારો થતો જાય છે.

આપણા પ્રજાપતિ સમાજમાં પણ અગ્ર-સ્થાને દરેક માણસને એક બાપુ (ગુરૂ) તેમજ માતાજી અવશ્ય હોવાંજ જોઇએ કારણ કે ગુરૂ વિનાનો માણસ નુગરો કહેવાય છે અને તેનું સવારમાં મોં જોવામાં પણ મહા પાપ છે એમ સમાજનું માનવું છે. અને આવાનેજ ગુરૂ બનાવી શકાય છે એમ આપણો સમાજ માને છે.

ગુરૂ થનાર બાવો કઇ નાત જાતનો છે તેમજ તણે શું કેળવણી લીધી છે અને તેનાં ચરીત્રો કેવાં છે તે વિશે કશું જોવાનુંજ નથી પરંતુ દેખાવમાં બાવો હોવો જોઇએ, તેને ગુરૂ કરવાથી સંસારરૂપી સમુદ્રને તરીને સામે કાંઠે પહોંચી જવાય છે એમ ઘણાં ફળદ્રુપ ભેજા-ઓનું માનવું છે, અને તેના કીસ્સા આપણી

પ્રજાપતિ કોમમાં લગભગ સઘળે સ્થળે ચાલુ છે.

ગુરૂ થનારના સંસ્કારોમાં તો તે ફેકન તંબુરો લઇને ( કરી લે સંતની યારી ન્હુધી બગડી છે તારી ) એવાં બે ચાર રાગડાનાં ભજનીયાં ગાઇ જાણતો હોય એજ તેના માટે બસ છે.

શા કારણથી ગુરૂજી પોતાની અસલ જાત છોડીને બાવા થયા છે તે જરા લાંબી નજરે જોઇશું તો તેમની એકાદી ઓરત મરી ગએલ હોય તેમજ બીજી વખતની ઓરતનું લગ્ણ થઇ ગયું હોય અગર છોડીને ચાલી ગઇ હોય પછી ભાઇને જ્યારે કમાવવાનું કે કામ કરવાનું સુઝતું ન હોય ત્યારે બાવો બની અંધ શ્રદ્ધાળુ ઓના ગુરૂની મહાન ઉપાધી ધારણ કરે છે.

બાપુ થયા પછી એકાદી ( રામકી ) ઓરત કરે છે અને તે ઓરત સમાજમાં માતા તરિકે મનાય છે. માતા પણ કઇ નાત જાતની છે અને તેને આ બાપુ સહીત કેટલામું ઘેર મંડાયું છે તે કોઇ પુછતું નથી. પરંતુ માતા કહેને યજમાનો તેના પગમાં પડે છે તે જોવા જેવું છે.

કોઇ વૃત ઉપવાસ કે એક ટાણા, અગર તેના પારણા કરવાના દિવસોમાં દરેક યજમાને ગુરૂ તેમજ માતાને જમાડવાં જોઇએ અને સોના નાણાંને અભાવે રૂપા નાણાનું કે લુગડાંનું દાન પણ આપવુંજ જોઇએ. તેમ ન થાય તો ઉપરની મહેનત અફળ ગઇ છે એમ અંધ શ્રદ્ધાળુ ભક્તો માને છે.

કોઇ માસની અમાસના દિવસે અગર કોઇ આડે દહાડે ( ખુશીનાં દિવસમાં ) યજમાન ડાકર થાળી કરે છે તે દહાડે ગુરૂજી તથા માતાજી તંબુરો, તબલાં મંજીરાં વગેરે વાજીંત્રો વગાડીને લાંબે રાગડે ચલતીનાં ભજનીયાં ગાઇ સમાજ પાસેથી પૈસા મુકાવે છે તેવાં ભજનોમાં પણ ક્યાંયે ઇશ્વરનું પોતે કે યજમાને અંતઃ કરણથી ભજન કરીને પ્રભુના ગુણ ગાયા હોય તેવું આવતું નથી તો પછી તેના ફળની આશા પણ નકામી છે.

દરેક બાવાને બે ચાર અગર તેથી વધારે ઓરતો થવીજ જોઇએ ( અગાઉ અરબસ્તાનમાં પણ ધર્મ ગુરૂઓ માટે આવોજ રીવાજ હતો. ) અને તે ઓરતો કરાવવાનો કે તેમનું લગ્ણ કરવાનો યા હાંડીપાણી કરવાનો કે તેમનાં થયેલ બાલ બચ્ચાંને પરણાવવાનો ખર્ચો પણ તેના યજમાનોએજ ભોગવવો પડે છે.

આવી રીતે આવા ગુરૂઓને પૈસા લુગડાં કે હરકોઇ વસ્તુનું દાન યા દક્ષીણા આપવાથી આપનાર સંસાર સાગર તરીને વૈકુંઠની લગભગ નજીકમાં પહોંચી જાય છે એમ આપણા સમાજનું માનવું છે. ....

આવા ગુરૂને પણ બે આંખો હોય છે, પરંતુ તે બેઉ આંખો અગાઉના ગુરૂની પેઠે સરખી હોતી નથી. દેખતી આંખનો પૈસાદાર તરફ અને બાડી આંખનો ગરીબો તરફ ઉપયોગ થાય છે.

તેવાઓને કમાવવા માટે કંઇ ધંધો કરવાનું કહેવામાં આવે તો અમારે કોઇ ધંધો કરવાનો હોય તો સાધુનો મહાન અવતાર શા માટે આવે એમ જવાબ આપે છે.

આ દુનીયાદારીના પહેલેથી છેલ્લે સુધીનાં

તમામ કાર્યો આપુની સલાહ કે હાજરી વિના યજમાન કરી શકે નહિ, એટલે તમામ કામોમાં ગુરૂ-માતાનો ભાગ તેમને મળવોજ જોઇએ એમ તેમનું માનવું હોય છે.

દરેક માણસ તેનાં પહેલેથી છેલ્લે સુધી આવા ખોટા ખર્ચાઓનો હિસાબ કરે તો તેને અવશ્ય પોતાની ભુલ જણાઇ આવશે અને આવી અંધશ્રદ્ધા મુકીને ખરો રસ્તો ગ્રહણ કરશે એ દેખીતું છે.

આવા ગુરૂ તેમજ માતાજી આપણા પ્રજાપતિ સમાજમાં લગભગ સંઘળે સ્થળે જોવામાં આવે છે. અને તેઓ સમાજને બોજારૂપ છે અને તે સડો આપણી જ્ઞાતીમાં ઘુસી ગયો છે તે દુર કરવાની દરેક ભાઇની ફરજ છે.

આવા અનેક સડાઓ આપણી જ્ઞાતિમાંથી નાબુદ કરી આપણા પ્રજાપતિ ભાઇઓને શુદ્ધ બુદ્ધિ આપી નીતિનો બોધ પાડવે એવી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી પ્રાર્થના છે. અસ્તુ.

જુનાગઢ દીવાની અદાલતમાં બેલીફ } જીવાભાઇ વેલજી ગોહિલ (શીલવાળા)

## પ્રાસંગિક નોંધ

### બે આંતરપ્રાંતિય લગ્નો

આપણી પ્રજાપતિ કોમમાં જેને આંતરપ્રાંતિય કહી શકાય એવા બે લગ્નો ગયા માસમાં જામનગર મુકામે વૈદિક વિધિથી થઇ ગયા. શ્રીયુત ભાણજીભાઇ દેવજી ઓઝા (ગોહીલ) ની બે પુત્રીઓ (૧) બ્હેન ઇચ્છાકુમારીનું લગ્ન અલીબાગવાળા શ્રીયુત હીરજીભાઇ ધનજી દેવળીયાની સાથે અને (૨) બ્હેન લલિતાકુમારીનું લગ્ન મુંબઇના શ્રીયુત ખંડુભાઇ કેશવજી કુશાળકારની સાથે. શ્રીયુત ભાણજીભાઇ ગુર્જર પ્રજાપતિ છે અને આર્યસમાજી હોઇને જ્ઞાતિ ભેદમાં બીલકુલ માનતા નથી. એમની પાંચે પુત્રીઓ પણ સુશિક્ષિત છે.

શ્રીયુત હીરજીભાઇ આપણા સોરઠીયા પ્રજાપતિ છે અને ગ્રેજ્યુએટ થએલ હોઇને કોલાબા જીલ્લામાં કલેકટરની ઓફીસમાં ડેપ્યુટી ચીટનીસના પદ પર છે. જ્યારે શ્રીયુત ખંડુભાઇ લાડ પ્રજાપતિ છે અને હોમીઓપથી ડૉકટરની પદવી ધરાવે છે.

આપણી પ્રજાપતિ કોમમાં ગુર્જર, લાડ, સોરઠીયા, વરીયા અને વાટલીયા ઇત્યાદિ જુદા જુદા પ્રાંતિય શાખા ભેદ છે અને તેના વચ્ચે જ્ઞાતિના રિવાજને લીધે આંતરવિવાહ ભાગ્યેજ થાય છે;-બલ્કે થતાંજ નથી એમ કહો તો ચાલે-છતાં આ બંધુઓએ આ રિવાજને તિલાંજલી આપીને આંતરવિવાહ કરવાનું જે હીંમતભર્યું પગલું ભર્યું છે એને અમો આવકારપાત્ર લેખીએ છીએ અને એ બદલ એમને અમારા હાર્દિક અભિનંદન અર્પીએ છીએ. દેશભરમાં જ્ઞાતિઓના આવા આવા કઢંગા બંધનો દેશકાળાનુસાર જ્યારે તુટતાં જાય છે ત્યારે આ બંધુઓનું આ પગલું ભવિષ્યમાં આપણી જ્ઞાતિમાં જરૂર દ્રષ્ટાંતરૂપ નીવડશે એમ અમો માનીએ છીએ.

## હિન્દી મહાસભાના પ્રતિનિધિ

કલ્યાણના રહીશ આપણી જ્ઞાતિના એક બંધુ શ્રી કાનજીભાઇ ગોવીંદ છાંયા આવતા માર્ચ માસમાં ત્રિપુરી મુકામે ભરાનાર હિન્દિ મહાસભાના આગામી અધિવેશન માટે એક પ્રતિનિધ તરીકે થાણા જીલ્લા તરફથી ચુંટાઇને આવ્યા છે તે સમાચાર અત્રે પ્રગટ કરતાં અમોને અત્યંત હર્ષ થાય છે.

એઓ શ્રી મુંબાઇની હાલની ધારાસભાના મહાસભાવાદી પક્ષના એક ચાલુ સભ્ય છે અને ગયાજ મહિનામાં તેઓ થાણા જીલ્લા સ્કુલ બોર્ડના વાઇસ-ચેરમેન તરીકે ચુંટાયા હતા; અને હવે તેઓશ્રી આગામી મહાસભાના એક પ્રતિનિધિ તરીકે ચુંટાયા છે. આ બંધુની ઉત્તરોત્તર સફળતા માટે એમને અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ.

## એક ભાવિ કજોડું લગ્ન

ધારાવી (માટુંગા મુંબઇ) ના કુંભારવાડામાં વસ્તા આશરે ૪૫ વરસનાં એક વૃદ્ધ જ્ઞાતિબંધુ નામે પરબતભાઈ ચિત્રોડા (દેવલીવાલા) કે જેની એક પત્નિ હૈયાત હોઇને હાલમાં તેના ઘરમાંજ છે છતાં ત્યાંના બીજા એક બંધુ શ્રી ભુટાભાઈ ગાંડા વાગડીયાની હાલમાં રંડાએલી ૧૪–૧૫ વર્ષની એક યુવાન પુત્રી સાથે તેઓ પુનર્લગ્ન કરવા તત્પર થયા હોવાનું અમારા સાંભળવામાં આવ્યું છે અને ભુટાભાઇએ પણ તે માને છે તેવી બતાવી હોવાનું [illegible] જાણી અમો ઘણા ખેદ [illegible] કજોડું લગ્ન કરી પોતાની યુવાન દીકરીનો ભવ ન બગાડવા ભુટાભાઇને અમો વિનંતી કરીએ છીએ. ત્યાંના આગેવાનો તથા યુવાન ભાઇઓ આ કઢંગુ લગ્ન તુરત અટકાવશે ખરા? સંપાદક

## ટુંકા સમાચાર

કલ્યાણ—અત્રેના રહીશ આપણી જ્ઞાતિના એક બંધુશ્રી કાનજીભાઇ ગોવીંદ છાંયા ગઈ તા. ૩–૧૨–૩૮ ના દીવસે મહાસભાવાદી પક્ષ તરફથી થાણા જીલ્લા સ્કુલ બોર્ડના એક સભ્ય તરીકે ચુંટાઇ આવ્યા હતા.

બાદ ગઇ તા. ૧૪–૧૨–૩૮ ના દીને મજકુર સ્કુલ બોર્ડ પાર્ટીના એક 'ડેપ્યુટી લીડર' તરીકે ચુંટાતાં તેઓશ્રી સ્કુલ બોર્ડના ઉપાધ્યક્ષ (વાઇસ-ચેરમેન) ના પદે પણ સ્થાપન થયા હતા.

**જામનગર**—અત્રેના રહીશ શ્રીયુત ભાણજીભાઇ દેવજી ઓઝા (ગોહીલ) ની ત્રણે પુત્રીઓ (૧) શ્રી ઇચ્છાકુમારી (૨) શ્રી આનંદીદેવી અને (૩) શ્રી લલિતાકુમારીના લગ્નો અનુક્રમે (૧) શ્રી હીરજીભાઇ ધનજી દેવળીયા (અલીબાગ) (૨) શ્રી પોપટલાલ પ્રાગજીભાઇ ચૌહાણ (રાજકોટ) તથા (૩) ડૉ. શ્રી ખંડુભાઇ કેશવજી કુશળકાર (મુંબઇ) સાથે ગઇ તા. ૨૬–૧૨–૩૮ ના દીને વૈદિક વિધીથી થયા હતા.

## મૃત્યુ સમાચાર

મુંબાઈ—અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી ગોપાલદાસ વાલજી દેવળીયાની ત્રણેક વર્ષની એક નાની પુત્રી જસોદાનું ગઇ તા. ૧૮–૧–૩૯ નાં દીને મૃત્યુ થયું. સ્વ. પુત્રીના મૃત્યુથી એમને તથા એમના કુટુંબીજનોને લાગેલ આઘાત પ્રત્યે અમો અમારી સહાનુભૂતિ પ્રગટ કરીએ છીએ. સંપાદક

## ચર્ચાપત્ર

[નોંધઃ-ચર્ચાપત્રીઓના લખાણ સાથે અમો સંમત છીએ એમ માની લેવાની ભૂલ કોઈએ કરવી નહિં. સંપાદક]

### બીજવરનો બળાપો યાને દાઝયા પર ડામ.

તંત્રીજીઃ 'પ્રજાપતિ-પ્રકાશ' મુંબઈ,

આપણી અહિંની જ્ઞાતિમાં જડઘાલી બેઠેલા એવા કેટલાએ ખોટા અને કઢંગા રિવાજો હસ્તી ધરાવે છે તેમાં બીજવરનો ડબ્બલ 'દેજ' લેવાનો રીવાજ પણ ગણાવી શકાય. એ તો દેખીતીજ બીના છે કે આપણી જ્ઞાતિનો રૂપીએ બારઆના ભાગ તો અંગ મહેનત મજુરી કરી મહામુસ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવે છે. આમાંથી કોઈ એકાદ સમજુ ભાઈ થોડું ઘણું બચત કરી અને કાંઈક કરજ કરીને પણ લગ્નગાંઠથી જોડાઈ પોતાનો સંસાર જેમતેમ નીભાવતો હોય ત્યાં પત્નીને કોઈ જીવલેણ બીમારી લાગુ પડતાં દૈવયોગે તે મરણને શરણ થાય. લગ્નનું કરેલું કરજ તો હજુ ઉભુંજ હોય ત્યાં વળી આ બીજી આફત આવે. જ્ઞાતિ રિવાજ પ્રમાણે પત્નિની ઉત્તરક્રિયા તો કરવીજ પડે; એટલે વળી કરજમાં વળી વધારો થાય. થોડો વખત જતાં જેમ તેમ કરીને આ ભાઈ કાંઈક ટટ્ટાર થાય અને બીજું લગ્ન કરવા તૈયાર થાય ત્યાં જ્ઞાતિના રીવાજ મુજબ ડબ્બલ 'દેજ'નો ટેક્સ તો તેને દેવાનોજ હોય. એક પત્નિ જીવતાં બીજી પત્નિ જો કોઈ કરે અને તેની પાસેથી ડબ્બલ 'દેજ' લેવાય તો એ કાંઈક વ્યાજબી ગણાય. પણ સંસારના દુઃખોથી હણાએલો અને કરજથી દબાએલો કોઈ વિધુર ભાઈ બીજું લગ્ન કરતાં તેની પાસેથી આવો ડબ્બલ 'દેજ' લેવાય એ તો [illegible] ઘાતકીપણું ગણાય. આપણી જ્ઞાતિના મુંબઈમાં તેમજ સાબ્ટીમાં વસતા કેટલાક આગેવાન ગણાતા સમજુ બંધુઓ આવા કઢંગા અને ઘાતકી રીવાજને નાબુદ કરવા પ્રયત્ન કરશે તો જ્ઞાતિના ગરીબ વિધુર ભાઈઓ ઉપર મોટો ઉપકાર થશે.

મુંબઈ:]

લી. એક 'બીજવર'

## સાભાર સ્વિકાર

| | | |
|---|---|---|
| ૧૦ 'વિશ્વકર્મા બંધુ' | (માસિક) | અમદાવાદ |
| ૧૧ 'વાગ્દ નિકાગ' | ( „ ) | „ |
| ૧૨ 'પ્રજાપતિ નવયુવક મંડળ'નો સંવત ૧૯૯૮ નો વાર્ષિક અહેવાલ. | (ગુજરાત) | પાટણ |
| ૧૩ 'સને ૧૯૪૬ નું ફેન્સી કેલેન્ડર. [શ્રી પ્રીમીઅર સીલ્ક બઝાર લી. | (આફ્રિકા) | [illegible] |

## ભૂલ સુધાર

અમારા ગયા દીવાળીના અંકમાં હરીજનો માટે મંદિર ખુલ્લું મુક્યા સંબંધી એક ચર્ચાપત્ર શ્રી નારણ મેરામણ ઘેડીનાની સહીથી પ્રગટ થએલું. તેમાં તેમની સહી નીચે "શ્રી મુંબઈ સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિની વાડી તથા મંદિરના વહીવટદાર" એ લખાણમાં 'મુંબઈ' એ શબ્દ સરતચુકથી દાખલ થઈ ગયો હતો. એમના લખાણમાં એ શબ્દ હતો નહિં. સંપાદક :

## આફ્રીકાના ગ્રાહકોને સૂચના

'પ્રજાપતિ—પ્રકાશ' એ નામથી લખેલા પી. પોસ્ટલ ઓર્ડરો અહિંની બેંક સ્વીકારતી નથી. તેથી તેની વસુલાત કરવામાં અમોને મુશ્કેલી નડે છે. તો હવેથી પોસ્ટલ ઓર્ડરમાં સંપાદક અથવા વ્યવસ્થાપકોમાંથી કોઇપણ એકનું નામ ભરીને મોકલવા વિનંતી કરવામાં આવે છે.

વ્યવસ્થાપકો

## ગ્રાહકોને વિનંતી

દેશ પરદેશના જે જે બંધુઓએ પોતાનું ચાલુ ચોથા વર્ષનું લવાજમ તેમજ બીજા કે ત્રીજા વર્ષનું લવાજમ હજી સુધી મોકલ્યું ન હોય તેમને આ અંક મળેથી તુરત મોકલાવી આપવા આથી આગ્રહપૂર્વક ફરીથી વિનંતી કરીએ છીએ. સ્થાનિક બંધુઓએ પોતાનું લવાજમ કાર્યાલયે મોકલાવી આપવા વિનંતી.

વ્યવસ્થાપકો

: ગ્રાહક :

નં.

With best Compliments:

*If not delivered please return to:—*

: Karyalaya :

59/65, Durgadevi Road,

BOMBAY No. 4.

* * *



P RAJAPATI
RAKASHA



ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, ગાયા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, માંડવી, મુંબઈ ૩.

# પ્રજાપતિ પ્રકાશ




: વર્ષ :
૪ થું
: અંક :
૮ મો.







ફેબ્રુઆરી
: સને :
૧૯૩૯


સંપાદક

ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

# ચોથા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | :નામ: | :અટક: | :સ્થળ: |
|---|---|---|---|
| ૫૯ | શ્રી. મેઘજીભાઈ કરમન | ઝાંપા | પોરબંદર |
| ૬૦ | ,, જીવરાજભાઈ રણમલ | કેરીયા | ,, |
| ૬૧ | ,, આંબાભાઈ રાજશી | શીંગડીયા | ,, |
| ૬૨ | ,, ભીમજીભાઈ રાજા | માવદીયા | ,, |
| ૬૩ | ,, છગનભાઈ રામજી | ગોહીલ | ,, |
| ૬૪ | ,, વશરામભાઈ જેઠાભાઈ | પાણખાણીયા | ,, |
| ૬૫ | ,, વીરજીભાઈ નાનજીભાઈ | દેવળીયા (આફ્રીકા) | દારેસ્સલામ |
| ૬૬ | ,, ભોજાભાઈ કેશવભાઈ | ભરડવા (,,) | ,, |
| ૬૭ | ,, માલદેભાઈ મુળજીભાઈ | સંડોરા (,,) | ,, |
| ૬૮ | ,, કાળાભાઈ કેશવભાઈ | ભરડવા (,,) | ,, |
| ૬૯ | ,, જેસાભાઈ પુંજાભાઈ | ગોહીલ (,,) | ,, |
| ૭૦ | ,, મુળજીભાઈ કાળાભાઈ | દેવળીયા | મુંબઈ |
| ૭૧ | ,, અર્જુનભાઈ કેશરાભાઈ | ઓઝા | વેરાવળ |
| ૭૨ | ,, ભીમજીભાઈ એનશી | ઓઝા | દારેસ્સલામ |
| ૭૩ | ,, ઉકાભાઈ ભગવાનદાસ | પ્રજાપતિ | અમદાવાદ |
| ૭૪ | ,, આલાભાઈ ગોવિંદજી | કુકડીયા | ગોરી પાનેલી |
| ૭૫ | ,, ભગવાનભાઈ વશરામ | ફટાણીયા (આફ્રિકા) | મોમ્બાસા |
| ૭૬ | ,, ભીમજીભાઈ આણંદજી | શીંગડીયા | ,, દારેસ્સલામ |
| ૭૭ | ,, નથુભાઈ નરશી | પાણખાણીયા ,, | મોમ્બાસા |
| ૭૮ | ,, સાંગણભાઈ ધનજી | ગઢીયા ,, | કમ્પાલા |

—: વધુ નામો આવતા અંકમાં :—

# ત્રીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | નામ : | અટક : | સ્થળ : |
|---|---|---|---|
| ૧૫૧ | શ્રી. છગનભાઈ રામજી | ગોહીલ | પોરબંદર |
| ૧૫૨ | ,, વશરામભાઈ જેઠાભાઈ | પાણખાણીયા | ,, |
| ૧૫૩ | ,, ભોજાભાઈ કેશવભાઈ | ભરડવા (આફ્રિકા) | દારેસ્સલામ |
| ૧૫૪ | ,, માલદેભાઈ મુળજીભાઈ | સંડોરા (,,) | ,, |
| ૧૫૫ | ,, મુળજીભાઈ કાળાભાઈ | દેવળીયા | મુંબઈ |
| ૧૫૬ | ,, અરજણભાઈ મેસુર | જગતીયા | ,, |
| ૧૫૭ | ,, ભગવાનભાઈ વશરામ | ફટાણીયા | મોમ્બાસા |
| ૧૫૮ | ,, ભીમજીભાઈ મુળજી | મારૂ | મુંબઈ |
| ૧૫૯ | ,, નથુભાઈ નરશી | પાણખાણીયા | મોમ્બાસા |
| ૧૬૦ | ,, ભીમજીભાઈ મુળજી | કેરીયા | ,, |
| ૧૬૧ | ,, વીરજીભાઈ કાનજી | ફટાણીયા | થીકા |
| ૧૬૨ | ,, શવજીભાઈ પરસોત્તમ | ઝાંપા | કુરલા |

# બીજા વર્ષના નોંધાએલા ગ્રાહકો

| અ. નં. | :નામ: | :અટક: | :સ્થળ: |
|---|---|---|---|
| ૨૮૯ | શ્રી. ભોજાભાઈ કેશવભાઈ | ભરડવા (આફ્રિકા) | દારેસ્સલામ |

કેટલાક અનિવાર્ય કારણોને લીધે આ અંક એક માસ મોડો બહાર પડે છે એ બદલ ક્ષમા ચાહીએ છીએ. આવતો અંક બે માસનો સંયુક્ત બહાર પડશે.

પ્ર•જા•પ•તિ  ફેબ્રુઆરી, સને: ૧૯૩૯.
વર્ષ: ૪ થું. * અંક: ૮ મો.

પ્રકાશ

# આજ કાલકે ધનવાન:

( તેરે પૂજનકો ભગવાન-એ રાહ )

હય ગફલતમેં ગુલ્તાન, બનાતે બિલ્ડીંગ આલિશાન...ટેક

કોન બનાઇ સબકી કાયા
કોન બનાઈ જગકી માયા;

ઉન બાતો સે અન્જાન, બનાતે બિલ્ડીંગ આલિશાન...હય.

જ્ઞાતિ મે દીનતા-દાવાનળ,
અરૂ, ઘેરાં હૈ વિપત્ત-વાદળ;

ફીર ભી વો અજ્ઞાન, બનાતે બિલ્ડીંગ આલિશાન...હય.

દેશ-વિદેશ મીટી ગો ભરીને,
"ખોટા ખરચા" બંધ કહીને;

ખુદ જ્ઞાતિ આગેવાન, બનાતે બિલ્ડીંગ આલિશાન ..હય.

સબ દો દિનકે મ્હેમાન, બનાતે બિલ્ડીંગ આલિશાન

પોરબંદર: ]......................................... " કુમરીન "



સહતંત્રી: ડૉ. ખંડુભાઈ કેશવજી કુશળકાર.

| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
|---|---|---|
| પ૯/૬૫, દુર્ગાદેવી રોડ, | મેઘજી જુઠાભાઈ ચાંડગળા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઈ. નં. ૪. | ગોપાળદાસ વાલજી દેવળીયા | પરદેશમાં : ત્રણ શીલીંગ |

# જુનાગઢ જ્ઞાતિનું વસ્તીપત્રક

કોઇ પણ દેશનું વસ્તીપત્રક એ દેશના લોકોની સામાજીક પરિસ્થિતી તપાસવાનું દર્પણ છે. આજ કારણથી વસ્તીગણત્રીના આ કાર્યને દુનીયાના પ્રત્યેક સુધરેલા દેશોએ સુધારણાના એક અંગ તરીકે માનેલું છે.

આપણો આ ભારતખંડ નાની મોટી અસંખ્ય જ્ઞાતિઓથી ભરપૂર હોઇ તેમાંની ઘણી ખરી આગેવાન ગણાતી જ્ઞાતિઓએ જ્ઞાતિના વસ્તીપત્રકનું આ મહત્વ સ્વીકાર્યું છે અને તે મુજબ પ્રત્યેક જ્ઞાતિ પોતાનું વસ્તીપત્રક યથાસમયે-પાંચ દશ કે વીસ વરસે-તૈયાર કરી પોતાની જ્ઞાતિની પરિસ્થિતિ તપાસતી રહે છે.

આ દ્રષ્ટિ લક્ષમાં રાખી સને ૧૯૩૬ માં જુનાગઢના મહાલોની જ્ઞાતિઓનું બંધારણ તથા ધારાધોરણ અમોએ તૈયાર કર્યું ત્યારે તેમાં જ્ઞાતિનું વસ્તીપત્રક યથાસમયે તૈયાર કરવાની કલમ અમોએ દાખલ કરેલી. આ બંધારણ જુનાગઢના પટેલશ્રી એ અમલમાં મુક્યું કે નહિં તે હજૂ સુધી અમો જાણી શક્યા નથી. મજકુર બંધારણની કલમ નં. ૨૯ અનુસાર જુનાગઢમાં વસતા આપણા સોરઠીયા બંધુઓનું વીગતવાર વસ્તીપત્રક ત્યાંના એક બંધુ શ્રી હરજીભાઇ ટીડાભાઇ ભરદ્વાજ એમણે તૈયાર કરીને અમારા ઉપર મોકલાવી આપ્યું છે. એ મુજબ ત્યાં આપણા સોરઠીયા બંધુઓના ઘર ૧૧૩ છે અને કુલ વસ્તી ૪૪૬ જણની બતાવેલી છે, જેમાં ૧૩૪ ભણેલ છે.

દરેક ઘરના મુખ્ય ધણીનું નામ, તથા શાખ, તેની ઉમર તથા ધંધો તથા દરેક ઘરના માણસોની કુલ સંખ્યા અને તેમાં કેટલા ભણેલા છે તે સર્વ વસ્તુ વીગતવાર રીતે બતાવવામાં આવી છે. ધંધાની વીગત અમો હવે પછીના અંકમાં આપીશું.

આ ઉપરાંત ભાઇશ્રી હરજીભાઇ પોતાના પત્રમાં સોરઠીયા પ્રજાપતિ સિવાયના જુનાગઢના બીજા પ્રજાપતિ ભાઇઓની વીગત પણ નીચે મુજબ જણાવે છે જે જાણવાજોગ હોઇ આ નીચે આપીએ છીએઃ-

| | ઘરઃ | વસ્તી સંખ્યાઃ |
|---|---|---|
| લાલવડીયા વરીયાઃ | ૧૭૫ | [illegible]૦૦ |
| વરીયાઃ | ૭૨ | [illegible]૨૫ |
| વાટલીયાઃ | ૨૫ | [illegible]૦ |
| ગુર્જરઃ | ૪૦ | ૧૫૦ |
| ગુર્જર કડીયાઃ | ૨૦૦ | ૧૦૦૮ |

જે સંભાળભરી ઝીણવટથી આ વસ્તી પત્રક તૈયાર કરવામાં ભાઇશ્રી હરજીભાઇએ મહેનત લીધી છે તે બદલ એમને અમો ધન્યવાદ આપીએ છીએ અને જ્ઞાતિ પ્રત્યે એમણે જે સેવાભાવ બતાવ્યો છે તેની અમો કદર કરીએ છીએ. આવીજ રીતે જુનાગઢના બીજા મહાલોનું તેમજ તેની આજુબાજુના ગામડાંઓનું વસ્તીપત્રક તે તે સ્થળે રહેતા સેવાભાવિ જ્ઞાતિભાઇઓ જો તૈયાર કરીને અમોને મોકલી આપશે તો તેની વીગત 'પ્રકાશ' માં અમો જરૂર ખુશીથી પ્રગટ કરીશું.

# 'પ્રકાશ'ના કાર્યાલયમાંથી વ્યવસ્થાપકનું રાજીનામું

'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક બંધુ શ્રી. હીરજીભાઇ તરફથી રાજીનામાનો પત્ર અમોને મળેલો છે જેનો ઉતારો નીચે આપીએ છીએઃ-

મુંબઇ તા. ૨૩-૨-૩૯

તંત્રીશ્રીઃ 'પ્રજાપતિ પ્રકાશ' મુંબઇ,

સવિનય નિવેદન કે 'પ્રકાશ' ની શરૂઆતથી-સને ૧૯૩૫ ના જુલાઇથી-હું તેના એક વ્યવસ્થાપક તરીકેના હોદ્દા પર છું. છેલ્લાં કેટલાક વખતથી મારી કેટલીક અંગત તેમજ બીન-અંગત પ્રવૃત્તિઓને લીધે વ્યવસ્થાપક તરીકેની ફરજો બજાવવા હું અશકત થયો છું, તેથી આપ મને એ પદ પરથી છુટો કરશો તો આપનો હું ઘણો આભારી થઇશ હું છુટો થવા છતાં પણ 'પ્રકાશ' પ્રત્યેની મારી સહાનુભૂતિ ભરી લાગણી સતત ચાલુ રહેશે તે બદલ આપ નિશ્ચિંત રહેશોજી. આપ મારૂં રાજીનામું સ્વીકારી આભારી કરશોજી.

લી. આપનો,

(સહી) હીરજી જેરામ વીસાવાડીયા

---

જે સેવા ભાવિ બંધુઓ આ કાર્ય કરવા બહાર આવશે અને તે મુજબ અમોને જણાવશે તો તેની વીગતનું ફારમ તેમના ઉપર અમો તૈયાર કરીને મોકલાવી આપશું. દરેક સેવાભાવિ બંધુને આ કાર્ય ઉપાડી લેવા અમો આગ્રહપૂર્વક વિનંતી કરીએ છીએ. અસ્તુ

સંપાદક

એમના રાજીનામાનો અમોએ આપેલો જવાબ નીચે પ્રમાણે છેઃ—

મુંબઇ તા. ૧-૩-૩૯

ભાઇશ્રી હીરજીભાઇ જેરામ વીસાવાડીયા જોગ,

સવિનય નિવેદન કે 'પ્રકાશ' ના એક વ્યવસ્થાપક તરીકેના આપના રાજીનામાનો તા. ૨૩-૨-૧૯૩૯ નો પત્ર મળ્યો. છેલ્લા કેટલાક વખતથી આપની કેટલીક અંગત તેમજ બીન-અંગત પ્રવૃત્તિઓને લીધે વ્યવસ્થાપક તરીકેની આપની ફરજો બજાવવા આપ અશકત હોઇ આ રાજીનામું આપ આપો છો એ જાણી ખેદ પામ્યો છું. આપની અન્ય કેટલીક બીન-અંગત પ્રવૃત્તિઓની માફક 'પ્રકાશ' પણ આપની સેવા ચાલુ મેળવવા ભાગ્યશાળી થયું હોત, પણ.........આપનું રાજીનામું સ્વીકારવા વગર છુટકોજ નથી.

અત્રે આપને જણાવવું નિરર્થક નહિં જણાય કે આપની ખાલી પડતી જગ્યાએ આપણા એક બંધુ શ્રી. ગોપાળદાસ વાલજી દેવળીયાને વ્યવસ્થાપક તરીકે નીમવામાં આવ્યા છે. તદુપરાંત સહતંત્રી તરીકે લાડ પ્રજાપતિ બંધુ શ્રી. ડૉકટર ખંડુભાઇને નીમવામાં આવ્યા છે. બંને બંધુઓએ પોતાની ફરજો બજાવી લેવાનું કબુલ્યું છે, તેમજ ઉપરોકત બંને નીમણુંક આપની પણ પસંદગી મેળવી શકી છે એ ખુશી થવા જેવું છે.

'પ્રકાશ' પ્રત્યેની આપની સહાનુભૂતિભરી લાગણી સતત ચાલુજ રહેશે એવી

આપની ખાત્રી બદલ આપનો આભાર માનીએ છીએ.

લી. આપનો,

સંપાદક: "પ્રજાપતિ-પ્રકાશ"

## વ્યવસ્થાપકની નીમણુંક

શરૂઆતથી અત્યાર સુધી જે સહકારની ભાવનાથી હીરજીભાઇએ અમોને સાથ આપ્યો છે એ બદલ અમારે એમનો ઉપકારજ માનવો રહ્યો. એમની જગ્યાએ વ્યવસ્થાપક તરીકે આવનાર બંધુ શ્રી. ગોપાળભાઇનો ટુંક પરિચય અત્રે આપવો જરૂરી છે. એઓશ્રી એક સેવાભાવિ બંધુ હોઇ કેટલાક વર્ષોથી "શ્રી રામનામ ભજન મંડળ" જ્ઞાતિના કેટલાક યુવકોના સહકારથી ચલાવી રહ્યા છે. સને ૧૯૩૩ માં "શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવાસમાજ" નામની અહિંની સંસ્થાની સ્થાપનાના મુખ્ય પ્રેરક પણ તેઓજ હતા.

## સહતંત્રીની નીમણુંક

છેલ્લા કેટલાક વખતથી 'પ્રકાશ' ની અનિયમિતતાને લીધે તંત્રીખાતામાં એકાદ વ્યક્તિની મદદની જરૂરીઆત અમોને જણાતી હતી. ડૉકટર શ્રી. ખંડુભાઇ કેશવજી કુશળકારની 'પ્રકાશ'ના સહતંત્રી તરીકેની નીમણુંકથી અમારી એ જરૂરીઆત આખરે પાર પડે છે. એ જણાવતાં અમોને અત્યંત હર્ષ થાય છે. ડૉકટર શ્રી. ખંડુભાઇ શાખે લાડ પ્રજાપતિ છે અને અમદાવાદની "શ્રી ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા"ના જુના ચાલુ કાર્યકર્તા હોઇ ગયા વર્ષમાં 'સભા' ના મંત્રીપદ ઉપર પણ તેઓ હતા. એકેક વર્ષથી સ્થપાએલી સંસ્થા 'શ્રી લાડ પ્રજાપતિ સમાજ' ના પ્રથમ વર્ષના મંત્રી તરીકે પણ તેમણે કામકાજ કરેલું હતું.

ઉપરોકત બંન્ને બંધુઓની નીમણુંક તા. ૧-૩-૩૯ થી કરવામાં આવી છે. ડૉકટર શ્રી. ખંડુભાઇ જેવા અનુભવિ અને સુશિક્ષિત બંધુનો તેમજ ભાઇશ્રી ગોપાળભાઇ જેવા સેવાભાવિ બંધુનો સહકાર 'પ્રકાશ' ને મળે છે એને અમો 'પ્રકાશ' ની પ્રગતિના સૂચક તરીકે લેખીએ છીએ. ઇશ્વર અમારી એ આશા ફળીભૂત કરો એ પ્રાર્થના. અસ્તુ. સંપાદક

## સન્ધ્યા

(ઉપજાતિ છંદ)

નતો ઉષા, વા, ન મધ્યાન્હ રુચે;
મ્હને રુચતિજ સુરમ્ય સન્ધ્યા.
× × × × ×
પુરી . રંગોળી ખ વિશેજ સન્ધ્યા,
સિંચેછ ભાવો જગે એકા કેરા;
વળી નિમંત્રે ઉગવા વિધૂને,
થકી . પ્રભા જેહની વિશ્વ મ્હાલે.
× × × ×
એથી રુચતિજ સુરમ્ય સન્ધ્યા;
× × ×
નતો ઉષા, વા ન મધ્યાન્હ રુચે.
મ્હને રુચતિજ સુરમ્ય સન્ધ્યા.
×

પોરબંદર........................"કમરીન"

# આપણું અમાર્ગ ગમન

એ સમય ભુતકાળનો હતો જ્યારે આપણા પુર્વજોની પવિત્ર કીર્તી પર્વતોની ટોચે પહોંચે તેવી ચઢીયાતી હતી, આપણી વિદ્વતા વાયુસમી વેગવાન હતી, આપણો શાસ્ત્રાભ્યાસ અને શુદ્ધ ચારિત્રો સર્વ શ્રેષ્ટ હતાં. એકંદરે સુખી હતાં, સમૃદ્ધ હતા, અન્યને ઇર્ષા ઉપજાવે તેવા આપણામાં સદગુણો હતાં. આપણામાં સ્વજાતિ અભિમાન હતું. પરંતુ સમય બદલાતાં કાળના એક શયનાની પંજામાં આપણું એ ગુમાતી ગૌરવ આપણે ગુમાવી બેઠા, આપણી એ પવિત્ર કીર્તી પાતાળમાં જઇ બેઠી. આપણાં સુખ સમૃધિઓને સમયના પ્રહારે ચુરા કર્યા અને આજે એ દીવસો યાદ કરવાનેજ ફકત બાકી રહ્યા. આજે તો આપણા સ્વમાનની સલામતીઓ માટે બેદરકાર બન્યા, આપણા કોઇ દુઃખી બાંધવોના દુઃખદર્દો સાંભળવા આપણા કાનો બહેરા થયા અને પરિણામે અધોગતિના એક ગાઢ અંધકાર નીચે દબાઇ ગયા. આપણી અવદશાના અનેક કારણોમાં દુર્વ્યસન એ પણ એક મુખ્ય કારણ છે. કેટલાએક આપણાં ભાઇઓ દારૂ જેવા રાક્ષસી વ્યસનોનો ભોગ બની પોતાની કીર્તી અને પૈસાનું પાણી કરી રહ્યા છે. જે દુષ્ટ દારૂએ મહાન રાજ્યોના પાયા હચમચાવ્યા છે, ભાઇ ભાઇમાં કુસંપ ઉપજાવી સાંભળતાં પણ કંપારી છુટે તેવા કીસ્સા દારૂથીજ ઉદભવેલા ઇતિહાસમાં વાંચીએ છીએ. અનેકોની બેહાલગતિ દારૂમાંથી થાય છે. આપણી પ્રગતિનાં સાધનોને આગળ જતાં અટકાવવામાં દારૂ એ પણ એક કારણભુત છે. એકંદરે દારૂ આપણી આર્થિક, માનસીક, શારિરીક અને વ્યવહારીક વિગેરે સ્થિતિને તો હિતઘાતક છે. આવા અને તેના જેવા બીજા દુર્ગુણોને ધરીના પણ વિલંબ વિના દફનાવી જ્ઞાતિ ભાઇઓ પોતાનું જીવન એક પ્રગતિમય જીવન બનાવવા પ્રેરાશે તેમજ આવા ફંદામાં ફસાએલા પોતાના અન્ય જ્ઞાતિ ભાઇઓને પણ તેવા દુર્ગુણોમાંથી બચાવવા પોતાના દરેક પ્રયાસો કરશે તો જરૂર આપણી કોમની પ્રગતિ સામે ચણાતી અનેક દીવાલો આવા ભાઇઓના એક પ્રબળથી જમીનદોસ્ત થશે અને આપણે જ્ઞાતિઋણમાંથી મુકત થયા ગણાશું.

આશા રાખું છું કે અમારા ભાઇઓ ઉપર મુજબ વર્તનોને અમલમાં મુકી જ્ઞાતિના ઉદ્ધારાર્થે આપણાં ગજોને નબળાં પાડતાં સાધનો રૂપ દારૂ જેવા દુર્વ્યસનને તિલાંજલી આપી પોતાના જીવનને સફળ બનાવશે.

માંગરોળ: ] મેઘજી જીણાભાઈ ચાંડેગરા

---

ગ્રાહકોને વિનંતિઃ—દેશ પરદેશના જે જે બંધુઓએ પોતાનું ચાલુ ચોથા વર્ષનું લવાજમ તેમજ બીજા કે ત્રીજા વર્ષનું લવાજમ હજી સુધી મોકલ્યું ન હોય તેમને આ અંક મળેથી તુરત મોકલાવી આપવા આથી આગ્રહપૂર્વક ફરીથી વિનંતી કરીએ છીએ. સ્થાનિક બંધુઓએ પોતાનું લવાજમ કાર્યાલયે મોકલાવી આપવા વિનંતી.

# જ્ઞાતિ સમાચાર

## લાયબ્રેરી ખોલી

પોરબંદરથી ભાઇ શ્રી ડાહ્યાભાઈ દેવા ખાણુખાણીયા નીચે મુજબ જણાવે છેઃ—

'અમોએ અહિંઆ ચાર થી છ જણાએએ મળીને એક લાયબ્રેરી તા. ૧૫-૧-૧૯૩૯ થી ચાલુ કરી છે જેમાં ૫૦ બંધુઓએ પોતાના નામો સભ્ય તરીકે નોંધાવ્યા છે. મેમ્બર ફી માસીક ફકત બે આના રાખવામાં આવી છે. 'પ્રજાપતિ મિત્ર મંડળ લાયબ્રેરી' એ નામ રાખ્યું છે. પોતાની પાસેના જુના અગર નવા પુસ્તકો ભેટ તરીકે મોકલી આપવા પ્રજાપતિ બંધુઓને વિનંતી કરીએ છીએ.'

## પ્રજાપતિ વિદ્યાર્થિ ગૃહ

'પ્રજાપતિ નવયુવક મંડળ' પાટણના મંત્રીજી શ્રી અમથાલાલ ત્રીકમલાલ ગાંધી નીચે મુજબ સમાચાર લખી જણાવે છેઃ—

'અમારા મંડળ તરફથી પાટણમાં (ઉ. ગુજરાત) એક વિદ્યાર્થિ ગૃહ બંધાવવાના પ્રયત્નો ચાલે છે તેમાં ઉદાર ગ્રહસ્થો તરફથી આર્થિક સહાય થાય છે. ઇંટો તેમજ માટી મફત મળે એમ છે. પરંતુ જમીન ખરીદવા હાલ પુરતા પૈસા નથી. આને માટે અત્રેના ભાઈશ્રી છવણલાલ છગનલદાસ ઓતિયા, એન્જીનીયર સાહેબે રૂ. ૧૦ આપ્યા છે. તેવીજ રીતે અન્ય પ્રજાપતિ બંધુઓને પોતાની યથાશકિત મદદ આપવા માટે આગ્રહ પૂર્વક વિનંતી કરવામાં આવે છે.

## ટુંકા સમાચાર

કલ્યાણ (જી. થાણા):—ગઇ તા. ૨૬ મી જાન્યુઆરી, ૧૯૩૯ ના સ્વાતંત્ર્ય દીને અત્રે એક 'ખાદી ભંડાર' ખુલ્લો મુકવાની ક્રિયા શ્રીયુત કાનજીભાઇ ગોવીંદ છાંયા (એમ. એલ. એ.) ના શુભ હસ્તે કરવામાં આવી હતી.

પુના—અત્રે બાંધવામાં આવતા કોંગ્રેસ હાઉસના ફંડમાં કલ્યાણના આપણા જ્ઞાતિ બંધુશ્રી કાનજીભાઇ તરફથી રૂા. ૫૦) ની રકમ ભેટ આપવામાં આવી હતી.

*** કાનજીભાઇની આ ઉદારતા બદલ એમને અમારા હાર્દિક અભિનંદન. સ્વજ્ઞાતિના ધર્માદાય કાર્યો પ્રત્યે નજર દોડાવી કાનજીભાઈ પોતાનો ઉદાર હસ્ત હવે કયારે લંબાવે છે તેનીજ અમો તો માર્ગપ્રતીક્ષા કરી રહ્યા છીએ. તેઓ પોતાની જ્ઞાતિ તરફ જરા નજર નાંખશે ખરા?

કોનગામ (કલ્યાણ):—અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી દેવાણંદભાઇ જેઠાભાઇ શીંગડીયા 'થાણા જીલ્લા મહાસભા સમિતિ'ના એક ખજાનચી તરીકે ચુંટાયા છે.

મુંબઇઃ—'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક બંધુ શ્રી હીરજીભાઇ જેરામ વીસાવાડીયા મુંબઇની મ્યુનીસીપાલીટીની ગઇ ચુંટણી માટે નીમવામાં આવેલી 'સી' વોર્ડ કોંગ્રેસ મ્યુનીસીપલ ચૂંટણી પ્રચાર સમિતિના એક મંત્રી તરીકે નીમાયા હતા. તેમજ આપણી જ્ઞાતિના કેટલાક યુવકોએ પણ મજકુર ચુંટણી માટે સ્વયંસેવક તરીકે નામ નોંધાવી પોતાની સેવા

અર્પણ કરી હતી.

*** દેશની આ મહાન સંસ્થાને પોતાની યત્કીંચિત સેવા આપવા બદલ ભાઇશ્રી હીરજીભાઇને તેમજ અન્ય યુવકોને અમ.ગ હાર્દિક અભિનંદન આપીએ છીએ.

જન્મ

નાયરોબી (આફ્રીકા)-અત્રેના એક બંધુ શ્રી પુરૂષોત્તમ મુળજીભાઇ ચાવડા.ને ત્યાં ગઇ તા. ૧૫-૨-૩૯ (સંવત ૧૯૯૫ ના મહા વદી ૧૨) ને બુધવારના દીને સવારના ૭-૧૫ વાગ્યે પુત્રીનો જન્મ થયો જેનું નામ વૈદિક વિધિ મુજબ "કાન્તાબાઇ" રાખવામાં આવ્યું છે.

મરણ

માંગરોળ—ગઇ પોશ શુદ ૧૨ ને મંગળવાર તા. ૩-૧-૩૯ ના રોજ અત્રેની જ્ઞાતિના એક આગેવાન શ્રી જેરામભાઇ અરજણ ચાંડેગળાનું ૭૫ વર્ષની ઉમરે અવસાન થયું છે.

શીલ (જુનાગઢ):—ગઇ પોશ સુદ ૧૫ ને ગુરૂવાર તા. ૫-૧-૩૯ ના દીને શીલ મહાલના પટેલ શ્રી કાળાભાઇ જેરામ ગોહીલનું ૮૦ વર્ષની ઉમ્મરે મૃત્યુ થયું છે.

***માંગરોળની જ્ઞાતિમાં લાંબા સમયથી કંકાસ હોવા છતાં સ્વ. શ્રી જેરામભાઇની અંતિમ ક્રિયા વખતે સમસ્ત જ્ઞાતિ ભાઇઓ આભડવા ગએલા એ ખાસ નોંધને પાત્ર છે. ઉપરોકત બન્ને આગેવાનોના મૃત્યુથી ત્યાંની જ્ઞાતિને સમજદાર આગેવાનોની સંપુર્ણ ખોટ પડી છે. મરનારના કુટુંબીજનો પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરીએ છીએ.

શીંગડા (પોરબંદર):-અત્રેના એક બંધુ તરફથી નીચે મુજબના સમાચાર મળ્યા છેઃ-

"અત્રેના એક જ્ઞાતિબંધુ શ્રી ડાયાલાલ વેલજી રાઠોડનો દેહાંત તા. ૨૩-૨-૩૯ ના દીને ૩૨ વર્ષની યુવાન ઉમરે થયો. તેઓ દરજીનું કામ કરતા અને કેટલાક જ્ઞાતિબંધુઓને પણ આ કામ શીખવાડના અને પારંગત થતાંજ તેમને સ્વતંત્ર ધંધે પણ લગાડી દેતા. પ્રમાણિકપણાથી તેમજ નિરભિમાન ધાર્મિક વૃત્તિથી મરનારે આજુબાજુના સર્વે આમ્યબંધુઓનાં દીલ જીતી લીધાં હતાં."

કરમસદ (જી. ખેડા):-ખંભાતના એક જ્ઞાતિબંધુ શ્રી મગનલાલ સો. પ્રજાપતિ લખી જણાવે છેઃ-

"મુંબઇની જીવદયા મંડળીની સંસ્થામાં કેટલોક વખત પ્રચારકનું કાર્ય કરી જાણીના થએલા અને છેલ્લા સમયથી જ્ઞાતિ સેવાને પીછાણનાર કરમસદના શ્રીમાન મનુભાઇ તુલસીદાસ બુમેલકરના નાના બંધુ શ્રી ત્રિભોવનદાસ ન્યુમોનીઆના દર્દથી એકાએક તા. ૨૫-૨-૩૯ ની રાત્રિએ સ્વર્ગવાસી થયા. સ્વર્ગસ્થ ઉગતા યુવાનને 'પ્રજાપતિ-પ્રકાશ'ના વાંચનથી જ્ઞાતિ ઉન્નતિની પ્રવૃત્તિમાં ભાગ લેવાની ધગશ જન્મી હતી.

*** ઉપરોકત બન્ને યુવાન બંધુઓના અકાળ અવસાનના સમાચાર જાણી અમો ઘણાજ દીલગીર થયા છીએ. બન્નેના મૃત્યુથી તેમના કુટુંબીજનોને લાગેલ આઘાત પ્રત્યે અમારી સહાનુભૂતિ પ્રદર્શીત કરીએ છીએ.

# અંધારામાં અટવાએલી જ્ઞાતિને

ઓ અજ્ઞાનતામાં સપડાએલી અને ગુલામીની મજબુત બેડીઓમાં જકડાએલી પ્રજાપતિ સમાજ, જાગ, જાગ. આ આપણે શું નાં ઝેરી વાતાવરણમાં ઉછરેલી, ગફલતની ગાઢ નિદ્રામાં સુતેલી ઓ સમાજ, જાગ અને જો, કે જગત ક્યાં કુચ કદમ કરી રહ્યું છે. મુસીબતો, આફતો, જુલ્મો અને અપમાન સેવી. ત્હારી સહનશીલતા અને ઉદારતા નષ્ટ થવા પામી. તારૂં નામ જગતમાં બદનામ થયું છતાં પણ ઉપેક્ષા કરશે? સાંભળ, સાંભળ ત્હારો મૃત્યુ ઘંટ સંભળાઇ રહ્યો છે. એની જા, પ્રજાપતિ સમાજ, એની જા, ત્હારા વધની ભયંકર તૈયારીઓ થઇ રહી છે. પૃથ્વીના પડ પરથી તું નામ નાબુદ થવાની નોબત ગડગડે છે. તારા અજ્ઞાન અને નિરાધાર બાળકો કેળવણીના અભાવે જગતની અન્ય પ્રજાઓની ઠોકરો ખાઇ રહ્યા છે. તારી નિરાધાર પુત્રીઓ અને આંગણું પેટની ખાતર ભિક્ષા માગી રહી છે. અને બાળાના ઉમરે તારા વિલાસી અને દોલતમંદ પુત્રો ઉપર ગરમ આંસુઓ પાડી રહી છે. ગરીબ, બચાવ તે નિરાધાર બાળકોને અજ્ઞાનતાની મજબુત બેડીઓમાંથી ગુલામીના પ્રચંડ સંખલાઓથી અને અપમાનોના ભયંકર ઓથારોથી કુરબાન કર આજે બેસ આપ તારી જીંદગી, તારી દોલત અને તારો આત્મભોગ; તારા બાળકોને ઉન્નતિ પર લાવવા, આજે જગતની અન્ય પ્રજાઓમાં સમાનતાનું સ્થાન મેળવવા તત્પર થાઓ અને ઓ પ્રજાપતિ નવયુવકો, અમારી આશા વાડીના અમર પુષ્પો, તમારા અંતઃકરણમાં જ્ઞાતિ સેવા અને સ્વમાનની કોઇ ચીનગારીઓ બાકી હોય તો બહાર આવો. મેદાને પડો અને વિનાશની ખીણ તરફ આગળ વધતી ગુલામીની જ્વાળામાં બળતી જ્ઞાતિપર કુરબાન થાઓ. ભોગ આપો. આહુતી આપો. તો કેળવણીનો સારો અને સાચો પ્રચાર થઇ શકશે. સંસ્થા પોતે પણ ઉન્નત દશામાં રહી શકશે અને આજે આપણી જ્ઞાતિની અવદશા થવા પામી છે તેની અવદશાથી ભવિષ્યમાં આપણી જ્ઞાતિ બચી શકશે.

કેશોદ:] પ્રજાપતિ વાલજી ભગવાનજી

•

# કજોડું લગન અટકે છે

ધારાવી (મુંબઇ):—અત્રેના એક વૃદ્ધ બંધુશ્રી પરમાનભાઇ ચિત્રોડા એક પત્નિ હૈયાત હોવા છતાં બીજું કજોડું લગ્ન કરવા તૈયાર થએલા પણ 'પ્રકાશ'ના ગયા અંકમાં સમાચાર પ્રગટ થએલી અમારી નોંધ પરથી એમની લગભગ નક્કી થએલી વાટાઘાટ પડી ભાંગેલી. ત્યાર પછીથી એ બંધુશ્રી બીજું લગ્ન કરવા માટે દેશમાં ગયા હોવાના સમાચાર અમોને મળ્યા છે. બીજું લગ્ન કજોડું ન કરે તો સારૂં.

•

Regd No B 3550

## News Item

[ Cheap Edition ]

### The Indian Printer & Stationer.

Mr. Laxmichand Dossabhai Shah Editor and Proprietor of the 'Indian Printer & Stationer', a most useful and informative magazine for the printing, bookbinding, paper, Stationery and allied trades in India, published from Rajkot, (India) has announced that a cheap edition of this magazine will be published from March and supplied at a very low subscription rate of rupee one per year only including postage. All those interested may ask him for a free specimen copy.







With Best Compliments

*If not delivered please return to* —

Karyalaya

59/65 Durgadevi Road

BOMBAY No 4

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, ... મુંબઈ

# પ્રજાપતિ પ્રકાશ




: વર્ષ :
૪ થું
: અંક :
૯–૧૦

માર્ચ,
એપ્રિલ,
: અને :
૧૯૩૯

: તંત્રી :

કાધાભાઈ આણંદજી ચાવડા

વાંચો અને આપના સ્નેહી વર્ગને વંચાવો

॥ શ્રી ગણેશાય નમ. ॥

શ્રી સોરઠીયા પ્રજાપતિ બાળ મિત્ર ભજન મંડળની

આ મં ત્ર ણ



પ ત્રિ કા

# શ્રી સત્યનારાયણની મહા પૂજા

સુજ્ઞ મહાશય,

સવિનય વિનંતી કરવામાં આવે છે કે અમારા ઉપરોક્ત મંડળ તરફથી શ્રી સત્યનારાયણની મહાપુજા સં. ૧૯૮૫ ના વૈશાખ વદ ૧૧ ને રવીવાર તા ૨૯-૪-૨૯ ની બપોરના ગત (સ્ટા. ટા.) ૮-૦ વાગે શ્રી રામચંદ્રજીના મંદીરમાં થશે, તો તે શુભ પ્રસંગે દર્શનનો લાભ લેવા, કથા શ્રવણ કરવા, અને તીર્થ પ્રસાદ લેવા, આપ આપના મિત્ર મંડળ સહિત પધારવા કૃપા કરી અમોને આભારી કરશોજી

લી. સેવકો

| | | |
|---|---|---|
| મેઘજી મુળજી ભરડવા | | વીરજી રાણા પરમાર |
| (વ્યવસ્થાપક) | . | પુંજા ઝીણા ધોકીઆ |
| રામજી દામોદર દેવળીયા | | ડાયા ગોવીંદ માળવીયા |
| ભુવા કરમન નથુ ટાંક | ... | ભાણજી રાજા ચૌહાણ |
| | | વેલજી નારણ ભરડવા |

ઠેકાણું —
ભાગવાડા ૮ થી ગલી,
શ્રી રામજી મંદીર

શ્રી મોરડીયા પ્રજાપતિ બાળમિત્ર ભજન મંડળના મેમ્બરો

શ્રી ન્યુ લક્ષ્મી પ્રેસ માંડવી, મુંબઇ, ૩.

''સેવા સમાજ'' અંક

પ્ર • જા • પ • તિ  માર્ચ-એપ્રિલ, સને: ૧૯૩૯.
વર્ષ: ૪ થું. * અંક: ૯-૧૦

કા • શા

# "પ્રભુ વિણ કોણ જાણે છે?"

[રાગ ભૈરવી]

હૃદય માનવ તણાં કેવાં, પ્રભુ વિણ કોણ જાણે છે?
પડેલા ઘા છીગરમાંના, પ્રભુ વિણ કોણ જાણે છે?
શ્રીમંતોએ જગતભરની, વધારી હાય! બેકારી,
ગરીબની એ વ્યથા ભારી, પ્રભુ વિણ કોણ જાણે છે?
કીમ્મત કુબેરની આજે, ભણેલા દાસ છે એના,
અરે! એનાં કરૂણ કાવ્યો, પ્રભુ વિણ કોણ જાણે છે?
ગરીબી છે ગુન્હો મોટો, ગુન્ડાગીરી કરામત છે,
ખલકના ખેલ એ છુપા, પ્રભુ વિણ કોણ જાણે છે?
જગતમાં ન્યાય કે નીતિ, વધે કોણ? લક્ષ્મી? કે ભાવી?
કહે કીશોર એ ભેદો, પ્રભુ વિણ કોણ જાણે છે?

મોટી પાનેલી :]..............................માસ્તર કીશોર સોમનાથ



સહતંત્રી: ડૉ. ખંડુભાઈ કેશવજી કુશળકાર.

| :કાર્યાલય: | :વ્યવસ્થાપકો: | :વાર્ષિક લવાજમ: |
|---|---|---|
| ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, | મેઘજી જુઠાભાઈ ચાંદગોળા | દેશમાં: એક રૂપીઓ |
| મુંબઈ. નં. ૪. | ગોપાળદાસ વાલજી દેવળીઆ | પરદેશમાં: ત્રણ શીલીંગ |

# પ્રજાપતિ કોમ અને વેઠનો પ્રશ્ન

આપણી પ્રજાપતિ જ્ઞાતિ ઉપર વેઠનું એક અમાનુષિ ચક્ર વર્ષો થયાં ફર્યાજ કરે છે. એ સીતમની ચક્કીનો ભોગ બની આપણી ગરીબ જ્ઞાતિ વર્ષો થયાં તેમાં પિસાતી આવી છે અને પિસાઇ રહી છે. આ બધુ કેમ ચાલે છે? તેનો સંચાલક કોણ છે? શા માટે આપણે તે નભાવી લઇએ છીએ? વીગેરે કલ્પના કરવી પણ અશક્ય થઇ પડે છે. વેઠનો એક સાધારણ દેખાતો છતાં તે ગુઢ અને મહત્વનો પ્રશ્ન છે. તેનો વહેલામાં વહેલી તકે અંત આવવોજ ઘટે. વેઠને માટે આપણા ભાઇઓમાં જુદી જુદી માન્યતાઓ હશે- પરંતુ અમારા માનવા મુજબ પુર્વે કોઇ સ્વાર્થ લોલુપ્ત ક્રુર હૃદયના રાજ્ય કર્મચારીએ આપણી કોમ ઉપર ઠોકી બેસાડેલ ધુંસરી છે. એ ધુંસરીને દૂર ફેંકવા આપણે અસમર્થ બનીએ તો એક માનવી તરીકે આપણે જીવવાને પણ લાયક નથી. વેઠ એ ન્યાયથી પણ વિરૂદ્ધ છે. કાયદો પણ જેનું સમર્થન નથી કરતો. કોઈ સમજદાર રાજનિતિજ્ઞ પુરૂષ પણ તેને ઇચ્છે નહિ. પરંતુ કેટલાક નાના વર્ગના નોકરીઆતોએ આપણી ગરીબાઇનો લાભ લઇ મનસ્વી રીતે ઠોકી બેસાડેલ ધોરણ છે. એક અન્યાય ગુજારનાર અન્યાય કરવા બદલ દોષને પાત્ર છે તેટલોજ જવાબદાર અન્યાયને નભાવી લેનાર છે એ વાકયાનુસાર આપણી કોમના એ કલંક રૂપ વેઠના ધારાને જડમુળથી ઉખેડીને એવા આપણે બંધારણ પુર્વકના કોઇ પગલા નજ લઇએ તો આપણે જ્ઞાતિ દ્રોહી બની એક ગુલામી જીવનજ જીવી આપણા વંશજોને તે પણ વારસામાં સોંપેલું એક કલંકજ ગણાશે.

વેઠ સંબંધમાં એક આશ્ચર્ય ઉપજાવનારી બીના તો એ છે કે કેટલાએક રાજ્યકર્તા કે તેમના ઉપરના અધીકારીઓને પણ આ વાતની ખબર હોતી નથી તેમજ આપણા ઉપર ગુજરતા વેઠના એ સીતમોની ફરીયાદ પણ કરી શકતા નથી અને આગેસે ચલી આતી હય સમજી તેને નભાવીજ લઇએ છીએ. આ તકે એક યાદી આપવી ઉચીત ધારૂ છું કે—

નામદાર જુનાગઢ નવાબ સાહેબનો વર્ષના બે ત્રણ મહીના ચોરવાડ ગામે મુકામ રહે છે. ચોરવાડમાં આપણા પ્રજાપતિ ભાઇઓના ત્રીસેક ઘરો છે. જ્યારે નામદારનવાબ સાહેબનો મુકામ ચોરવાડ આવે ત્યારે તેના આખા કેમ્પમાં પાણી પુરૂં પાડવાની ફરજ આપણા ભાઇઓ ઉપરજ રહેતી અને દરરોજ દશ ભાઇઓ પાણી ભરવા જાય અને એક દીવસ અને રાત્રી ત્યાંજ રહે. એ મુજબ વર્ષો સુધી ચાલ્યું. આસ્તે આસ્તે એ ત્રાસ એટલો વધવા લાગ્યો અને પરિણામે એક સુયોગ પ્રાપ્ત થતાં ના. નવાબ સાહેબને ઉપરના દુઃખની કથની રજુ કરી. શાણા દીલના એ રાજ્ય કર્તાએ તેજ દીવસથી આપણા ભાઇઓને વેઠના ત્રાસથી મુકત કરી એવું ફરમાન કર્યું જે કેમ્પમાં પાણી ભરવા આવનાર મજુરને પુરે પુરી મજુરી મળવી જોઇએ. વળી તે કામ પ્રજાપતિજ

# સોરઠીયા પ્રજાપતિ વિદ્યા ફંડની આવશ્યકતા

આપણી જ્ઞાતીમાં વિદ્યાનો પ્રચાર બહુજ થોડો છે તે તો આજકાલ સર્વે ભાઇઓ સારી રીતે જાણે છે. તેમાં પણ બીજા ભણેલ ભાઇઓએ તેના ઉપર ચર્ચાપણ કરેલ છે પણ હજી તેના તરફ આપણું લક્ષ બીલકુલ દોરાયું નથી તો ભાઇઓ આપનું ધ્યાન આ તરફ ખેંચી નીચેની હકીકત ધ્યાનમાં રાખશોજી.

વિદ્યા એ એક મહાન તત્વ છે કે જે મનુષ્યના જીવનને ઉંચામાં ઉંચી પદવી ઉપર પહોંચાડી શકે છે પણ જે મનુષ્યમાં વિદ્યાનો અભાવો હોય તો તેને પશુથી પણ નીચે ગણુવામાં આવે છે.

દાખલા તરીકે જ્યારે આપણે બીમાર હોઇએ ત્યારે વૈદ્ય અગર ડોકટરની દવા બીમારી દૂર કરવા લેવી પડે છે. અગર જો તેના યોગ્ય ઉપાય ન થાય તો તે બીમારી ભયંકર રૂપ ધારણ કરે છે ને જીવલેણ નીવડે છે. તેમજ આપણામાં હાલ જે વિદ્યાની અભાવ રૂપી બીમારીએ પોતાનું પુરતું સ્થાન જમાવ્યું છે તેને જો આપણે ફંડ રૂપી ડોકટર અગર બીજા કોઇ પણ ઉપાયથી નાશ નહી કરીએ તો આપણી જ્ઞાતીનું સ્થાન તદ્દન પશુનીજ ગણુતરીમાંજ રહેશે..

બીજું વિદ્યા ફંડથી ઘણા ફાયદા છે. જેવા કે કોઇ ગરીબ માબાપના છોકરાંઓને ભણવાની ઇચ્છા હોય અને પોતાની આર્થીક સ્થિતિ સારી ન હોય તો તેમનાં છોકરાંઓ એટલે કે આપણી ભવીષ્યની પ્રજાને તે ફંડમાંથી ફી ચોપડીઓ વીગેરેની મદદ થાય.

આપણામાં હાલમાં સહાયક ફંડ તથા સંમેલન ફંડ તથા વિદ્યા ફંડ ઉપરાઉપર થવાથી કોઇપણ માણુસે તેથી ભડકી જવાનું નથી કે આ બધાં ફંડ ઉઘરાવી આપણને ઊંડું સમજની ફંદમાં ફસાવવા માગે છે કારણ આ પ્રશ્ન બહુજ વિચાર કરવા જેવો છે. મારા પોતાનાજ અનુભવથી હું કહું છું કે આ વિચાર આપણી જ્ઞાતીમાં જ્યાં ફંડ માગવા જશું ત્યાં તરતજ આવશે પણ તે વાસ્તે બધાએ નિશ્ચિંતજ રહેવાનું છે. તેની વ્યવસ્થા બહુજ સારી રીતે પ્રતિષ્ઠીત ગૃહસ્થોના હાથથી થવા પામશે. માટે જેમ બને તેમ હાથ છુટથી લંબાવવા સર્વે પ્રજાપતિ ભાઇઓને નમ્ર

---

કરે તેમ નહિં પરંતુ ગમે તે કોમના માણુસને બોલાવી તેને પુરી મજુરી આપવા વ્યવસ્થા કરવી.

આમ ચોરવાડના ભાઇઓએ પોતાની હીંમત એકઠી કરી દાદ માંગી અને તેઓ સદાને માટે વેઠના એ જુલ્મી પંજામાંથી મુક્ત બન્યા પરંતુ તેનું અનુકરણ કરી જ્ઞાતિના દરેક ભાઇએ વેઠ નાબુદ થવાના દરેક ઉપાયો અમલમાં લેવા જોઇએ અગર તેવા પગલાં લેનારને પોતાનો પુરતો સાથ આપવો જોઇએ તો ઘડીના પણ વિલંબ વિના આપણે વેઠના કલંકને દૂર કરી શકીએ.

માંગરોળ ] -મેઘજી જુડાભાઇ ચાંડેગરા

વિનંતી છે.

આપણે હજી 'વિદ્યાર્થી' અજ્ઞાન હોઇ બીલકુલ ન્યુસ-પેપર્સ વાંચતાજ નથી કે હાલની દુનીયામાં શું શું થઇ રહ્યું છે. બીજું આપણને નથી રાજદ્વારી જ્ઞાન, નથી સ્વદેશનું ભાન, નથી ધંધાદારીનું જ્ઞાન કે નથી પાશ્ચાત્ય જ્ઞાન. આ બધું વિદ્યા ન હોવાનુ કારણ છે. વિદ્યા હોય તો શું શું થઇ શકે છે તેનો એક દાખલો આપું છું. કે ૧૯૧૪ માં વિશ્વયુદ્ધ પહેલાં જાપાન નું કંઇ આટલું સુધરેલું કે આગળ પડતું કારણ વિદ્યાનો અભાવ હતો. પણ ત્યારબાદ તેણે વિદ્યા ગ્રહણ કરવા માંડી અને તેનું ફળ આજે આપણે બધા જોઇએ છીએ કે તે આજ વિદ્યાના બળથી સર્વ જગતની સામે એકલુંજ ટક્કર લેવા તૈયાર છે. માટે ભાઇઓ, વિદ્યા લેવા તૈયાર થાઓ થાઓ અને વિદ્યા ફંડને મદદ કરો એજ વિનંતી

નાયરોબી :] કુરજી રામજી મજેવડીયા

## "રચનાત્મક કાર્ય કરો"

વહાલા જ્ઞાતિબંધુઓ, આપની સમક્ષ હું બે એક નમ્ર સુચનો રજુ કરવા રજા લઉં છું.

બંધુઓ, વીસમી સદીના (પ્રગતિના) આ જમાનામાં કોઇ પણ કોમમાં પછાતમાં પછાત કોમ હોય તો તે માત્ર આપણીજ કોમ છે તેવી મારી નમ્ર માન્યતા છે. ચોતરફ આપણી જ્ઞાતિમાં અજ્ઞાનતા, અંધેર, કુરૂઢી, કુરિવાજો, તડાં, દેશી, પરદેશી, ભાગલા અને એવાં બીજાં અનેક આવરણોએ આપણી જ્ઞાતિને અકલ્પ્ય રીતે ઘેરી લીધી છે. જુના રૂઢી રાક્ષસોએ આપણો કેડો હજુ મુકયો નથી. રૂઢીચુસ્તતાનાં પુર હજુ ધીમા પડયાં નથી. આપણા અમર્યાદિત, બેસુમાર, અર્થહીન અયોગ્ય અને સત્વશોષક રિવાજો અને ખર્ચાઓ હજુ જેવા ને તેવા ચાલુ રહ્યા છે. એ મને તો અવનતિમાં ગરકાવ કરી મુકે છે. અલબત ભૂતકાળ ઉપર નજર કરવા માટે હું જરાપણ તમારૂં ધ્યાન ખેંચવા માગતો નથી. વર્તમાનની વાતો પ્રત્યે જ હું તમારૂં નમ્ર ધ્યાન ખેંચવાનો આગ્રહ રાખું છું. કુંભકર્ણની નીંદ્રા ઘોરતા આપણી કોમના અંધ રૂઢીપુજકોને જગાડવાનો જમાનો હવે આવી પહોંચ્યો છે. તેઓ શ્રીમાનોને વધુ વખત મચક આપવાનું તમને માન્ય નથી એવી કલ્પના હું કરી લઉં તો મારી દષ્ટીએ મે તો કશુંએ અયોગ્ય કર્યું હોય એમ માનતો નથી. દહાડે ને દિવસે અજ્ઞાનતાની ઉંડી ને ઉંડી ખીણમાં ઝપાટાબેર ગબડી પડતી આપણી ગરીબ જ્ઞાતીભૈયાને તેમાંથી ઉગારવા સમર્થ શક્તિશાળી અને સેવાભિલાષીઓ કમર કસી ઝપાટાબેર રચનાત્મક કાર્ય શરૂ કરી હવે એ લખાણો, કાવ્યો, કવિતાઓ વિગેરે લખવા અને વાંચવા કરતાં વધારે ઇષ્ટ અને ઇચ્છનીય હોય એવો મારો નમ્ર અભિપ્રાય છે. અજ્ઞાનતાના અંધારા ઉલેચવા વધુ વખત હવે કોઇ તૈયાર નથી. વિસમી સદીનું ક્રાન્તી-

કારી ખુન્નસ જેના શરિરમાં અહર્નિશ પરિભ્રમણ કરી રહ્યું છે એવો યુવાનવર્ગ અંધ રૂઢી ચિતારની અથાખામણી, અર્થહીન માનવતાનો નાશ કરનારી મેલી વાતો સાંભળવા હવે કોઇ પણ સંજોગોમાં જરાએ તૈયાર નથી. જ્ઞાતિમૈયાનું મૂક રૂદન તેઓના કર્ણપટ પર ક્યારનુંએ અથડાઇ પડધા પાડી રહ્યું છે એ સ્થિતી વધુ વખત જોવા, સહન કરવા હવે એનું મન સાફ ના પાડી રહ્યું છે. એક હથ્થુ સત્તાના શોખીનો અને ખટપટની હુબહુ પ્રતિમા સમા પુજ્ય વડીલોની હવે વધુ વખત તેઓને જરાએ આવશ્યકતા હોવાનું જણાતું નથી. બંધુઓ આવી દયામય હાલતની આપણી જ્ઞાતિની સ્થિતી ઉપર તમારા અમુલ્ય સમયનો ભોગ આપી વિચાર કરો. જગત આજે ડગલે ને પગલે પ્રગતી પંથે કુચ કરી રહ્યું છે ત્યારે આપણે હાથ જોડી બેસી રહીએ તો આપણી વર્તમાન સ્થિતી માટે કોણ જવાબદાર છે તે વિચાર કરવાનું હું તમારા ઉપર છોડું છું. અજ્ઞાનતાના ઘોર અંધકારની માયા મુકી દઇ ઝળહળના "પ્રકાશ" માં આવવા આજે ને આજે કટિબદ્ધ બનો. લાંબા વખત થયા વણઉકેલાએલા પ્રશ્નો છેડી તેનો તાત્કાલીક નીકલ લાવવાની યોજના હાથ ધરો. રચનાત્મક કાર્યને પ્રાધાન્ય સ્થાન આપવા માટે તમોને મારી અપીલ છે. પરમકૃપાળુ પરમાત્મા આપણ સર્વને એવી સદ્બુદ્ધિ અર્પો.

પોરબંદર:] "જ્ઞાતિબંધુ"

## જુનાગઢના મહાલોનું બંધારણ

### તેનો અમલ કયારે થશે ?

ભાઇઓ! આપણો સમાજ અત્યારે ચાલુ જમાનામાં બહુજ પછાત છે. અને જમાનો જેમ જેમ આગળ વધે છે, તેમ તેમ આપણા નવયુવકો તથા વીચારકો તથા બહેનો પાછળ હટે જાય છે. આપણે સુધારાનાં બણગાં ફુંકવાથી આપણું કાંઇ પણ હીત થવાનું નથી ને હીત થશે પણ નહિ. પરંતુ આપણી જ્ઞાતીને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવી હોય તો યુવક આબાલવૃદ્ધ દરેક જ્ઞાતીબંધુઓ ઉઠો અને જલ્દી જ્ઞાતીમાં સુધારા કરી જમાનાને અનુસરી રીતરીવાજ, રહેણીકરણીમાં ફેરફાર કરી જ્ઞાતી હીત સાધી સંપ કરી આગળ વધો. તોજ આપણી જ્ઞાતીનું ભલુ થશે અને આપણી પ્રજા અને મહાનશ્રેષ્ઠ ગણાતી જ્ઞાતીમાં ગણાશે પરંતુ જમાનાને અનુસરી કાર્ય હાથમાં નહિ લઇએ અને ખોટા લેખ તથા બણગાં ફુંક્યા કરશું તો જે આપણી અધોગતિ છે તેનાથી વધારે અધોગતિ થવાનો જરૂર સંભવ છે અને યુવાનો જમાના પ્રમાણે વર્તવું તે દરેક જ્ઞાતી ભાઇઓની ફરજ છે અને જગત પ્રગતીને માર્ગ ઉપર ચડવા તનતોડ મહેનત કરે છે ત્યારે આપણે શું કુંભકર્ણની નીંદ્રામાં ઉંઘ્યા કરશું ? નો જરૂર આપણી જ્ઞાતી ઉંચે

રસ્તે જવાનાં સ્વપ્નાં સેવવાને બદલે પાછળ ગણાની કોમોથી પણ પાછળ રહી જશે. ભાઇઓ, આપણા વડીલો શ્રીબાઇ તથા ગોરેરાં કુંભાર તથા રંકાવંકા એ પણ કુંભાર હતાં પરંતુ તે લોકો અગર નામના મેળવી ગયા છે તો ભાઇઓ આપણે તેનાંજ બાળકો છીએ અને આપણે પછાત રહેશું તો શરમની વાત છે. માટે જમાનાને અનુસરી ને ઉતાવળ કરી સંપ સાધી જ્ઞાતીહીત કરવામાં તનતોડ મહેનત લઇ આગળ થાઓ અને પછી જોઇ લ્યો આપણા સુધારા આપોઆપ તેની મેળે ચાલ્યા આવે છે કે નહિં ? ભાઇઓ, જમાનાને અનુસરી વર્તવું તે દરેક ભાઇઓ બહેનો આ બાલ વૃદ્ધ યુવક દરેકની ખાસ ફરજ છે. જુનાગઢ એ કાઠીઆવાડનું મુખ્ય શહેર છે આપણી સોરઠી જ્ઞાતીનું મુખ્ય સ્થળ છે. અને જુનાગઢના ભાઇઓને ખાસ વીનંતી સાથે લખું છું કે આજસુધી આપ લોકોએ આપણી જ્ઞાતીમાં શુભ કાર્યમાં દરેક ઠેકાણે આપનું નામ એટલે જુનાગઢનું નામ મોખરે રાખ્યું છે તો અત્યારે જમાનાને અનુસરી જુનાગઢ નવીન વિચારમાં પણ મોખરે રહેશે. જરૂર રહેશે જુનાગઢ આગળ જમાનાથી અગ્રપદ ભોગવતું આવ્યું છે અને ઇશ્વર કૃપાથી હજી પણ સમય અનુસાર જરૂર ભોગવશે. નવિન વિચારમાં પણ જુનાગઢે સંમેલન ભર્યું તે પણ કાર્ય જ્ઞાતીહીતનું જુનાગઢને ફાળે જાય છે. પોરબંદર પ્રગણા કરતાં જુનાગઢના રિતરીવાજે ધારાધોરણ વધારે સારા છે એમ હું કહું છું અને એટલુ તો ચોકસ કહું છું કે જે જુના- ગઢે સંમેલન ભરી ધારાધોરણ કર્યા તે જુનાગઢ ફરીથી પણ તેનાથી ઉચ્ચકક્ષાએ જશે. જરૂર તે જમાના પ્રમાણે વર્તવા તૈયાર થશે.

જુનાગઢ મહાલ તથા જુનાગઢના તમામ મહાલો જરૂર જમાનાને અનુસરી સંપ કરી આગળ વધશે.

જુનાગઢ: ] ડાયાલાલ જેઠા ફટાણીયા

## ........... પ્રજાપતિ કોમની મહત્તા ...........

આદી નારાયણની જ્યારે સૃષ્ટી ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ ત્યારે આદ્ય પુરૂષે ઇચ્છા રૂપી શકિતને ઉત્પન કરીને શકિતને ત્રણ પુત્ર આપીને કહ્યું કે તમો આનાથી સૃષ્ટી રચો. ત્રણ પુત્રના નામ જગ જાહેર છે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. ત્યાર પછી બ્રહ્માને પ્રજા ઉત્પન કરવાનો હુકમ થયો, વીષ્ણુને તેનું પાલણ પોષણ કરવું અને શંકરે તેનો સંહાર કરવો. બ્રહ્માએ પ્રથમ પાંચ તત્વ લઇને ઘટ નામ શરીરનું છે તથા ઘટનામ ઘડાનું પણ છે તે રૂપી કુંભ બ્રહ્માએ બનાવ્યો. અને તે બનાવીને શકિતને આપ્યો ત્યારે શકિતએ તેમાં પોતાની ત્રીગુણી માયા મુકી પણ એકલી માયાથી કાંઇ ન બન્યું ત્યારે ત્રણ દેવ તથા શકતિ મળી આદી નારાયણને તેડાવ્યા. આદી નારાયણ પધાર્યા એટલે બ્રહ્માએ પોતાનો ઘડેલો જે કુંભ હતો તે તેની

આગળ ધર્યો. તેનો ઘાટ જોઇને આદી નારાયણે કહ્યું કે વાહ કુંભકાર એટલે કુંભના ઘડનાર! ત્યારે બ્રહ્માએ કહ્યું કે કુંભ તો બન્યો પણ 'અંદર કાર' નથી ત્યારે આદી નારાયણે પોતાના અંશથી શ્વાસ અને ઉશ્વાસરૂપી બે વચન પેદા કર્યા ને તે તેની અંદર મુકયાં એટલે તે વહેવારમાં જોડાયાં અને તેથી સર્વે ક્રીયા થવા લાગી. ત્યારે બ્રહ્માએ એક એવો અક્ષર કાઢીને પોતાનું નામ કુંભકારમાંથી ક જતા કુંભાર થયું તે નામ પોતે રાખ્યું માટે બ્રહ્મને કાળ ખાતો નથી કેમકે પોતે પોતાના રૂપને જાણી લીધું. હવે એ વાત આગળ ચલાવવાથી લંબાણ થાય તેમ છે માટે ટુંકામાં પતાવવું જોઇએ.

કુંભારનો ભાવાર્થ કું ભા ર, કું ભ નામઘટ અથવા દેહરૂપી માયા થઇ, ા ર ને આગળ કાનો કરો એટલે રા થયો. માયાનો મ થયો બેઉ અક્ષર ભેગા થયા એટલે મ રા, મ રા, મરા એવો શબ્દ થયો અને તેજ શબ્દ સપ્ત રૂષીઓએ એ વાલીયા ભીલને જપ કરવાનું કહ્યું હતું અને તે જપના પ્રતાપથી વાલ્મિક રૂષી થઇ ગયા કે જેણે સપ્તકોટી રામાયણ રચી મરા મરા એવો જાપ કરવાથી રામ રામ એવો શબ્દ ઉઠે છે. તો પેલા કુંભાર પછી ચાર વર્ણ થીયા એટલે આજ પણ બ્રાહ્મણો કુંભારનું ઘર પુછીને ઉતારો કરે છે. માટે કુંભાર એ નામ શુદ્ધ છે અને સર્વેને શુધ્ધ કરનાર છે. પણ અંદર ખામી લક્ષણની છે અને જો તે લક્ષણ આપણે બરાબર પાળીયે અને તે પ્રમાણે વરતીએ તો આપણે ખરા કુંભાર કહેવાઇએ. કેમ કે બ્રહ્મ બ્રહ્મમાં સમાય એટલે તેજ તેજમાં ભળે પણ આપણને બ્રહ્મને બદલે ભરમ થઇ ગીયો છે ત ખોરો છે અને ખોટા ભરમને લઇને અનેક જન્મથી આ સંસારમાં ગોથાં ખાઇએ છીએ. પણ આજ દીવસ સુધી આપણે આપણું મુળ તપાસી ન શકયા તથા હું કોણ છું એવો વીચાર તો કોઇ દીવસ કર્યોજ નહિ અને આડા અવળા દોડીને અનેક જન્મ ગુમાવ્યા. તો હવે ઇશ્વરે આપણને મનુષ્ય દેહ આપ્યો છે તો મનુષ્ય દેહ એ મોક્ષનો દરવાજો છે માટે મનુષ્ય દેહથી જે કરવા ધારે તે થઇ શકે છે તો આપણી જ્ઞાતિ એવું ધારે છે કે આપણે બીજી જ્ઞાતિથી પછાત રહ્યા છીએ તો આપણે આગળ કેમ વધીએ તો આગળ વધવામાં આપણે કેટલાંક શુભ આચરણો પાળવાં જોઇશે. બીજું જ્ઞાતીના કેટલાક ધર્મો તથા નિયમો પણ આપણે રાખવા પડશે. એક ઠામમાં બે વસ્તુ નહિ રહી શકે, માટે જે ઠામમાં કન્યાવિક્રયરૂપી અધર્મ ભર્યો છે તે ખાલી કરીને તેમાં કન્યાદાનરૂપી સુધર્મ ભરો અને આપણા કેટલાક ભાગમાં એવા એવા નિયમો છે કે કોઇ પણ બાઇ તથા ભાઈનું સગપણ થાતું હોય અથવા કોઇ લગન પ્રસંગ હોય તો કહેશે કે દારૂ મંગાવો. તે તો પેહેલો જોઇશે, પછે બીજું બધું થાશે. માટે તેવા કઢંગા રિવાજો કાઢીને આપણી જ્ઞાતીને કેમ ઉત્તેજન મળે તથા આગળ વધીએ તેવી વાતોરૂપી અમૃતનું પાન કરો ને જ્ઞાતીના આગેવાનોને મદદ કરો કે તે આગળ વધીને આપણી જ્ઞાતીમાં સુધારો કરે અને બાળ કેળવણીના કેટલાક રસ્તાઓ

શોધીને ભુલા પડેલાઓને રસ્તે ચઢાવવા માટે અમારા જ્ઞાતીના આગેવાનોને પ્રભુ સદબુદ્ધિ આપો એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

બીજું જો આપણી જ્ઞાતીનું વસ્તીપત્રક થાય તો વધારે સારૂં કેમકે વસ્તીપત્રકથી જ્ઞાતીને તથા જ્ઞાતીના આગેવાનોને ઘણો લાભ થાય તેમ છે અને સુધારો પણ જલ્દીથી થઇ શકે તથા વસ્તીપત્રકથી દરેક જ્ઞાતી બંધુને ખબર પડે કે આપણી જ્ઞાતીના અમુક માણસો છે તેથી તેમાં અમુક છોકરાઓ તથા અમુક કન્યાઓ કેટલી છે તે તથા કયા ગામમાં કેટલાં ઘર છે તથા તે શું ધંધો રોજગાર કરે છે તે સર્વ બાબતની ઘેર બેઠાં દરેક બંધુઓને ખબર પડે. માટે જો વસ્તીપત્રક થાય તો વધારે સારૂં.

સહીજ
માંગરોળ } દેવજી નરસી કોરીયા

## જુનાગઢ જ્ઞાતિના સમાચાર

[અમારા ખબરપત્રી બંધુ તરફથી]

ગઇ સાલમાં તા. ૨૧-૫-૩૮ ને રોજ એક એવો લેખીત ઠરાવ થયો હતો કે 'આજ રોજ જ્ઞાતિની ખટપટનું સમાધાન કરતાં હવેથી પટેલ કે અગ્રેસર કોઇ નથી. પટેલ કે અગ્રેસર જ્ઞાત છે.' (નીચે ૩૦ થી ૪૦ બંધુની સહીઓ લેવામાં આવી હતી. શ્રી હરજી ટીકા વી. ૩-૪ જણાએ સહી કરી નહોતી.)

ઉપલો ઠરાવ થયાં પછી ઉલટું જ્ઞાતિ તંત્ર નબળા જેવું થઇ ગયું હોવાથી તા. ૫-૬-૯-૬-૩૯ ની રાત્રે જ્ઞાતિ મંદીરમાં મોટા તડાવાળા બંધુઓની મીટીંગ થઇ હતી અને ૧૩ મેમ્બરોની કમીટી ચુંટાઇ હતી જેમનાં નામ (૧) દાના જેઠા ફટાણીઆ (૨) અરજણ ઓઘા કુકડીયા (૩) જેઠા કરસન કુકડીયા (૪) ધના લખમણ જોગીયા (૫) નાનજી મુળજી ગઢીયા (૬) મુળજી પુંજા જોગીયા, (૭) દામા કાળા કુકડીયા (૮) રામજી નારણ રાવત (૯) કાળા વસ્તા ગઢવાણા (૧૦) કરસન જીવા છાંયા (૧૧) નારણ-હીરા જાદવ (૧૨) ગોવીંદ મેઘજી ચાવડા (૧૩) નથુ રૂડા ફટાણીયા આ પ્રમાણે બંધુઓની કમીટી થઇ છે.

ત્યાર પછી દલીલો થઇ કે જુનાગઢના મહાલોમાં તેમજ જુનાગઢમાં 'બંધારણ' મુજબ કેટલાક બંધુઓ વર્તતા નથી જેથી અગ્રેસરોને બોલાવી એક સભા ભરવી, અને બંધારણ મુજબ વર્તવા ફરજ પાડવી તથા 'બંધારણ'માં અમુક સુધારો વધારો કરવો, ગેરકાયદેસર વર્તનારાનાં સંબંધમાં અમુક ફરીયાદો સાંભળવી, તેનો ન્યાય ચુકવવો તથા એક એવી પણ અફવા ચાલી હતી કે પટેલની વૃદ્ધાવસ્થાને લીધે તેની જગ્યાએ તેમના મોટા દીકરા ડાવા જેઠાની નીમણુંક કરવી. ઉપરના કારણોને લીધે આ અગ્રેસરોની પરિષદ ભરવા આમંત્રણ પત્રિ-

કાઓ મોકલવામાં આવી હતી.

પરંતુ જુનાગઢ રાજ્યમાં ચળવળ ઉપડ-વાથી આ કાર્ય હાલમાં મુલતવી રાખવામાં આવ્યું હતું.

આ પરીષદ ભરવા માટે મીટીંગ થઈ ત્યારે બીજા તડાવાળાઓને મીટીંગમાં બોલાવી મત લેવામાં આવ્યો નહોતો. અત્રે એ જણાવવું જરૂરનું છે કે નીમાએલી કમિટીના પહેલા પાંચ મેમ્બરોનુંજ ધાર્યું થાય છે.

તા. ૨૦-૧-૩૯ ને રોજ રાત્રે મીટીંગ થતાં વેરાવળના બંધુ શ્રીયુત કાળા ભગા વીસાવાડીયાનાં ધર્મપત્નિ બાઇ મનુએ એક લેખીત અરજી આપી હતી. પરંતુ તેને ને અરજીનો ઘટતો કાંઈપણ ઉત્તર અપાયો નહોતો. આ મીટીંગમાં અમુક મેમ્બર વ્યકિત તરફથી અગ્રેસરો સાથે પ્રશ્નોત્તર થયા હતા કે તમોએ શ્રી. હરજી ટીડાનો ૨-૩ વખત વીના કસુરે માત્ર અંગત તકરારથી વ્યવહાર બંધ કર્યો. તથા ફરી પાછો ચાલુ કર્યો. માટે તેમ કરવાનુ કારણ શું હતું? જવાબમાં શ્રી અરજણ ઝીણાએ જણાવ્યું હતું કે 'નાતની મરજી' વધુમાં 'આવતી કાલે વધારે ખુલાસો કરશું.' એમ કહી સભા બંધ કરવામાં આવી હતી.

તા. ૨૧-૩-૩૯ ને રોજ રાત્રે મોટા તડાવાલા બંધુઓની ફરી મીટીંગ થઇ હતી. જેમાં મોઘમ રીતે ઠરાવ બહાર પાડવામાં આવ્યો હતો કે 'જ્ઞાતિ વિરૂધ્ધ બંધુની સાથે આપણે વ્યવહાર રાખવો નહિ. અને જે વ્યવહાર રાખશે તેને જ્ઞાતિ ગુન્હેગાર ઠરાવવામાં આવશે.

ત્યાર બાદ પરિષદના ફાળાનું બાકી રહેલું ઉઘરાણું થયું હતું.

દરેક મેમ્બર દીઠ રૂ. ૪ લેવામાં આવ્યા હતા. તથા અન્ય બંધુઓ પાસેથી ઘરદીઠ રૂ. ૧ એકેક લેવામાં આવ્યો હતો.

રૂા. ૧૫ શ્રીયુત રામજી નારણ કુકડીયા પાસેથી તેના દીકરાની વહુની ફારગતી આપવાથી લેવામાં આવ્યા હતા.

રૂા. ૧૦ શ્રીયુત પ્રેમજી ગોકલ કટારીયાએ ગયે સાલ પોતાનાં લગ્ન વખતે નાતને ન જમાડવાથી લેવામાં આવ્યા હતા તેમાં રોકડા રૂા. ૫ આપ્યા અને રૂા. ૫ હફ્તે આપવાનું કર્યું હતું.

રૂા. ૧૦ શ્રીયુત નરસી જીવા ચાંડેગળાનો બાપ અમુક ૪-૫ વરસ પહેલાં ગુજરી ગયેલા તેનો દાડો ન જમાડવાથી નાતના ધારા મુજબ લેવા ઉઘરાણી થઇ હતી.

રૂા. ૦-૪-૦ મોડા આવનાર દરેક બંધુઓને દંડ કરવામાં આવ્યો હતો. બિલકુલ નહિ આવ-નારનો રૂા. ૦-૮-૦ દંડ વસુલ કરવાનું ઠરાવ્યું હતું.

જુનાગઢમાં પાંચ કન્યાનાં લગ્ન થયાં હોવાથી જાન લઈ આવનાર બંધુ પાસેથી નાતના ધારા મુજબ રૂા. ૬૧ નાતનો તથા રૂા. ૧૧ શ્રીબાઇનો એમ દરેક પાસેથી વસુલ કર્યા હતા. તેમજ શ્રીયુત રામજી જાદવ કુકડીયાએ પોતાની દીકરીનું દેજ રૂા. ૧૫૧ લેતાં તેનો રૂા. ૭ દંડ કરવામાં આવ્યો હતો તથા બાઇ જીવી એ પોતાની દીકરીના દેજના રૂા. ૧૩૦ લીધા તે માટે તેનો રૂા. ૫ દંડ કરવામાં આવ્યો હતો.

# પ્રાસંગિક નોંધ

## : સેવા સમાજનો વૃત્તાન્ત :

આપણી મુંબઈની જ્ઞાતિની એક સંસ્થા 'શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ' નો ગઇ દીવાળી સુધીનો પાંચ વર્ષનો હીસાબ તથા કામકાજનો વીગતવાર રીપોર્ટ તેના કાર્યકર્તાઓ તરફથી હાલમાં બ્હાર પાડવામાં આવ્યો છે જે 'પ્રકાશ' ના આ અંક સાથે સર્વે બંધુઓને સાદર કરતાં અમોને હર્ષ થાય છે. એના ઉપર કાંઇ પણ અભિપ્રાય પ્રગટ કરવાની જરૂર અમો જોતા નથી; પણ 'સમાજ' ના કાર્યક્રમ વિશે અમો બે બોલ જરૂર કહીશું. નવ માસના કાર્યક્રમમાં 'સમાજે' માસિક રૂા. ૫૦ થી વધુની સરેરાસ આવક ઉભી કરી હતી. સંજોગોને આધીન થઇ હતાશ ન થતાં એજ કાર્યક્રમ કાર્યકર્તાઓએ ચાલુજ રાખ્યો હોત તો આજે નિદાન ચારથી પાંચ હજારની મોટી રકમ 'સમાજે' ઉભી કરી હોત અને તેની નિરનિરાળી પ્રવૃત્તિઓએ પણ વિશાળ સ્વરૂપ ધારણ કર્યું હોત; પણ गतम् न शोचनीयम्. સમાજના કાર્યકર્તા બંધુઓને વિનંતી કરીએ કે તેઓ જાગ્યા ત્યાંથીજ સવાર ગણીને હવે 'સભા' નો કાર્યક્રમ ફરીથી ચાલુ કરે અને તે કાર્યક્રમ કેવળ મુંબઇ પુરતોજ ન રાખતાં અહિંની આપણી જ્ઞાતિનો જ્યાં સુધી સમાવેશ થતો હોય ત્યાં સુધી તે લંબાવે, સમાજના સભાસદો વધારી કાર્યક્રમને વિશાળ બનાવે, તો અમોને ખાત્રી છે કે જે સંસ્થા કેવળ સામાજીક કાર્યોને માટે જન્મ પામી છે તેને અહિંના તેમજ સાષ્ટીના જ્ઞાતિબંધુઓ પણ અવસ્ય વધાવી લેશે. 'સમાજ'ના કાર્યકર્તા બંધુઓ અમારી આ વિનંતી ધ્યાનમાં લેશે ખરા ?

## 'પ્રજાપતિ સેનેટોરીઅમ' બંધાવ્યું

શ્રી વજરેશ્વરી ખાતે આપણા સોરઠીયા બંધુઓને માટે એક સેનેટોરીઅમ (આરોગ્ય ભુવન) હાલમાં બંધાયાના સમાચાર આજ અંકમાં અન્યત્ર પ્રગટ થયા છે. કલ્યાણ (જી. થાણા) થી લગભગ બાવીસેક માઇલ દુર એક ગામ આવેલું છે જ્યાં શ્રી વજરેશ્વરી માતાજીનું પ્રખ્યાત મંદીર આવેલું છે અને દર ચૈત્ર વદ ૦)) ને દહાડે મોટો મેળો ભરાય છે અને બીજે દીવસે માતાજીની પાલખી નીકળે છે. આથી વિશેષ આ સ્થળે ગરમ પાણીના કેટલાક ઝરાઓ છે જેમાં સ્નાન કરવાથી કોઢ ઇત્યાદી ચામડીના દર્દો નાશ પામે છે. તેમજ અહિંના હવાપાણી પણ દર્દીઓને માટે આરોગ્યદાયક ગણાય છે. આ કારણથી આ સ્થળે રહેવાની સગવડ અર્થે જુદી જુદી કોમોના બંધુઓ તરફથી બંગલા બંધાતા હોઇ દીવસાનુ દીવસ આ જગ્યાનું મહત્વ વધતું જાય છે. આવા સંજોગોમાં આપણા સોરઠીયા પ્રજાપતિ બંધુઓને માટે બાંધવામાં આવેલું આ સેનેટોરીઅમ એક આશીર્વાદ સમાન થઇ પડશે એમ અમો માનીએ છીએ.

આ મકાનનું નામ "શ્રી સોરઠીઆ પ્રજાપતિ સેનેટોરીઅમ" રાખવામાં આવ્યું છે અને તે કેનગામ કણ્ણાણુના રહીશ શ્રીયુત જેઠાભાઇ રાજાભાઇ શીંગડીયા એમણે બંધાવ્યું છે. એઓ શ્રી J. R. K માર્કાની પેટન્ટ ઇંટો બનાવવાનું કારખાનું ધરાવે છે. અને અહિંની આપણી જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત તેમજ આગેવાન બંધુ ગણાય છે. વૃદ્ધાવસ્થાને લીધે એઓ શ્રી હાલમાં નિવૃત્તિમય જીંદગી ગાળતા હોઇ એમના ત્રણે યુવાન પુત્રો શ્રી વેલજીભાઇ (ભીખાભાઇ) શવજીભાઇ તથા દેવાણંદભાઇ પોતાનો ધંધો આગળ ધપાવી રહ્યા છે. જ્ઞાતિભાઇઓની સગવડ માટે આ મકાન બાંધવા બદલ શ્રીયુત જેઠાભાઇને તેમજ તેમના ત્રણે પુત્રોને અમારા હાર્દિક અભિનંદન પાઠવીએ છીએ.

## : સોરઠિયા પ્રજાપતિ વિદ્યાફંડ :

આપણી જ્ઞાતિમાં વિદ્યા ફંડની જરૂરીઆત વિશે જુનાગઢના એક "બીરાદર" બંધુનો લેખ સને ૧૯૩૭ ના ઓગસ્ટ–નવેમ્બરના અંકમાં પ્રગટ કરેલો અને તે વિષે અમારો અભિપ્રાય પણ તેજ અંકમાં અમોએ પ્રગટ કરેલો. આ વસ્તુને આજ લગભગ દોઢ વર્ષ થવા આવ્યું છતાં પણ એ સંબંધી કાંઇ પણ પગલાં કાઠીયાવાડના બંધુઓ તરફથી લેવામાં આવેલા જણાતા નથી એ ઘણું ખેદજનક છે. નાવરોબીના એક ઉત્સાહી જ્ઞાતિયુવક શ્રી. કુરજીભાઇ ગગજી મજેઠીયા તરફથી ત્રણ વર્ષપર જણાવવામાં આવેલું કે વિદ્યાફંડ ચાલુ કરવા માટે તેમાં તેઓ પોતાના તરફથી શી. ૧૦૧] ભરે છે. આ વસ્તુની આંકડાની સૂચના પણ 'પ્રકાશ' માં એ પછીથી અમોએ પ્રગટ કરેલી, છતાં આજસુધીમાં, કાઠીયાવાડના મોટેરાઓએ કે જ્ઞાતિના યુવકોએ એ વિશે કાંઇ પણ દરકાર કરી જણાતી નથી. આવા સંજોગોમાં ભાઇશ્રી કુરજીભાઇનો લેખ જે ત્રણ વર્ષપર અમોને મળેલો તે અત્યારે પ્રગટ કરીએ છીએ; અને અમોને ખાત્રી છે કે જો આ ફંડ ચાલુ કરવામાં આવશે તો દેશપરદેશના લગભગ બધાજ બંધુઓ તરફથી આ કાર્યને સારો ટેકો મળશે. આ સંબંધી દેશપરદેશના બંધુઓ પોતપોતાના વિચાર અમોને લખી જણાવશે તો તે માર્ગદર્શક થશે. જુનાગઢના "બિરાદર" બંધુ આ પ્રશ્ન હવે કયારે હાથ ધરે છે તેની અમો રાહ જોઇ રહ્યા છીએ.

## : જુનાગઢનું બંધારણ :

જુનાગઢના મહાશયોનું એકેક વર્ષપર તૈયાર થએલું બંધારણ અમલમાં મુકવામાં માટે જુનાગઢના પટેલશ્રી જેઠાભાઇ પગલાં લઇ રહ્યા છે એવા સમાચાર ગયા જાન્યુઆરીમાં અમોએ સાંભળેલા ત્યારે અમો ઘણાજ ખુશ થએલા. હાલમાં ત્યાંના એક ખબરપત્રી બંધુ તરફથી ત્યાંના સમાચારનો વીગતવાર પત્ર અમોને મળ્યો છે ને અન્યત્ર પ્રગટ કરેલો છે, એ ઉપરથી જુનાગઢના બંધારણનો અમલ પટેલશ્રી કેવી રીતે કરી રહ્યા છે એ જાણી અમો ખરેખર અજબ થયા છીએ. બંધારણમાં મરણ પાછળનો દાડો કરવાનું જ્યારે

શરૂઆત કરાવેલું છે ત્યારે ચારપાંચ વર્ષપર એના પિતાશ્રીની પાછળ દાંડો ન કરવા બદલ અત્યારે ત્યાંના એક બંધુ પાસેથી રૂા. ૧૦) દંડના વસુલ કરવામાં આવે છે. કોઇ બંધુ કે બ્હેન જ્ઞાતિ પાસે ફરીયાદ કરે છે તો તેમને ઉડાઉ જવાબ દેવામાં આવે છે. અમો પુછીએ છીએ કે પટેલશ્રી આ બધું કયા બંધારણ મુજબ કરી રહ્યા છે? આગેવાનોજ જ્યારે બંધારણથી વિરૂદ્ધ વર્તન કરે છે ત્યારે તેના નિયમોના પાલનની આશા બીજા બંધુઓ પાસેથી એઓ કેમજ રાખી શકે?

ત્યાંની હાલમાં ચુંટાએલી નવી કમિટીમાં પટેલશ્રીના મોટા પુત્ર ભાઈ ડાહ્યાભાઇનું નામ જોતાં અમોને લગે છે કે પટેલશ્રી પોતાની વૃદ્ધાવસ્થાને લીધે કદાચ નિવૃત્ત થઇ પોતાની ફરજોનો બોજો એમના યુવાનપુત્ર શ્રી ડાહ્યાભાઇના માથે લાદવા ઇચ્છતા હશે. પટેલનો પુત્ર પટેલજ થવો જોઇએ એ સિદ્ધાન્તમાં જો કે અમો બીલકુલ માનતાજ નથી છતાં પટેલ પદના 'સોનાનો કળશ' એમના માથે કદાચ ચડાવવામાં આવે તો તેનો અમો વિરોધ કરીશું નહિં. એમનો અંગત પરિચય અમોને નહિ જેવોજ છે. છતાં એમના અવાર નવાર પ્રગટ થએલા લેખો ઉપરથી જણાય છે કે તેઓ સુધારક વિચારના હોઇ જ્ઞાતિ પ્રત્યે સારી લાગણી ધરાવે છે. પણ અમોને પ્રશ્ન થાય છે કે તેઓ જુનાગઢના બંધારણને અમલમાં મુકી શકશે ખરા? પ્રગટ થએલું જુનાગઢનું બંધારણ તેમને ફરીથી વિચારીને વાંચી જવા વિનંતી કરીએ છીએ અને જરૂર પડશે તો અમારી યોગ્ય સલાહ પણ એ સંબંધી આપવા અમો ખાત્રી આપીએ છીએ. પુચ્છીએ છીએ કે ભાઇશ્રી ડાહ્યાભાઇ જુનાગઢના બંધારણને અમલમાં મુકવા પોતાનો બનતો પ્રયત્ન તુરતજ ચાલુ કરે.

તંત્રી

## .... .... .... જ્ઞાતિ સમાચાર .... .... ....

કોનગામ (કલ્યાણ):—અત્રેના 'શ્રી જાનકી જીવન રામમંદિર'નો રામનવમીનો વાર્ષિકોત્સવ ગઇ ચૈત્ર શુદ ૯ ને બુધવાર તા. ૨૯–૩–૩૯ ના દીને ઉજવાયો હતો, જે પ્રસંગે ત્યાં એક મોટો મેળો ભરાયો હતો. આ મંદિર તેમજ તેની પાસે બાંધવામાં આવેલ વાડી અહિંના ચાર પ્રતિષ્ઠિત બંધુઓએ પોતાના તરફથીજ ફંડ ઉભું કરીને ત્રણચાર વર્ષ ઉપર બંધાવેલું હતું.

શ્રી વજ્રેશ્વરી (જી. થાણા):—કોનગામ કલ્યાણના રહીશ આપણી જ્ઞાતીના એક પ્રતિષ્ઠિત જ્ઞાતિબંધુ શ્રી. જેઠાભાઇ રાજા શીંગડીયા એમણે "શ્રી સોરઠીયા પ્રજાપતિ સેનેટોરીઅમ" નું મકાન અહિં હાલમાં નવું બંધાવ્યું તેનું વાસ્તુમુહુર્ત ગઇ તા. ૩૦–૩–૧૯૩૯ ના દીને કરવામાં આવ્યું હતું. જે પ્રસંગે જ્ઞાતિના ભાઇઓ તથા બ્હેનો ઉપરાંત બીજી કોમના ભાઇઓએ પણ હાજરી આપી હતી. વસ્તુની

પૂજા એમના મ્હોટા પુત્ર ભાઇશ્રી વેલજીભાઇ (ભીખાભાઇ) ના હસ્તે કરવામાં આવી હતી. આ પ્રસંગે ત્રણચાર વ્યક્તિઓ તરફથી શ્રીયુત જેરાભાઇને પાઘડીઓ બંધાવીને એમનું બહુમાન કરવામાં આવ્યું હતું.

**શ્રી વર્જેશ્વરીઃ**-આપણી જ્ઞાતીના એક પ્રતિષ્ઠિત જ્ઞાતિબંધુ કલ્યાણના રહીશ સ્વ. શ્રી. ગોવીંદ કરસન છાંયા જેમણે એક ધર્મશાળાનું મકાન જ્ઞાતિભાઇઓના ઉપયોગ અર્થે ત્રીસ-પાંત્રીસ વર્ષ પહેલાં અહિં બંધાવેલું. તેનો જીર્ણોદ્ધાર કરી નવેસરથી બંધાવવાનું કાર્ય તેમના પુત્રો શ્રી. કાનજીભાઇ તથા શ્રી. કાભાઇ તરફથી હાલમાં ચાલુ કરવામાં આવ્યું છે. બેએક માસમાં આ કાર્ય પુરૂં થવાનો સંભવ રહે છે.

**મુંબઇઃ**-અત્રેના "શ્રી સોરઠીયા પ્રજાપતિ બાળમિત્ર મંડળ" ના વ્યવસ્થાપકો તરફથી શ્રી સત્યનારાયણની વાર્ષિક મહા પૂજાનો ઉત્સવ ગઇ તા. ૮-૪-૧૯૩૯ ના દીને રાત્રિના કુંભારવાડા ચોથી ગલ્લીના શ્રી રામજી મંદિરમાં કરવામાં આવ્યો હતો, આ શુભ પ્રસંગે શ્રી હરિકીર્તન તેમજ ભજનનો ઉમદા પ્રોગ્રામ રાખવામાં આવ્યો હતો. સાડાદશથી બાર સુધી શ્રીયુત વિષ્ણુપંત પાગનીસે પોતાના મધુર કંઠથી તુકારામના કેટલાક અભંગો તથા ભજનો ગાઇ બતાવ્યા હતા. ત્યારબાદ બારથી અઢી વાગ્યા સુધી સાધુવર્ય શ્રી. લાલદાસજી મહારાજે ભક્તરાજ નરસિંહ મહેતાનો રાજા મંડલીક સાથેનો જીવનપ્રસંગ એમની લાલીત્યમય સુમધુર વાણીથી સંગીત સાથે હાજર રહેલા લોકો સમક્ષ કહી બતાવ્યો હતો. આ પ્રસંગે લાઉડ સ્પીકરોની ગોઠવણ કરવામાં આવ્યાથી કુંભારવાડા લત્તાના હજારો ભાઇબ્હેનોએ એનો લાભ ઉઠાવ્યો હતો.

* * * આ બદલ મંડળના વ્યવસ્થાપકોને અમારા હાર્દિક અભિનંદન આપીએ છીએ.

## દારૂબંધી બાબત જાહેર સભા

આ પ્રસંગનો લાભ લઇ રાષ્ટ્રિય સપ્તાહ પ્રસંગે શ્રી ભૂલેશ્વર જીલ્લા મહાસભા સમિતિના આશ્રયે એક જાહેર સભા તા. ૮-૪-૩૯ ના દીને રાત્રિના સ્ટાં. ટા. ૯-૦ નવ વાગે કુંભારવાડા ચોથી ગલ્લીમાં મુંબઇ સરકારના એક્સાઇઝ તથા તંદુરસ્તી ખાતાના મા. પ્રધાન ડૉ. એમ. એમ. ગીલ્ડરના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વખતે મુંબઇ સરકારે કરવા ધારેલી 'દારૂબંધી' ના વિષય ઉપર પ્રમુખશ્રી તથા મી. પાટીલ, મી. નગીનદાસ માસ્તર તેમજ અન્ય વક્તાઓએ પ્રવચન કર્યું હતું. 'શ્રી સોરઠીયા પ્રજાપતિ બાળમિત્ર મંડળ' ના વ્યવસ્થાપકો વતીથી ભાઇશ્રી હીરજી જેરામ વિસાવાડીયા એ પ્રમુખશ્રીને હારતોરા એનાયત કર્યા હતા. અંતમાં આ જાહેર સભા યોજવા બદલ શ્રી હીરજીભાઇ તેમજ મંડળના અન્ય વ્યવસ્થાપક બંધુઓનો પ્રમુખશ્રી એ સમિતિની વતીથી આભાર માન્યા બાદ સભાનું કામકાજ ખતમ કરવામાં આવ્યું હતું.

**શીંગડાઃ**—અત્રેથી એક બંધુ લખી જણાવે છે કે સ્વ. શ્રી. ડાયાલાલ વેલજી રાઠોડનો દેહાંત તા. ૨૩-૨-૩૯ ના થવા બાદ એક મહિના

પછી મરનારના પત્નિ બાઇ ગંગાને તેનો પિતા કુંભાર દુદા આંબેગળા રે. મોઢવાડાવાળો શીરજોરીથી તેડી ગયો. બાઇને બે દીકરીઓ—એકની ઉ. વ. ૩ અને બીજીની ઉ. માસ ૩ ની હોવા છતા નાની બાલકીને મુકી તે ચાલી ગઇ.

[નોંધઃ—બાઇનો પિતા બાઇને આમ શા માટે તેડી ગયા તેનુ કારણ લખનાર બંધુ જણાવતા નથી. બાઇને તેની સાસુ તરફથી દુઃખ દેવામાં આવતું હતું એ બીના શું સાચી છે? લેખક બંધુ ખુલાસો કરશે ખરા? તંત્રી]

## કરો તુમ જ્ઞાતિ સેવા

(ભીમપલાસ)

કરો તુમ જ્ઞાતિ સેવા હૃદયમેં ॥ ધૃ ॥
અપને બંધુ હૈ નિરંગે,
જૈસે પડે હૈ મગ બચપનમેં,
ઉનકો જગાવો પ્રેમકે રંગમેં ॥૧॥
મત સંભારી થોડે દીનકા;
કરો આપ ગત સાર જીવનકા,
દિવ્ય કરો તુમ આપ જીવનકો. ॥૨॥
કરો તુમ જ્ઞાતિ સેવા હૃદયસેં.

મુંબઇ:] રામચંદ્ર કે. કુશાળકર

## શ્રી સત્યનારાયણની પુજાનું આમંત્રણ

શ્રી સોરઠીયા પ્રજાપતિ બાલમિત્ર મંડળના વ્યવસ્થાપક બંધુ અમોને જણાવે છે કે તા. ૨૯-૪-૩૯ ના દીને શ્રી સત્યનારાયણના પુજન બાદ ભકતવર્ય શ્રી લાખદાસજી મહારાજનું હરિકિર્તન થશે તો તેનો લાભ લેવા સર્વે બંધુઓને આમંત્રણ આપવામાં આવે છે.

## મૃત્યુ સમાચાર

મુંબઇઃ—અત્રેના એક બંધુ શ્રી અરજણભાઇ મેસુર જમતીયાનું પેટના દર્દથી ગઇ તા. ૧૫-૩-૩૯ ના દીને મૃત્યુ થયું. અત્રેની 'શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ'ના એઓ એક ઑડીટર તરીકે નીમાએલા હતા.

જુનાગઢઃ—આલીધરાના એક બંધુ શ્રી વીરજી હીરજી ચાવડાનું પેટના દુખાવા માટે અત્રેની હૉસ્પીટલમાં તા. ૧૭-૨-૩૯ ના દીને ઓપરેશન કરાવતાં સાઠ વરસની ઉમરે અવસાન થયું હતું. જુનાગઢવાળી મહુ બંધુઓ (મોટા તડાવાળા) આવડવા ગયા હતા.

પોરબંદરઃ—અત્રેના એક શ્રી રાવજી માંડણ શીગડીયાનું મૃત્યુ ગઇ તા. ૧૦-૨-૩૯ ને દીને લગભગ પાંસઠ વર્ષની ઉમરે થયું.

—અત્રેના બીજા એક બંધુ મીસ્ત્રી રામજી રાવજી પરમારનું અવસાન રવિવાર તા. ૧૯-૩-૩૯ ની રાત્રે સવા અગીઆર વાગે થયું. ત્રણેક મહિનાથી એઓ બીમાર હતા. આ બંન્ને બંધુઓ અહિંની જ્ઞાતિના આગેવાન હતા.

*** ઉપરોક્ત બંધુઓના અવસાન બદલ ખેદ પ્રદર્શિત કરી મરનારના કુટુંબીજનોને લાગેલ આઘાત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીએ છીએ. ઇશ્વર એમના આત્માને ચિરઃશાન્તિ અર્પો.

તંત્રી



જામનગર મુકામે લગ્ન થયું તે યુગલ



ડૉ. ખંડુભાઇ કેશવજી કુશલકર શ્રીમતિ લલિતા કુમારી [ ૩ ]
મુ. મુંબઇ



શ્રી. હીરજી જેરામ
વિસાવાડીયા
મુ. મુંબઇ

[ જેઓશ્રી શરૂઆતથી 'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક બંધુ હતા અને હાલમાંજ એ ફરજમાંથી જેઓ મુક્ત થયા છે. ]





**શ્રી. કાનજીભાઇ ગોવીંદ છાંયા**

મુ. કલ્યાણ] [એમ. એલ. એ.

[શ્રી. વજ્રેશ્વરી ખાતે એમના પિતાશ્રીએ બંધાવેલ ધર્મશાળાના જીર્ણોદ્ધારનું કાર્ય હાલમાં જેમણે ચાલુ કર્યું છે.]

**શ્રી. કુરજીભાઈ રામજી મજેવડીયા**

મુ. નાયરોબી (આફ્રીકા)

[સોરઠીયા પ્રજાપતિ વિદ્યા ફંડ ચાલુ કરવામાં આવે તો શ્રી. ૧૦૧ ની રકમ પોતાના તરફથી ભરવાનું જેમણે કબુલ કર્યું છે.]



‘ પ્રકાશ ’ નો વધારો

# શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ

સંવત ૧૯૮૯ ના શ્રાવણ શુદ ૧૨ થી સંવત ૧૯૯૪ ના
આસો વદ ૦)) સુધીનો

[ તારીખ : ૩-૮-૧૯૩૩ થી તારીખ : ૨૩-૧૦-૧૯૩૮ સુધી ]

# પંચવાર્ષિક વૃત્તાન્ત

તથા

## આવક જાવકનો હીસાબ

---

: વ્યવસ્થાપક કમિટી તરફથી પ્રગટ કરનાર :

દામાભાઈ આણંદજી ચાવડા
માનનીય મંત્રી

મુળજી રાજા દેવળીયા
સહાયક મંત્રી

: મુખ્ય કાર્યાલય :
૫૯-૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઈ

સને : ૧૯૩૯ ] * * * [ સંવત : ૧૯૯૫

# નિ • વે • દ • ન

આપણી આ સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિની સંસ્થાનો ગઇ દીવાળી સુધીનો પંચ વાર્ષિક વૃત્તાન્ત તથા હીસાબ સર્વે ભાઇઓની જાણ માટે વ્યવસ્થાપક કમિટીની વતીથી અત્રે પ્રગટ કરતાં અમોને આનંદ થાય છે.

'સમાજ'નો આ વૃત્તાન્ત વાંચવાથી દરેક બંધુ જોઇ શકશે કે આપણી આ સંસ્થાનો ઉદ્દેશ જ્ઞાતિભાઇઓની સેવા કરવા સિવાય બીજો કાંઇ નથી. જ્ઞાતિના તંત્રથી કે કોઈ પણ જ્ઞાતિબંધુની અંગત બાબતોથી એને કાંઇ નિસ્બત નથી. એનો વિવિધ પ્રકારનો કાર્યક્રમ પણ એ દ્રષ્ટિથીજ યોજાએલો છે. શરૂઆતના દશેક મહિના આ કાર્યક્રમ ઘણી સરળતાથી ચાલ્યો; અને સંજોગવશાત એને હરકત ન નડી હોત તો સમાજે આજ સુધીમાં કેટલા મોટા પાયા ઉપર પ્રગતિ કરી હોત તે રીપોર્ટ અને હીસાબ જોવાથી ભાઈઓને તેનો ખ્યાલ આવી શકશે. 'સમાજ'નો વિકાસ થતાં ભાઇઓ પણ પોતાની ઉન્નતિ સાધી શક્યા હોત

જો કે એકઠા થએલા ફંડમાંથી યથાપ્રસંગે મદદ અપાતી રહે છે, છતાં 'સમાજ'ના અટકી પડેલા કાર્યક્રમને ફરીથી ચાલુ કરવાની જરૂરીઆત કેવળ અનિવાર્ય છે. પુરતા ફંડ વગર 'સમાજ'નું સંચાલન ન જ થઇ શકે એ દેખીતી બીના છે.

'સમાજ'નો આ વૃત્તાન્ત છપાવવાનું નક્કી થતાં એક બંધુએ કટાક્ષમય પ્રશ્ન પુછેલો કે: વૃત્તાન્ત છપાવવાનો આ ખર્ચ કરવામાં આવે છે તે 'સમાજ'ની 'અંતિમક્રિયા' માટે કે બીજા કાંઇ માટે? તેનો અમોએ તરત જવાબ આપેલો કે 'અંતિમક્રિયા' માટે નહિં પણ સમાજના 'પુનર્જીવન' માટે આ ખર્ચ કરવામાં આવે છે. કટાક્ષનો યોગ્ય જવાબ આપવાનું અમો સર્વે જ્ઞાતિબંધુઓ ઉપરજ છોડીએ છીએ. અમો તો ઇચ્છીએ છીએ કે કટાક્ષનો આ જવાબ સમાજના પુનર્જીવનથીજ આપવામાં આવે. બંધુઓ તેમજ કાર્યકર્તાઓ એ માટે જાગૃત થશે ખરા?

: કાર્યાલય :
૫૯–૬૫, દુર્ગાદેવી રોડ,
મુંબઇ નં. ૪.
તા. ૧૫–૪–૧૯૩૯.

લી૦ સેવક,
દાહ્યાભાઇ આણંદજી ચાવડા
માનનીય મંત્રી.

## કામચલાઉ કમિટિના સભ્યો [ સંવત ૧૯૮૯ ]

: પ્રમુખ :

શ્રી હીરજી જેરામ વિસાવાડીયા

| : માનનીય મંત્રી : | : સહાયક મંત્રી : |
|---|---|
| શ્રી. ડાહ્યાભાઈ આણંદજી ચાવડા | શ્રી. મુળજી રાજા દેવળીયા |

: સભાસદો :

| | |
|---|---|
| શ્રી. નારણ મેરામણ ઘેડીઆ | શ્રી. અરસી પરમાણંદ શીંગડીયા |
| ,, લખમણ નથુભાઇ મારૂ | ,, રાજાભાઇ નારણ ચાવડા |
| ,, પરસોત્તમ મુળજી પાણખાણીયા | ,, મેઘજી જેઠાભાઇ છાંબા |
| ,, ગોપાળદાસ વાલજી દેવળીયા | ,, માવજી મેઘજી દેવળીયા |

શ્રી. હીરાલાલ પરમાણંદ દેવળીયા

---

## સંવત ૧૯૯૦ ની વ્યવસ્થાપક કમિટીના સભ્યો

| : પ્રમુખ તથા ખજાનચી : | : માનનીય મંત્રી : |
|---|---|
| શ્રી. હીરજી જેરામ વિસાવાડીયા | શ્રી. ડાહ્યાભાઈ આણંદજી ચાવડા |
| : સહાયક મંત્રી : | : ઑડીટર : |
| શ્રી. મુળજી રાજા દેવળીયા | શ્રી. દામોદર જેઠાભાઇ રાવત |

: સભાસદો :

| | |
|---|---|
| નારણ મેરામણ ઘેડીયા | શ્રી. માવજી મેઘજી દેવળીયા |
| લખમણ નથુભાઇ મારૂ | * ,, લાખાભાઇ અરસી જાદવ |

* શ્રી હીરાલાલ પરમાણંદ દેવળીયા

---

* કો-ઓપ્શનથી ચુંટાએલા સભ્યો



# શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ

## સંવત ૧૯૮૯ ના શ્રાવણ શુદ ૧૨ થી સંવત ૧૯૯૪ ના આસો વદ ૦))) સુધીનો

[ તારીખ : ૩-૮-૧૯૩૩ થી તારીખ : ૨૩-૧૦-૧૯૩૮ સુધી ]

## પંચ વાર્ષિક વૃત્તાન્ત

### : સંસ્થાનું નામ :

આપણી જ્ઞાતિની આ સંસ્થાનું નામ 'શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ' રાખવામાં આવ્યું છે. તેની શરૂઆત સંવત ૧૯૮૯ ના શ્રાવણ શુદ ૧૨ ના દીને કરવામાં આવી હતી, પણ તેની સ્થાપનાનું વર્ષ સંવત ૧૯૯૦ ના કારતક સુદ ૧ થી ગણવામાં આવ્યું હતું.

### : સંસ્થાનો ઉદ્દેશ :

'સમાજ' ના પસાર થએલ બંધારણમાં તેનો ઉદ્દેશ તથા તેની પ્રવૃત્તિઓ નીચે મુજબ જણાવવામાં આવી છે:—

'જ્ઞાતિની બનતી સેવા કરી તેની ઉન્નતિ સાધવી એ આ સમાજનો મૂળ ઉદ્દેશ રહેશે. જ્ઞાતિના વહીવટથી અગર કોઇ જ્ઞાતિ બંધુની અંગત બાબતથી આ 'સમાજ' અલગ રહેશે. સમાજના મજકુર ઉદ્દેશને પાર પાડવા માટે નીચે દર્શાવેલી કેટલીક પ્રવૃત્તિઓ 'સમાજ' તરફથી સમય અને સંજોગાનુસાર હાથ ધરવામાં આવશે:—

[૧] 'જ્ઞાતિબંધુઓમાં પરસ્પર પ્રેમ, સંપ તથા સહાનુભૂતિની ભાવના ખીલવી અન્યોઅન્ય સહાયક બુદ્ધિ પ્રેરવા યોગ્ય પ્રયાસો કરવા.'

[૨] "આપણા સર્વ જ્ઞાતિભાઇઓની સામાજીક, આર્થિક, ધાર્મિક, નૈતિક, ઔદ્યોગિક, શારીરિક તથા કેળવણી વિષયક પરિસ્થિતિની યોગ્ય ખીલવણી તથા સુધારણા માટે બનતા પ્રયાસો કરવા."

[૩] "જ્ઞાતિ અને જ્ઞાતિબંધુઓને લગતા પ્રશ્નોને અંગે લોકમત કેળવવા માટે વ્યાખ્યાનો તથા પત્રિકાઓ આદિ સાધનોદ્વારા જ્ઞાતિમાં કેળવણીનો વધુ અને વધુ પ્રચાર કરવો.

[૪] "જ્ઞાતિભાઇઓની વિધવિધ મુશ્કેલીઓને ટાળવા માટે તેમજ જ્ઞાતિની ઉન્નતિ તથા સુધારણા માટે જરૂરી એવા દરેક બનતા

પ્રયત્નો કરવા."

## : 'સમાજ'ની સ્થાપના :

આપણી જ્ઞાતિમાં પ્રવર્તી રહેલી આ ઘણા જ્ઞાતિબંધુઓની અસ્તવ્યસ્ત પરિસ્થિતિ ઉપર વિચાર ચલાવી તે બાબત યોગ્ય પગલાં લેવાના શુભ આશયથી જ્ઞાતિના કેટલાક બંધુઓની એક સાધારણ સભા શનિવાર તા. ૨૯-૭-૧૯૩૩ ના દીને સાંજના સ્ટાં. ટા. ૬-૦ વાગે કુંભારવાડા ત્રીજી ગલ્લી મધ્યે આવેલ "શ્રી નરસીંગરાવની અંધ ઉદ્યોગશાળા" ના મકાનમાં ભાઇશ્રી નારણ મેરામણ ઘેડીવાના પ્રમુખપણા નીચે મળી હતી; જેમાં કેટલાક પ્રાસંગિક વિવેચનો થયા બાદ મજકુર 'સમાજ'ની સ્થાપના કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. મજકુર 'સમાજ'ના ધારાધોરણોનો ખરડો તૈયાર કરવા માટે તેમજ તેના સંચાલન માટે બાર બંધુઓની એક કામચલાઉ વ્યવસ્થાપક કમિટી નીમવામાં આવી હતી જેના નામોનું લીસ્ટ વૃત્તાન્તની શરૂઆતમાં આપવામાં આવ્યું છે.

## 'પૈસાફંડ'ની શરૂઆત

મજકુર સમાજના કાર્યો પ્રત્યે સર્વે ભાઇઓ તથા બ્હેનોની સહાનુભૂતિ તથા સહકાર હોવા છતાં એ કાર્યોને અમલમાં લાવવા માટે 'સમાજ' પાસે પુરતા નાણાં હોવા જોઇએ; અને વેપાર ધંધાના આવા મંદીના વખતમાં દરેક જ્ઞાતિબંધુ પાસેથી ફંડ માટે અવારનવાર ઉઘરાણી કરવી એ પણ ઠીક નહિ, આથી ગરીબ કે તવંગર કોઇને પણ ભારે ન પડે અને સૌ રાજીખુશીથી આપી શકે એ વસ્તુ ધ્યાનમાં લઇ "પૈસાફંડ" નામનું એક ફંડ 'સમાજ' તરફથી ખોલ્યું અને જ્ઞાતિના દરેક ભાઇઓને ત્યાંથી રોજનો એકેક પૈસો ઉઘરાવવાનું નક્કી કર્યું હતું. 'પૈસાફંડ'ની શુભ શરૂઆત તરીકે કામચલાઉ કમિટીના સભ્યો વચ્ચે ઉઘરાણું થતાં તેમાં રૂા. ૮૮-૧-૩ ભરાયા હતા, જેની વીગત પરિશષ્ટ નં. ૪ માં આપવામાં આવી છે.

મજકુર 'સમાજ'ની સ્થપનાની, તેમજ તેના ઉદ્દેશ તથા તેના કાર્યક્રમની સર્વે બંધુઓને જાણ થાય એ આશયથી તેની વીગત દર્શાવતી પત્રિકા નં. ૧ છપાવીને સર્વે ભાઇઓ વચ્ચે વહેંચવામાં આવી હતી.

મજકુર "પૈસાફંડ" ઉઘરાવવાનું કાર્ય કામચલાઉ કમિટીના ઉત્સાહી એક બંધુ શ્રી. ગોપાળદાસ વાલજી દેવળીયા એમણે રાજીખુશીથી સ્વીકારતાં ફંડની સીલબંધ પેટી તા. ૩ જી ઓગસ્ટ, ૧૯૩૩ થી સર્વે ભાઇઓને ત્યાં દરરોજ ફેરવવામાં આવી હતી. એકાદ મહિના બાદ ભાઇશ્રી ગોપાળભાઇને ધંધાને અંગે બહારગામ રહેવાનું થતાં આ કાર્ય કામચલાઉ કમિટીના સભ્યોએ અનુક્રમે માથે લીધું હતું. ત્રણેક મહિના બાદ દરરોજ ઉઘરાવવાનું આ કાર્ય મુશ્કેલ તેમજ અગવડતા ભર્યું જણાયાથી 'પૈસા ફંડ' માટેના ન્હાનાં ગલ્લાંઓ બનાવી તેને નંબરો આપી જ્ઞાતિના પ્રત્યેક ભાઇઓ તેમજ બ્હેનોને ત્યાં સંવત ૧૯૯૦

ના માગસર સુદ ૧૧ ને દીને મુકવામાં આવ્યા અને તેમાં દરરોજનો એકેક પૈસો નાંખતા રહેવા તેમને વિનંતી કરવામાં આવી હતી. આવા ગલ્લાઓ ૧૦૭ સ્થળે મુકવામાં આવ્યા હતા. દર માસની અમાસે આ ગલ્લાંઓ ખોલી ફંડની રકમ એકઠી કરવાનું નક્કી થયું હતું. અમોને જણાવતાં હર્ષ થાય છે કે અમારા આ કાર્યમાં જ્ઞાતિના સર્વે ભાઈઓ તેમજ બ્હેનોએ પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી અને રાજીખુશીથી પુરતો સાથ આપ્યો હતો. આવી રીતે ગલ્લાંઓ ખોલવાનું માસિક કાર્ય લગભગ પાંચેક મહિના ચાલ્યું હતું.

## 'પ્રાસંગિક ફંડ' ની શરૂઆત

આ ઉપરાંત 'પ્રાસંગિક ફંડ' ની પણ શરૂઆત કરવામાં આવી હતી જેમાં પોતાને ત્યાં આવતા શુભાશુભ પ્રસંગે આ ફંડમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવા ભાઈઓને વિનંતી કરવામાં આવી હતી. આ મુજબ કુલ બાવીસ ભાઈઓ તરફથી રૂા. ૪૫-૧-૦ ભરાયા હતા. જેની વીગત પરિશિષ્ટ નં. ૨ માં આપવામાં આવી છે. અમોને જણાવતાં આનંદ થાય છે કે સર્વ ભાઈઓએ આ ફંડને પણ આવકાર સાથે વધાવી લીધું હતું.

## જનરલ મીટીંગો

સમાજના કાર્યકર્તાઓ તરફથી સર્વે બંધુઓની જનરલ મીટીંગો ભાઈ શ્રી હીરજી જેરામ વિસાવાડીયાના પ્રમુખપણા નીચે ત્રણ વખત બોલાવવામાં આવી હતી જેમાં નીચે મુજબનું કામકાજ થયું હતું:—

[ બુધવાર તા. ૮-૧૧-૧૯૩૩ ]

[ સ્થળ : 'શ્રી વાલી માતાજીનું મંદિર ]

[ ૧ ] સમાજના ત્રિમાસિક કામકાજનો હેવાલ નીચે પ્રમાણે રજુ થયો :—

પૈસા ફંડના નાના ગલ્લાઓ રાખવા બાબત તેના હિસાબની વ્યવસ્થા-પૈસા ફંડ તથા પ્રાસંગિક ફંડનો હિસાબ-સભાસદ થવા માટેના અરજી પત્રકો-નિરાધારને મદદ તથા શાળામાં પુસ્તકો તથા ફીની મદદ વી. વી.

[ તા. ૮-૧-૧૯૩૪ ]

[ સ્થળ : આપણી જ્ઞાતિનું મંદિર ]

[ ૧ ] સમાજના ધારાધોરણોનો ખરડો મંજુર રાખ્યો.

[ ૨ ] સમાજનો હિસાબ તથા કામકાજનો રિપોર્ટ રજુ થયો.

[ તા. ૨૬-૨-૧૯૩૪ ]

[ સ્થળ : આપણી જ્ઞાતિનું મંદિર ]

[ ૧ ] ધરતીકંપ સંકટ નિવારણ ફંડનો હિસાબ રજુ કર્યો.

[ ૨ ] સમાજનો છ માસિક હિસાબ મંજુર રાખ્યો.

[ ૩ ] વ્યવસ્થાપક કમિટિના સભ્યોની ચુંટણી બેલટથી કરવામાં આવી.

[ ૪ ] સમાજના ઓડીટરની નીમણુંક કરવામાં આવી.

## વ્યવસ્થાપક કમિટિની ચુંટણી

સમાજના ધારાધોરણ અનુસાર સંવત ૧૯૯૦ ની વ્યવસ્થાપક કમિટીની બેઠકો માટે નીચે દર્શાવેલા ૧૧ બંધુઓએ પોતાની ઉમેદવારી નોંધાવી હતી:-

૧ શ્રી હીરજી જેરામ વીસાવડીયા
૨ ,, ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
૩ ,, મુળજી રાજા દેવાળીયા
૪ ,, માવજી મેઘજી દેવાળીયા
૫ ,, નારણ મેરામણ ઘેડીયા
૬ ,, લખમણ નથુભાઇ મારૂ
૭ ,, દામોદર જેઠાભાઇ રાવત
૮ ,, ગોપાળદાસ વાલજી દેવળીયા
૯ ,, લાખાભાઇ અરશી જાદવ
૧૦ ,, હીરાલાલ પરમાણંદ દેવળીયા
૧૧ ,, માધવજી ડાહ્યાભાઇ દેવળીયા

બાદ તા. ૨૬-૨-૧૯૩૪ ની જનરલ મીટીંગમાં બેલટથી ચુંટણી થતાં વધુ મતો મેળવનાર પ્રથમના સાત ઉમેદવારોને કમિટીના સભ્યો તરીકે ચુંટાએલા જાહેર કરવામાં આવ્યા હતા. મજકુર કમિટીએ ત્યાર પછી ધોરણાનુસાર બે સભ્યોને કો-ઓપ્શનથી ચુંટયા બાદ અધિકારીઓની ચુંટણી બેલટથી કરી હતી.

મજકુર ચુંટાએલી વ્યવસ્થાપક કમિટીનું લીસ્ટ વૃત્તાન્તની શરૂઆતમાં આપવામાં આવ્યું છે.

## ઑડીટરોની નિમણુંક

સમાજનો હિસાબ તપાસવા માટે ધારાધોરણાનુસાર શ્રી અરજણભાઈ મેસુર જગનીયા તથા શ્રી દામોદર જેઠાભાઇ રાવત એ બન્નેને ઑડીટરો તરીકે નીમવામાં આવ્યા હતા. જેઓએ સંવત ૧૯૯૦ ના આસો વદ ૦)) સુધીનો સમાજનો હિસાબ તપાસી આપ્યો હતો. બાદ એક ઑડીટર શ્રી અરજણ ભાઇ હાલમાં ગુજરી જવાથી સંવત ૧૯૯૪ ના આસો વદ ૦)) સુધીનો હીસાબ ભાઇ શ્રી દામોદરે તપાસી આપ્યો હતો.

## 'સમાજ'ના સભાસદો

સમાજના ધારાધોરણાનુસાર ૮૯ બંધુઓએ અરજી પત્રક ભરીને તેમજ દાખલ ફી તથા લવાજમ આપીને સમાજના સભાસદ તરીકે પોતાના નામો નોંધાવ્યા હતા જેનું લીસ્ટ પરિશિષ્ટ નં. ૧ માં આપવામાં આવ્યું છે.

## 'સમાજ'ના ફંડની વ્યવસ્થા

સમાજનું શરૂઆતમાં એકઠું થએલું ફંડ કામચલાઉ વ્યવસ્થાપક કમિટી તરફથી પ્રથમ બે બંધુઓ શ્રી ડાહ્યાભાઇ આણંદજી ચાવડા તથા શ્રી હીરજી જેરામ વીસાવાડીયા એમને અંગત રીતે સોંપવામાં આવ્યું હતું જે રકમ તેઓએ પોતાના નામથી બેંકમાં મુકી હતી. બાદ વ્યવસ્થાપક કમિટીની ચુંટણી થતાં જ એ રકમ તેઓએ કમિટિને વ્યાજ સાથે પાછી સોંપી હતી.

મજકુર સોંપાએલી રકમ ત્યાર બાદ સમાજના સેક્રેટરી તથા ખજાનચી એ બન્નેના નામથી ધી ઇમ્પીરીઅલ બેંક (સેન્ડહર્સ્ટ રોડ શાખા) ના સેવીંગ ખાતામાં મુકવાનું કમિટીએ ઠરાવ્યું હતું.

## 'સમાજ' ની આવક જાવક.

'સમાજ' ની કુલ આવક રૂા. ૫૪૧–૩–૦ ની થઇ હતી, જ્યારે ખર્ચ રૂા. ૩૯૭–૭–૬ નું થયું હતું બાકી વધારો રૂા. ૧૪૩–૧૧–૬ નો રહ્યો છે.

## ધરતીકંપ સંકટનિવારણ ફંડ

સને ૧૯૩૪ ની શરૂઆતમાં બિહાર તથા ઓરીસ્સાના પ્રાંતોમાં ધરતીકંપ થવાથી ત્યાંના આપણા દેશબંધુઓ સંકટમાં સપડાઇ ગયા હતા. તેમને સહાય કરવા અર્થે ફંડ ફાળા ઉઘરાવવાની પ્રવૃત્તિ આખાય દેશભરમાં જોશભેર ચાલુ થઇ હતી. એ મુજબ આપણા જ્ઞાતિબંધુઓ તરફથી પણ એક ફંડ ઉઘરાવવાની શરૂઆત સમાજના કેટલાક કાર્યકર્તા બંધુઓ તરફથી કરવામાં આવતાં તેમાં રૂા. ૧૯૨–૮–૦ ભરાયા હતા; જે "મુંબઇ સમાચાર" પત્રની મારફતે પટણા ખાતે રાજેન્દ્રબાબુની ધી સેન્ટ્રલ રીલીફ કમિટી પર મોકલાવી આપ્યા હતા. મજકુર ફંડનું વીગતવાર લીસ્ટ પરિશિષ્ટ નં. ૩ માં આપવામાં આવ્યું છે.

## કાર્યક્રમને લાગેલો પક્ષાઘાત.

પરસ્પર સહાનુભૂતિભર્યો અને ઉત્સાહપ્રેરક એવો 'સમાજ' નો આ કાર્યક્રમ શરૂઆતના લગભગ નવેક માસ સુધી ઘણીજ સરળતાથી ચાલ્યો હશે, ત્યાં આપણી અહિંની જ્ઞાતિમાં એક એવો અનીચ્છનીય અને દુઃખદ બનાવ બનવા પામ્યો કે જેથી કરી કાર્યકર્તાઓનો ઉત્સાહ મંદ થયો અને ભાઇઓની પણ પરસ્પર વક્રદૃષ્ટિ થવા લાગી. પરસ્પર વ્હેમનું વાતાવરણ છાઇ રહ્યું અને તેની અસર આપણી જ્ઞાતિની આ 'સેવાસમાજ' ને પણ પહોંચી. જ્ઞાતિબંધુઓમાં, પરસ્પર પ્રેમ, સંપ તથા સહાનુભૂતિની ભાવના ખીલવી અન્યોઅન્ય સહાયક બુદ્ધિ પ્રેરવાના આશયથી જે આ સંસ્થા સ્થાપવામાં આવી હતી તેના ચાલુ કાર્યક્રમને આમ અચાનક પક્ષાઘાત લાગુ પડ્યો અને તેનું જીવન એકલવાયુ અને નીરસ બન્યું.

છતાં પ્રથમના નવ માસના સતત પ્રવાહથી જે આર્થિક બળ 'સમાજે' એકઠું કર્યું હતું તે એ પછીથી આજ સુધી તે યથા પ્રસંગે ખરચતી આવી છે તેમજ ખર્ચી રહી છે જે નીચેની વીગતથી જાણી શકાશે. આર્થિક મદદને માટે નીચેની બાબતો કમિટીના ધ્યાન પર લાવવામાં આવતાં કમિટીએ તે પર યોગ્ય નિર્ણય કર્યો હતોઃ—

## નિરાધારને આર્થિક મદદ

[૧] સને ૧૯૩૬ માં શહેરમાં હિન્દુ–મુસ્લીમ હુલ્લડ ફાટી નીકળતાં આપણી જ્ઞાતિના કેટલાક ગરીબ કુટુંબો નિરાધાર અને કફોડી સ્થિતિમાં મુકાઇ ગએલા. આવા ચૌદેક કુટુંબોને દાણા પાણીની તેમજ રોકડી મદદ આપવામાં આવી.

[૨] જ્ઞાતિની એક બાઇ છબીબાઇ નારણ ચૌહાણ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે નિરાધાર સ્થિતિમાં આવી પડી. તેને માસિક રૂ. ૫ પાંચની રોકડી મદદ તેની હૈયાતિ સુધી આપવામાં આવી.

[૩]-જ્ઞાતિનો એક ભાઇ કરસન માધવ ડાભી પોતાની સતત માંદગીને લીધે પોતાનો જીવન નિર્વાહ ચલાવવા તદ્દન અશક્ત બન્યો. તેની આ સ્થિતિ ધ્યાનમાં લઇ તેને દર અઠવાડીયાના રૂ. ૧। સવા રૂપીઆ લેખેની રોકડી મદદ આપવામાં આવી.

[૪] રાણાવાવનો એક ગરીબ જ્ઞાતિબંધુ નામે કેશવ આણંદ રાબે ભરડવા નોકરી ધંધા માટે પોતાની નાની બાળકી સાથે અહિં આવી ચડેલ પણું નોકરી ધંધાને અભાવે કફોડી સ્થિતિમાં આવી પડેલ. તેની આવી અસહાય સ્થિતિ ધ્યાનમાં લઇ તેને રેલ ભાડા વીગેરેની ટીકીટ કઢાવી આપી અને તેને તેમજ તેની નાની બાળકીને દેશમાં પાછા પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવી.

## પાઠ્ય પુસ્તકોની મદદ

આ ઉપરાંત દુર્ગાદેવી રોડ પર આવેલી શ્રી જ્યેષ્ટારામ પ્રેમજી ગુજરાતી સ્કુલ તથા કન્યાશાળામાં ભણતા આપણી જ્ઞાતિના કેટલાક છોકરા તેમજ છોકરીઓને પાઠ્ય પુસ્તકોની મદદ સને ૧૯૩૫ થી આપવામાં આવે છે. શાળાના હેડ માસ્તર તરફથી ઉમેદવાર છોકરા તેમજ છોકરીઓના નામોનું તેમજ તેમને જરૂરી પુસ્તકો વી. નું લીસ્ટ મળતાંજ દર વર્ષે નિયમિત રીતે પુસ્તકોની આ મદદ અપાતી રહે છે.

## આભાર દર્શન

અંતમાં કામચલાઉ કમિટી તેમજ વ્યવસ્થાપક કમિટીના સભ્યો ઉપરાંત બીજી જે જે વ્યક્તિઓ 'સમાજ'ને પોતાની સેવા અર્પીને સહાયભુત બની છે તેની જો અત્રે નોંધ ન લેવાય તો અમારૂં આ નિવેદન અધુરૂંજ ગણાય.

સુનારકામ જાણુનાર એવા ત્રણ ચાર બંધુઓએ 'પૈસાફંડ' ના નાના ગલ્લાંઓ કેવળ સેવાભાવે બનાવી આપ્યા હતા જે બદલ એમનો આભાર માનીએ છીએ.

ત્યારબાદ સ્વ. ભાઇશ્રી રામજી પરસોત્તમ ભરડવા એમણે ગલ્લાંઓને પોલીસ કરી તે પર 'સમાજ' ના નામ તથા નંબર ઓઇલપેન્ટથી લખી આપ્યા હતા. પરમકૃપાળુ પરમાત્મા સ્વ. રામજીભાઇના આત્માને ચિરઃશાન્તિ બક્ષો.

અંતમાં જે જે બંધુઓએ તથા બ્હેનોએ આપણી સમાજના 'પૈસાફંડ' તેમજ 'પ્રાસંગિક ફંડ' માં યથાપ્રસંગે નાણાં ભરીને પોતાનો યથાશક્તિ ફાળો નોંધાવ્યો છે તે બદલ તેમજ જે ભાઇઓએ 'સમાજ' ના સભાસદો તરીકે નામ નોંધાવી 'સમાજ' પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવી છે એ બદલ એ સર્વેનો આભાર માનવાની આ તક લઇએ છીએ. અને એવીજ સહાનુભૂતિભરી લાગણી ભવિષ્યમાં પણ તેઓ બતાવશે એવી અમો આશા રાખીએ તો તે અસ્થાને નહિંજ લેખાય. અસ્તુ

# " સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવા સમાજ " ( મુંબઈ )

## સંવત ૧૯૮૯ ના શ્રાવણ શુદ ૧૨ થી સંવત ૧૯૯૪ ના આસો વદ ૦)) સુધીનો
## [ તારીખ : ૩-૮-૧૯૩૩ થી તારીખ : ૨૩-૧૦-૧૯૩૮ સુધી ]

## આવક જાવકનો હીસાબ

**જ**

૪૦૦- ૮-૯ શ્રી પૈસા ફંડના ગલ્લા ખાતે જમા.

૪૫- ૧-૦ શ્રી પ્રાસંગિક ફંડ ખાતે જમા.
૨૨ ભાઈઓ તરફથી આવ્યા.

૨૨- ૪-૦ શ્રી દાખલ ફી ખાતે જમા.
ચાર આના પ્રમાણે કુલ ૮૯ ભાઈઓ તરફથી આવ્યા.

૩૪- ૧-૩ શ્રી માસિક લવાજમ ખાતે જમા.

૧૧-૧૦-૦ શ્રી સ્ટેશનરી ખર્ચ ખાતે જમા.
૧૦-૪-૦ આ ખાતે થએલ ખર્ચના બે ભાઈઓ તરફથી આવ્યા.
૧-૬-૦ રજીસ્ટરની કોરી બુક .૨ પ.થી વેચી, તેના આવ્યા તે.

૨૭-૨-૦ શ્રી વ્યાજ ખાતે જમા.
૫-૫-૦ ફંડની રકમ બે ભાઈઓ પાસે અનામત રાખતાં તેમના તરફથી વ્યાજના આવ્યા તે.

**ઉ**

૩૬૧-૬-૬ શ્રી મદદ ખાતે ઉધાર.
૧૧૨-૦-૦ હુલ્લડમાં દાણાની મદદ.
૧૮-૦-૦ હુલ્લડમાં રોકડી મદદ.
૧૫-૦-૬ સ્કુલમાં પુસ્તકોની મદદ.
૫૦-૦-૦ બાઈ જીવીબાઈ નારણને.
૭૫-૦-૦ કરસન માધવ ડાભીને.
૧૧-૪-૦ રાણાવાવના કેશવ આણંદ ભરડવાને ગાડીભાડા વગેરેના.

૧૩-૮-૦ શ્રી છપામણી ખાતે ઉધાર.
રસીદ બુક તથા પત્રિકાઓ વી. છપાવવાનો થએલ ખર્ચ.

૧૦-૬-૦ શ્રી ફરનીચર ખાતે ઉધાર.
પૈસાફંડના ગલ્લાઓ બનાવવાના થએલ કુલ ખર્ચના.

૧૧-૦-૦ શ્રી સ્ટેશનરી ખાતે ઉધાર.
હીસાબના ચોપડા, સ્ટેન્સીલ તથા રજીસ્ટર

૨૨-૫-૦ ધી ઇમ્પીરીઅલ બેંકના સેવીંગ ખાતાના વ્યાજના આવ્યા તે.

રૂ. ૫૪૧-૩-૦

"આવક ખર્ચ ખાતાનો હીસાબ ઉપરની વીગતે તપાસ્યો છે, બધાં ઓચરીયાં તપાસ્યાં છે, તેમજ જોઇતી સમજુતી મળી છે અને તે મુજબ હીસાબ બરાબર જણાયો છે."

(સહી) દામોદર જેઠા રાવત
હીસાબ તપાસનાર

મુંબઇ: તા. ૩૦ મી માર્ચ સને ૧૯૩૯

વીગેરેના ખર્ચના.

૧-૦ ૦ શ્રી પરચુટણ ખર્ચ ખાતે ઉધાર.
ગાડીભાડું, ટ્રામભાડું વીગેરેના.

૩૯૭-૭ ૬

૧૪૩-૧૧-૬ શ્રી પુરાંત રોકડ બાકી.
૧૪૧-૮-૬ ધી ઇમ્પીરીઅલ બેંકના (સેન્ડહર્સ્ટ રોડ શાખાના) સેવીંગ ખાતામાં જમા.
૨-૩-૦ રોકડા હાથ પર બાકી.

રૂ. ૫૪૧-૩-૦

શ્રી. સૌ. પ્ર જ્ઞા. સેવાસમાજ તરફથી:

(સહી) ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
માનનીય મંત્રી

(સહી) હીરજી જેરામ વિસાવાડીયા
માનનીય ખજાનચી

જ્ઞાતિની આ એકની એક સેવાભાવી સંસ્થાને, તેના સભ્ય તરીકે નામ નોંધાવીને તેમજ યથા પ્રસંગે તેના "પૈસા ફંડ" માં તથા 'પ્રાસંગિક' ફંડમાં રકમ ભરીને મદદ કરી શકાય છે. જ્ઞાતિના દરેક બંધુની એ ફરજ છે; અને તે ફરજ તેઓ જરૂર બજાવે.

પરિશિષ્ટ નંબર: ૧

# ' સમાજ ' ના સભાસદોનું પત્રક

## કુંભારવાડા ૧ લી ગલી

| :અ નં. | :નામ: | :અટક: |
|---|---|---|
| ૧ | શ્રી. રામજી કરસન | વીસાવાડીયા |
| ૨ | ,, માવજી ભીમજી | ઘોલ |
| ૩ | ,, ધનજી વશરામ | ઘોલ |
| ૪ | ,, ભીમજી મુલજી | મારૂ |

## કુંભારવાડા ૨ જી ગલી

| | | |
|---|---|---|
| ૧ | શ્રી. દેવસી પરબત | માવદીયા |
| ૨ | ,, લાખા ભાણા | શીંગડીયા |
| ૩ | ,, દેવાણંદ હમીર | ગોલા |
| ૪ | ,, ગોવીંદ વાઘા | માવણીયા |
| ૫ | ,, દામા ગોવિંદ | વડુકર |
| ૬ | ,, માંડણ રાજા | ટાંક |
| ૭ | ,, રામજી સવજી | ગોલા |
| ૮ | ,, માધવજી ગોવીંદ | દેવળીયા |
| ૯ | ,, ધનજી ભીમજી | દેવળીયા |
| ૧૦ | ,, કેશવ વેલા | મારૂ |
| ૧૧ | ,, દેવાણંદ ભીમા | શીંગડીયા |
| ૧૨ | ,, કરસન કેશવ | ઘોલ |
| ૧૩ | ,, કાનજી દેવા | ચૌહાણ |
| ૧૪ | ,, આણંદ દામા | કંસારા |
| ૧૫ | ,, કાનજી પુંજા | ધોકીયા |
| ૧૬ | ,, રામજી ખીમજી | ઘોલ |
| ૧૭ | ,, કાનજી નથુભાઇ | ટાંક |
| ૧૮ | ,, નારણ માધવ | ધોકીયા |

| : અ. નં. : | : નામ : | : અટક : |
|---|---|---|
| ૧૯ | ,, હીરજી ભીમજી | ભરડવા |
| ૨૦ | ,, ખીમજી માંડણ | વીસાવાડીયા |
| ૨૧ | શ્રી. લાખાભાઇ અરસી | જાદવ |
| ૨૨ | ,, નારણ પરસોતમ | ભરડવા |
| ૨૩ | ,, કરસન નથુ | ગોલા |
| ૨૪ | ,, અરસી વેલા | પાણખાણીયા |
| ૨૫ | ,, અરજણ મેસુર | જગતીયા |
| ૨૬ | ,, ડાહ્યાભાઇ આણંદજી | ચાવડા |
| ૨૭ | ,, ગોપાલદાસ વાલજી | દેવળીયા |
| ૨૮ | ,, નરસી વેલા | મારૂ |
| ૨૯ | ,, વેજાણંદ પરબત | ચૌહાણ |
| ૩૦ | ,, રામજી પરસોતમ | ભરડવા |
| ૩૧ | ,, નથુ રાજા | આળવીયા |
| ૩૨ | ,, દેવસી વીરા | વડુકર |

## કુંભારવાડા ૩ જી ગલી

| | | |
|---|---|---|
| ૧ | શ્રી. પીતામ્બર લખમણ | દેવળીયા |
| ૨ | ,, કરસન ભાણા | શીંગડીયા |
| ૩ | ,, પરશોતમ હરીદાસ | લાડવા |
| ૪ | ,, જગજીવન નરસી | ગોલા |
| ૫ | ,, નારણ મેરામણ | ઘેડીયા |
| ૬ | ,, વેલજી નારણ | ભરડવા |
| ૭ | ,, પરસોતમ મુળજી | પાણખાણીયા |
| ૮ | ,, શામજી રામજી | વીસાવાડીયા |
| ૯ | ,, આણજી વેલજી | દેવળીયા |

: અ નં. : : નામ : અટક

૧૦ ,, ભીમજી ગોવીંદ ગરત
૧૧ ,, માધવ ભાણા પરમાર
૧૨ ,, દેવાણંદ નરસી ગઢવ
૧૩ ,, રાજા નારણ ચાવડા
૧૪ ,, પીતામ્બર નારણ ચાવડા
૧૫ ,, નગીનદાસ નારણ ભગડા
૧૬ ,, મુળજી વાલજી ગોહેલ
૧૭ ,, માડણ હમીર ગોહ
૧૮ ,, પાચાભાઈ પુંજા ભવમોડ

## કુંભારવાડા ૪ થી ગલી

૧ શ્રી મુળજીભાઈ નાગજી દેવગીયા
૨ ,, મેસુર દેવાણંદ ભગડા
૩ ,, માવજી કરમન જગતીયા
૪ ,, મુળજી ડાયા દેવગીયા
૫ ,, કાનજી વાલજી ચૌહાણ
૬ ,, નથુભાઈ નારણ ભરડવા
૭ ,, ડાયા રામજી વાડવા
૮ ,, અરજણ નરસી ગરત
૯ ,, હીરજી જેરામ વીસાવડીયા
૧૦ ,, નારણ ડાયા દેવળીયા
૧૧ ,, કેશવ રામજી ભગડા
૧૨ ,, રામજી મેસુર રીંગડીયા
૧૩ ,, દામોદર જેઠા ગરત
૧૪ ,, અરજણ રાઘવ જગતીયા

: અ નં. : નામ : અટક :

૧૫ ,, કરસન પુંજા ટાંક
૧૬ ,, નાથસી નારણ ભરડવા
૧૭ ,, હીરાલાલ પરમાણંદ દેવગીયા
૧૮ ,, લખમણ નથુભાઈ મારૂ
૧૯ ,, ગોવીંદ હીરા ફટાણીયા
૨૦ ,, ભીમજી ડાયા દેવળીયા
૨૧ ,, રામા નરસી ગોલા
૨૨ ,, માવજી મેરજી દેવળીયા
૨૩ ,, માધવજી જીવાભાઈ દેવળીયા
૨૪ ,, હીરા પુંજા ટાંક
૨૫ ,, આલાભાઈ નારણ છાયા

## કુંભારવાડા ૫ મી ગલી

૧ શ્રી દેવસી લખમણ ચૌહાણ
૨ ,, રાનજી ભીમા ભરડવા
૩ ,, મુળજી મેરજી પીમાવડીયા

## ખેડા વીભાગ

૧ શ્રી જેઠાભાઈ જગજીવન ગડોડ
૨ ,, રામજી નારણ ગડોડ
૩ ,, લાખાભાઈ વીરજી મારૂ
૪ ,, પરસોતમ માધવ ધાકીયા
૫ ,, પરસોતમ જગજીવન ગડોડ

## કોટ વીભાગ

૧ શ્રી રામજી વેલજી ચાડેગળા
૨ ,, મેરજી જીવાભાઈ ચાડેગળા

પરિશિષ્ટ નંબર : ૨.

## 'પ્રાસંગિક ફંડ' માં નાણાં ભરનારનું પત્રક

| :રકમ: | :આપનાર ધણીનું નામ: | :પ્રસંગની વીગત: |
|---|---|---|
| ૧-૪-૦ | શ્રી. દેવાણંદ નરસી જાદવ | તેમની પુત્રીનાં સગપણ વખતે. |
| ૧-૪-૦ | ,, હરજી કાનજી દેવળીયા | તેમનાં પુત્રનાં સગપણ વખતે. |
| ૧-૪-૦ | ,, માવજી કરસન જગતીયા | શ્રી સત્યનારાયણની પૂજાનીમિત્તે. |
| ૫-૪-૦ | ધારાવી (ગાડુંગા) ના દેશી બંધુઓ | સપ્તાહનું પારાયણ થયું તે નીમિત્તે. |
| ૧-૪-૦ | શ્રી. દેવસી લખમણ ચૌહાણ | શ્રી સત્યનારાયણના પૂજા નીમિત્તે. |
| ૬-૪-૦ | ,, નથુભાઇ રાઠોડ (ધારાવી) | જ્ઞાતિનું જમણ કર્યું તે પ્રસંગે. |
| ૧-૮-૦ | ,, કાનજી ભીમજી ભરડવા | શ્રી સત્યનારાયણની પૂજા નીમિત્તે. |
| ૧-૪-૦ | ,, મુળજી કાનજી જાદવ | તેમના પુત્રના સગપણ નીમિત્તે. |
| ૧-૪-૦ | ,, ગોવિંદ ભાણજી ફટાણીયા | તેમના ભાઇના સગપણ વખતે. |
| ૧-૪-૦ | ,, શવજીભાઇ કચરા ધોકીયા | તેમની પુત્રીના સગપણ વખતે. |
| ૧-૮-૦ | ,, હીરજી જેરામ વિશાવાડીયા | શ્રી સત્યનારાયણની પૂજા નીમિત્તે. |
| ૧-૮-૦ | ,, નારણ મેરામણ ઘેડીયા | સદર |
| ૧-૪-૦ | ,, નથુભાઇ નારણ ભરડવા | સદર |
| ૧-૪-૦ | ,, લક્ષ્મણ નથુભાઇ મારૂ | સદર |
| ૧-૪-૦ | ,, અરસી પરમાણંદ શીંગડીયા | ગણેશોત્સવ વખતે શ્રી સત્યનારાયણની પૂજા નીમિત્તે |
| ૧-૧-૦ | ,, માધવભાઇ હમીર ભરડવા | તેમના પુત્રના લગ્ન વખતે. |
| ૧-૪-૦ | ,, ખીમજીભાઇ મેસુર ભરડવા | તેમના પુત્રના સગપણ વખતે. |
| ૧-૪-૦ | ,, મેસુર નારણ શીંગડીયા | સદર |
| ૨-૮-૦ | ,, મેસુર નારણ શીંગડીયા | તેમના પુત્રના લગ્ન વખતે. |
| ૫-૦-૦ | ,, જેઠાભાઈ ભીમજી રાવત | સદર |
| ૫-૦-૦ | ,, દાના કરસન શીંગડીયા | દેવસીભાઇ તથા આણંદભાઇની પુત્રીઓના લગ્ન વખતે |
| ૧-૪-૦ | ,, મુળજી કાનજી જાદવ | તેમના ભત્રીજાના લગ્ન વખતે. |

રૂા ૪૫-૧-૦ કુલ સરવાળો

# ' શ્રી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિ સેવાસમાજ '

## તમારે આ સંસ્થાને શા માટે મદદ આપવી જોઇએ ?

કારણ કે:

* **શ્રી સેવાસમાજ** છ વર્ષથી જ્ઞાતિની સેવા કરી રહેલ છે. ' સેવા-સમાજ ' ની સેવા જ્ઞાતિમાં સર્વત્ર જાણીતી છે.

* **શ્રી સેવાસમાજ** એ આપણી સોરઠીયા પ્રજાપતિ જ્ઞાતિની એકની એક સેવાભાવિ સંસ્થા છે. જ્ઞાતિની કેળવણીનો, જ્ઞાતિના સામાજીક વિષયોનો અને જ્ઞાતિની આર્થિક ઉન્નતિનો ' સમાજ ' હરહંમેશ વિચાર કરે છે.

* **શ્રી સેવાસમાજ** જ્ઞાતિના અનાથ ભાઈ બ્હેનોને આર્થિક મદદ કરે છે.

* **શ્રી સેવાસમાજ** જ્ઞાતિના વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થીનીઓને પાઠ્ય પુસ્તકોની તેમજ ફીની પણ મદદ આપે છે.

આ રીતે આ **' સમાજ '** અનેક રીતે સેવા કાર્ય કરી રહેલ છે. સમાજના એ સેવાકાર્યને આગળ ધપાવવા માટે આપ એના સભ્ય થઈ શકો છો. એના ' પૈસાફંડ ' માં ગમે તે રકમ આપી શકો છો. તેમજ આપને ત્યાં આવતા શુભાશુભ પ્રસંગે તેના ' પ્રાસંગિક ફંડ ' માં પણ યથાશક્તિ રકમ ભરી શકો છો.

**શ્રી સેવા સમાજ એ તમારીજ સંસ્થા છે.**
**તેના વિકાસમાં જ્ઞાતિ ભાઇઓનીજ ઉન્નતિ રહેલી છે.**

જામનગર મુકામે લગ્ન થયુ તે યુગલ



[ ૧ ] શ્રીમતિ ઇચ્છા કુમારી  શ્રી. હીરજીભાઈ ધનજી દેવળીયા
મુ. અલીબાગ



[ ૨ ] શ્રીમતિ આનંદાદેવી શ્રી. પોપટલાલ માગજી ચોંહાણ



જામનગર મુકામે લગ્ન થયું તે યુગલ



ડૉ. ખંડુભાઇ કેશવજી કુશલકર શ્રીમતિ લલિતા કુમારી [ ૩ ]
મુ. મુંબઇ



શ્રી. હીરજી જેરામ
વિસાવાડીયા
મુ. મુંબઇ

[ જેઓશ્રી શરૂઆતથી 'પ્રકાશ'ના એક વ્યવસ્થાપક બંધુ હતા અને હાલમાંજ એ ફરજમાંથી જેઓ મુક્ત થયા છે. ]

# તમે કાંરે નીંદરમાં સુવો ?

: સાખી :

પ્રથમ સમરૂં ગણપતિ દેવને, વળી નીજ જ્ઞાતીને લાગુ પાયજી,
સુબુદ્ધિ આપજો અમને, આવા કુડા રીવાજો દુર થાય.

(રાગ) જાગોને અજ્ઞાની લોકો, કાંરે નીંદરમાં સુવો ?

જાંગોની પ્રજાપતિ બંધુ, કારે નીંદરમાં સુવો, ભાઇ કારે નીંદરમાં સુવો,
આપણી જ્ઞાતિમાંના ખોટા રીવાજોને દુર તમે કરજો ભાઇ—કાંરે ? ૧
જ્યાંસુધી ઇર્ષા દુર નથી તમે કરતા ભાઇ, દુર નથી તમે કરતા,
ત્યાંસુધી આપણી જ્ઞાતીનો ઉધાર નથી થવાનો ભાઇ, કાંરે નીંદરમાં સુવો ? ૨
આપણી જ્ઞાતીમાં કંઇક ભાઇઓને મદીરા પીના નથી ચાલતું, ભાઇ મદીરા પીના નથી,
હાથે કરીને કાયા બગાડે પછી આબરૂનું થાયે લીલામ, ભાઇ કાંરે નીંદરમાં સુવો ? ૩
આરે મદીરાના પ્રતાપથી કંઇક કુટુંબો પાયમાલ થયા ભાઇ, કંઇક કુટુંબો પાયમાલ થયા,
એક તો પૈસાની બરબાદી ને પછી થાય ફજેતી, તમે કાંરે નીંદરમાં સુવો ? ૪
કન્યાવીક્રયની ક્રુરતા કરે એવા લગનને અટકાવજો ભાઇ, એ લગનને અટકાવજો,
તન, મન, ધનથી એવા રીવાજો નાબુદ કરી નાખજો ભાઇ, તમે કાંરે નીંદરમાં સુવો ? ૫
પીવા વયે બાળકીન બાળને પ્રેમથી પરણાવે, ભાઇ પ્રેમથી પરણાવે,
મૂરખ માતપીતા નીજ સુતનો આખરે ભવ બગાડે, તમે કારે નીંદરમાં સુવો ? ૬
પેલા તજો અદેખાઇ ને બીજો તજો કુસંપ, ભાઇ બીજો તજો કુસંપ,
ત્રીજો તજો અભિમાનને ત્યારે જ્ઞાતીનો થાશે ઉદ્ધાર, તમે કાંરે નીંદરમાં સુવો ? ૭
પરમકૃપાળુ પરમાત્મા મુંજ રાંકની અરજ સુણજો, મુંજ રાંકની અરજ સુણજો,
દરેક જ્ઞાતીના કુડા રીવાજો તોડવાની શક્તી પ્રભુ આપજો, તમે કાંરે નીંદરમાં સુવો ? ૮
આવા રીવાજોને તન, મન, ધનથી ઉખેડી તમે નાખજો ભાઇ, ઉખેડી તમે નાખજો,
કહે મેઘજીભાઇ હાથ કરજોડી, સંપેથી તમે ચાલજો ભાઇ, કાંરે નીંદરમાં સુવો ૯

: શેર :

હવે વીચારો પ્રજાપતિ બંધુઓ કંઇ થયા પાયમાલજી,
મદીરા તણા પરતાપથી લાખો થયા બરબાદજી.
મામો ભાણેજ બેઉ મરાણા, મદીરા તણા પરતાપથી,
રંડાપો રાણકદેવીને એ દુષ્ટ મદીરાના પાનથી.
ખરા ખંતથી લેખ મારો વાંચજો ધ્યાન દઇ,
આ સેવકની લાજ પ્રભુ તમે રાખજો જ્ઞાતિ મહિં.
કહે મેઘજી સુણો ભાઇઓ, નીજ જ્ઞાતીનું ભલું કરશોજી,
તન, મન અને ધનથી અમર નામ તમે લેજોજી.

મુંબઇ ]
મેઘજી મુળજી અરડવા

With best Compliments:

*If not delivered please return to:—*

: Karyalaya :
59/65, Durgadevi Road,
BOMBAY No. 4.

: આ ઉ ક :

નં. 





P RAJAPATI PRAKASHA

## EAST & WEST TRADE DEVELOPER

### FORD'S WRITINGS.

Mr. Henry Ford, the world famous Industrialist, has granted permission to the 'East & West Trade Developer' a commercial monthly published from Rajkot since 1921, to reproduce his most interesting writings, which, today when India has awakened to the sense of developing her trade and industry will be found most valuable and informative and serve as a guide to many as in these practical experience and achievements. Mr. Ford also gives ways to prosperity from which our people will be able to know something new.

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, ગાયા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, માંડવી, મુંબઈ. ૩.

## અનુભવમાં અમે સમજ્યા

( ગઝલ )

થવા ઉન્નત સદા સંપી, અમે સમજી સુધરવાના;
વિના જાણે છતી આંખે, ગાડર પંથે ન જાવાના.
હિસંતી જ્ઞાતિ રીબાતી, અનીતિ સ્વાર્થ વધવાથી;
હણાયું વિત્ત જ્ઞાતિનું, બનો એવું ન ખમનારા.
અનુભવમાં અમે સમજ્યા, પ્રપંચે સ્વાર્થ કરતા જે;
ફસાવે બીન વસીલાને, દીલે ના દાઝ ધરનારા.
અભણ છે રાંકડી જ્ઞાતિ, ચૂસે કો લાભ સમજાવી;
ઉંચા પદથી ડગાવીને, છેવટ ગુલામ કરનારા.
યુવકો યુગ સમજે છે, નહિ એથી ફસાવાના;
નથી જેને : અરે ! હૈયું, સદા ગુલામ રહેવાના.

*　　*　　*

વિક્રા કન્યાનો કરતા જે, ખીસ્સાં ભરતાં દલાલીથી;
નથી તે પાપની મૂક્તિ, ભલે ધનવાન કહેવાતા.
કરે જે બાળલગ્નો ને, મરણ મિષ્ટાન્ન ખાનારા;
બાળકના ભવ બગાડે છે, છતાં કીર્તિ ન ધરવાના.
કદી કૂટો રડો આજું, મૂએલું પાછું નવ મળશે;
બનો નિર્લજ્જ થતાં રોગી, મરણ નિમિત્ત કૂટનારાં.
ગરીબ જીવ કહેવાતાં, બનેલા દારૂ પીનારા;
થવા સુધાર હવે સમજો, ધરો આચાર કંઈ સારા.
કહ્યા કુંભાર કર્યાથી કામ, છતાં પાણી ભરો વેઠે;
મફત વાસણ કરી દ્યો છો, રહો ના એમ ડરનારા.

ખરાબે માટી ને કેડાં, લેવાનું કાયદાથી છે;
ગુન્હેગારો કરે કોર્ટે, પરાણે વેઠ લેનારા.
કુસંપે પાયમાલી થઇ, અમે તો સંપ ચાહીશું;
બાળી સૌ બંધુમાં સાથે, સેવા ધર્મે વિચરનારા.
સુધરવા જ્ઞાતિનું ભાવિ, બનો માસિક પઢનારા;
'પ્રકાશ'ને સ્હાય આપીને, કરો ધારા અતિ સારા.
મહુધા :]　　મગનલાલ સો. પ્રજાપતિ

## લવાજમ મોકલવા વિનંતી

ભાઇશ્રી,

'પ્રકાશ'નું આપનું લવાજમ નીચે મુજબ બાકી લેણું રહે છે તો તે તેમજ આવતા **પાંચમા નવા વર્ષના લવાજમ સાથે** આ અંક મળેથી તુરત મોકલાવી આપવા આપને આગ્રહ પૂર્વક વિનંતી કરીએ છીએ.

બાકી લવાજમ વર્ષ: ☐ ☐ ☐ નું છે.

લી. વ્યવસ્થાપકો.

---

લવાજમોનો તેમજ સહાયક ફંડનો સ્વીકાર સ્થળ સંકોચને લીધે આ અંકમાં આપી શકાયો નથી. કેટલાક અનિવાર્ય કારણોસર આ અંક મોડો બહાર પડ્યો છે તે બદલ ક્ષમા ચાહીએ છીએ.

# પ્ર • જા • પ • તિ



મે, સને : ૧૯૩૯
વર્ષ : ૪ થું. * અંક: ૧૧ મો


કોં • શ

## કોને પડી છે કોની ?

[ ભૈરવી ગઝલ ]

( ચરખા ચલા ચલાકે-એ રાગ )

સહુને સહુની લાગી, કોને પડી છે કોની ?
જ્યાં ત્યાં જુઓ ઉપાધી, કોને પડી છે કોની ? ટેક
આવ્યો અજબ જમાનો, શુભ લાગણી વીનાનો,
ગયો વખત પુરાણો, કોને પડી છે કોની. ?
કલ્પી શકાય ન તેવાં, બનતાં બનાવો એવાં,
કોઇને લેવા ન દેવા, કોને પડી છે કોની. ?
કોઇ તો ઇચ્છે સુધારા, કોઇ તો બેકાર બીચારા,
કોઇ તો દીસે નોંધારા, કોને પડી છે કોની. ?
દુઃખીયા દુઃખોને રોતાં, અણમોલ આંસુ ખોતાં,
સુખીયા ન સામું જોતાં, કોને પડી છે કોની. ?
ગાયે ગોપાળ શાને, કોઇનું ન કોઇ માને,
વાંચો 'પ્રકાશ'ને પાને, કોને પડી છે કોની. ?

મુંબઇ :]

ગોપાળદાસ વાલજી દેવળીયા




સહતંત્રી : ડૉ. ખંડુભાઈ કેશવજી કુશળકાર.

| : કાર્યાલય : | : વ્યવસ્થાપકો : | : વાર્ષિક લવાજમ : |
| --- | --- | --- |
| ૫૯/૬૫, દુર્ગાદેવી રોડ, | મેઘજી જુઠાભાઈ ચાંડેગળા | દેશમાં : એક રૂપીઓ |
| મુંબઇ. નં. ૪. | ગોપાળદાસ વાલજી દેવળીયા | પરદેશમાં : ત્રણ શીલીંગ |

# પ્રજાપતિ જ્ઞાતિની સમશ્યાઓ

પુર્વ આફ્રિકા સાથે આપણી જ્ઞાતિનો સંબંધ લગભગ એક સૈકાનો જુનો છે. એ એક સૈકા દરમ્યાન આપણી જ્ઞાતિ હાલ અહીંના જનસમાજમાં કયું સ્થાન ભોગવે છે તેનો સ્હેજ ચિતાર આપવા યથા શકિત પ્રયત્ન કરીશ.

શરૂઆતમાં આવેલ ભાઇઓ માત્ર મજુરી કરી પેટ ભરાઇ કરવા અને બે પઇસા રળી દેશ ભેગા કરવાની આશાએ અહીં આવેલ. વખતના વ્હેણ સાથે એ ભાવના ભુંસાવા માંડી અને અહીંના સ્થાયી વતની બનાવવાની ભાવના સ્ફુરી. અલબત આ ભાવના આર્થીક અને રાજકિય દ્રષ્ટિએ ઘણી મહત્વ ધરાવે છે પરંતું રાજકીય કારણ સાથેના સંબંધને બાદ કરી માત્ર આર્થીક સામાજીક ઉન્નતીનું સરવૈયું કાઢીએ તો નિરાશાજ જણાય છે.

કદી મજુરી કરી બે પઇસા બચાવી ૪–૫ વર્ષને અંતરે એક માણસ દેશ જાય છે ત્યાં એનો ઉદ્દેસ બીજો કાંઇ પણ ન હોતાં માત્ર પોતાના સગા કુટુંબને મળવાનો હોય છે. સગાં સ્નેહિઓનાં મળવું એ મનુષ્યને આવશ્યક છે; પરંતુ તે ત્યારેજ યોગ્ય જણાય કે જ્યારે સામેથી પણ એટલાજ પ્રેમથી સત્કાર થવા વકી હોય. પરંતુ તેમ ન થતાં તેથી ઉલ્ટોજ અનુભવ થાય છે. સર્વ સગાં સ્નેહિઓ થોડા દહાડા સારો ભાવ દેખાડી પછી એ મજુર-મુસાફરને-પોતાનાજ જ્ઞાતિ ભાઇને-લુંટવા તઇયાર થાય છે. પરિણામે ૪-૫ વર્ષ દુઃખ વેઠી જે ૪ પૈસા બચાવેલ હોય છે તેનું એકાદ વર્ષમાં પાણી થઇ જાય છે અને બચારાને જીવન નિર્વાહ માટે પાછું નિરાશામય ભાવી સન્મુખ ઘસડાવું પડે છે. આ સ્થિતિ લગભગ અહિં વસતા આપણા ભાઇઓમાંથી ૯૯% ની છે. ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે આટલા લાંબા ગાળામાં નથી તો તેઓએ પોતાની આર્થીક સ્થિતિ સુધારી કે નથી તે સુધારવા કાંઇએ પ્રયત્ન કર્યો. હજી એ દિશામાં આગળ વધવા આપણા ભાઈઓની તઇયારી ઓછીજ જણાય છે.

હવે લઇએ સામાજીક સ્થિતિ. આ દિશામાં આપણા ભાઇઓએ બિલકૂલ પ્રગતિ કરી નથી. જે હડધુત અને અપમાનીત સ્થાને સમાજે આપણને દેશમાં રાખ્યા હતા તેજ હડધુત અને અપમાનીત સ્થાનને અહિં પણ આપણે સ્વેચ્છાપુર્વક વળગી રહ્યા છીએ. થોડા કેળવાયેલ ભાઇઓ આમાં અપવાદ રૂપ ગણાય.

અહિંનું વાતાવરણ આપણા દેશ કરતાં ઘણુંજ સારું છે. પરસ્પર પ્રેમ અને ભાઇચારો જેટલો આ દેશમાં ગાઢી રીતે મળાય છે તેટલો દેશમાં ભાગ્યેજ કયાંઇક જોવા મળે અને એ પણ ઉપર છલ્લો. અહીંના આવા ઉદાર વાતાવરણમાં વસવા છતાંય આપણા ભાઇઓમાંથી પ્રાંતિક અનુદારતા લુપ્ત થઇ નથી અને ભવિષ્યમાં કયારે થશે તે હાલ તુરત કલ્પી શકાય તેમ પણ નથી. પ્રાંતિક

ઉપરાંત પેટા ભેદો બહુજ અગ્રસ્થાન ધરાવે છે. આ પેટાભેદોને જો ઓગાળી નાંખી એક નક્કર જ્ઞાતિ રચવામાં આવે તો આપણે જે છેલ્લા એક સઇકામાં ઉન્નતિ નથી સાધી શકયા તે માત્ર ૧૦ વર્ષના ટુંક ગાળામાં સાધી શકીએ.

રોટી વ્યવહાર:—આ બાબતમાં તો કોઈ પણ જ્ઞાતિના માણસને કાંઇ પણ કહેવા પણું નથી. **વસુધૈવ કુટુમ્બકમ** જેવી પ્રથા ખાનપાન સંબંધમાં અહિં પ્રવર્તે છે. ગમે તે કોમ કે જાતનો માણસ ગમે તે કોમ કે જાતના માણસ સાથે ભોજન વ્યવહારમાં સમાન દરજ્જે ભળી શકે છે. દેશમાં તો પોતાની જ્ઞાતિ બ્હારના માણસ સાથેનો ભોજન વ્યવહાર કોઇ વખતે સારીયે જ્ઞાતિ તરફથી બહિષ્કારમાં પરિણમે છે જ્યારે અહિં એ બાબતના ડરથી અમે સલાયે મૂકત છીએ.

**બેટી વ્યવહાર:**—આજ એક મહાન ગૂઢ અને અટપટો પ્રશ્ન છે કે જે લગભગ દરેક સમજુ ભાઇને મુંઝવી રહ્યો છે. અને જ્યાં સુધી આ દિશામાં કાંઇયે પ્રગતિ નહિં થાય ત્યાં સુધી આર્થીક બાબતમાં આપણે પછાતજ રહેવાના છીએ. આ પ્રશ્નનું નિરાકરણ લાવતાં આપણું પેટા ભેદો બંધન કર્તા થઇ પડે છે. અને એ પેટા ભેદોના બંધનને અંગેજ આજે આપણી જ્ઞાતિ આટલે દૂર અહીં આવ્યા પછીયે ગરીબીના ગર્તામાં સબડી રહી છે. આ સ્થિતિ માત્ર આપણી જ્ઞાતિનીજ નહિં પરંતુ મહાન હિંદુ જાતિના સ્તંભરૂપ ગણાતિ દરેકે દરેક જ્ઞાતિઓની છે. અલબત્ત અમુક જ્ઞાતિ સમજી જવાથી આજે સારે દરજ્જે પહોંચી છે. અને તેમાં લોહાણા કોમને અગ્રસ્થાન આપી શકાય.

આટલે દરજ્જે આપણી જ્ઞાતિની સ્થિતિનો ચિતાર રજુ કર્યા પછી પુર્વ આફ્રિકામાં વસતા આપણા જ્ઞાતિબંધુઓને—પછી તે ગમે તે પ્રાંત કે પેટા વિભાગના હોય—માત્ર એટલીજ અપીલ કરૂં છું કે તેઓના સમજુ અને અગ્રણી ગણાતા ભાઇઓ જુદે જુદે ઠેકાણેના જ્ઞાતિના પ્રતિનિધિઓનું એક સંમેલન કોઇ પણ મધ્યસ્થ સ્થળે બોલાવે અને આ બાબત ઉપર ગંભીર વિચાર ચલાવી તેનો તોડ કાઢવા માટે દરેક દરેક શકય ઉપાયો અજમાવે.

હાલમાં આપણા જે ભાઇઓ અહિં સહ કુટુંબ રહે છે અને જેમની આર્થીક સ્થિતિ સારી નથી એમનાં બચ્ચાંને ભવિષ્યમાં ઠેકાણે પાડવાનો વિચાર એમને ઘણોજ મુંઝવે છે. ખરાબ આર્થીક સ્થિતિમાં આખાયે કુટુમ્બને લઇ દેશ જવું અને ત્યાં છ કે બાર મહિના બેસી ચોતરફ તપાસ કરી પોતાના બાળકોને વરાવવાં એ અતિ મુશ્કેલ છે. જે ભાઇઓ આટલી સારી સ્થિતિવાળા ન હોય એમને પોતાનાં વ્હાલાં બાળકોને આંધળીયાં કરી લાકડે માંકડુ વળગાડવા જેવું કરવું પડે છે એ નિર્વિવાદ છે. પરિણામે એ ભાવી જીંદગી સુખી થવાને બદલે દુઃખી વધારે થાય છે.

અહિં જન્મેલ બાળકોને દેશના વાતાવરણ તેમ રિવાજોનો પુરો પરિચય હોતો નથી. દીકરી જો દેશમાં આપેલ હોય તો તેની સ્થિતિ બહુજ વિષમ થઇ પડે છે. એ દિકરીએ અહિં

કામ કરેલ નથી હોતું જ્યારે દેશમાં પરણાવ્યા પછી જે કામનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો હોય એવું કામ કરતાં તેને આકાશ પાતાળ એક થતાં લાગે છે. પરિણામે અસંતોષ અને વૈમનસ્ય ઉભા થાય છે અને જીવન દુઃખમય બની જાય છે.

અહિં જન્મેલી છોકરી ભવિષ્યમાં પોતાના પતિની ગૃહરમણી તથા સુયોગ્ય અર્ધાંગના થવાના કોડ સેવતી હોય છે જ્યારે દેશમાં જન્મેલ નિર્દોષ બાળકી આજુબાજુનું વાતાવરણ જોતાં અને તેમાંજ ઉછરતાં "ફાટલ ખાસડાં" જેવી સ્થિતિએ પહોંચવા સર્જાયેલી હોય છે.

વળી અહિંજ જન્મેલી અને ઉછરેલી પ્રજાનો અરસપરસ સુંદર સુમેળ બેસી શકે કારણ કે સામાજીક વાતાવરણને લીધે અરસ્પરસનાં મન ઉકેલવા જેટલી બુદ્ધિ એમનામાં હોય એ સ્વાભાવીક છે.

દેશમાં જન્મેલ અને ઉછરેલ તથા પુખ્ત વયે અહીં આવી લાંબો કાળ વસેલ માણસ જો દેશ પાછો જાય તો ત્યાંનું વાતાવરણ તેને ઝેરી તથા દોષિત જરૂર જણાય છે. વળી પુરતી ઓળખાણ ન હોવાથી તે બિચારાની સ્થિતિ જેમ કોઇ એક ગુન્હેગારને પકડી ભયંકર વેરાન જગ્યામાં એકલો મુકવામાં આવે તેના જેવીજ થાય છે. દેશમાં જન્મેલાનીજ અમુક વખતે આ દશા થાય છે તો પછી જેમણે દેશ જોયો પણ ન હોય અને ત્યાંના વાતાવરણથી તદનજ અપરિચિત એવાં પ્રભુતામાં પગલીઓ ભરતાં યુવાન કન્યા, કુમારો ને કેટલી મુંઝવણ, કેટલું દુઃખ અને કેટલો આઘાત પહોંચતો હશે તેનો ખ્યાલ સુજ્ઞ બંધુઓ કરે.

અંતમાં મારી અપીલ ઉપર જો અત્રે વસતા જ્ઞાતિબંધુઓ યોગ્ય લક્ષ આપી કંઇ સંગીન કાર્ય કરશે તો આપણને, આપણી જ્ઞાતિને તથા આપણાં ભાવિ સંતાનોને તેથી કેટલો ફાયદો થશે તેની ત્રિરાશી તેઓ સ્વયં કરી લેશે.

દારેસલામઃ (આફ્રિકા) — ભીમજી કે. ઓઝા

# ....... આપણી સામાજીક મુશ્કેલીઓ .......

પ્રાચીન સમયમાં હિંદમાં શાસ્ત્રકારોએ જ્યારે હિંદુ સમાજનું બંધારણ ઘડ્યું ત્યારે માત્ર ચાર વર્ણોજ કરાવ્યા હતા. એ ચારે વર્ણોમાં પરસ્પર રોટીવ્યવહાર તો હતોજ, બેટીવ્યવહાર પણ અમુક નિયમોને અનુસરી કરી શકાતો હતો.

વખત જતાં એ રચનામાં ફેરફાર થતો ગયો, અને આપણા જનસમાજે પ્રાચીન બંધારણનું છેદન કરી તેને ઠેકાણે જ્ઞાતિઓ અને તેમાંથી ઉદ્ભવતી પેટાજ્ઞાતિઓના નાના નાના વાડા બાંધી લીધા. આવી રીતના વાડાઓને લીધે નાની નાની પેટાજ્ઞાતિઓની વ્યકિતઓને કેટલુ દુઃખ અને અગવડો સહન કરવી પડે

છે તે દરેક જ્ઞાતિના વિચારવાન અને સમજુ માણસ જાણે છે અને જોઇ શકે છે. માત્ર જેમના હૃદય જડ અને વિચારવિહીન થઇ ગયેલ હોવાથી તેમની ઉપર એ દુઃખ અને અગવડોની અસર થતી નથી.

જ્ઞાતિબંધારણો જેટલા ઉપયોગી છે, તેટલાજ પ્રમાણમાં હાનીકર્તા પણ છે. હાલના સંજોગોને અનુસરીને જો એવા બંધારણોમાં ફેરફાર કરવામાં આવે તો દુઃખ અને અગવડ ઓછાં થાય એટલુંજ નહિ પણ સુખ અને સગવડ વધે અને જ્ઞાતિના માણસો વધારે આનંદથી જીવન ગાળી શકે. પરંતુ જ્ઞાતિઓમાં કહેવાતા મોવરીઓ અગર પટેલો એમની જડતાને લઇને જે ગધેડાનું પૂછડું પકડીને બેઠા છે તે નજ છોડવાની હઠ લઇ પોતાની અક્કલનું પ્રદર્શન કરી રહ્યા છે. આ રીતની અગવડો ખાસ કરીને લગ્નની બાબતમાં વધુ પ્રમાણમાં હોય છે. જ્ઞાતિઓ ધીમે ધીમે એટલી નાની ને સાંકડી થઇ રહી હોય છે કે યોગ્ય અને સુશિક્ષિત કન્યાને યોગ્ય પતિ મેળવવો યા યોગ્ય અને સુશિક્ષિત યુવાનોને યોગ્ય પત્નિ મેળવવી એ બહુજ મુશ્કેલીભર્યું કામ થઇ પડે છે. એકજ પેટાજ્ઞાતિની કન્યા એજ જ્ઞાતિના બીજા પેટાવિભાગમાં યા બીજા શહેરમાં વસતાં એજ જ્ઞાતિમાં ન આપી શકાય, પરિણામે પસંદગીનું ક્ષેત્ર બહુ સાંકડુ બની ગયું, અને જ્ઞાતિ ભલે એકની એક હોય પણ શહેર યા વાડા જુદા હોય તો કન્યા લઇ દઇ શકાય નહિ. જો કોઇ હિંમત કરે અને રિવાજ વિરૂદ્ધ વર્તે તો તરતજ જ્ઞાતિનો કોપ તેના ઉપર ઉતરે અને તેને જ્ઞાતિ બહાર થવું પડે અને એવા કારણોથી પોતાના નિર્દોષ બાળકોના જીવનનું જ્ઞાતિની વેદી ઉપર બલિદાન આપવું પડે છે.

અસલી રૂઢીઓ અયોગ્ય અને અગવડભરેલી હોવા છતાં આપણા પૂર્વજોએ એક યા બીજા કારણો પરત્વે સ્વીકારેલી, અને તેનું મુળ કારણ એક શહેરની કન્યા બીજા શહેરમાં નહિ આપવાનો રિવાજ શા કારણે પડયો હશે તે તપાસવું જોઇએ. પહેલાનાં વખતમાં જ્યારે મુસાફરી માટે રેલ્વેનાં સાધનો ન હતાં ત્યારે એક ગામથી બીજે ગામ મુસાફરી ગાડા દ્વારે અગર બીજા વાહનો દ્વારા થતી. લાંબો પટ હોય ત્યારે આવી મુસાફરી કરતાં મોટી અગવડો વેઠવી પડતી, તેમજ ચોર, લુંટારા અને ડાકુઓનો પણ વધુ ત્રાસ સહન કરવો પડતો. અને તેમ છતાં ધારેલા સ્થળે વેળાસર પહોંચાતું ન હતું. એવા સંજોગોમાં દરેક માણસ પોતાના લાડીલા બાળકોને ૨૦૦–૫૦૦ માઇલના છેટે કોઇ ગામ કે શહેરમાં પરણાવી આખી જીંદગી સુધી ભય કે અગવડ વેઠવાનું કોઇને પણ રૂચતું ન હતું. પરિણામે એવા સંબંધો પોતાનાજ કે આસપાસના નજદીકના ગામોમાં અગર શહેરમાં બંધાતા અને ભય તથા અગવડથી મુક્ત રહેવાનો પ્રયત્ન કરતા. એ રિવાજ ધીમે ધીમે જડ ઘાલી બેઠો, અને અત્યારે રેલ્વેનું પુરતું સાધન હોવા છતાં, તેમજ સહીસલામતીથી થોડાક કલાકોમાં ૨૦૦–૫૦૦ માઇલની મુસાફરી કરી શકાતી હોવા છતાં બાપના કુવે ચાલનાર જ્ઞાતિના જડભરતો એના ઉપર વિચાર સરખો પણ કરતાં નથી.

આવા રિવાજનું એક બીજું પણ કારણ હોઇ શકે. મુસાફરી વિગેરેની અગવડોને લીધે દૂર દૂર વસતાં એકજ જ્ઞાતિના માણસો એક બીજા સાથે ચાલુ સંસર્ગ રાખી શકતાં નહિ, અને તેને લીધે એકબીજાના આચારવિચારમાં તેમજ રીતરિવાજોમાં મોટો ફરક પડી જતો. એક પ્રકારના વાતાવરણમાં ઉછરેલી કન્યા તેથી જુદાજ પ્રકારના વાતાવરણમાં જાય તો તેને કેટલીક અગવડો ટાળવા માટે પોતાનાજ ગામમાં કન્યા લેવાદેવાનું પૂર્વજોએ પસંદ કરેલું. પરંતુ તે વખત હાલના સંજોગોને લીધે અને કેળવણીના લીધે અત્યારે પાંચસો માઇલ દૂરના એકજ જ્ઞાતિના માણસોમાં જોશું તો આચારવિચાર તેમજ રહેણી કરણી વિગેરે સરખા દેખાઈ આવે છે, ત્યારે ખોટી અગવડો સહન કરી લેવાનો માર્ગજ રહેતો નથી.

પેટા જ્ઞાતિઓમાં જ્યારે જ્યારે કોઇ પણ માણસ પોતાની પુત્રીનું હિત વિચારી બહાર ગામમાં કોઇ યોગ્ય વર પોતાનીજ જ્ઞાતિનો શોધી પરણાવે છે યા પોતાના પુત્રને માટે યોગ્ય કન્યા પરગામથી લાવે છે ત્યારે ત્યારે જ્ઞાતિજનોના રોષનો ટોપલો એવા માણસો ઉપર પડે છે, તેનું આ કાર્ય જ્ઞાતિ શત્રુ તરીકે કેમ લેખતી હશે તેજ સમજી શકાતું નથી. તેમની દલીલ કદાચ એવી પણ હોઇ શકે કે જો જ્ઞાતિની કન્યા પરગામમાં જાય તો જ્ઞાતિના છોકરા કુંવારા રહી જાય, અગર છોકરાઓ પરગામથી કન્યા લાવે તો છોકરી કુંવારી રહી જાય, ખરેખર આવી ખોટી દલીલ તેમની બુધ્ધિનું માપ સારી રીતે બતાવે છે. છોકરામાં લગ્ન કરી કુટુંબના ભરણ પોષણની જવાબદારી માથે લેવાની જેમનામાં આવડત કે યોગ્યતા ન હોય તેને પરણવાનો શું હકક હોઈ શકે! એકે. એવી લાયકાત ધરાવનાર છોકરાઓ કુંવારા રહે એજ ઉત્તમ માર્ગ છે.

જો જ્ઞાતિમાં પોતાનાજ શહેરમાં અગર ગામમાં પોતાની કન્યા યા પુત્ર માટે યોગ્ય વર યા કન્યા મળી શકતાં હોય એવા મા બાપને પરગામનો આશ્રય લેવાની જરૂર ન રહે, પણ જ્ઞાતિ એવા યોગ્ય વર યા કન્યાં પૂરાં ન પાડી શકે તો જ્ઞાતિને એવા માબાપોના વર્તન વિરૂધ્ધ માથાં ઊચકવાનો બીલકુલ અધિકાર નથી. શું ગરીબ યા તવંગર મા બાપને પોતાની પુત્રી માટે પરગામમાં યોગ્ય પાત્ર શોધવાનો હકક નથી? તેમણે શા માટે જ્ઞાતિની જડતાની વેદીપર પોતાની વ્હાલી કન્યાનું બલિદાન આપવું જોઇએ? વાસ્તવિક રીતે ઘણી કન્યાઓ આવા અયોગ્ય બંધારણોને લઇને નાલાયક જોડે પટકાતી હશે. અને અકાળે પ્રભુના દરબારમાં જ્ઞાતિ વિરૂધ્ધ ફરિયાદ કરવા જતી હશે, અને જાય છે. માટે સુશિક્ષિતો જ્ઞાતિ બંધનો તરફ જે પોતાનો તિરસ્કાર વ્યકત કરે છે એનું મુખ્ય કારણજ જ્ઞાતિઓમાં વસતા વિચારહીન માણસો પોતાની મૂર્ખતાનો ખ્યાલ કરવાને બદલે સામાને કનડગત કરવામાંજ પોતાની મોટાઇ અને બહાદુરી સમજે છે. ખરી રીતે જ્ઞાતિઓમાં કાયદા કાનુનો જેવું તો કશું હોતુંજ નથી, જ્ઞાતિનું પંચ અગર જ્ઞાતિ

મારફત પુતળા જેવા કાયમ કરવામાં આવેલા પટેલો અગર નાતિ સાથે ભળી સમાજને નામે કામ કરનારાઓ જે પ્રસંગે જે ઠરાવ પાસ કરે તેજ કાયદો મોટે ભાગે એવા કાયદાઓ કરનારી વ્યકિતઓ ઇર્ષાથી અગર દ્વેષ બુધ્ધિથી જ પોતાના જોહુકમી ઠરાવોથી સામાને કનડગત કરવામાં જ મોટાઇ સમજે છે.

પ્રજા સત્તાના સિધ્ધાંતપર રચાયલી જ્ઞાતિઓને જો લાંબો વખત ટકવું હોય તો એકજ ઉપાય છે. અને તે એ કે જ્ઞાતિમાં ચાલી રહેલ રીત રિવાજો હાલનાં સંજોગોને અનુસરીને ફેરફાર કરવા અને જ્ઞાતિજનોને યોગ્ય છુટછાટ આપવી. આવી છુટ આપવામાં જ જ્ઞાતિનું શ્રેય સમાયલું રહેશે. એવા સુધારા વધારા કરનાર જ્ઞાતિ જ ભવિષ્યમાં લાંબો સમય ટકી રહે અને નિર્દોષ બાળકોની હાય લેવાને બદલે તેમના શુભ આશીર્વાદ મેળવે, એમાં જ જ્ઞાતિનું સમાજનું અને જ્ઞાતિજનનું શ્રેય સમાયલું છે. નહિ કે દુરાગ્રહ જડતા ઇર્ષા દ્વેષ અને અન્યાયમાં !

લી. સેવક

મુંબઇ] ડૉ. ખંડુભાઇ કેશવજી કુશળકાર

## સુધારણાનો મર્મ

'સુધારો' શબ્દ તો સૌ કોઇ જાણે છે પણ તેને વર્તનમાં મુકવા કોઇ તૈયાર નથી. પ્રકૃતિનો એ નિયમ છે કે કોઇ પણ વસ્તુના બધા ગુણો જાણવા છતાં જ્યાં સુધી તેનો ઉપયોગ નહિં કરવામાં આવે ત્યાં સુધી તેની અસર નહિ થાય. સાકર ગળી હોય છે તે તો સૌ કોઇ જાણે છે પણ માત્ર હાથમાં પકડી રાખવાથી જ તેની મીઠાશ આવતી નથી, જો તેને મોઢામાં મુકશું તોજ ગળી લાગશે. તેવી જ રીતે સુધારાની વાતો કરવાથી, કે બંધારણો ઘડવાથી સુધારો થઇ જવાનો નથી, પણ સુધારો શું છે તે સમજી લઇ તેને વ્યવહારમાં મુકશું ત્યારે જ ખરો સુધારો થશે. બે એક વર્ષ પહેલાં જુનાગઢના મહાલોનું નવું બંધારણ તૈયાર કરી જુના બંધારણમાં સુધારો કર્યો (માત્ર બંધારણ છપાવીને જ) પરંતુ અત્યારે આપણે જોઇ શકીએ છીએ કે તે બંધારણનો કેવો અમલ થાય છે. તે બંધારણનો અમલ ન થવાનું કારણ સ્વાર્થ અને કુસંપ હોય તેમ જણાય છે, તો જ્યાં સુધી આપણામાં નિઃસ્વાર્થપણે કામ કરવાની ઈચ્છા નહિ થાય ત્યાં સુધી કદીપણ ન-તો એક સંપ થશે કે ન તો કોઇ પણ કાર્ય સફળતાપુર્વક સાધી શકીશું. જ્યારે આપણે અમુક ગામ કે મહાલમાં પણ સુધારો કરી શકતા નથી ત્યારે હજી તો આવી પ્રજાપતિ કોમને સુધારી બીજી આગળ પડતી જ્ઞાતીઓની હારમાં સ્થાન લેવું છે તે કેવી રીતે લઇ શકશું ! આપણે પોતેજ કહીએ છીએ કે બીજી જ્ઞાતિઓ કરતાં આપણી જ્ઞાતિ ઘણીજ પછાત છે અને ફલાણા સુધારા કરીએ તો અમુક રીતે-ઉન્નતિ સાધી શકીએ, પણ આ

# માતૃ—પ્રેમ

સંસારમાં એવો કોણ મૂઢ અને અજ્ઞાન છે, કે સ્વમાતાને પ્રેમપુર્વક નહિ ચ્હાતો હોય! એવો કોણ નિમકહરામી અભાગી છે કે પોતાની જનેતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે! માતા, અરે વ્હાલીમાતા! ત્હારા નિર્મળ પ્રેમ માટે આ ત્હારો પુત્ર કમર કસીને ત્હારી સેવામાં તત્પરજ છે, અને સર્વ વ્યાપકને સાષ્ટાંગ પ્રણામ કરી વિનંતી કરે છે, "મારી માતાની સેવા કરવા મને નિર્મળ કરી, અહર્નિશ શક્તિ આપ" ત્હારો નિર્મળ પ્રેમ, ત્હારી બુદ્ધિ, ક્ષમા, ધૈર્યતા, ત્હારી પ્રેમ સેવા વગેરે પ્રશંસનીય સદ્ગુણો નિહાળતાં હે માતા! મારી કલમ સ્થંભી જાય છે ત્હારી કરૂણતા કોની સાથે સરખાવી શકું! અરે માતા! હું જ્યારે બાલ્યાવસ્થામાં હતો, ત્યારે તું મને સ્તનપાન કરાવવાની પુરતી સંભાળ રાખતી. કંઇ દર્દ થતું તો પાતાળમાંથી આણી મ્હારી પુર્ણ બરદાસ કરતી હતી. અહો ઇશ્વર! માતાનો આટલો બધો પ્રેમ! પ્રશંસા કરતાં ચક્ષુમાં પ્રેમ વહે છે. જ્યારે પાંચ વર્ષનો હતો ત્યારે અનુભવ પ્રાપ્ત કરવામાં શાળામાં મુક્યો. ત્હારા પુત્ર માટે સ્વાદિષ્ટ ભોજન પણ તુંજ કરતી. જ્યારે દશ વર્ષનો થયો ત્યારે તારો પ્રેમ વધતો ગયો. બ્હારથી મોડો આવું તો તુંજ પુત્રનું રટન કરતી હતી. અને મ્હારો પુત્ર કેમ નહિ આવ્યો હોય? એવા તરંગરૂપી માળા પણ કામકાજમાં ફેરવતી હતી. તુંજ મને હેતથી બોલાવતી. તેં મને સંસારમાં મુક્યો. સંસારના દ્વાર ખુલ્લા કરી તે તારી ફરજ પુરી કરી. તું મને પલકવાર પણ બહાર નહોતી જવા દેતી. ત્હારા ગુણો ખરેખર અવર્ણનીય છે. જ્યારે પિતાશ્રી મને કદી પણ મારતા ત્યારે તું વચ્ચે આવીને તેમને સમજાવતી અને મને તેમાંથી ઉગારતી. જ્યારે હું પડી જતો ત્યારે તુંજ મને તારો પ્રેમાળ હાથ મારા ઉપર ફેરવતી અને મારી બરદાસ રાખતી. માતાની સેવામાં હાજર રહેવું એ તો દરેક પુત્રની ફરજ છે. ઉપકારને બદલે અપકાર કરવો તે તો વિશ્વાસઘાતીનું કામ છે. ભલે પુત્ર દુરાચારી હોય પણ **माता कुमाता न भवति।** ભલે પુત્ર વકીલ હોય, કે ડોક્ટર હોય પણ મા તો કહેવાનીજ કે "કેમ બેટા આવ્યો!" ધન્ય છે માતા તારી અમૃત વાણીને! તારા વિયોગથી પુત્રને કેવો સખત ઘા લાગે છે! પિતાના મરણ કરતા જનનીનું મરણ ખરેખર વસમું છે.

જો આ જગતમાંથી શુધ્ધ માતૃપ્રેમ એકા-

---

બધા ઉપાયો જાણવા છતાં તેનો અમલ કરવાની ધગશ ક્યાં છે? આપણે તો ફક્ત લેખો લખી અને બંધારણો છપાવી લોકોમાં વાહવાહ બોલાવી માત્ર વાતોમાંજ સુધારો કરવો છે. આપણા જ્ઞાતી ભાઇઓ એક સંપથી દરેક કાર્યને વ્યવહારમાં મુકી કરી બતાવે એજ, પ્રભુ પ્રાર્થના.

(ઇસ્ટ આફ્રીકા) લી. જ્ઞાતિબંધુ

# જ્ઞાતિ બંધુઓને

પ્રિય વાંચક જ્ઞાતિ બંધુઓ પ્રજાપતિ-પ્રકાશ આપણી દુર્દશા દુર કરવા માટે ઘેર બેઠાં દેશ પરદેશમાં વસતા દરેક બંધુઓને સંદેશ પહોંચાડે છે તો દરેક જ્ઞાતિ બંધુએ વાંચી વીચારી આપણી દુર્દશા સુધારવા બનતો પ્રયાસ કરવો જોઇએ. આપણી જ્ઞાતિ પ્રજાપતિ-પ્રકાશ બહાર પડયા પછી કંઇક જાગૃતિમાં આવવા લાગી છે એવું પ્રજાપતિ-પ્રકાશ દ્વારા અનુમાન થાય છે. બંધુઓ, હાલનો જમાનો પ્રગતિનો છે તે પ્રમાણે અનુસરી પ્રત્યેક બંધુએ યોગ્ય સુધારો કરવા પ્રયત્ન કરવો જોઇએ. જ્ઞાતિની અંદર ઘર કરી રહેલી દુર્દશા દુર નહિ કરીએ ત્યાં સુધી આપણી જ્ઞાતિ યા સમાજ સુધરવાની નથી. હાલના યુવકો કમર કરી સંગઠન કરવાનો પ્રયત્ન કરે છે પણ ધરાર પટેલો આગળ તેમનું કંઇ ચાલતું જણાતું નથી. આડે આવતા પટેલોએ તેમને હાલનાં જમાનાને અનુસરી યુવકોને જ્ઞાતિ સુધારા તરફ મદદ કરવી જોઇએ. જ્ઞાતિ આગેવાનોની પહેલી ફરજ છે. હાલના જમાનામાં દરેક કોમ સુધારો માગે છે તો પછી આપણે ક્યાં સુધી દુર્દશામાં પડી રહીશું કોઇ બંધુ સુધારા તરફ પ્રયત્ન કરે તો અણસમજુ બંધુઓ તેનો સુધારો નાબુદ કરી નાખવા તરફ તેનું લક્ષ ખેંચાવે છે ને સુધરેલા બંધુને પણ પોતાના જેવોજ કરવા માગે છે. તેવા બંધુએ સમજવું જોઇએ કે તે બંધુએ સુધારો કર્યો તો તેના જેવાજ આપણે થવું જોઇએ ને બીજાને સુધારવા માટે પણ સારો બોધ આપવો જોઇએ. એમ એક બીજાની મદદથી આખો સમાજ સુધરવા પામે છે. તો દરેક બંધુએ દુર્દશાને દુર કરી સુધારા તરફ પ્રયત્ન કરવો જોઇએ.

જ્ઞાતિ અગ્રેસરો તથા બંધુઓ આપણે આપણી દુર્દશા સુધારવી હોય અને આપણી સમજુ જ્ઞાતિએ હાલના જમાનાની જ્ઞાતિઓની બરાબર કરવી હોય તો આ દુર્દશાના ઉંડા મુળ આપણી જ્ઞાતિમાં ઘર કરી રહેલ છે તેને જડ મુળથી દુર કરવા જોઇએ. તે દરેક જ્ઞાતિ બંધુઓની પહેલી ફરજ છે. યુવકો, આ કુંભકર્ણની ઘોર નિદ્રામાંથી જાગો અને ખરાબ દુર્દશાને સુધારો.

દરેક જ્ઞાતિબંધુ પાસે મારી એટલી નમ્ર વિનંતી છે કે આપને જ્ઞાતિ યા સમાજ સુધારવાની આપણામાં ખરી ધગશ હોય તો પ્રજાપતિ-પ્રકાશ દ્વારા ચર્ચા કરી ખરાબ થએલી દુર્દશાને સુધારવા પ્રયત્ન કરો એજ.

હાલ કલ્યાણ } લી. માસ્તર
દેવશી રાજાભાઇ ગોલા
(લીંબુડાવાળા.)

---

એક અસોપ થાય, તો શું વગે?

માતા અભણ હોય કે પછી ભણેલી હોય પણ પુત્રના પ્રેમની તો સીમા નથી. છતાં જગત તને 'તું' કહીને બોલાવે છે? પણ તેજ શબ્દમાં જેટલી મધુરતા, જેટલો પ્રેમ રહેલા છે તેટલા તમે શબ્દમાં નથી.

મુંબઇ:] છગનલાલ.

## એક વિજ્ઞપ્તિ

કેઇ પણ જમાનામા લાયબ્રેરીની ઉપયોગીતા વિષે બે મત હોઇ શકે જ નહિ, તેમાં પણ આધુનીક જમાનામાં અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવાને લાયબ્રેરી એજ જ્ઞાનરૂપી પ્રકાશ પૂરો પાડનારી અગત્યની સંસ્થા ગણાતી હોવાથી, તે પ્રકારની સામગ્રીઓ વિપુલરીતે એકઠી કરવામા, પ્રત્યેક સજ્જન હિતસ્વીએ પોતા તરફનો યથાશકિત ફાળો આપવાને હંમેશા કટિબધ્ધ રહેવું જોઇએ. લાયબ્રેરી એ દુનિયાની મહાન આરસીરૂપ હોવાથી તેમાં દુનિયાનું પ્રતિબિંબ પાડી શકાય છે. કેમકે શરૂઆતથી તે સાપ્રતકાળ સુધી દુનિયાનું સ્વરૂપ નિરખવા માટે મુળ ભાષા ઉપરથી મંથન થઇને પ્રકૃત ભાષા રચિત બનેલાં વેદાંતાદિ અને ઐતિહાસીક પુસ્તકો તથા સાંપ્રત કાળમાં સામાજીક, ધાર્મિક, હુન્નર ઉદ્યોગ અને વૈજ્ઞાનિક પ્રસિદ્ધ થતા જતા પુસ્તકો અને સમગ્ર દુનિયાની ખબર પુરી પાડનારાં પ્રગટ થતા વર્તમાનપત્રો માસિકો, વિગેરેનો સંગ્રહ એકઠો કરવામાં દરેક વખતે નાણાનીજ આવશ્યકતા રહેલી છે. જેના વગર લાયબ્રેરીનું અસ્તિત્વ સંભવે નહી. તેમાવળી આ લાયબ્રેરીને સ્થાયિ ફંડ.ભીલકુલ ન હોવાથી તેના નિભાવ ખર્ચનો સંઘળો આધાર ફકત ઉદાર ચીત્તગૃહસ્થોની ઉદારતા ભરેલી મદાયતા ઉપર રહેલો હોવાથી અમો પ્રજાપતિ જ્ઞાતિના હિતચિંતકો સર્વે બંધુઓને આ લાયબ્રેરીને કાયમની યથા શકિત મદદ આપવા જાહેર વિનંતી કરીએ છીએ અને અમો ઉમેદ રાખીએ છીએ. કે આથી દરેક ભાઇ યોગ્ય મદદ આપવાનું કર્તવ્ય યથાર્થ રીતે પરિપૂર્ણ બજાવશે એજ પ્રાર્થના.

પોરબંદર] લી. દાદાભાઇ દેવા પાણખાણીયા
"પ્રજાપતિ મિત્રમંડળ લાયબ્રેરી"

## જ્ઞાતિ સમાચાર.

### મેટ્રીકની પરિક્ષા પસાર કરી

મુંબઇ:-અત્રેના એક યુવાનબંધુ શ્રી. રામજી નાગજી ઘેડીયાએ (ઉ. વ. ૧૯) મેટ્રીકની પરિક્ષા પસાર કરી છે.

જામનગર:-અત્રેના પ્રજાપતિ બંધુ શ્રી દેવજીભાઇ ઓઝાની એક પુત્રી શ્રીમતિ આનંદકુંમારીએ મેટ્રીકની પરીક્ષા પસાર કરી છે.

* * * એ બદલ બંન્નેને અમારા હાર્દિક અભિનંદન પાઠવીએ છીએ. એવાજ ઉત્સાહથી પોતાનો અભ્યાસ બંન્નેજણા આગળ વધારે એમ ઇચ્છીએ છીએ.

### વાર્ષિક સંમેલન

કરણગામ:-શ્રી પ્રજાપતિ વિદ્યાર્થી આશ્રમનું (નવસારી) પાંચમું વાર્ષિક સંમેલન અત્રે (તા. પલશાણ) વેરગામનિવાસી શ્રીયુત ખુશાલભાઇ સુખાભાઇ મિસ્ત્રીના પ્રમુખપણા નીચે ગઇ તા. ૭/૮ મી. મે સને ૧૯૩૯ ના દીને મળ્યું હતું જે વખતે ઘણા ભાઇઓએ હાજરી આપી હતી. આશ્રમના કામકાજ ઉપરાંત બીજો મનોરંજક કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો.

ધી ન્યુ લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ, આર્યા બિલ્ડિંગ, મસ્જીદ બંદર રોડ, માંડવી, મુંબઇ. ૩.